# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૦

તાદ્યૂશ રોઝેવિચ
સાંદીપનિ
રતિલાલ 'અનિલ'
અના મારિયા સિમો
શિરીષ પંચાલ
લાજોસ ઝિલાહી
જયંત પારેખ
રાજેશ પંડ્યા

# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૦
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૭૮
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમા રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :**
**ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬**



તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ, બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ, બામરોલી રોડ, ઉધના, સુરત-૩૯૪ ૨૧૦

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન ' ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## બે રચનાઓ / તાદયૂશ રોઝેવિચ

### જીવનની વચ્ચોવચ

દુનિયા ખતમ થઈ ગયા પછી
મૃત્યુ પછી
મેં ખુદ મને જીવનની વચ્ચોવચ અનુભવ્યો
મેં મને પોતાને રચ્યો
જીવનની રચના કરી
લોકોની, જાનવરો અને પ્રાકૃતિક દૃશ્યોની

આ મૅજ છે - મેં કહ્યું
આ એક મૅજ છે
મૅજ પર બ્રેડ અને એક ચપ્પુ છે
ચપ્પુથી બ્રેડ કાપી શકાય છે
લોક બ્રેડ પર જીવે છે

આદતોને ચાહવી જોઈએ
દિવસ-રાત હું શીખ્યો
કોને પ્રેમ કરવો જોઈએ
મેં કહ્યું - માણસને

આ એક બારી છે – મેં કહ્યું
બારીની પેલી બાજુએ સફરજનનું વૃક્ષ
બાગમાં જોઉં છું સફરજનનું વૃક્ષ
સફરજનનું વૃક્ષ ફૂલેફાલે છે
ફૂલ ખરે છે
ફળ વિકસે છે, પાકે છે
મારા પિતા ફળ તોડે છે
જે ફળ તોડે છે તે
મારા પિતા છે
હું બેઠો હતો ઘરના ઉંબરે
એક ઘરડી સ્ત્રી – જે
બકરીને દોર બાંધી લઈ જતી હતી
સંસારનાં સાત આશ્ચર્યોથી યે
વધારે જરૂરી છે
વધારે મૂલ્યવાન છે
જે કોઈ એમ વિચારે છે, અને અનુભવે છે
કે એ જરૂરી નથી
તે નરસંહારનો અપરાધી છે
આ એક આદમી
આ એક વૃક્ષ

લોકો જીવવા માટે ખાય છે
હું ભારપૂર્વક એ દોહરાવું છું
માનવજીવન મહત્ત્વનું છે
ખૂબ મહત્ત્વનું છે માનવજીવન
જીવનની કિંમત
માણસે બનાવેલી
કોઈ પણ ચીજની કિંમતથી વધારે છે

૨ : ૨૦૦૦, જાન્યુઆરી

કંકાવટી

માણસ એક અમૂલ્ય સંપદા છે
હું મને ફરી ફરી કહું છું
આ પાણી છે - મેં કહ્યું
મેં લહેરોને હાથથી થપથપાવી
નદી સાથે વાત કરી
પાણી - મેં કહ્યું
દયાળુ પાણી તે હું છું

માણસે પાણી સાથે વાત કરી
ચાંદ સાથે વાત કરી
પુષ્પો સાથે, વર્ષા સાથે
જમીન સાથે વાત કરી
પક્ષીઓ અને આકાશ સાથે વાત કરી
આકાશ ચૂપ હતું
પૃથ્વી ચૂપ હતી
અને જો એણે કોઈ અવાજ સાંભળ્યો પણ
જે ધરતીમાંથી, પાણીમાંથી, આકાશમાંથી
વહીને આવતો હતો
તે એક બીજા માણસનો અવાજ હતો.

## ભય

તમારો ભય મહાન છે
આધ્યાત્મિક
મારો ભય નાનો છે
બ્રીફકેસવાળો એક બાબુ

રેકોર્ડ-કાર્ડ, પ્રશ્નાવલિ સાથે
હું ક્યારે જન્મ્યો
કેટલું કમાઉં છું
મેં શું ન કર્યું.
કોઈ ચીજ પર મને વિશ્વાસ નથી

હું અહીં શું કરું છું
હું દેખાડો કરવાનું ક્યારે છોડીશ
શું હું બાદમાં
હું ક્યાંક જવાનું
નાટક કરીશ...

ઝીણો / સાંદીપનિ

બાળપણનું એ ઘર બહુ મોટું, બે ગાળાનું. નીચે અમારું રાંધણિયું, પાછળ ત્રીસેક ફૂટ લાંબો વાડો. કશું ન હોય તો વાડામાંનાં કુમળાં પાતરાં ઉતારી લાવો, વેસનના લપેડા કરીને વાળો પાતરાની વળી, એને બાફો, અધીરાઈ એટલી કે એ બાફેલા અતિ સ્વાદિષ્ટ પાતરાના ગોળ ચગદાં પર તેલ રેડી ખાવા માંડો ! એ તળાય ત્યાં સુધી રાહ કોણ જુએ ! તળેલાં પાતરાં તો બેલેન્સમાં પડેલાં હોય, તે આવતાંજતાં મોંઢામાં નાખવાનાં. પણ પાતરાંની ગૂંચળી વળતી હોય તે પહેલાં, 'અલ્યા, પેટમાં દુ:ખશે' એવી ચેતવણીની પરવાહ કર્યા વિના સ્વાદિષ્ટ વેસન આંગળે લઈ લઈને કેટલીય વાર ચાટ્યું હોય ! આહ, સૂરતી પાતરાના વેસન જેવું સ્વાદિષ્ટ આ દુનિયામાં કશું હશે ખરું ? ના, આજેય નથી લાગતું ! કેટલો તેજાનો ! લવિંગનો સ્વાદ તો હજી આવ્યા કરે છે વાડાનાં એ પાતરાં આસપાસ, ઓળખીતામાં વિનામૂલ્યે જાય પણ ખરાં !

ભોંયતળિયાના પહેલા અને વચલા ઓરડામાં રહે ઝીણાભાઈ ! મા તો એને 'ઝીણો' કહે. મોખરે કાપડ વણવાનો લોખંડનો પગસંચો. તે પર દક્ષણી બુટ્ટીવાળી રેશમી સાડી જ મોટે ભાગે તે વણતો. સાથે હતો નાનો ભાઈ. મોટો ભાઈ સંચે વણે, વણતાં વણતાં કોઈ ભજન કે એવું ગાય પણ ખરો. પગે સંચો ચલાવવાનો એમાં ઝાઝું જોર જોઈએ. ઝીણો બળૂકો ખરો જ. એ સંચો ચલાવે ત્યારે એની છાતીએથી પરસેવાના રેલા ઊતરે. એ પાસે હોય ત્યારે શરીર પરસેવે ગંધાય. ધોતિયાભેર સંચો ચલાવે, અડધું શરીર પરસેવાના રેલા ઊતરવા માટે ખુલ્લું. નાનો ભાઈ સ્વભાવે વરણાગી, એનું નામ બાલુ.

મારા કરતાં ચારેક વર્ષ મોટો, એની સાથે બને ખરું, પણ એનું મન કોણ જાણે ક્યાં વિહરતું હતું. એક ડૉક્ટરની રૂપાળી, ભણેલી છોકરી સાથે એના ચાંદલા થયેલા, સારી સ્થિતિમાં થયા હશે અને ચાંદલા તોડે તે ન્યાત બહાર એવો કડક કાયદો. બાલુ એની આવનારી વહુના ખ્યાલમાં મસ્ત રહે.

ઝીણો ક્યારે ઘરભંગ થયો હશે એની જાણ મને નહીં, પણ ઘરમાં કોઈ સ્ત્રી નહીં, પગે સંચો ચલાવે અને રસોડે ભરાઈને રાંધે પણ ખરો. આમ એ સ્વભાવે સારો, એના સહવાસને કારણે તો આ નાનકાને મંદિરના શ્રાવણી હિંડોળા અને શ્રાવણી વાડીનો કદી ન ભુલાય એવો સાક્ષાત્કાર ન થયો ! હવે તો જાણે વાંઝિયો શ્રાવણ આવે છે. ક્યાં છે હિંડોળો અને મંદિરે ભરાતી વનસ્પતિની વાડી ? ઝીણો મંદિરનો ભગત. બીજા બે સમોવડિયા ભગત મહોલ્લામાં જ રહે, એમની ખાસ ત્રિપુટી. મહોલ્લામાં સત્યનારાયણનું વિશાળ મંદિર. એ મંદિરના એ ભગતો. શ્રાવણ આવે અને મંદિરમાં શું, અન્ય દહેરાઓના એ સંકુલમાં નવો જીવ આવી જાય. ઝીણો વાડી બંગલો ભરવા મંદિરે જાય તેની સાથે આપણે કુતૂહલ અને રોમાંચના ભાવે જોડાઈ જઈએ. હિંડોળા અને વાડી તે કેવી ? આજે તો કોઈને કલ્પનાયે ન આવે ! ઠાકોરજીની ઝૂલો, પારણું નકશીદાર, તે દર્શનના કઠેડાની ઠીક નજીક આવે. ઠાકોરજી તો એમના કોક વાઘામાં ઢબૂરાયેલાં હોય. હીરા ચમકે એવાં ઘરેણાં પણ પહેર્યાં હોય, અને રેશમી ગાદી પર બેઠા હોય. એ કયાં ટેકણ માટે કોણી મૂકવાના હતા ? તો યે બંને બાજુ કોણી ટેકવવા માટેના રૂપાળા ગોળ રેશમી તકિયાં. પંદર પંદર દિવસ સુધી જુદી જુદી ચીજોનો હિંડોળો અને વાડી ભરાય. દર્શનની રેલિંગની બહાર ચોક, થાંભલા અને ઉપર પોલો ગુંબદ. આજે ગુલાબની વાડી હોય, આખા પારણાને ગુલાબના ફૂલે મઢી લીધું હોય, અને બહાર થાંભલાથી માંડીને ગુંબદના પોલાણ સુધી આસોપાલવના પાંદડાં સાથે ગુલાબની વાડી ભરી હોય. ઓહો, કેટલા મણ ગુલાબ હશે ! આપણને તો ઝીણા ભગતને ઉપર હાથોહાથ ગુલાબ પહોંચાડતા મઝા આવે. રોજ રોજ જુદો હિંડોળો અને જુદી વાડી. આજે ગુલાબની તો કાલે કેવડાની ! સૂતળીની કરામત અને કારીગીરીથી સૂતળી ન દેખાય, દેખાય માત્ર ગુલાબ તેયે આડેધડ નહીં, એમાં ખાસ્સી ભાત ઊપસે. આ કેવડાનો હિંડોળો અને વાડી હું કદી

નહીં ભૂલું. કેવડાના ટૂંકા, વાંકડિયા કાંટા વાગે એની પીડા ઊપજે, 'સુગંધીના ડંખ' એવી સસ્તી નવલિકા લખી શકાય એવી કલ્પના એ આપે, પણ આપણે કંઈ પણ થવું નહોતું અને આ નિબંધકાર પણ કોણ બનાવે છે તે હું પણ જાણતો નથી. મારે તો જમીન પર રહી કેવડો પહોંચાડવાનો. પણ મૂળે અળવીતરો અને ખણખોદિયો સ્વભાવ. મેં મકાઈના શેકેલા ગરમાગરમ ભુટ્ટા તો હાથમાં લઈ કોઈનીયે શેહશરમમાં આવ્યા વિના મોઢે માંડી એના દૂધિયા શેકેલા દાણા તોડેલા, અને શ્રાવણી મેળામાં તો ચાલતાં ચાલતાં ચાવેલા. પેલા વિવેચકો કહે છે તેમ 'રસાનુભવ' કરેલો, પણ આ કેવડાનો ભુટ્ટો ! ઉપરનું વેષ્ટન અળગું કરીએ તે પહેલાં માત્ર મોઢું દેખાય એટલો કેવડાના પાન (!)માં સંતાયેલો ! ના, ના, કેવડાના આગળ વધતા પાતળા અણિયાળા પડતાં પાંદડાંઓએ એને બાથ ભરી છુપાવેલો હોય. 'બોકી દઈને ભીડે બાથ' એ પંક્તિ મોઢે, પણ પેલા અણિયાળાં પાન ભુટ્ટાને માત્ર હાથ ભીડે, બોકી કરે નહીં. એ ભુટ્ટો એટલો વહાલો કે એને પસવાર્યા વિના ચાલે જ નહીં. એ સુંવાળો તો ખરો જ, તે સાથે સુગંધિત પણ ખરો ! એને પસવારો એટલે હથેળી પર સુગંધી પાવડર આવે ! ભુટ્ટાને પાવડર લગાડવાનો શોખ નહીં, પણ ખુદ એનામાં જ સુગંધિત પાવડર આપોઆપ ઉત્પન્ન થાય. અણિયાળા છતાં સુંવાળાં પાંદડાની બાથમાં મા'ળો ભુટ્ટો મસ્ત કરી દે એવી સુગંધ માણ્યા કરે ! કોઈ શ્રીમંત ઘરના કેવડિયા ત્વચાના નાનકાને કલ્લી સાંકળાનાં ઘરેણાં સાથે ઉઘાડા દિલે જોઉં અને મનોમન બોલી ઊઠું : 'કેવડાનો ભુટો !' કવિ કાલિદાસે એવું બજાર સર કરેલું છે કે મારી ઉપમા મારા સુધી રહી ! 'કેવડાનો ભુટ્ટો' એ નામે વાર્તાયે લખવી હતી, પણ આ જીવ ઘટનાપ્રપંચમાં પડ્યો જ નહીં ! ગઈ કાલે બાંધેલો બંગલો ને વાડી આજે દિવસે છૂટે ત્યારે આપણને ગુલાબ, કેવડો લઈ જવાની છૂટ ! ભુટ્ટા પર હથેળી ફેરવવાની અને સૂંઘવા માટે થોડાક ભુટ્ટા ઘરે લાવવાની સરિયામ છૂટ ! ફ્રુટસનાં બંગલા-વાડી ભરાય. મણબંધી લીલી દ્રાક્ષનાં ઝૂમખાં આવ્યાં હોય તે હિંડોળે, મંદિરના થાંભલે, ગુંબદે આસોપાલવના પાંદડાં વચ્ચે બાંધવાનાં. આપણે તો ઊંચે ચઢ્યા હોય તેમને ઝૂમખાં ઉપર પહોંચાડવાનાં ! અને એવા જ બીજાં ફ્રુટસની વાડીયે ભરાયેલી. ફૂલો અને ફ્રુટસ પછી વનસ્પતિનો વારો આવે ! ફ્રુટસમાં કોઠાં

લટકેલાં પણ જોયાં હતાં. વનસ્પતિમાં ભીંડાં, તૂરિયાં, ગલકાં, ફણસી, ગુવાર - બધાં જ લીલાં શાકભાજી ! આટઆટલી ભાતીગળ કારીગરીભરી શોભા છતાં પંદર દિવસમાં એકે દિવસ કોઈ ફોટોગ્રાફર આવેલો નહીં ! નવી શોભા માટે વાડી બંગલા છૂટે ત્યારે ભગતોને થોડું થોડું મળે - સેવાના ઈનામ તરીકે. કોઈ આપે નહીં, પોતપોતાનો ભાગ લઈને બધું મંદિરના મહારાજને હવાલે. મૂળે જ વણકર, રેશમ સૂતર સાથે દોસ્તી એટલે ચાર તાકા વણાયે વણાટ પૂરો. એમાં તાણાનાં એક અડધા ફૂટનાં પૂંછડાં પડે તે વણકરનાં. એ રેશમી તાણાના ખાસ શ્રાવણે જ ઠાકોરજીના ગળે શોભે એવા બે ઈંચના ગોળાકારવાળા રંગબેરંગી હાર બને. બળેવ આવે ત્યારે ફૂમતાં-રાખડી બનાવે, બજારે પહોંચાડે. આપણા જીવન કરતાં આપણા જીવનની બાયપ્રોડક્ટ વધારે રસ પડે એવી હોય છે. એમાં આપણામાં રહેલો નોખો કારીગર અને કળાકાર. પ્રગટ થાય છે. રેશમી તારોના જોવા ગમે અને હળવેથી હાથ ફેરવી પસવારવા ગમે એવા શ્રાવણી હાર, બળેવે મોટા ફૂલ જેવાં જમણા હાથના કાંડે બંધાયેલા ફૂમતાં... આ બધું વણકરોની પોતાની સરજત હતી - બાયપ્રોડક્ટ હતી. પંદર દિવસનો એ મઘમઘોટો અને કોઈ લૂમઝૂમ વાડીમાં દિવસ ગાળ્યો હોય એવો અનુભવ સાવ અનાયાસ પ્રાપ્તિ હોવાને કારણે કેવળ સૌન્દર્યાનુભવને કારણે સ્મૃતિમાં મઘમઘે છે. ઝીણાભાઈના પૂંછડે ફરવાના બે લાભ તો અવિસ્મરણીય. એક કેવડાના ભુટ્ટાની શોધ, એના કુદરતી પાવડરની સુગંધ. કેવડામાં નહીં, ભુટ્ટામાં પડેલો રસ અને ઝીણાભાઈ અગ્નિ ભગતમંડળી દેવના વાર્ષિક પ્રતિષ્ઠા દિવસે 'કેળનો બંગલો' ભરે એ કારણે કેળના ચાર થાંભલા પર કેળની ઉતારેલી ચીપો ગૂંથીને બનાવેલો જાળીદાર બંગલો. ભીંતોય ગૂંથેલી, જાળીદાર. કેળના થાંભલાનો મૂળનો ટુકડો દૂર કરી દેવામાં આવે. બંદા એના પડેપડ નિરાંતે પ્રસન્ન મુગ્ધતાથી ખોલે ત્યારે છેલ્લે આવે કેળની ગજી ! ગજીનું રેશમી કપડું વણકર હોવાને કારણે બરાબર અનુભવેલું. ગજીના રૂમાલ પણ વાપરેલા. પણ કેળનાં તમામ પડ ઉકેલી નાખ્યા પછી આવે અતિ સુંવાળી, રેશમથી યે મુલાયમ ગજી ! એને ધીરે ધીરે ઉકેલો તો ખાસ્સો લાંબો રેજો થાય. મને નથી લાગતું કે કેળ વિશે જાણનારા આ જાણે છે, અને જાણતા હોય તોય પ્રકૃતિની એ ગોપન કળાને તો નહીં જ જાણતા હોય. વાંસફોડો

લીલા વાંસમાંથી જે કુશળતા અને સાહજિકતાથી મોટા છરાની પાતળી ધારથી ઉતારે છે તે કુશળતા મને તો પેલા મોંઘા સોની જડિયાની કુશળતાથી ચઢિયાતી લાગે છે. એ જ રીતે કેળના થાંભલામાંથી ચીપો ઉતારી એ ધવલ ભીને વાન ચીપોને નમણો વળાંક આપીને બંગલો ગુંથાય. કોઈ આંગળીએ હીરાના ઝગમગતા નંગની વીંટી દેખાય તો સૌનું ધ્યાન જાય છે, એ મોહ છે. માટીનો કુંભ ઉતારતા કુંભાર, વાંસની ચીપ ઉતારતા વાંસફોડા, રેશમી હાર, ફૂમતાં અને કેળની ચીપ ઉતારી તેની જાળી ગૂંથતાં સર્જક આંગળાં પર નજર પડવી નહીં, સ્થિર થવી જોઈએ. સર્જક કળા અને કારીગરી આકાર લેતી હોય એ નિરખવું એ 'દર્શન' હોય, 'જોવું' નહીં. મારે માટે તો આ બાય પ્રોડક્ટ જ જીવનનો રસાનુભવ બને છે.

ઝીણા, ઝીણાભાઈ વિધુર. એની પ્રથમ પોની વિશે કોઈએ વાત જ કરેલી નહીં. એ સવારના દસ અગિયાર સુધી પગસંચે વણે, પછી કલાકેક રસોડે જઈ રસોઈ કરી નાખે, એની વાનગી ચાખેલીયે ખરી, કારણ કે, અમારે વાડકી - વ્યવહાર હતો. એક દિવસ ઘરમાં સ્ત્રીવર્ગમાં વાતો ચાલે. અમારા જમણી બાજુના ચોથા ઘરે રહે હકલો પંચાતિયો ! અમારી જ્ઞાતિના પાંચ પટેલિયામાંનો તે એક. એનો અવાજ પણ સોરાબ મોદી જેવો કડક અને પ્રભાવશાળી, ખુર્રાટ. રાતે નશામાં લથડતો ઘરે આવે. એટલે હુક્કો લઈ બેસે, ગગડાવે, એક વાર એણે ગુસ્સામાં ફેંકેલા હુક્કાની ચલમનાં ઊડેલા અંગારાનું દૃશ્ય હજી આંખ સામે તરે છે. પંચાતિયો એટલે ભારે કડપ. કામધંધામાં પટેલાઈ – પંચાત ! પણ અમારા ઘરો કરતાં એના ઘરની સ્થિતિ સારી. એનો એક દીકરો શંભુ ખરેખર પહેલવાન ! પહોળી છાતી, મજબૂત શરીર. લંગોટભેર એને અખાડાની માટીમાં બાદશાહની જેમ ચત્તોપાટ સૂતેલો કંઈ કેટલીયે વાર જોયો હતો. કલાક દોઢ કલાક સુધી સમોવડિયા સાથે અખાડાની મસૃણ ધૂળમાં કુસ્તી કરે. પહેલવાન તોયે એનો કશો ઉપદ્રવ નહીં ! અખાડે જવાની વાત કરું તો મા તીખી નજર કરીને પૂછે ! 'તારે બાંગડ થવું છે ?' પણ દર્શન નિરીક્ષણ માટે પહોંચી જવા આડે કશો અંતરાય નહીં, બલકે આબ્બા છુટ્ટી. એનો નાનો ભાઈ પણ ઉછરતો પહેલવાન હતો. પણ શેરીમાં ધાક હકલા પંચાતિયાનો !

ઘરમાં ધીમા સાદે વાતો ચાલે એ પરથી ગંધ આવી કે કંઈક બનવાનું છે ! હકલા પંચાતિયાને ત્યાં કેરળની કેટલીક સ્ત્રીઓ આવી છે અને હકલો નાતરા માટે અધીર ઉત્સુક વિધુરોને શોધે છે. અને જાણ થતાં વિધુરો પણ ત્યાં પહોંચે છે. અને એક દિવસે ઝીણાના ઘરમાં કેરળની એક બાઈને બેઠેલી જોઈ ! સુપુષ્ટ શરીર, ત્યાંનો ભાતીગળ પહેરવેશ, પણ મને કિશોરને તો એની આંખો, એની નજર, વીંધીને વિહ્વળ કરી ગઈ એ ભાવબોધ આજેય ગયો નથી. કેવી ને કેટલી ગરીબી હશે... અજાણ્યા મુલકમાં, અજાણ્યા પરિવેશમાં, અજાણી ભાષા બોલતાં માણસના ઘરમાં જીવનભરને માટે બેસવું ! કેરળથી બાઈઓ લાવનારા દલાલો જ અને હકલો પંચાતિયો પણ દલાલ. બાઈઓને કે એમના વાલીઓને શું મળ્યું હશે ? આગલા ઓરડેથી રાંધણિયાયે જતાં એને કાયમ રસોડે કે પછી રેંટિયે બોબીન ભરતી જોઉં. ઝીણાને તો માત્ર એક સ્ત્રી જોઈતી હતી એવું લાગે છે, ગૃહિણી, પત્ની એ બધી દેખાડવાની આવી પંપાળ હતી. એ સ્ત્રી કઈ ભાષામાં કોની સાથે વાત કરે ? હાવભાવથી સમજાવે. આખા ગુજરાતમાં ગરીબમાં ગરીબ સૂરતી પણ ભારે સવાદિયો. કેરળની બાઈ સૂરતી રસોઈ કરવી શું જાણે ? એટલે ચડભડ ચાલે. બાઈ ક્યારેક સાવ મોઢું ફેરવી લેતી હશે, એ પરાયા મુલકમાં અજાણ્યા ઘરમાં, અજાણ્યા પુરુષ પાસે હડસેલાયેલી. કિશોર વયે એની મૂગી આંખોની કરુણા જોતાં અકથ્ય લાગણી થાય, પણ હું તો નર્યો દર્શક, નિરીક્ષક... એણે મને બોલાવીને કૈંક આપ્યાનુંયે યાદ છે. વાડકી વહેવારને કારણે મારી સૂરતી જીભને અજાણ્યા સ્વાદની વાનગી ચાખવા મળેલી. ઝીણો વાંક પડતાં એને મારે છે એવો આછો અણસાર આવી ગયેલો, પણ એક દિવસ ઝીણા પર શું ભૂત સવાર થયું અને બાઈને શું મારવા મંડ્યો કે મા નીચે ઊતરી 'ઝીણા ન માર...' એવું બોલી એ ક્ષણ સાદી અતિકરુણાળું શબ્દો નીરવતામાં આજે પ મને સંભળાયા કરે છે... સાંઢને બળદ બનાવવાની રૂઢિ માણસ સુધી કેમ ન પહોંચી !

બે ગદ્યખંડ / રતિલાલ 'અનિલ'

## પાનનો ડાબરો

દરબારમાં પાન ફેરવ્યું, કેટલાયે માણસ પાસે પહોંચ્યું, દરેકે જોયું પણ કોઈએ ઉપાડ્યું નહીં, છેવટે એક જણે ઉપાડ્યું અને બધાં એની સામે તંગ નજરે જોઈ રહ્યા એવું વાર્તામાં સાંભળેલું. અમારે ત્યાં પાનનો પિત્તળનો ડાબરો અને બીડી વાળવાનો તમાકુ ટીમરુના પાનનો ડાબરો. પાનના ડાબરાનો કુટુંબવિસ્તાર ઘણો. એક તો પિત્તળનો નકશીદાર ડાબરો, તેમાં ખાખરાના પાનની બેઠક, તેના પર ચેવલી અને કપૂરી પાન, તે પર વળી કાપડનો ભીનો કટકો. ઢાંકણ વળી મોટા ગોળ વાટકા જેવું. તેમાં કાથાની ડબ્બી, ચૂનાની ડબ્બી, વરણાગિયા મહેમાન માટે વળી વરિયાળી. અમે વરણાગી થયા ત્યારે વળી સરોટીના પાનની ડાબડી, અડધા સોપારી ને સૂડી. ડોશી તો દિવસમાં દસ વાર પાનનું બીડું બનાવી મોઢામાં મૂકે, સોપારી કાતરે. ડાબરાને ડોશી વહાલી કે ડોશીને ડાબરો વહાલો એ નક્કી ન થાય પણ બંને એકબીજાની પાસે રહે. વળી કોઈ ડોશી આવે તેને પાનબીડું અપાય તે તરત લઈને મોઢામાં મૂકે. પેલા દરબારમાં ફરતા પાનબીડામાં એવું તે શું કે કોઈ એકાદની જ તે લેવાની હિંમત થાય – એવું અચરજ થાય. એ બીડું જુદું કે દરબારમાં દરબારીઓ અને ડોશીને મળવા આવેલી ડોશી જુદી એવો પ્રશ્ન થાય અને પ્રશ્ન જ રહે.

ડોશી સૂડીનો એક જ ઉપયોગ જાણે પણ હું તો એના ઘણા ઉપયોગો

જાણું ! એક લાંબી પેન્સિલના બે કટકા કરવા હોય તો સૂડીથી થાય. ચપ્પુના અભાવે જાડો દોરો પણ એનાથી કપાય કે સૂડીના પાના પર કરવત ફરે એમ ફેરવું કે કપાય. એક વાર ભમરડા પર ઠોકેલી ખીલીનું માથું છૂટું કરવા માટે સૂડીના પાનાનો ઉપયોગ કરવા ગયો ત્યારે ભાગી જવું પડેલું! મને સોપારી કાતરવા, ખાવા ન દેવાય, પણ લગનગાળો આવે, ઘરની આસપાસ લગ્નગીત ગાવા જાય તે પાંચ પાંચ સોપારી લઈ આવે એટલે એ દિવસોમાં સોપારીનો સુકાળ. એકાદ મોટો કટકો તફડાવી એને પથ્થરથી ભાંગી મોઢામાં મૂકી મમળાવવાનો પ્રયોગ કરું નહીં, થઈ જ જાય. કોઈને શેકેલી સોપારી ખાવાનો શોખ એટલે કાચી અને શેકેલી સોપારી – એવા બે ભાગ રહે. છોકરો ભણે એટલે સોપારી ખાય તેના પર સરસ્વતી રીઝે નહીં એવું કહેવાય, ડોશીઓ અને જુવાનડી ભણે નહીં એટલે તેઓ પાન સોપારી ખાય તોયે મા સરસ્વતી તેના પર શી રીતે ખીજે ?

આ ઘડપણમાં ઉપરના કેટલાક દાંત સાબૂત છે, પણ નીચેના દાંત અને દાઢ આંગળીના વેઢે ગણાય એટલા જ કેમ રહી ગયા છે એના ઉત્તર સોપારી ભાંગવા કાતરવાની સૂડી આપે છે ! સૂડીનું ઉપલું ધારદાર પાનું સોપારી ઉપર દબાય અને છેવટે સૂડીના નીચેના ભાગ પર પડે એટલે ત્યાં ખાસ્સી સીધી ખાંચ પડી ગયેલી ! ઉપલો બોજ નીચે પડે એવું જ મોઢાનું કંઈ મોઢામાં મૂકો એટલે ઉપલા દાંત દાઢ તેને કચડવા નીચેના દાંતદાઢ પર દબાણ કરે એટલે ઘડપણે નીચેના દાંત સહન કરી કરીને પાછા થાય અને અને બેત્રણ જોધ્ધા જેવા દાંત ટકી રહે ! હજી કોઈ કવિએ સૂડીને મોઢાની કે મોઢાને સૂડીની ઉપમા કેમ નહીં આપી હોય ? શું એ માટે મારે જ કવિ થવું પડશે.. સૂડીનું પ્રતીક તો છેક નોકરી સુધી પહોંચ્યું. બધો દાબ 'ઉપરનો', વળી ધારદાર ! છતાં ભાંગ્યા કપાયા વિના નિવૃત્ત થયો ! સળ કે કાપ પડે એ તો સમજ્યા હવે.

સૂડી પણ કહે કે કચ્છની સારી ! એ વળી સીધીસાદી નહીં એનો નમણો આકાર અને એના પર વળી ટાંકણાથી ભાત પાડેલી ! પિત્તળનો ગોળાકાર પણ ઊંચો દાબડો મુરાદાબાદનો. એ પર ટાંકણાથી ભાત પાડેલી હોય. સીધું ને સપાટ કશું નહીં, એવું તો આજે ! એ જાતજાતની સૂડીઓ, દાબડા હવે

મ્યુઝિયમમાં હોવા જોઈએ. ડોશી સૂડી વચ્ચે સોપારી મૂકે, ભાંગે, કટકો મોઢામાં મૂકે છતાં કોઈની સાથે વાત કરતાં 'સૂડી વચ્ચે સોપારી ન ભંગાય, ન ખવાય...' કહે ત્યારે ભારે અચરજ થાય. ન સમજાતી વાત વિશે પૂછું તો કહે, 'એમાં તું ન સમજે.' કહે, એટલે એ વિશે પૂછવાની હિંમત ન થઈ. 'કોઈને વચ્ચે રાખીને વાત થઈ હોય તો પાકી થાય' એમ પણ કોઈ વાર કહે. ડોશીઓ પાનના દાબડાને વચ્ચે રાખીને બધી વાત પાકી કરતી હશે !

અત્યારે ટિપૉય પર પડેલી મુખવાસની ડબ્બીઓની રૂપાળા ઢાંકણવાળી મુખવાસની ડિશ 'મેડમ' જેવી લાગે છે, મેડમને જોઈ રહેવાની, એની સાથે દોસ્તી કે ઘરોબો ન બંધાય...

## *સીધી લીટી*

સીધી લીટી દોરો, આડી લીટી દોરો, ત્રિકોણ અને પિરામીડ બનાવો એવું સાંભળવાની તક અમને ન મળી. હા, એક આનામાં મળતી ફૂટપટ્ટી ખરીદેલી ખરી, પણ તેને કાગળ પર મૂકી લીટી દોરેલી નહીં. 'માણસ સીધી લીટીનો છે' એવો અભિપ્રાય સાંભળેલો ખરો, પણ અમારે વિશે નહીં, બીજા વિશે ! અમે ત્યારે માણસ હતા જ નહીં . હા, છોકરો શબ્દ સાંભળેલો ખરો. તે પછી કોનો છોકરો એવો પ્રશ્ન સાંભળેલો. સ્ટેશન કહેવાથી કે સાંભળવાથી કોને સંતોષ થાય ? મુંબઈ સ્ટેશન સાંભળતાં જ આંખોનો વ્યાસ વધી જાય, દૃષ્ટિની દૂરતા વધી જાય. એવું 'કોનો છોકરો ?' એ પ્રશ્નમાંયે ખરું. પણ ફલેગ સ્ટેશન વિશે કોણ પૂછે ? જાણવા મળે તોયે સાંભળનારની મુખમુદ્રામાં કયો ફેર પડે ? આ છોકરા વિશેની માહિતી ફલેગ સ્ટેશન જેવી. ફલેગ ફરકાવનાર કદાચ વધારે ને વધારે બીડી પીતો કારણ કે એ માટે એને અવકાશ હોય છે, ટ્રેન માત્ર અહીંથી પસાર થવાની છે અને પસાર થાય ત્યારે ફલેગ હવામાં હલાવવાનો છે. આપણે ઘણાં એકાન્તોની વાતો કરી છે પણ ફલેગ સ્ટેશનના વાવટાવાળાના એકાંત તરફ ક્યારેય ધ્યાન ગયું છે ? લાઇન કિલયર હોય તો વાહનો બંને દિશામાંથી આવ-જા કરે પણ એકે વાહન થોભે ખરું ?

રેલવેના પાટા પર નજર જાય, બસ, સીધા ને સીધા આગળ જાય પછી ખોવાઈ જાય. આપણે દૃષ્ટિમર્યાદા કહીએ છીએ તે જ તો ક્ષિતિજો સર્જે છેઃ આડી સીધી લીટી ફૂટપટ્ટીને કાગળ સરસી કરી દોરી નથી, પણ રેલવેના સીધા જતા પાટાએ અકથ્ય ભાવ જન્માવ્યો છે એનો સ્વીકાર કરવો જ રહ્યો. વાંસની બે ઘોડી વચ્ચે બાંધેલા દોરડા પર ચાલવાનું ન બન્યું એનું કારણ અનિચ્છા નહીં હોય. નાનપણમાં મોટા ભાગે અનિચ્છાએ જ ઘણું બધું કરવું પડે છે અને સ્વૈચ્છિક પણ કરીએ તે માટે મોટા ભાગે ઠપકો જ સાંભળવાનો. નટના ઘરે જન્મ થયો હોત તો દોરડી પર ચાલ્યો હોત શું, ચાલવું પડ્યું હોત. માતાપિતા પસંદ કરવાના હોતા નથી, તેમ બાપીકો ધંધો પણ ક્યાં પસંદ કરવાનો હોય છે ?

દૂર દૂર જતા રેલવેના પાટાએ, એ જોયા ત્યારે અકથ્ય લાગણી જન્માવી છે અને સીધા પાટે બેલેન્સ જાળવીને ચાલવાના પ્રયોગ પણ કર્યા છે. ફૂટપટ્ટી પણ ઇંચ પોતાના સ્થાને રહીને આગળ બારના આંક સુધી કેમ પહોંચે છે તેનું કુતૂહલ રહ્યું છે. ગાદી પર બેસનારા જ્યાંના ત્યાં રહીને ધંધામાં ખૂબ આગળ વધ્યાનું જાણીએ ત્યારે કુતૂહલ શમે ખરું !

આગગાડીના લીસા, ચકચકતા પાટા પર ચાલવામાં પણ સરકસના ખેલાડી જેવી દક્ષતા જોઈએ. કિશોરવયે અઠવાડિયું જેલના સાથીના આગ્રહે રહેલો. એ તો સવારે નોકરીએ નીકળી જાય તે પછી રેલવેના પાટા પાસેની જમીન પર બીજા ને ત્રીજા સ્ટેશને પગપાળા ફરું. કોણ જાણે શી મઝા આવે તે આજે તો કહી શકું નહીં. ઉંમરમાં આગળ વધવું એ ઘણી બાબતોમાં અટકી જવું હોય છે. એક વાર ખૂબ થાકેલો, પણ પરાની ટ્રેનની ટિકિટ લેવાના પૈસા નહીં, એટલે દૂરના સ્ટેશનેથી ચાલતાં વાંદરા સ્ટેશને પહોંચ્યો ત્યારે અક્કલ આવી કે ચાલતો ચાલતો આવ્યો તોયે ટિકિટ બતાવવી પડશે! એટલે પીછેહઠ કરી અને સ્ટેશનથી દૂર જઈ પાટા પાસેથી વસ્તીમાં પહોંચ્યો. કોણ જાણે આખું અઠવાડિયું રેલવેના પાટા પાસેથી જમીન પર ચાલીને દૂરદૂરના સ્ટેશને પાછા ફરવામાં શી મજા આવતી હતી ! પ્રામાણિકતા એટલી કે ટિકિટ ખરીદવાના પૈસા નહીં એટલે ટ્રેનમાં નહીં, રેલવેના પાટે પાટે પછીના, તે પછીના સ્ટેશને જવું અને પાછા ફરવું !

રેલવેના પાટે તો બેલેન્સ જાળવીને ચાલવું પડે પણ રેલવેના સ્લીપર પર કૂદકા મારીને ચાલવામાં મઝા આવે. બે સ્લીપર વચ્ચે ઝાઝું અંતર નહીં એટલે કૂદકા મારી મારીને આગળ વધવામાં આવે ! હનુમાન અને અંગદ કૂદકા મારવા માટે વિખ્યાત પણ એમને રેલવેના સ્લીપર પર કૂદકા મારી આગળ વધવાની ત્યારે ગુંજાયશ જ નહોતી. વાંદરા મારી ભાષા સમજે છે કે રેલવેના સરખા અંતરે આવેલા સ્લીપર પર કૂદકા મારવાનો અમને અનુભવ છે. સ્લીપર પણ ખાસ્સા પહોળા એટલે પગલું જરા આગળ પાછળ પડે તોયે વાંધો ન આવે ! ગિલ્લી દંડાની રમતમાં એકપગે કૂદવાની મજા આવે છે એટલે રેલવેના સ્લીપર પર એક પગે કૂદવાના થોડા પ્રયોગો કરી જોયેલા. કોણ જાણે આંતરસૂઝ એવી કે રોજ સવારે વાંદરા સ્ટેશન પછીની જગ્યાએથી બોરીવલીની દિશામાં ચાલતો જાઉં. દાદર સ્ટેશનની દિશામાં નહિ. મને સામાન્ય સ્થિતિનાં ઝૂંપડાં, ખોલીઓ, સામાન્ય માણસોમાં પોતાપણું નહીં તોયે અજાણ્યો હોવા છતાં નિર્ભયતા લાગે. દાદરની દિશામાં તો જુદા જ, જરા ઊંચામાંના માણસો, મકાનોય ઊંચાંનીચાં એટલે અજાણ્યા માણસને હોય એવો અદૃશ્ય ભય...

આપણે શેનાથી સભર, આંતરસમૃદ્ધ થઈએ છીએ તે જાણતા નથી, અને જાણીએ તો બાહ્ય સમૃદ્ધિ હોઈ શકે. પગ આગળ જતા હોય કોઈ ઈચ્છા વિના અને આંખમાં સામાન્ય આતુરતા હોય તો અવાવરુ, અજાણ્યા માર્ગે જવામાં કશું સાહસ કરવા જેવું નથી હોતું, કશી સભાનતા વિના અનાયાસ બને છે અને કાર્નિવલ જેવા મહાનગરના બજારમાં ફરવા કરતાં વધારે સારું લાગે છે. પગથિયાં અને રેલવેના પાટા વિશે ક્યારેક અનાયાસ સરખામણી થઈ જાય છે. બંને પોતાના સ્થાને રહીને આગળ પાછળ ઊંચેનીચે જવાની સ્વતંત્રતા આપે છે. ઘરનાં પગથિયાં મોટા ભાગે ઘરના માણસોએ જ ચઢઊતર કરીને લીસા કર્યાં છે. આપણે કંઈક કરીએ તેની અનાયાસ આડપેદાશ પણ હોય છે પણ તે તરફ ધ્યાન જતું નથી. આવતી જતી ટ્રેનો લોખંડના પાટાને લીસા કરે છે, તે કઠણ છતાં એટલા સુંવાળા કે તેના પર હાથ ફેરવવાનો લાભ જતો કરી શકાય. પગથિયાંને તો ખરબચડા કરવા ઘંટી ટાંકવા માટેનાં ટાંકણાં લઈને મંડી પડવાનું મન થાય છે, પણ મૂઆ 'મોટા' થઈ ગયા છીએ એટલે મનની ઈચ્છા મનમાં જ રહી જાય છે. રૂપાની લીસી પાવલી ગઈ પણ લીસાં પગથિયાં

રહી ગયાં છે ! અંગ્રેજો એને પોતાની સાથે લઈ જઈ શક્યા નથી. ઉનાળુ સાંજે પગથિયે બેઠા હોઈએ ત્યારે પગથિયાના લીસા પથ્થરને પસવારવાનું હેત આપોઆપ ઊભરી આવે છે. જોનારા હસે તો ભલે, આપણે હેત જતું કરી શકીએ નહીં !

## સાભાર સ્વીકાર

*તત્ત્વ સંદર્ભ* : વિવેચન સંગ્રહ : પ્રમોદકુમાર પટેલ, પ્રકા. યોગેશ પ્રમોદકુમાર પટેલ, ૨૬/ બી અક્ષરધામ સોસાયટી, પ્રોડક્ટિવિટી રોડ, અકોટા ગાર્ડન સામે, વડોદરા-૩૯૦ ૦૨૦, મૂલ્ય રૂ. ૧૬૦/-

*એની શેરીમાં* : ગઝલ સંગ્રહ : દીપક બારડોલીકર, પ્રકા. ધબક પ્રકાશન, ૧૫૫/ સબીના પાર્ક, જે.પી.નગર પાસે, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૯, મૂલ્ય રૂ. ૭૫/-

*આયખાના આયનામાં* : રૂસ્વા મઝલૂમી મિત્રોની નજર, સંપા. એસ.એસ.રાહી, પ્રકા. સુહેલ પરવેઝખાન, રાજકુમાર કૉલેજ, રાજકોટ-૩૬૦ ૦૦૧, મૂલ્ય રૂ. ૫૦/-

*સાથે રહ્યાનું સુખ અનંત* : સ્મૃતિલેખો, રૂસ્વા મઝલૂમી, પ્રકા. સુહેલ પરવેઝખાન, મૂલ્ય રૂ. ૪૦/-

*ઝાકળની ખેતી* : કાવ્ય સંગ્રહ, પ્રકા. મંજુલા પરમાર, ૭૭/ પટેલ નગર, ડીંડોલી જકાતનાકા પાસે, ઉધના સૂરત-૩૯૯ ૨૧૦, મૂલ્ય રૂ. ૨૫/-

## એજ એજ એજ / અના મારિયા સિમો

*અનુવાદ : શિરીષ પંચાલ*

રેડિયો વાગતો જ રહ્યો. 'તમારાં જૂઠાણાં, લલચાવનારાં જૂઠાણાં...' એ રેડિયો પતરાના ડબલા જેવો સંભળાતો હતો. જો માત્ર તેને જ ખ્યાલ આવ્યો હોત તો, એ વિશિષ્ટ રેડિયાનું શું કરવું તેની ખબર તેને પડી ન હતી. એ હંમેશાં સમારકામ કરનારાને ત્યાં જ પડી રહેતો હતો. 'તમારાં જૂઠાણાં, લલચાવનારાં જૂઠાણાં...' મા, આ ગાયકને કદી કંટાળો નથી આવતો? એ છોકરી હસવા લાગી હું કેવી વિચિત્ર છું. અરે આ તો રેકર્ડ છે. મારિયા રોઝા ખુરશીમાંથી ઊભી થઈ. હવે પ્રવક્તા જાહેરખબરો સંભળાવી રહ્યો હતો. તેણે વિચાર્યું આ જાહેરખબરો કદી બદલાતી નથી. જમાનાઓથી એ જાહેરખબરો તેને યાદ છે. ખુરશી તેના બુટના ડાઘથી ખરડાયેલી હતી અને મારિયા રોઝાએ યંત્રવત્ ખુરશી સાફ કરી નાખી. ટેબલની સાફસૂફીનું શું? તેણે એંઠી તાસકો એકઠી કરી અને રસોડાની ચોકડીમાં તેમનો ઢગલો કર્યો 'આજે હું નહીં ધોઉં.'

એનો કર્કશ અવાજ સંભળાતો નથી એ બહુ નવાઈભર્યું કહેવાય. એ ડોશી હંમેશાં મને કંઈક ને કંઈક તો કહ્યા જ કરે. 'પવનમાં આમતેમ રખડીશ નહીં, નહીંતર શરદી થઈ જશે.' એને મારી કેટલી બધી ચિંતા થયા કરતી હતી! ના, આ માત્ર ચિંતા ન હતી, એને ખબર હતી, એ તો પજવણી હતી, સતત ચોકી પહેરો હતો, તેની માનો અહંકાર બોલતો હતો. તેણે ચોકડીમાં તાસકોનો ઢગલો કરવાનું કામ પૂરું કર્યું. હવે રેડિયો બંધ થઈ ગયો હતો. એ

ચાલુ કરવા માટે એને જરા પછાડવો પડશે. તે ભજનખંડમાં ગઈ અને અવાજ મોટો કર્યો.

એનો અવાજ જ્યારે મોટો થયો ત્યારે પ્રવકતાનો અવાજ તેને એમેલિયો જેવો લાગ્યો. તેણે એમેલિયોનો વિચાર કરવા માંડ્યો. તેણે પોતાની જાતને ખાતરી કરાવવાનો પ્રયત્ન કર્યો, અમે પરણી શક્યા હોત. તેને કશી લાગણી ન થઈ. હવે તેને કોઈનાય માટે લાગણી થતી ન હતી. ઘરડાઓ તો ચાલ્યા ગયા છે અને એમેલિયા પણ દૂર રહેવાનો છે. તો પછી ભલે તે એકલી જ રહેશે, એ જ ઠીક રહેશે. તે ભીતરથી થાકી ગઈ હતી. તેણે માની લીધું કે જો તે થાક વરતાવા દેશે તો કોઈ ડોશીની જેમ ઝાંખીપાંખી, ખખડધજ લાગવા માંડશે, કોઈ હારી ગયેલી વૃદ્ધા જેવી. તે ઓરડો વટાવીને બેઠકખંડમાં ગઈ. બારીમાંથી બહાર જોયું. રેડિયો બહુ મોટેથી વાગતો હતો. ફેગા દંપતી શું કહેશે ? આમ વિચારતા તેણે પોતાની જાતને પકડી પાડી. તેને યાદ આવ્યું. 'તે હંમેશાં આમ જ કહેતી હતી. ફેગા શું કહેશે ? માર્ટિનેઝ શું કહેશે ? સાન્ત શું કહેશે ? ફેગા ગમે તે કહે એની ચિંતા શા માટે કરવી ? આખરે ફેગા છે કોણ ? તેને ફરીથી થાક લાગ્યો. તેણે બારી બહાર જોયું. ફેગા દંપતી પોર્ચમાં બેઠાં હતાં. દરરોજ રાતે તેઓ એ રીતે બેસે છે. પ્રવકતા પણ એમ જ કરે છે. તે પણ એમ જ કરે છે. તે બારી આગળથી ખસી ગઈ અને ભીંતે લટકાવેલા આયનામાં જોવા લાગી. આયનો ભાંગી ગયો હતો. હવે નવો લાવવો પડશે. તે બનવાનું ન હતું. એ તે જાણતી હતી. બીજી બધી વસ્તુની જેમ આયનો કૌટુંબિક સ્મૃતિચિહ્ન હતું. તેણે પોતાની સામે જોયું. મને લાગે છે કે મારા વાળ ધોળા થઈ ગયા છે. ફરી તેણે જોયું. આયનાની સામે લટકાવેલા તારીખિયા સામે જોયું. આજે કયો વાર થયો ? પણ એનાથી કશો ફેર પડતો નથી. હવે શું કરું એ પ્રશ્ન નિરર્થક છે એ તે જાણતી હતી. મારિયા રોજ બુર્મેડિઝ હંમેશાં જે કરતી આવી છે તે જ કરવાની છે. દરેક અહીં એમ જ કરતું હતું. તે સિનેમા જોવા નહીં જાય. ખરેખર તો મેક્સિકન ફિલ્મ મેં બે વાર જોઈ છે. તેને થયું પોર્ચમાં ફેગા દંપતી પાસે જઈને લાવ બેસું. વાતો, હું વાતો કરી શકું.

તે શંકાસ્પદ હતું એ તે જાણતી હતી. ફેગા દંપતી સાથે ગામગપાટા હાંકી શકાય, સેન્ટો ટે પેરેઝ દંપતી સાથે મજાક મશ્કરી થઈ શકે પણ વાતો નહીં.

તેઓ માત્ર તેમના વિશે જ, તેમની વૃદ્ધ જિંદગી વિશે જ વાતો કરી શકે અને તેઓ સ્વસ્થતાથી ગર્વપૂર્વક એમ કરતા હતા.

તેને રેડિયો યાદ આવ્યો. તે હજુ ચાલુ હતો. હું ઘણો બધો વિદ્યુત પ્રવાહ ખર્ચી નાખીશ. તે રેડિયો બંધ કરવા જતી હતી પણ ન કર્યો. જો મેં એમેલિયા સાથે લગ્ન કર્યું હોત તો આ બધું કેવું હોત, તેને વિચાર આવ્યો. અત્યારે જેમ છે એમ જ હોત, કદાચ ખરાબ પણ હોત. તે હૃષ્ટપુષ્ટ પત્ની હોત, વફાદાર અને રૂઢિચુસ્ત. વધુ થાકી જઈને તેણે ઘડિયાળ સામે જોયું. આઠ વાગી ગયા હતા. અડધા કલાકમાં તો ડ્રામા દંપતી અને બીજા બધા પથારી ભેગા થઈ જશે. ના, આ દુકાનોનો શો કેસ, સિનેમા, પ્રવક્તા, નગર, લોકો અને હું પોતે એ બધું જ આવતું હતું. સાડા આઠ. ફેગા દંપતી અંદર જઈ રહ્યા હતા, બારણાં વસાઈ રહ્યાં હતાં. તે બારીબારણાં વાસવા માંડી. બધું જ બદલાઈ શકે એમ છે. બદલાવું જ જોઈએ. પછી એ બારણું ઉઘાડ્યું, બેઠકખંડની બત્તીઓ ચાલુ કરી. વીજળીનો દુર્વ્યય. તે શયનખંડમાં ગઈ અને બત્તીઓ ચાલુ કરી. વીજળીની ચિંતા ન કરો. તેની મા કહેતી હતી કે વીજળી મોંઘી હતી. તે ભોજનખંડમાં ગઈ. તેણે રેડિયો બંધ કરવો જોઈએ. બહુ મોડું થયું હતું. તે નહીં કરે એ તે જાણતી હતી. તેણે રેડિયાની કળ બદલી, સ્ટેશન બદલ્યું અને પહેલાના જેવો જ અવાજ સંભળાયો. 'તમારા જૂઠાણાં... લલચાવનારાં જૂઠાણાં...' એજ, એજ, એજ, તે પરાજિત થઈ હતી.

તે બબડી એ જ. તે ખુરશી ઉપર ઊભી થઈ. એ જ, હંમેશા એ જ, તે ખુરશી પરથી કૂદી. તે દોરડા પર લટકવા માંડી. 'તમારા જુઠાણાં... લલચાવનારા જૂઠાણાં.' આખા ઘરમાં દીવા દીવા હતા.

(યાયાવર :૨)

**આ નોંધ સિવાય કંઈ નહીં / લાજોસ ઝિલાહી**

*અનુવાદ : શિરીષ પંચાલ*

હાથ પર લાગેલું ટર્પેન્ટાઈન ધોવા તે રોકાયો નહીં; બારણા પાછળની ખીંટીએ લટકતા ચીંથરાથી તેણે હાથ લૂછી નાખ્યા. પછી કમરે વીંટાળેલો લીલો એપ્રન કાઢી નાખ્યો અને પાટલૂનના ગજવામાં ભરાઈ ગયેલો છોલ ખંખેરી નાખ્યો.

તેણે માથે હેટ મૂકી અને બારણાની બહાર પગ મૂકે તે પહેલાં તેની પીઠ કરીને બેઠેલા અને ગુંદર જેવું કશુંક હલાવી રહેલા વૃદ્ધ સુથાર સામે જોયું. બોલતી વખતે તેનો અવાજ થાકેલો હતો : 'આવજો ત્યારે.'

સવારથી જ કંઈક વિચિત્ર, રહસ્યમય ભાવ તે અનુભવી રહ્યો હતો. તેનું મોં બેસ્વાદ બની ગયું હતું. રંધો મારતાં મારતાં પણ તેનો હાથ અટકી જતો હતો, આંખ થાકી જતી હતી, મીંચાઈ જતી હતી.

તે ઘેર ગયો અને જરાય રસ વિના વાળું કરી લીધું. ફેરેન્ઝ બોર્કાની વિધવા ડોશીને ત્યાં એક અંધારી ઓરડીમાં રહેતો હતો, એ ઓરડી એક જમાનામાં લાકડાની છાપરી હતી. ૧૮૭૪ની ચોથી ઓક્ટોબરની એ રાતે વહેલી સવારે સવા વાગે જ્હોન કોવેક્સ નામના આ સુથારનું મૃત્યુ થયું. તે મૃદુભાષી હતો, તેનો ચહેરો ફિક્કો હતો, ખભા વાંકા થઈ ગયેલા અને મૂછો કાટના જેવા રંગવાળી હતી. પાંત્રીસ વરસની ઉંમરે તેનું મૃત્યુ થયું. બે દિવસ પછી તેને દફનાવવામાં આવ્યો. તેની પાછળ પત્ની નહોતી, બાળક ન હતાં; કોઈ કરતાં કોઈ ન હતું માત્ર કોઈ બેંકના પ્રમુખને ત્યાં

કામ કરતી એક રસોયણ જ્હોન કોવેક્સની પિત્રાઈ થતી હતી.

પાંચ વરસ પછી તે જેની દુકાનમાં કામ કરતો હતો તે સુથાર મૃત્યુ પામ્યો. નવ વરસ પછી તે જેને ત્યાં રહેતો હતો તે વૃદ્ધનું મૃત્યુ થયું. ચૌદ વરસ પછી જ્હોન કોવેક્સની પિત્રાઈ બહેનનું મૃત્યુ થયું.

એકવીસ વરસ પછી ૧૮૯૫ના માર્ચ મહિનામાં કેટલાક ઘોડાગાડીવાળા એક બારમાં દારૂ પીતા બેઠા હતા. પાછલી રાત જતી હતી, કદાચ ત્રણેક વાગી ગયા હશે. ટેબલ ઉપર કોણીઓ ટેકવીને ખડખડાટ બેસી રહ્યા હતા.

ગંદી સિગારેટોમાંથી નીકળતા ધુમાડા તેમની આસપાસ છવાયેલા હતા. તેઓ લશ્કરમાં હતા એ દિવસોની યાદ તાજી કરી રહ્યા હતા. તેમાં એકનું નામ ફ્રિટ્ઝ હતું. તેનો ચહેરો લાલાશભર્યો અને મોટો હતો.એ બોલી રહ્યો હતો : 'એક દિવસ મારા દોસ્તે નવા નવા સિપાઈને તેનું મોં સગડીની એકદમ નજીક લઈ જવાની ફરજ પાડી...'

તે વખતે હથેળી વડે ટેબલ પછાડતા પછાડતા તે પોતાનું અટ્ટહાસ્ય ખાળી ન શક્યો.

'બાપરે...' તે ગરજ્યો.

તેના લમણાની અને ગળાની નસો ફૂલી ગઈ, કેટલોય વખત તે બોલી જ શક્યો નહીં. અને જોર જોરથી હાહા કરતો જ રહ્યો.

છેવટે જ્યારે તે શાંત પડ્યો ત્યારે પાછી તેણે વાત માંડી, વચ્ચે વચ્ચે ખડખડાટ હસી લેતો હતો.

'તેણે પેલાનું મોં તો સગડી પાસે આણ્યું અને સો વખત અમારા ઉપરીના નામની હુરરે બોલાવડાવી. પેલો બિચારો તો ઘૂંટણિયે પડેલો હતો અને અમે એને પાછળથી લપડાકો મારતા હતા. છેવટે અમારાં આંગળાં દુઃખી ગયાં.'

ફરી એણે ખડખડાટ હાસ્ય શમી જાય તેની રાહ જોઈ. પછી તેણે એક સાથીની સામે જોઈને પૂછ્યું, 'ફ્રાન્ઝી, તને યાદ આવે છે?' ફ્રાન્ઝીએ માથું હલાવ્યું.

પેલાએ કપાળ પર હાથ મૂક્યો.

'પણ... એનું નામ શું હતું?'

જરા વાર ફ્રાન્ઝી યાદ કરવા રોકાયો અને પછી બોલ્યો : 'હા... કોવેક્સ

જ્હોન કોવેક્સ.' છેલ્લી વાર કોઈ માણસના મોઢે જ્હોન કોવેક્સનું નામ ત્યારે બોલાયું હતું.

૧૮૯૯ના નવેમ્બરની દસમી તારીખે તમાકુની ફેક્ટરીમાં કામ કરતી એક સ્ત્રીને સેંટ જ્હોન હોસ્પિટલમાં લઈ જવામાં આવી. તેની ઉંમર પિસ્તાળીસની આસપાસ હશે.

તેમણે ત્રીજા નંબરના વોર્ડમાં પહેલે માળે રાખી. તે પલંગ ઉપર ચુપચાપ અને ભયભીત અવસ્થામાં પડી રહી; તેને આવી રહેલા મૃત્યુની જાણ હતી.

વોર્ડમાં અંધારું હતું, બીજા બધા દર્દીઓ ક્યારના ઊંઘી ગયા હતા; નાનકડા દીવાની જ્યોત થર થર ધ્રૂજતી હતી. એ ઝાંખા પ્રકાશમાં તેની આંખો ખુલ્લી હતી, તે સ્ત્રી પોતાના ભૂતકાળને યાદ કરી રહી હતી. તેને પોતાના વતનની એક ઉનાળુ રાત્રિ યાદ આવી. એક નમ્ર આંખોવાળો યુવાન યાદ આવ્યો; બંનેના હાથ એકબીજામાં ગુંથાયેલા હતા. સુવાસથી તરબતર ખેતરોમાં તે એની સાથે ઘૂમી રહી હતી અને એ યુવાને તે રાત્રે તેને સ્ત્રીત્વ અર્પ્યું હતું. એ યુવાન જ્હોન કોવેક્સ હતો - છેલ્લી વાર તેનો ચહેરો, તેનો અવાજ, તેની આંખો કોઈની આગળ તરવરી રહ્યા. પણ આ વખતે તેનું નામ બોલાયું ન હતું. મરણપથારીએ પડી રહેલી આ સ્ત્રીના ચિત્તમાં થોડી ક્ષણો માટે તે પ્રત્યક્ષ થયો. બીજા વર્ષે એક આગમાં કાલ્વિનીસ્ટ ફેક્ટરી બળી ગઈ,ત્યાંના ધૂળિયા દસ્તાવેજોમાં સચવાયેલી જ્હોન કોવેન્સના જન્મ-મરણની વિગતો પણ નાશ પામી ગઈ.

૧૯૦૧ના જાન્યુઆરીનો શિયાળો કાતિલ હતો. એક સાંજે અંધારામાં કબ્રસ્તાનની વાડ કૂદીને એક ચીંથરેહાલ માણસ અંદર ગયો. તાપણું કરવા તેણે લાકડાના બે ક્રોસ ચોર્યા. એક ક્રોસ જ્હોન કોવેક્સની કબર ઉપર ખોસેલો હતો.

બીજા બે દાયકા વીતી ગયા.

૧૯૨૩માં એક યુવાન વકીલ પોતાના પિતાની મિલકતનાં કાગળિયાં ફંફોસતો બેઠો હતો. તેણે એક એક ખાનું ઉઘાડ્યું અને એકેએક ચબરખી તપાસી. એક ઉપર લખ્યું હતું. 'ચાર ફલોરિન, સાઈઠ કેસીઅર મળ્યા. બે ખુરશીઓને પોલિશ કર્યા બદલ - જ્હોન કોવેક્સ.'

વકીલે એ ચબરખી જોઈ, હાથમાં લઈ મસળી નાખી અને કચરાટોપલીમાં

ફંગોળી. બીજે દિવસે તેની નોકરાણીએ વાડાના એક ખૂણામાં કચરાટોપલી ખાલી કરી. ત્રણ દિવસ પછી વરસાદ પડ્યો.

ચોળાઈ ગયેલી ચબરખી ભીંજાઈ ગઈ અને તેના ઉપર 'જ...કોવે...' અક્ષરો જ વંચાતા હતાં. વરસાદે બીજું બધું ભૂંસી નાખ્યું હતું. 'જ' અક્ષર માંડ માંડ વંચાતો હતો.

આ છેલ્લા અક્ષરો જ અંતિમ પંક્તિઓ હતી; જ્હોન કોવેક્સના અસ્તિત્વની અંતિમ સામગ્રી... થોડાં અઠવાડિયાં પછી આકાશ ગોરંભાયું અને આખું આકાશ ઉલેચાઈ જવાનું હોય તેમ વરસી પડ્યું.

એક ઢળતી બપોરે વરસાદમાં બાકીના અક્ષરો ધોવાઈ ગયા. વ અક્ષરને ધોવાતા વાર લાગી, કારણ કે વ લખતી જ્હોને પેન વધુ દાબી હતી. પછી વરસાદે એ પણ ધોઈ નાખ્યું.

અને એ પળે જ્હોન કોવેક્સ નામના સુથારની જિંદગી તેના મૃત્યુ પછી ઓગણપચાસ વર્ષે ખત્મ થઈ ગઈ અને આ ધરતી પરથી કાયમને માટે એની સ્મૃતિ ભુંસાઈ ગઈ... આ નોંધ સિવાય કંઈ નહીં...

(યાયાવર :૨)

## કેટલીક ગુજરાતી વાર્તાઓ વિશે / જયંત પારેખ

### વાત્રકને કાંઠે

નવલની કથામાં માનવીહૃદયની વિશિષ્ટ ગતિ પારખી શકાય છે. બે બે પતિ કરવા છતાં એ સુખી થઈ શકતી નથી. પહેલો પતિ રિસાઈને ચાલી જાય છે, બીજો એની છેડતી કરનાર મુખીના દીકરાની હત્યા કરીને નાસી જાય છે. બંને અચાનક ક્યાંક મળી જાય છે ને નક્કી કરે છે કે એક ખૂની તરીકે પકડાય ને બીજો નવલને સુખી કરે. કોણ પકડાય એ નક્કી કરી શકતા નથી. નવલને પૂછવાથીયે શું વળે? એ ક્યાંથી કાંઈ કહી શકે એમ છે? પહેલો બોલવામાં ભારે કુશળ હોવાથી પોલીસને ગમે તેમ ખાતરી કરાવીને જનમટીપમાં પડે છે. બીજો આમેય નાસતાં નાસતાં લંગડો થયો છે. છ મહિના પછી એ પાછો આવે છે. એને તો નવલને કહેવું છે : પેલા બોલકાએ મને નંઈ પોંચવા દીધો. રાજવાળાએય કાને કાંઈ નંઈ ધર્યું. અડધો તો આ ભાંગેલો ટાંટિયો નડ્યો છે મને. પરંતુ એ હૈયાના ડંખ કાઢે એ પહેલાં જ નવલ ઘરની બહાર ચાલી જાય છે, નદીએ બેસીને પહેલા પતિને યાદ કરતાં કરતાં વિલાપ કરે છે : આટલે વરસે તારે આંગણે આવ્યો'તો. ખવરાવવું પિવરાવવું તો ઠીક – પણ સુખદુ:ખની બે વાતો તો પૂછતી ! ' એનો વિલાપ લંગડાનું હૈયું ભાંગી નાખે છે. એ કાંઠા પરની ખાખરી પાસે જ અટકે છે. તરતના જન્મેલા ફૂલ સરખા કોઈ કૂમળા બાળક પર ભૂલભૂલથી જાણે ઘા કરી બેઠો હોય એમ એનાં અંગેઅંગ થરથરી ઊઠે છે ને ભયંકર ભૂલને હળવી કરવા જ જાણે એ ત્યાંથી ચાલતી પકડે છે

'વાત્રકને કાંઠે' વાંચીને કોઈ પણ કહી શકે કે પહેલો પતિ પાછો આવ્યો હોત તો નવલ લંગડાને યાદ કરતાં કરતાં આવો જ વિલાપ કરત – ઘટનાના આરમ્ભમાં એ લંગડાને જ યાદ કરે છે ને! 'વાત્રકને એના ડાબાજમણા કાંઠા માટે પક્ષપાત હોય તો નવલને આ બેમાંથી એકના પર હોય !' એની વિશિષ્ટતા એ છે કે બેમાંથી કોઈ પણ એક જ પતિની સાથે એ રહી શકે એમ નથી, એક સાથે બંને પતિ એની સાથે રહી શકે એમ નથી.

નવલ સાથેની તેમ જ બંને સાધુવેશી પતિની સાથેની માસીની વાતચીત, અન્તર્મુખ નવલની વ્યથા, વાત્રક સાથેની એની એકરૂપતા – આ બધાંની મદદથી પન્નાલાલ પટેલ નવલની વિશિષ્ટતા સફળતાથી આલેખી શકે છે. આરમ્ભ ને અન્તની યોજના એ એટલી સફળતાથી કરી શકતા નથી. આરમ્ભમાં ઊડતી ગેરુઆ, સોનેરી, ફૂલગુલાબી ને ગુલાબી રંગોની છોળ આ વિશિષ્ટતાને પોષક નીવડતી નથી, વિરુદ્ધ જતી પણ લાગે. ને અન્તની, વિશેષ તો 'એક જ આશા હતી : ઢોર ચરાવવા ગયેલા માસા સામા મળે ને એને સમજાવીને પાછો બોલાવી લાવે !' એ શબ્દોની લાગણીવશતા નવલને ધરાર અન્યાય કરે છે. લંગડો કેમેય આવે જ નહીં, નવલ એને એકલાને કેમેય સ્વીકારી શકે જ નહીં – બે બે વાર નવલને વાત્રક કહીને પન્નાલાલ પટેલ ભાવકને આવી અફર પ્રતીતિ કરાવે છે. એથી આ આશા એને માટે આઘાતજનક નીવડે છે. વાર્તાકાર પોતે પોતાના પાત્રને અન્યાય કરે તો એને કોણ ઉગારી શકે ?

*મા*

પન્નાલાલ પટેલ આ વાર્તામાં રચનાની કેટલીક યુક્તિનો સૂઝભર્યો વિનિયોગ કરે છે ને માતૃત્વનું એક વિરલ રૂપ દાખવે છે.

સહોપસ્થિતિની યોજનાથી ત્રણ માનાં સામ્યવિરોધ તપાસવાની ભૂમિકા પૂરી પાડે છે. ભેંશ તો મૂંગું પ્રાણી. માત્ર કોઠાસૂઝને જ વશ થાય છે. પાડું જીવતું રહે છે તો ભરપૂર દૂધ આપે છે. એને હેડો થયા પછી મરી જાય તો દૂધ દેતી સાવ બંધ થઈ જાય છે.

વહુને હજી મા થવાની વાર છે. એ યૌવનમાં જ મસ્ત છે. વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને તટસ્થ નિર્ણય લઈ શકે એમ નથી. ભેંશને હેડો ન થાય એ માટે મા – જાલમની વહુ દીવો હોલવી નાખે છે. એને કહે છે : ‘ લે આ ટોપલું ને નાખી આવ પેલી ખૂણાવાળી પાણી ભરેલી ખાણમાં.’ ત્યારે એ કોઠાસૂઝને જ વશ થાય છે. ‘ના રે મા ! તમે મારી નાખો તોય આપણાથી એ કામ -’ હત્યાનું નામ પાડવા જેટલીયે સ્વસ્થતા એનામાં નથી.

આ બે માને પડછે ત્રીજી માની પરિસ્થિતિ અતિશય વિકટ બને છે. પતિ, દીકરાવહુ, સન્તાન, ભેંશ – સહુના ક્ષેમકુશળની ચિન્તા એણે કરવાની છે. ભેંશને પાડા જ અવતરે છે ને અવતર્યા પછી થોડા જ દિવસમાં મરી જાય છે ને ભેંશ સાવ વસૂકી જાય છે. આનો એને જાતઅનુભવ છે. બેચાર પળમાં જ આ બધાંનો વિચાર કરીને એ કાળજું કઠણ કરે છે ને પાડુરાને મારી નાખે છે. બધું એકલે પંડે પાર પાડતાં એને કેટલું વીતે છે એની આપણને પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે.

કાળયોજનાની યુક્તિથી પન્નાલાલ પટેલ વિયાવાની પળનું માપ સાવ બદલી નાખે છે. દુકાળ, આર્થિક ભીંસ, શાહુકારનાં દાંતિયાં વગેરે હકીકત, અણસમજુ સંતાનોની નિર્દોષ રમત, કુટુંબના સહુ કોઈનો ટળવળાટ, પાડું અવતર્યા પહેલાંની તૈયારી, વહુ સાથેની ગડમથલ, અપેક્ષા ને વાસ્તવિકતા વચ્ચેનો સંઘર્ષ – આ બધાંના વિગતવાર નિરૂપણથી એક પળ જાણે એક યુગ જેટલી પ્રલમ્બ બને છે.

માની વિકટતા આવી યુક્તિઓથી આબેહૂબ ઊપસી શકે છે. પાડુરાની હત્યા કરીને મા ભેંશને, આખાય કુટુંબને ઉગારે છે, એકની હત્યા કરીને અનેકને ઉગારે છે ત્યારે નીતિ ને અનીતિ, અનુકમ્પા ને ક્રૂરતા વિશેના કોઈ સવાલ નડતા નથી. માનવીની નિયતિ વિશેની એક નિર્મમ ને નિર્મળ સભાનતા ને ઉદારતા જ વિલસી રહે છે.

પાડા ઝાઝું જીવતા નથી એવી વિગત ઉમેરીને પન્નાલાલ પટેલ માનો બચાવ કરે છે, એને નિર્ણય કરવાની થોડીક સરળતા કરી આપે છે. આવું કરવાથી લાભ નથી થતો, ઊલટો થોડોક ગેરલાભ થાય છે, માની વિકટતા એટલી હળવી લાગે છે; વળી આભ ને ગાભનું સામ્ય ને કુટુંબની મુશ્કેલી આ

બંને વિગતનું પુનરુચ્ચારણ, તત્સમ પદાવલિનો અનુપકારક ઉપયોગ – આ બધું ટાળી શકાયું હોત તો રચના સુશ્લિષ્ટ બની હોત.

## સાચી ગજિયાણીનું કાપડું

લખુડો શિવલાલ શેઠની દુકાને સાચી ગજિયાણીનું કાપડું લેવા આવે છે ને સાચી ગજિયાણીનું કાપડું લઈને જાય છે. આવી એક સાદીસીધી વાતને મલાવીમલાવીને પન્નાલાલ પટેલ હળવાશથી, ચતુરાઈથી આસ્વાદ્ય કૃતિની રચના કરે છે.

લખુડો અને શેઠ બંને પોતાના હૃદયની સાચી લાગણી એકબીજાથી છાની રાખવા મથે છે. લખુડાની ત્રેવડ નથી કાપડું ખરીદવાની. એથી શેઠને ઉધાર આપવાનું મન થાય એ માટે વહેવાર, નમાઈ દીકરીનો હરખ એવાં કારણ આપે છે. શેઠ રોકડા માગે છે, આગળપાછળનાં લેણાં માટે વેણ કાઢે છે ને સસ્તું છીંટ આપવાની વાત કરે છે.

આરમ્ભમાં શેઠ પરવારે એની લખુડો રાહ જુએ છે ત્યારે એની નજર સામે 'શેઠની વણપલોટેલી પેલી વછેરી સરખી જુવાન છોકરી જાણે' તરવરી રહે છે. આ ઉત્પ્રેક્ષાથી સુચવાય છે કે લખુડાને મન એ સ્નેહનું પાત્ર છે, શેઠને મન વાત્સલ્ય કે અપરાધભાવનું .

કાપડું કોને માટે છે એની વાતમાં માનિયા ને જમનીનાં નામ આવે છે. શેઠ સાચી ગજિયાણીનો વિરોધ પડતો મૂકે છે, જમનીનું નામ બોલતાં અટકી જાય છે ત્યારે એમની લાગણીનો પાકો અણસાર મળે છે. એમનું વલણ બદલાય છે. લખુડો એનો લાભ લે છે. કદાચ એ શેઠનું રહસ્ય જાણે છે. પણ સાચી ગજિયાણીનો આગ્રહ રાખે છે. પોપટ ને મોર ભરેલા ભરતનું રેશમ લેવાની ના પાડે છે –'પે'રનારીને તો જોઈને રાજી જ થવાનું ને !' શેઠની સ્મૃતિ સળવળે છે. કોઈકે એમને આવું જ કહ્યું હશે ? લખુડો ના પાડવાનો પુરાવો દેખાડવાનું કહે છે :'એની માનું ભરત ભરેલું કાપડું લાવીને દેખાડું' ત્યારે જવાબ સુચવાય છે. શેઠે જમનીને આવું જ કાપડું આપ્યું હશે ને એ પડી

જ રહ્યું હશે. શા માટે આપ્યું હશે એનો જવાબ પણ એમાંથી જ સુચવાય છે. લખુડાને દમદાટી આપીને એ ખાતરી કરે છે કે એને કાંઈ જ ખબર નથી. ઝટપટ એને લીલાંપીળાં મોતી ભરેલા ને રંગબેરંગી ગોટા ગૂંથેલ કસોથી વીંટાળીને કાપડું આપે છે ને વિદાય કરી દે છે. હેબતાઈ ગયેલો લખુડો મૂલ શું માંડ્યું છે એ પૂછવા પણ રોકાતો નથી; 'નામા વખતે ખબર પડશે.'

ત્યાં પરાકાષ્ઠા આવે છે. અન્ત પણ આવવો જોઈએ. એ પછીનો ભાગ ન હોય તો સંદિગ્ધતા પૂરેપૂરી જળવાય છે, સાચી ગજિયાણીના કાપડાનું પ્રતીક પણ રચી શકાય છે. 'સાચી ગજિયાણીનું કાપડું'માં કોને કયો સંબંધ છે એ જાણવું મહત્ત્વનું નથી. બંને એકબીજાનો સમ્બન્ધ જાણે છે? જાણતા હોય તો કેવી રીતે છુપાવે છે? કોણ શું આપે છે ને લે છે, કેવી રીતે આપે છે ને લે છે? આ સવાલના જવાબ મેળવવા આખી પ્રક્રિયાને આત્મસાત્ કરવી એ મહત્ત્વનું છે.

હરિજન ચળવળ, નમાઈ શબ્દ પ્રત્યેનો અણગમો તેમ જ લખુડાની ઉધાર નહીં મળે એવી બીક - આના ઉલ્લેખ આલેખનની રેવાલ ચાલમાં થોડોક ભંગ જરૂર પાડે છે.

## આ ઘેર પેલે ઘેર

'પેલું બોરસલીનું ઝાડ જોયું? પાંદડે પાંદડે લાખ ફૂલ હશે પણ એ રાહ જોઈ રહ્યાં છે આછી પવનની ફૂંકની ...' પણ પવન તો બીજા ઝાડની ડાળીને ફૂંક મારવા જતો રહે છે. સવિતા અને પુલિન – બોરસલી અને પવન – જુદાં પડે છે. સવિતાને થાય છે કે એ હવે 'બીજી' છે :'હા, ત્યારે પુલિન મને વીજળી કહેતો હતો. વીજળીનું થયું વીજી! વીજી! ના, ના, બીજી. બીજી.' સવિતા હવે પેલે ઘેર રહે છે. પણ વિક્રમ એને 'આ ઘેર' કહે છે :'પણ હેં મા, હું પેલે ઘેર રહું તો તો તારે ત્યાં આ ઘેર અવાય ને!' એને એ પુલિનની સાથે રહેવા જતાં રોકી શકતી નથી.

એક દિવસ એના ચિત્તમાં 'ઉગ્ર યુદ્ધ' મચે છે. પ્રેમ અને ડંખ, પુરસ્કાર ને તિરસ્કાર વચ્ચેનું યુદ્ધ, પોતાનાં અનેક સ્વરૂપ વચ્ચેનું યુદ્ધ. અનેક સંસ્મરણ

તાજાં થાય છે. અનેક પડ ઊખળે છે. એ એકથી બીજામાં આવનજાવન કરે છે. જયંતિ દલાલ કુશળતાથી સર્વજ્ઞનું કથનકેન્દ્ર ને સવિતાનું કથનકેન્દ્ર – આ બંનેને એકબીજામાં ગૂંથે છે. તટસ્થતા ને વ્યાકુળતા, પ્રતીતિ ને સંશય – આ બધું એકબીજામાં ગુંથાય છે ને એમાંથી 'આ ઘેર પેલે ઘેર'ની સંકુલ ભાત ઊપસે છે.

આઘાત ને આક્રોશ, તિરસ્કાર ને આંસુ – એક પછી એક અન્તરાય શમે છે ને સવિતાનો પુલિન માટેનો પ્રેમ નવેસરથી સર્વાશ્લેષી આવિર્ભાવ પામે છે. 'તું એને ચાહે છે. તારા મનના અણુઅણુમાં એ તારો પ્રિયતમ વસ્યો છે. તું એને નથી ભૂલી, સવિતા. અરે એના નખ,દાંત... એટલું જ નહીં, એની ઝીણી ઝીણી વાત તને ગમે છે.' બંનેના નિબિડ મિલનના ઉલ્લેખથી આ આવિર્ભાવ કેટલો ઉત્કટ, કેટલો અશેષ બને છે ! સવિતા ક્યારેક ક્યારેક પોતાને 'તું' કહીને સંવાદ કરે છે ત્યારે એમાં આર્જવ ને આરત પણ ભળે છે. તિરસ્કાર જાણે એના પ્રેમનું જ એક સ્વરૂપ છે ! 'હું ક્યાં મારા મનની માલિક છું !'

એને ભાન થાય છે કે એણે પોતાના પ્રેમનો, પોતાના દીકરા વિક્રમનો સોદો કર્યો છે :'હું આ હવેલી જોઈને આવી હતી અહીંયાં ?ઈંટ, માટી ને છજાંઝરુખા જોયાં હતાં મેં !' હવે એને કાંઈ જોઈતું નથી. એને તો બસ પ્રેમ જ કરવો છે. પુલિન એનો પ્રિયતમ છે. વિક્રમ, પુલિન - એમનાં સુખ સિવાય બીજા કાંઈની એને ખેવના નથી. અત્યારે એની પાસે જે કાંઈ છે એ બધું જ – ઘર, દાગીના, રોકડ બધું જ પાછું આપી દેવું છે. 'પહેર્યે કપડે આ ઘરને તાળું મારીને કૂંચી પણ પેટીમાં મૂકીને ઉપાડી એ ચાલી નીકળી પેલે ઘેર...' આ ઘર અને પોતાની જાતને પોતાને હીણી ને બજારુ બનાવતા સોદાની કિંમત પાછી આપી દેવા એ પગથિયું ઊતરીને સડસડાટ ચાલી નીકળે છે.

એ જેમ જેમ પોતાની નિન્દા કરે છે તેમ તેમ એનો પ્રેમ ઉત્કટ ને ઉત્કટ બને છે. વિક્રમનાં આ ઘેર ને પેલે ઘેર હવે એક થાય છે. પણ ત્યાં મા હશે ? સવિતા ઘર વગેરે સર્વસ્વ તજે છે. એ જગત પણ તજે છે એવું માનવાની જરૂર નથી – આપઘાતનો સૂર ભલે ને થોડી વાર પહેલાં વરતાયો હોય. સંદિગ્ધ અન્ત જ વધુ આસ્વાદ્ય નીવડે છે.

સ્મૃતિની નિરાળી ને સંકુલ, નિર્ણાયક ને નિરામય પ્રક્રિયાનું જયંતિ દલાલ નિપુણતાથી સંચાલન કરે છે ને સવિતાના અન્તરતમમાંથી ચારુગંધ બોરસલી પાછું લહેરાય છે.

## આભલાનો ટુકડો

રમણ ને દક્ષા બંને પરસ્પરને ખૂબ ચાહે છે. બંને 'ગિરેદાર કબૂતર' જેવાં છે. વિષમ પરિસ્થિતિમાં પણ એકબીજાનું જતન કરવાનું ચૂકતાં નથી. લગ્ન થયાં એ પહેલાંથી દક્ષાને ખબર છે કે 'રમણ જરા ફુરસદ મળી એટલે આકાશ સામે' જોઈ રહે છે. ઘર બદલવાનું આવે છે ત્યારે અગવડની પરવા કર્યા વિના એ ત્રીજે માળે રહેવાનો આગ્રહ રાખે છે :'અને, અને નજર નાખીને જોવા આકાશ જોઈએ છે.' રમણ ને દક્ષાની દિનચર્યાના વર્ણનમાં જયંતિ દલાલ શહેરની વિષમ વાસ્તવિકતાની અનેક વિગત વણી લે છે. એમાંથી યન્ત્રાવિદ્યાને પ્રતાપે થતાં પરિવર્તનની સૂક્ષ્મ ગતિને પારખી શકે એવા સંવેદનતન્ત્રનો પરિચય મળે છે.

રમણ વિશાળ આકાશને જોઈ શકતો નથી, ચાર આંગળનું આભલું જ જોઈ શકે. 'દિવસભરના સન્તાપ દક્ષા મનમાં' સમાવે છે તો રમણ 'કોકની નજર, કોકનો સખૂન, કોકના ઇશારા – સહુની નુકતેચીની પેલા બે વેંતના આકાશના રેજા પાસે મૂંગેમૂંગા ' કર્યા કરે છે. એરિયલના વાંસ બંધાય છે ત્યારે એને 'વાંસ આકાશની છાતી પર ભાલા' મારતા હોય એવું લાગે છે. એના છેડા 'બરછીની જેમ એની આંખમાં' ભોંકાય છે. એના મનમાં 'ખીજ ને બેચેની' ઉભરાય છે. એની વિહ્વળતા એવું સૂચવે છે જાણે સૌન્દર્ય ને વિજ્ઞાન, પ્રકૃતિ ને સંસ્કૃતિ એકબીજાનાં શત્રુ છે.

જેટલી આસાનીથી એરિયલના વાંસ બંધાય છે એટલી જ આસાનીથી વાંસ પર પોપટ બેસે છે. ભાલા તરુડાળ બની જાય છે. રમણ મૂંગો થઈ જાય છે, પછી વાંસની વાત ક્યારેય કરતો નથી. રોજબરોજની ઘટનાની જૂજ વિગતોમાંથી જયંતિ દલાલ અનાયાસ આકાશ, વાંસ, પોપટનાં પ્રતીક રચી શકે છે પરંતુ એ પ્રતીક શક્તિશાળી બની શકતાં નથી. એમાં રચનાની કેટલીક

વિગત નડે છે. રમણ ધૂમકેતુની તરંગી, ધૂની સૃષ્ટિમાંથી અહીંયાં ભૂલો પડી ગયો હોય એવું લાગે છે. એનામાં તર્કપૂત સ્વસ્થતા નથી. વાંસમાં એ એરિયલનો અવિચ્છિન્ન અંશ જોઈ શકતો નથી, તો એરિયલમાં માનવીનાં અનેક સ્વરૂપને જોડનાર સેતુ ક્યાંથી જોઈ શકે ? ત્રણ માળનું મકાન એક માળના મકાન આડે, ભોંયતળિયેની ની ઝૂંપડી આડે વાંસથીયે મોટો અવરોધ ઊભો કરે છે એ જોઈ શકતો નથી.

આથી રમણનો અભિનિવેશ ને પોપટના આગમનની આકસ્મિકતા – આ બે પર જયંતિ દલાલે જે મદાર બાંધ્યો છે એ મિથ્યા રોમાન્ટિકતાને લીધે તકલાદી નીવડે છે. ‘આભલાનો ટુકડો’માં ખરેખરો સંઘર્ષ નિરૂપાતો નથી એટલે ખરેખરો મૂલ્યબોધ પ્રગટતો નથી. ખરેખરો સંઘર્ષ આકાશ ને વાંસ વચ્ચે નથી, સૌન્દર્ય ને વિજ્ઞાન વચ્ચે નથી, પ્રકૃતિ ને સંસ્કૃતિ વચ્ચે નથી પણ બીજાં જ તત્ત્વો વચ્ચે છે – પ્રકૃતિ ને માનવી વચ્ચે છે, માનવી ને માનવી વચ્ચે છે.

## *ટપુભાઈ રાતડિયા*

આ એક વિલક્ષણ રચના છે; ગુજરાતી ટૂંકી વાર્તાનાં પહેલાં પચાસ વર્ષની અનન્ય કૃતિ છે. એમાં જયંતિ દલાલની પરિચિત, વ્યંગકટાક્ષ ને ગાંભીર્યની મુદ્રા જોવા મળે જ છે. એથીયે વિશેષ કેટલુંક જોવા મળે છે – સરેરાશ માનવીના પ્રતિનિધિ જેવું પાત્ર, સત્યજ્ઞાનનીતિ જેવાં તત્ત્વોની અનાકુલ અનુભૂતિ, કપોલકલ્પિતનો વિનિયોગ.

ટપુભાઈ એકદમ સાદાસીધા ને ભલાભોળા છે, અકુટિલ ને નિર્વ્યાજ છે, રાગદ્વેષ ને અભિનિવેશથી પર છે. એમને એક જ શોખ છે, સભાસમારમ્ભમાં જવાનો. સપ્તાહ કે શોકસભા, ચંદ્રકપ્રદાન કે ગાલીપ્રદાન –શહેરને કોઈ પણ ખૂણે, જ્યાં હોય ત્યાં પહોંચી જાય છે. એમની યાદદાસ્ત અજબ છે. જે કંઈ બોલાય છે તે એમને અક્ષરેઅક્ષર યાદ રહે છે. આવા મોટા લાભ ઉપરાંત એમની કમબખ્તીની શરૂઆત પણ એમાંથી જ થાય છે. એમને કેટલાક નિર્ણાયક અનુભવ થાય છે, કેટલીક નિર્ણાયક પ્રતીતિ થાય છે. છાપાવાળા એમની પાસેથી

જ હેવાલ મેળવે છે. એક પોતાનું 'એકલાનું જ ' એવું લખવા માટે, બીજાને સાવ જુદું – એમને મન તો ખોટું – લખાવવાનં સૂચવે છે. ને ખરું શું ને ખોટું શુંના સવાલ એમને સતાવવા માંડે છે. જે બોલાય છે એ પણ ક્યાં ખરું હોય છે? રોજ રોજ ઠેકાણે ઠેકાણે બીજાને નીચા, હલકા, ભૂંડા દેખાડવાની દાનત તરી આવે છે. 'કોઈનું ય બુરું તાકીએ, બોલીએ, કરીએ એ ખોટું.'

ટપુભાઈની સાદીસીધી તર્કશ્રેણી ને સાદીસીધી અનુભવશ્રેણીમાં સત્ય ને અસત્ય, જ્ઞાન ને અજ્ઞાન, શુભ ને દુરિત, શ્રેય ને પ્રેય, સાધ્ય ને સાધનનું સ્વરૂપ ઝિલાય છે. સત્ય, જ્ઞાન ને નીતિના ગૂઢ શાસ્ત્રીય પ્રશ્નો ને એના ઉત્તર જયંતિ દલાલ કેટલી સરળતાથી નિરૂપે છે! ટપુભાઈને વળી એક અકલ્પ્ય અનુભવ થાય છે. ખોટું સાંભળે – 'ખોટું એટલે બીજાનું બૂરું' – સાંભળે કે તરત કાંઈક કરડ્યું હોય એમ એમના કાન રાતા હિંગળોક થઈ જાય છે. એમને મન તો એ 'સરકસના હસોડ'ની દશામાં મુકાય છે. એમના કાન જાણે ખરુંખોટું, ભલુંબૂરું પામવાનું યંત્ર બને છે. બધા એમને 'રાતડિયા' કહે છે. એમને અળખામણા, ચૂગલીખોર, સી.આઈ.ડી. ગણે છે ને જાકારો દે છે :'ઓલ્યા રાત્તડિયાને દુકાન આગળ ઊભો ન રે'વા દેવો ! ને'શ છે ! ' સાચું ને સાચુકલું ક્યાં કોઈ જિરવી શકે છે ! ટપુભાઈ આકુળવ્યાકુળ બને છે :'ત્યારનું નથી મનને ચેન, નથી આરામ. અને બીજાનું બૂરું એ જ ખોટું ? ' ને તો તો પોતે પણ કશું ખોટું કરતો હતો ને ? ' પોતાની ક્ષતિની શંકા માત્ર એમને કળ વળવા દેતી નથી. એમનામાં અનુકમ્પા જાગે છે.

ટપુભાઈ ભલે તત્ત્વજ્ઞાની ન હોય, તત્ત્વશોધક તો છે જ. એમની વિચારણા, તર્ક, ભાષા ભલે સંકુલ ન હોય, વેધક ને મર્મગામી તો છે જ. એ ભલે બે અન્તિમ વચ્ચેનાં બિન્દુ ઓળખતા ન હોય, અન્તિમની વિશદતા તો અનવરત કેળવ્યા જ કરવાના. એમને કેટલાક સવાલ તો થયા જ છે : 'મોટા ખોટાને ટાળવા કે તોડવા નાના ખોટાને ઉત્તેજન અપાય ખરું કે પછી ખોટા માત્રને સાથ દેવો ન જોઈએ ?' તેમ જ 'પોતે પણ કશું ખોટું કરતો હતો ને ?' એના ઉત્તર, જરૂર પડ્યે બે અન્તિમ વચ્ચેનાં બિન્દુની પતીજ પોતાના અનુભવમાંથી જ મેળવવાની મથામણ એ કર્યા જ કરશે, એક પ્રશ્નમાંથી બીજા પ્રશ્નમાં એ ગુંથાયા જ કરશે !

અનુભવની સરાણે સત્ય, જ્ઞાન ને નીતિનાં કૂટ તત્ત્વોની કસોટી, કપોલકલ્પિતનો વિનિયોગ, નર્મમર્મથી શુભ્ર બનતી ભાષા, સરેરાશ માનવીના પ્રતીક જેવા ને પ્લેટો, ગાંધીજી વગેરે વિભૂતિના રણકાર જેવા ને મધુ રાયના હરિયાના પૂર્વજ જેવા પાત્રનું – આ બધાં 'ટપુભાઈ રાતડિયા'ની અનન્યતાનાં પ્રમાણ ને પરિમાણ છે.

## વિરાટપર્વ પર આધારિત રચનાઓ / રાજેશ પંડ્યા

'વિરાટપર્વ' પર આધારિત મધ્યકાલીન રચનાઓમાં પ્રવર્તતાં લોકતત્ત્વોની તપાસ સામગ્રીના સ્તરે કરવી હોય તો પ્રથમ તો તેના કથાનકની તપાસ કરવી જોઈએ. મૂળ કથાનક તો મહાકાવ્યનું છે. પુરાણની શૈલીનો પણ તેમાં વિનિયોગ થયો છે, એટલે વ્યાપક અર્થમાં તે પૌરાણિક કથાનક છે. પૌરાણિક કથાનકને જ્યારે પ્રાદેશિક ભાષામાં આલેખવામાં, રજૂ કરવામાં આવે ત્યારે તે મૂળ કૃતિના અનુવાદ રૂપે જ આપણી સામે આવતું નથી પરંતુ પ્રાદેશિક વિશેષતા અનુસાર તે કથાનકની સામગ્રી અને ક્યારેક તો કથાનકની સમગ્ર સંરચના પણ બદલાઈ જતી હોય છે. જેમ મહાભારતના ભારતીય ભાષાઓમાં થયેલાં રૂપાંતરોની બાબતમાં બન્યું છે તેમ મહાભારતના ગુજરાતી ભાષામાં થયેલાં રૂપાંતરો પણ અનેક પ્રાદેશિક વિશેષો ધરાવતાં થયાં છે. સંસ્કૃત 'વિરાટપર્વ' સાથે આપણે તેનાં ગુજરાતી રૂપાંતરો સરખાવી જોઈએ તો તરત આ બાબત સ્પષ્ટ થઈ જાય. એટલું જ નહિ, ગુજરાતી રૂપાંતરોને પણ એકબીજા સાથે સરખાવી જોઈએ તો તેમાં પણ પ્રથમ દૃષ્ટિએ જ અનેક ફેરફારો તારવી શકાય. એક ભાષાકીય પ્રદેશમાં પણ જુદે જુદે સ્થળે અને જુદે જુદે સમયે થયેલાં રૂપાંતરોમાં પણ કથાસામગ્રી અને કથાની સંરચનામાં ભિન્નતા જોવા મળે. આ ભિન્નતા કે ફેરફારો મુખ્યત્વે ચાર પ્રકારે શક્ય બનેઃ

૧. મૂળમાં (કે અન્ય રૂપાંતરમાં) નિર્દેશ માત્ર હોય તેવી સામગ્રીનો વિકાસ અને વિસ્તાર

૨. મૂળમાં (કે અન્ય રૂપાંતરમાં) જેનો ઉલ્લેખ જ ન હોય તેવા નવા પ્રસંગોનું ઉમેરણ એટલે કે આગમન

૩. મૂળના (કે અન્ય રૂપાંતરના) કથા પ્રસંગોનો અભાવ એટલે કે લોપ
૪. મૂળના (કે અન્ય રૂપાંતરના) ક્રમમાં કે રજૂઆતમાં ફેરફાર અને તેને કારણે કથાની સંરચનામાં પડતો તફાવત

આ પ્રકારનાં પરિવર્તનો પાછળ સામાજિક તથા સાંસ્કૃતિક અને ક્યારેક રાજકીય સંદર્ભો કે પરિબળો પણ ભાગ ભજવતાં હોય છે.

સંસ્કૃત 'વિરાટપર્વ' પર આધારિત મધ્યકાલીન રચનાઓની સૌથી ધ્યાનપાત્ર વિશેપતા એ છે કે તેમાં મૂળ કથાનકને લોકકથાત્મક રૂપે રજૂ કરવામાં આવ્યું છે. એટલે અહીં આ કથાનકોને લોકકથાની વિશેષતાની દૃષ્ટિએ તથા લોકકથાના પ્રચલિત સંવિધાનની પદ્ધતિએ તપાસવાનો પ્રયત્ન કર્યો છે. પહેલાં તો આપણને આ વલણ વિરોધાભાસી લાગે. કેમકે પુરાણકથા અને લોકકથાને આપણે જુદાં જુદાં અને એકમેકના વિરોધી માનતા આવ્યા છીએ, પરંતુ હકીકત તેમ નથી. વ્યાપક દૃષ્ટિએ પુરાકથા (myth)ને પણ લોકકથા (folktale) અન્તર્ગત સમાવવામાં આવે છે. એન્ટી આર્નેએ પણ 'Types of folktale' માં માત્ર લોકકથાનો નહીં પરંતુ પુરાકલ્પનકથા (myth) અને દંતકથા (Legend)નો પણ સમાવેશ કર્યો છે. મેલિનોવસ્કી પણ myth, legend અને tale એમ લોકકથાના ત્રણ પ્રકારોની હિમાયત કરે છે. જ્યારે ફ્રાન્સ બોઆઝ તો માત્ર બે જ પ્રકારો પાડવાનું ઇષ્ટ ગણે છે. તેઓ કેટલીક કથાને 'લોકપુરાણ' માને છે. તો કેટલીક કથાઓને ઇતિહાસ. તેઓ પૃથ્વી રચાયા પહેલાંની કથાઓનો myth અને પૃથ્વી રચાયા બાદની કથાઓનો historyમાં સમાવેશ કરે છે. આમ બોઆઝના મને લોકકથા અને ધર્મગાથા વચ્ચે કોઈ અંતર નથી. બંનેનું નિર્માણ ખૂબ જટિલ સૂત્રો વડે થાય છે, એમ તેઓનું માનવું છે.

ફ્રેઝરે આ વાતની ગડ પાડતાં, વાત સમજાવતાં કહ્યું છે કે આપણી ચિત્તલીલા ત્રણ પ્રકારની હોય છે. તર્કની, સ્મૃતિની ને કલ્પનાની. આદિમાનવની તર્કલીલા એ પ્રકારના વિજ્ઞાનમાં પરિણમે. એમનું એ વિજ્ઞાન પરિણિત તર્કવાળાને કથા લાગે તો લાગે. એ છે Myth. જેમકે, વૈદિક પ્રકૃતિની પહેલી ભૂમિકામાં આદિમાનવે ઉષાને જોઈ ત્યારે અત્યંત મુગ્ધ ભાવે તેણે સૂર્યના સંબંધમાં ધારણા કરી કે સૂર્ય, દિવ્ય તથા પ્રકાશમાન

(જ્યોતિષ્મતી) ઉષાની પાછળ પાછળ એવી રીતે જાય છે જેવી રીતે કોઈ પ્રેમી પોતાની પ્રેયસી પાછળ. (સૂર્યો દેવીમુષસ રોચમાનાં / મર્યો ન યોપામ્જયેતિ પશ્ચાત. ઋ. ૧-૧૧૫). વાદળ અને વર્ષાને જોઈને તેણે ઇન્દ્રની જે કલ્પના કરી છે તે તો અદ્‌ભુત છે : (યો હત્વાહિ મરિણાત્સપ્ત સિન્ધુન્યોગા ઉદાજપધા વજાસ્ય. ઋ. ૨-૧૨) વાદળોમાં વરસાદને કેદ કરી રાખનાર અસુર વૃત્ર છે અને ઇન્દ્ર તેને હણીને વરસાદ વરસાવે છે. અગ્નિ તેનો મુખ્ય સાથી છે. જમાનાઓ પછી આ ઇન્દ્ર-અગ્નિ રામ-લક્ષ્મણ રૂપે ધર્મગાથાઓમાં આલેખન પામે છે, તો ક્યારેક કૃષ્ણ-બળરામ રૂપે; અને વૃત્ર રાવણ કે કંસ રૂપે ઉપસ્થિત થાય છે. આમ બધી પ્રાકૃતિક ઘટનાઓ દેવીદેવતાઓનાં પરાક્રમોની કથાઓનું રૂપ લઈને આવે છે. આપણે તેને myth કહી શકીએ.

જ્યારે સ્મૃતિલીલા એ ઇતિહાસ, દંતકથાનું રૂપ લઈને પ્રગટે છે. ને કેવળ કલ્પનાલીલા તે ફોક ટેયૂલ. લોક(કથા) વાર્તા. મીથનું મૂળ તર્કમાં, લેજન્ડનું સ્મૃતિમાં અને ફોકટેય્લનું મૂળ કલ્પનામાં હોય છે. કલ્પનાવિહાર માત્ર લોક (કથા) વાર્તામાં જ હોય છે, એવો તેનો અર્થ નથી. મીથમાં તો તે વધારેમાં વધારે હોય છે અને તે એવું અંતઃસ્ફુરણાત્મક સ્વરૂપ (intutive form) છે.

આપણે જાણીએ છીએ કે સંસ્કૃત મહાભારત એ મહાકાવ્ય - epic - ની સંજ્ઞા પામ્યું છે. એ મહાભારત આધારિત મધ્યકાલીન ગુજરાતી કૃતિઓની રચના પણ પદ્યબંધમાં કરવામાં આવી છે. એટલે એક રીતે તેને પણ મહાકાવ્ય - epic - કહી શકાય. પરંતુ સંસ્કૃત સાહિત્યમાં મહાકાવ્યની જે સંજ્ઞા અને વિભાવના છે તે અહીં લાગુ પાડી શકાતી નથી. (એમ તો સંસ્કૃત મહાભારતને પણ તે લાગુ પાડતા ઘણા પ્રશ્નો ઊભા થાય, જુઓ પ્રકરણ : બીજું) આપણે આગળ જોયું છે તેમ, મહાભારતના ગુજરાતી રૂપાંતરોમાં અનેક લોકતત્ત્વોનો વિનિયોગ થયો છે અને તેથી એ પ્રાદેશિક વિશેષો ધરાવતી રચનાઓ બની છે; એટલે તેને epic કહેવું હોય તો પણ Folk epic લોકમહાકાવ્ય - કહી શકાય. અથવા મધ્યકાલીન કાવ્ય સ્વરૂપ - સંજ્ઞા પ્રમાણે તેને આખ્યાન - લોકાખ્યાન (?)- કહી શકાય.

અરવલ્લીના ડુંગરી ભીલોમાં પ્રચલિત 'રાઠોર વારતા' માટે લોક મહાકાવ્ય અને રામકથા (રામાયણ) 'રૉમ - સીતમાની વારતા' માટે લોકાખ્યાન એવી સંજ્ઞા તેના સંપાદકે પ્રયોજી છે. અહીં જુદી જુદી સંજ્ઞા પ્રયોજવામાં આવી હોવા છતાં બંને રચનાની સ્વરૂપ - સંરચનાગત લાક્ષણિકતામાં ઘણી સમાનતા પ્રવર્તે છે. અહીં લોકકથાનકનું આલેખન કરતી કૃતિ 'રાઠોર વારતા' માટે લોકમહાકાવ્ય એવી સંજ્ઞા પ્રયોજવામાં આવી છે. જ્યારે વાલ્મીકિકૃત 'રામાયણ' તો, મહાભારતની તુલનામાં, મહાકાવ્યની અપેક્ષા વધુ સારી રીતે સંતોષે એ પ્રકારની કૃતિ છે. છતાં તેના લોકરૂપ 'રોમ-સીતમાની વારતા' માટે, 'લોકમહાકાવ્ય' નહિ, પરંતુ 'લોકાખ્યાન' સંજ્ઞા પ્રયોજંવામાં આવી છે. એ રીતે જોઈએ તો, સંસ્કૃત મહાભારત પર આધારિત મધ્યકાલીન ગુજરાતી રચનાઓ આખ્યાન સ્વરૂપમાં જ ઢાળવામાં આવી છે !

લોકમહાકાવ્ય પણ કથાનકમાં લોકકથા પાસેથી ઘણું બધું ગ્રહણ કરે છે. લોકમહાકાવ્ય 'રાઠોર વારતા' કે પછી લોકાખ્યાન 'રોમ-સીતમાની વારતા' એ રીતે લોકપરંપરાના કથાનકને જ પદ્ય (ભજન - વારતા) રૂપે મૂકી આપે છે.

લોકમહાકાવ્ય અને લોકકથામાં જે ભેદ જણાય છે તે પદ્ય અને ગદ્યનો જ છે એવું લાગે, પરંતુ તેમ નથી. લોક મહાકાવ્યમાં પણ વચ્ચે વચ્ચે ગદ્યખંડો આવે જ છે. 'ઉષાહરણ' (વીરસિંહકૃત) અને 'કાન્હડદે પ્રબંધ' જેવી મધ્યકાલીન રચનાઓમાં પણ વચ્ચે વચ્ચે ગદ્યખંડો આવે છે; તેમજ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં તો લોકકથાઓ પણ પદ્યબંધમાં જ મળે છે અને તે માટે 'પદ્યવાર્તા' જેવી સ્વરૂપવૈશિષ્ટ્ય સૂચવતી સંજ્ઞા પ્રયોજવામાં આવે છે. અસાઈત, નરહરિ, ગણપતિથી છેક શામળ સુધીના સર્જકો લોકકથાનકો લઈને પદ્યબંધમાં જ કાવ્યરચનાઓ કરે છે. તો પછી પુરાણકથાઓ કે રામાયણ, મહાભારતની કથાસામગ્રીનું નિરૂપણ કરતાં કાવ્યો (આખ્યાન રચનાઓ) પદ્યબંધમાં જ મળે એ સ્વાભાવિક છે. આમ મધ્યકાળમાં, લોકકથા અને પુરાણકથા, તથા મહાકાવ્યોની કથા માટે પદ્યબંધ એ સમાન લક્ષણ છે. પદ્યબંધમાં આલેખાયેલી લોકકથા (પદ્યવાર્તા)માં જે પરંપરાગત કથનકળા પ્રયોજાઈ છે તે જ લગભગ ધાર્મિક આખ્યાનોમાં પ્રયોજાઈ છે. આ રીતે

આખ્યાનોની કથનકળા પણ લોકકથાને અનુરૂપ છે અને તેનું નિર્માણ પણ લોકકથાની વિશેષતા પ્રમાણે થયું છે તથા તેનું સંવિધાન પણ લોકકથાની પ્રચલિત સંવિધાન પદ્ધતિને મળતું આવે છે.

પુરા(ણ) કથા - મહાકાવ્યની કથા તથા લોકકથા વચ્ચે સામગ્રીનાં ઘટકોની બાબતમાં પણ ઘણી સમાનતા હોય છે. એ માટે એક બીજું ઉદાહરણ જોઈએ. અહીં પણ (કૃતિ) કથાના વસ્તુને લઈને તપાસ કરી શકાય. તેમાંનો એક પ્રકાર નાયકપ્રધાન કથાઓનો છે. રેન્ક નામના અભ્યાસીએ 'The Myth of the Birth of the Hero'માં ઈડિપસની કથા સાથે અનેક ભાષા અને પ્રદેશની કેટલીક કથાઓની તુલના કરી. રેન્કે આવી વીસ કથાઓ લીધી હતી. એ પછી તેની જ અભ્યાસપદ્ધતિએ અને ઈડિયસની કથાને લઈને રેગલને બીજી વધુ અઠ્યાવીસ કથાઓ લીધી અને તેને આધારે નાયકપ્રધાન કથાનાં બાવીસ ઘટકો - વસ્તુબીજો તારવી આપ્યા :

૧. નાયકની માતા રાજકુટુંબની હોય
૨. પિતા રાજા હોય
૩. એની માનો કોઈ સ્વજન હોય
૪. નાયકના જન્મના સંજોગો કંઈક વિચિત્ર હોય
૫. તે દૈવી શકિતવાળો કે ઈશ્વરપુત્ર હોય
૬. જન્મ વખતે (કે પછી) એને નજીકના સગા દ્વારા મારી નાંખવાના પ્રયત્નો
૭. તેને ક્યાંક ભગાડી જવામાં કે રવાના કરી દેવામાં આવે
૮. દૂરના પ્રદેશમાં તેનું પાલન પોષણ થાય
૯. શૈશવ વિશે કશું નહીં
૧૦. જુવાન થતા તે પાછો ફરે, ભાવિ રાજ્યપ્રદેશમાં
૧૧. કોઈ રાજાને હરાવી, રાક્ષસને કે જંગલી પ્રાણીને મારી વિજયી બને
૧૨. રાજકન્યા સાથે લગ્ન
૧૩. રાજા બને
૧૪. થોડો સમય નિર્વિઘ્ને રાજ કરે
૧૫. કાનૂની વ્યવસ્થાની સ્થાપના કરે

૧૬. પછી ઈશ્વરની નજરમાંથી ઊતરી જાય કે પ્રજાજનો વિફરે
૧૭. દેશવટો
૧૮. રહસ્યમય મૃત્યુ
૧૯. મોટે ભાગે કોઈ પર્વતશિખરે મૃત્યુ થાય
૨૦. તેના વારસોને રાજગાદી ન મળે
૨૧. શબને અગ્નિસંસ્કાર પણ નહિ
૨૨. પરંતુ તેના સ્મારકો, સ્થાનકો કે સમાધિ

આમાંનાં કેટલાંક ઘટકોને પાંડવકથા, કૃષ્ણકથા સાથે સરખાવી શકાય. આપણે ત્યાં પણ આવાં ઘટકોવાળી ઘણી લોકકથાઓ મળે છે. આ અભ્યાસ, હોમરના મહાકાવ્ય મૂળમાં કંઠોપકંઠ પરંતુ પછી લિખિત રૂપે સંપાદન થયું તે ઉપરથી જ શક્ય બન્યું છે. આવી જ સ્થિતિ મધ્યકાલીન ગુજરાતી મહાભારતપરંપરા વિશે પ્રવર્તે છે. ખરેખર તો એ કાળે પાંડવકથા આધારિત આખ્યાનોની મૌખિક રજૂઆત જ થતી હતી. પરંતુ આજે તેનો અભ્યાસ કરવો હોય તો જે લિખિત પાઠ મળે છે તેને જ આધાર તરીકે સ્વીકારવા પડે. તેમ છતાં એ રજૂઆતની જ કળા હતી એટલે તેમાં પરંપરાગત કથનકળાનાં અનેક લક્ષણો, વિશેષો સ્વાભાવિક રીતે જ જોવા મળે છે.

આ લિખિત કૃતિઓને રજૂઆતની કળાકૃતિ ગણીએ તો તેમાં લોકકથાની જે વિશેષતા અને પરંપરાગત કથાકથન તથા જે વિશિષ્ટ સંરચના જોવા મળે છે તેની જાણ થઈ શકે. બાસ્કમ નામના અભ્યાસીએ કથા, કથક અને તેના શ્રોતા ત્રણેને લક્ષમાં લઈ પુરાકથા, દંતકથા તથા લોકકથાની રજૂઆતનાં મુખ્ય લક્ષણો તારવી આપ્યા છે. તેને આધારે આખ્યાનપરંપરા અને આખ્યાન સ્વરૂપમાં રચાયેલી 'વિરાટપર્વ' આધારિત રચનાઓને મૂલવી જોઈએ :

૧. કથાનું બહિરંગ ગદ્ય કે પદ્ય ?

આખ્યાન સ્વરૂપમાં રચાયેલાં વિરાટપર્વ (પાંડવકથા)નું બહિરંગ પદ્યનું છે. તેમાં અનેક દેશીઓ અને ઢાળ પ્રયોજાય છે એટલે તેમાં લયવૈવિધ્ય પણ સારા પ્રમાણમાં છે. તેની સંગીતમય રજૂઆત થતી હોય છે. યથાપ્રસંગ શ્રોતાઓ કથક - ગાયકનો ઉત્સાહ વધારતા ઉદ્ગારો કરે છે અને દાદ આપે છે.

૨. એનો આરંભ : નિશ્ચિત કે અનિશ્ચિત ?

દરેક આખ્યાનને આરંભે દેવદેવીઓની સ્તુતિ કરવામાં આવે છે, તે મંગલાચરણને નામે ઓળખાય છે. મોટે ભાગે પરંપરાગત રીતે વિઘ્ન વિનાશક ગણપતિ અને વાણીની દેવી સરસ્વતીની સ્તુતિથી રજૂઆતનો આરંભ થાય છે. કેટલીક વખત આખ્યાનકાર પોતાના ઇષ્ટદેવ કે ગુરુની સ્તુતિ પણ કરે છે. મહાભારતનાં આખ્યાનોમાં વ્યાસની સ્તુતિ કરવાની પરંપરા પણ બંધાઈ છે. 'પાંડવલા'માં મંગલાચરણ બીજી કૃતિથી જુદું પડી જાય તેવી વિશિષ્ટતા ધરાવે છે. આ કૃતિ દરેક વખતે, બધા સર્જકમાં, થોડા ફેરફારો સિવાય લગભગ સરખી રહે છે. એટલે તેને એક રીતે તો પ્રવાહી પાઠરચના (floating text) જ ગણી શકાય.

૩. કથાસમય : નિશ્ચિત કે અનિશ્ચિત ?

આખ્યાન કથાની રજૂઆતનો સમય મોટે ભાગે નિશ્ચિત જ હોય છે. ધાર્મિક ઉત્સવો તથા પર્વો દરમ્યાન, ખાસ કરીને શ્રાવણ જેવા પવિત્ર મહિનામાં, રાત્રિના સમયે, દેવાલયની સામે ખુલ્લા ચોકમાં મહાભારત કે રામાયણની કથાઓનું 'પારાયણ' કરવામાં આવે છે.

આ રચનાઓ સમાજના મહત્ત્વના વ્યવહારો સાથે ભલે આછું પાતળુંય અનુસંધાન તો ધરાવતી હોય છે જ. ચૈત્રમાં અલૂણાવ્રત નિમિત્તે 'ઓખાહરણ', શ્રાદ્ધ પક્ષમાં 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ', સીમંત વખતે મોસાળું ભરાય ત્યારે 'કુંવરબાઈનું મામેરું' જેવી કૃતિઓ હમણાં સુધી ગાવામાં આવતી હતી. પરિણામે, આવી રચનાઓ લોકજીવનની પ્રણાલીઓને જાળવે છે, પોષે છે, સંરક્ષે છે અને તેનું સંવર્ધન, સમર્થન કરે છે.

ક્યારેક આ કથાઓનો આધાર લઈ તેનું લોકનાટ્ય સ્વરૂપ પણ પ્રગટે છે. જેથી તેમાં અભિનયનું તત્ત્વ પણ ભળે છે. આમેય વાર્તાતત્ત્વ હોવાને કારણે કથનાત્મકતા, ગેયતાને કારણે કાવ્યાત્મકતા અને રજૂઆતને કારણે નાટ્યાત્મકતા એમ ત્રિવિધ, કથા-કવિતા-નાટકનાં તત્ત્વોથી આખ્યાનનું સ્વરૂપ વિશિષ્ટ તો છે જ. આવી અભિનેય લોકનાટ્ય રચનાઓનું વિષયવસ્તુ વૈવિધ્યમય હોય છે : 'અભિમન્યુનો ચકાવો', 'હરિશ્ચન્દ્ર તારામતી' જેવા પૌરાણિક અથવા 'રાજા ભરથરી', 'સદેવંત - સાવળિંગા' કે 'ઓઢો જામ'

૭. કથાવસ્તુગત સ્થળ કે કથાલોક : કોઈ પહેલાંનો એક, સામાન્ય માનવલોકથી જુદો અલૌકિક લોક, લૌકિક કે તે સિવાયનો લોક ?

પૌરાણિક કથાનકો હોવાને કારણે અને દિવ્ય પાત્રસૃષ્ટિને લીધે પણ અલૌકિક કથાલોક જોવા મળે છે. ચમત્કારોનું તત્ત્વ હોવાને કારણે પણ અદ્‌ભુત જગતનું આલેખન કરવામાં આવે છે. જો કે પ્રાદેશિક વિશેષો પણ એટલાં જ પ્રમાણમાં સંકળાયેલા હોઈ સ્વાનુભૂત લૌકિક જગતનું પ્રતિબિંબ ઝિલાયું છે. પ્રાચીન સ્થળોનું વર્ણન પણ પરિચિત પરિવેશ પ્રમાણે કરવામાં આવે છે. હસ્તિનાપુર કે દ્વારકા કે વિરાટનગર જેવાં સ્થળોનું આગવી રીતે આલેખન મળતું નથી.

૮. વક્તા - શ્રોતા - અભિગમ : કથાને પુણ્યકથા ગણવાનો કે ધર્મકથા અને / અથવા પુણ્યકથા ગણવાનો કે ધર્મેતરકથા ગણવાનો ?

મહાભારતનાં આખ્યાનોમાં વક્તા-શ્રોતાનું વલણ ધાર્મિક હોય છે. 'નળાખ્યાન' જેવા કથાનકમાં પ્રેમતત્ત્વનું નિરૂપણ વિશેષ હોવા છતાં તેમાં ધર્મબોધનું એટલું જ મહત્ત્વ આંકવામાં આવે છે. મધ્યકાળમાં વિકસેલાં આખ્યાનસ્વરૂપ સાથે જ ધાર્મિકબોધ અને નીતિજ્ઞાનનો સદુપદેશ એક સર્વ સામાન્ય લક્ષણ તરીકે જ જાણે કે સંકળાઈ ગયાં છે.

૯. મુખ્ય પાત્રો : માનવેતર કે માનવ અને/અથવા માનવેતર ?

સમગ્ર પ્રદેશની ધાર્મિક શ્રદ્ધાનો આધાર હોવાને લીધે જે તે કથાનાં પાત્રોને સાચા, પૂર્વે થઈ ગયેલા માની લેવાનું અને તેમાં બનતી ઘટનાઓને સાચે સાચ બની ગયેલી ઘટનાઓ માની લેવાનું વલણ હોય એ સ્વાભાવિક છે. પરિણામે આ પ્રકારની કથાઓ પુરાકથાની લગોલગ પહોંચી જતી હોય છે અને અભ્યાસીઓ તેને એ રીતે ઓળખાવતા હોય છે. પરંતુ જે તે પ્રાદેશિક સંસ્કૃતિના સંદર્ભે વિચારીએ તો આ પ્રકારની રચનાઓ કોઈ પણ પ્રદેશના લોકાનુરૂપ એવાં લોકસ્વરૂપો તરીકે વધુ સારી રીતે ઓળખાવી કે ઘટાવી શકાય છે.

આમ ગાન, લયાત્મક કથનકળા, ધાર્મિકશ્રદ્ધા, શ્રોતાઓની તદ્રુપતા અને પ્રોત્સાહન અને તેનો પ્રતિભાવ - આ સમગ્ર તત્ત્વોના સંદર્ભે આખ્યાનકૃતિ સરજાતી આવે છે. આખ્યાન સ્વરૂપમાં રચાયેલી 'વિરાટપર્વ' પર આધારિત

મધ્યકાલીન રચનાઓ સંવિધાન, કથનકળા, ભાવનિરૂપણ અને વર્ણનનાં તત્ત્વોની દૃષ્ટિએ ઘણી સબળ છે અને ગેયરૂપમાં તેના પ્રત્યક્ષ પ્રયોગ થતા હશે ત્યારે એ સબળતા ઘણી વધી જતી હશે એવી ધારણા કરી શકાય. લોકમહાકાવ્યની મૌખિક રજૂઆતની લાક્ષણિકતા તરીકે તેમાં કેટલાંક વર્ણનો જરૂર ઢાંચાઢાળ છે અને તેનું વારંવાર પુનરાવર્તન થાય છે. અન્ય રચનાઓમાં પણ મળતાં હોય તેવાં શબ્દજૂથો એથી આગળ વધીએ તો ચરણો ક્યારેક પંક્તિઓ (એટલે કે formulas અને floating text )ઉપરાંત છંદોવિધાન, ગેયઢાળો પણ પરંપરાગત હોય છે. આગલી પરંપરાના અનેક કથાઘટકો પણ પ્રયોજાયાં હોય છે, પરંતુ એ બધાં દ્વારા જ રજૂઆત વખતે કૃતિ જીવંત બની જતી હોય છે અને કથાના ભાવજગત સાથે કથક તથા શ્રોતાનું તાદાત્મ્ય રચાતું હોય છે; અને સમગ્ર પ્રક્રિયા રસાનુભવની બની રહે છે.

મધ્યકાલીન ગુજરાતી વિરાટપર્વોમાં, સંસ્કૃત 'વિરાટપર્વ'ના કથાનકને લોકકથાની વિશેષતાની રીતે તથા લોકકથાની સંવિધાનપદ્ધતિએ રજૂ કરવામાં આવ્યું છે તે આગળ નોંધ્યું છે, તો સૌ પહેલાં લોકકથાની વિશેષતા કંઈ છે તે જાણવું જરૂરી છે. ડૉ. સત્યેન્દ્રના મતે લોકકથાનાં દસ નિર્માણઘટકો આ પ્રમાણે છે :

૧. લોકમાનસ
૨. કથારૂપ
૩. પાત્ર
૪. કથાઘટક
૫. સામાન્યઘટના
૬. સંઘટના
૭. કથાપ્રકૃતિ
૮. ઉપયોગદૃષ્ટિ
૯. અલંકરણ
૧૦. વાતાવરણ

જ્યારે કનુભાઈ જાની વધુ વૈજ્ઞાનિક રીતે લોકકથાની સમગ્ર ઘટના સાથે સંકળાયેલાં છ તત્ત્વો ગણાવે છે.

૧. વક્તા - શ્રોતા જેમાં એકતાર થયા હોય તેવી રજૂઆત
૨. એ માટે નિમિત્તભૂત બનેલો સાંસ્કૃતિક / સામાજિક સંદર્ભ
૩. વાત
૪. કથાકથન, કથાગત ઘટનાઓની કાળક્રમિક માંડણી
૫. કથાવસ્તુ અથવા વાર્તા
૬. એ સમગ્રનું ભાષા દ્વારા બંધાતું જતું માળખું / સંરચના

આ તત્ત્વો 'વિરાટપર્વ' પર આધારિત મધ્યકાલીન રચનાઓને પણ કેટલેક અંશે લાગુ પાડી શકાય છે.

પ્રસ્તુતિ : રજૂઆત

'વિરાટપર્વ' આધારિત મધ્યકાલીન રચનાઓ આખ્યાન સ્વરૂપમાં રચાયેલી છે. આ કૃતિઓનો પૂર્વનિર્ધારિત એવો લિખિત પાઠ હતો તેમ છતાં તેની રજૂઆત-પ્રસ્તુતિ મૌખિક રીતે જ થતી. લોકકથાની જેમ, શ્રોતાઓની હાજરીમાં જ કૃતિનું અસ્તિત્વ ઊઘડતું, રચાતું આવતું. પૂર્વનિર્ધારિત પાઠ હોવાને લીધે કથકના(આખ્યાનકારના) ચિત્તમાં કથા પહેલેથી પરંપરિત રીતે પડેલી જ હોય છે. છતાં કથક લોકસમૂહને સંભળાવવા કૃતિની રજૂઆત કરતો હોય છે. આથી કથાના સ્વરૂપનિર્ધાર માટે શ્રોતાની હાજરી પણ મહત્ત્વની બની રહેતી હોય છે. શ્રોતાના મનોવલણ અનુસાર કથાનો આકાર ઘડાય છે. કથાનું રૂપ સંક્ષિપ્ત કે વિસ્તારી બને છે. આમ, કથકના ચિત્તમાં રહેલી કથાને -કૃતિને બહાર લાવવાનું કામ શ્રોતાવર્ગનું છે. એ પ્રક્રિયા વૈયક્તિક નહીં પણ સામૂહિક છે. આ રીતે કોઈ વ્યક્તિગત ભાવક નહીં પરંતુ એકઠો થયેલો લોકસમૂહ આ કથાકૃતિના નિર્માણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

લોકરુચિનો પ્રભાવ પણ કથક પર પડે છે. વલ્લભકૃત 'મહાભારત' એનું સારું ઉદાહરણ છે. શ્રોતાઓની વય અને માનસિક અવસ્થા પણ કૃતિના સ્વરૂપનિર્ધારમાં મહત્ત્વનો પ્રભાવ પાડે છે. જેમ કે, શ્રોતાઓમાં બાળકોની સંખ્યા વધુ હોય તો આખ્યાનકાર ભીમની પરાક્રમકથાઓનું રોચક વર્ણન કરે. વૃદ્ધ શ્રોતાઓ વધુ હોય તો ધર્મબોધનું પ્રમાણ વિશેષ રહે અને શ્રોતાઓમાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ હોય તો પતિવ્રતા ધર્મ, શીલરક્ષણ, સતીમહિમા

વગેરેને લગતાં કથાનકો અને ઉપદેશતત્ત્વને કેન્દ્રમાં રાખી રજૂઆત કરે; ધારો કે, 'વિરાટપર્વ'માંના કીચકવધના પ્રસંગની આખ્યાનકાર રજૂઆત કરતો હોય ને તે વખતે શ્રોતાસમૂહમાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ હોય તો દ્રૌપદીના ચરિત્રને તે ઉક્ત પ્રયોજનને સિદ્ધ કરવા માટે ખપમાં લે. કથાપ્રસંગ પણ એ પ્રકારની સંરચનામાં ઢળે. જ્યારે એ જ આખ્યાનકાર, બીજી કોઈ વખતે આ જ કથાપ્રસંગની રજૂઆત કરે ને ત્યારે શ્રોતાસમૂહમાં બાળકોનું પ્રમાણ વિશેષ હોય તો કથાકાર આ પ્રસંગના સંદર્ભમાં ભીમના પરાક્રમને વધુ મહત્ત્વ આપે અને એ વખતે કથાનકની સંરચના પણ બદલાઈ જાય. આમ, આ કથાસ્વરૂપ તેની પ્રસ્તુતિ-પ્રયોગને લીધે ભાવકનિરપેક્ષ નહીં પરંતુ ભાવકસાપેક્ષ છે.

શ્રોતાસમૂહ પણ આખ્યાનકૃતિમાંના કથાપ્રસંગોથી અને કથાનાં પાત્રોથી પણ કેટલેક અંશે પરિચિત હોય છે. એટલે આખ્યાનકાર કેવી વિશિષ્ટ રીતે તેની રજૂઆત કરે છે તે જ શ્રોતાઓ માટે ઉત્સુકતા જાળવી રાખનારું આકર્ષક તત્ત્વ બની રહે છે. આખ્યાનકાર-કથક પણ અનેક પ્રાદેશિક તત્ત્વોનો સમન્વય કરી અલૌકિક સૃષ્ટિને લૌકિક બનાવી તદ્દન નિકટ લાવી દે છે. ધાર્મિક શ્રદ્ધાનું પોષક તત્ત્વ તેમાં ભળે છે. એટલે એક પ્રકારની તન્મયતા પણ સરળતાથી રચાય છે. પરિણામે સમગ્ર રજૂઆત સબળ અને ભાવપ્રધાન બની રહે છે. કથાનક ધાર્મિક અને શ્રોતા શ્રદ્ધાળુ હોવાથી કથક પણ કથાપ્રસંગોની ભાવસૃષ્ટિને અનુરૂપ, મોટે ભાગે વાચિક, ક્યારેક આંગિક અભિનય(મુદ્રાઓ અને ચહેરાના પલટાતા ભાવો) દ્વારા નાટ્યાત્મક રીતે અને કેટલીક વખત તો નાટકી રીતે પણ પ્રસંગોને વિસ્તારીને રજૂ કરે છે. કથક (આખ્યાનકાર) લોકસંગીતની પરંપરાનો પણ જાણકાર હોય છે એટલે કૃતિમાં પ્રયોજાયેલી વિવિધ દેશીઓ અને ગેયપદોને મધુર કંઠે રજૂ કરે છે. તેથી કૃતિની પ્રભાવકતા તથા અસરકારકતામાં વધારો થાય છે.

કૃતિની સાંગીતિક રજૂઆત વખતે પરંપરાગત વાદ્યો -લોકવાદ્યોનો પણ ઉપયોગ થતો હોય છે. આખ્યાનની પ્રસ્તુતિમાં કથકો માણનો ઉપયોગ કરતા હતા એટલે માણભટ્ટ તરીકે તેમની ઓળખ બંધાઈ હતી. માણખો – માટલાનો લોકવાદ્ય તરીકે ઉપયોગ પ્રાચીન સમયથી થતો રહ્યો છે. 'વિધુરપંડિત જાતક' અન્તર્ગત વાદ્યવાદકોની સૂચિમાં 'કુમ્ભથુનિક'નો પણ ઉલ્લેખ છે, જેને

# સમાચાર

• કેન્દ્ર સરકારે સમાન વેચાણધારાની જે નીતિ અપનાવી છે તે તેના વિરોધમાં મહારાષ્ટ્ર રાજ્યમાં બંધનું એલાન આપવામાં આવ્યું છે.

• પાકિસ્તાનમાં નવાઝ શરીફ સામેનો કેસ સાંભળવા માટે ન્યાયાધીશે ના પાડી છે. સુનાવણી દરમિયાન કોર્ટમાં વધુ સંખ્યામાં ગુપ્તચરો અને લશ્કરી કર્મચારીઓની હાજરીને કારણે આવો નિર્ણય લેવાયો છે.

• કચ્છ અને સૌરાષ્ટ્રમાં તથા ઉત્તર ગુજરાતમાં વરસાદનું પાણી સંઘરવા માટે અનેક સ્થળે બે હજાર ચેકડેમ બાંધવાનો રાજ્યસરકારે નિર્ણય કર્યો છે.

• ગુજરાત સરકારનું વિધાનસભા બજેટ સત્ર એકવીસમી ફેબ્રુઆરીથી શરૂ થશે.

• નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડના એક એકમે હડકવા વિરોધી આધુનિક રસીની શોધ કરી છે.

• ગુજરાત રાજ્યમાં પ્રવર્તતી અછતગ્રસ્ત પરિસ્થિતિ અંગે કેન્દ્ર સરકારની એક ટીમ ગુજરાતની મુલાકાત લેશે.

• પાકિસ્તાનના મદરેસાઓમાં ત્રાસવાદની તાલીમ આપવામાં આવે છે.



# કંકાવટી

ફેબ્રુઆરી, ૨૦૦૦

અંજુમ વાલોડી
અલગારી
નિર્મલ વર્મા
રતિલાલ 'અનિલ'
જયંત પારેખ
શિરીષ પંચાલ

# કંકાવટી

ફેબ્રુઆરી, ૨૦૦૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૭૯

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે : ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬**

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી, ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સુરત-૩૯૫ ૦૦૯

ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન

યુયુત્સુ પંચાલ

૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક

શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨

ફોન નં. ૪૨૮ ૯૪૧

ગઝલ / અંજુમ વાલોડી

## હાથમાં

ચાલવું જ પડશે તારી સાથમાં,
હાથ દઈ દીધો છે તારા હાથમાં.

સ્વપ્નની રેતી સરી ગઈ છે બધી,
માત્ર રેખાઓ રહી ગઈ છે હાથમાં.

ના થયો લહિયો ને લકવો થઈ ગયો,
હાથનાં કીધાં જ વાગ્યા કરે છે હાથમાં.

ક્યારનો શોધ્યા કરું છું હું મને,
શક્યતાની આરસી લઈ હાથમાં.

અશ્વ-રેખા તો હથેળીમાં છે, પણ
છે લગામ એની કોઈના હાથમાં

આંગળીએ રંગ એનો રહી ગયો,
પણ નહીં આવ્યું પતંગિયું હાથમાં.

## કાયર બની ગયાં

નિજવાસમાંય એટલા કાયર બની ગયાં,
હાલી જરાક ડાળ તો પંખી ઊડી ગયાં !

વૃક્ષોને સ્થાને ઊંચાં મકાનો બની ગયાં,
હિજરત કરીને પંખી બધાં વન ભણી ગયાં,

ફરતાં રહે છે શ્વાનની સાથે અહીં વરુ,
જંગલ હવે તો શ્હેર સુધી વિસ્તરી ગયાં.

દુર્ભાગ્ય તો જુઓ, કે વમળમાંથી નીકળી,
કાંઠે અમે ગયાં તે કળણમાં ધસી ગયાં.

કેવું ગજબ કરે છે આ કિસ્મત કે સ્વપ્નમાં
આવ્યું કોઈ તો ઊંઘનાં પક્ષી ઊડી ગયાં.

મેંદી લગાવી અંગ પર આવ્યાં'તાં પાન, પણ
આવ્યો ન લાલ રંગ તો પીળાં પડી ગયાં.

પથિકોમાં પણ હશે કોઈ સંબંધ, એટલે
પગલાં બધાં ગૂંથાઈને પગથી બની ગયાં.

હા, એમ તો હતા અમે પથ્થરના વંશજો,
પામ્યા જો તારો સ્પર્શ તો હીરા બની ગયા.

આંસુ ન જે વહી શક્યાં સાગરની આંખથી,
સીંચાઈ જઈને છીપમાં મોતી બની ગયાં.

૨ : ૨૦૦૦, ફેબ્રુઆરી

## વરસો વહી ગયાં

ઘરથી કબર સુધીનો સીધો છે માર્ગ, પણ
એ માર્ગે અમને ચાલતાં વરસો વહી ગયાં.

બાંધી દીધું મકાન ફક્ત ચાર માસમાં
પણ એને ઘર બનાવતાં વરસો વહી ગયાં.

મુઠ્ઠીમાં બંધ કીધો હતો તારા પ્યારને,
એ બંધ મુઠ્ઠી ખોલતાં વરસો વહી ગયાં.

અક્ષર તો માત્ર બે જ છે આ 'પ્રેમ' શબ્દમાં
પણ એનો અર્થ પામતાં વર્ષો વહી ગયાં.

જાણે કરી'તી ભૂલ કઈ મેં ય ભૂલમાં
એ ભૂલને સુધારતાં વર્ષો વહી ગયાં.

ને તોય કોઈ દિલની કાળાશ જોઈ નહિ,
આંખોમાં કાજળ આંજતાં વર્ષો વહી ગયાં.

*'અજંપોત્સવ'માંથી*

# કાયર બની ગયાં

નિજવાસમાંય એટલા કાયર બની ગયાં,
હાલી જરાક ડાળ તો પંખી ઊડી ગયાં !

વૃક્ષોને સ્થાને ઊંચાં મકાનો બની ગયાં,
હિજરત કરીને પંખી બધાં વન ભણી ગયાં,

ફરતાં રહે છે શ્વાનની સાથે અહીં વરુ,
જંગલ હવે તો શ્હેર સુધી વિસ્તરી ગયાં.

દુર્ભાગ્ય તો જુઓ, કે વમળમાંથી નીકળી,
કાંઠે અમે ગયાં તે કળણમાં ધસી ગયાં.

કેવું ગજબ કરે છે આ કિસ્મત કે સ્વપ્નમાં
આવ્યું કોઈ તો ઊંઘનાં પક્ષી ઊડી ગયાં.

મેંદી લગાવી અંગ પર આવ્યાં'તાં પાન, પણ
આવ્યો ન લાલ રંગ તો પીળાં પડી ગયાં.

પથિકોમાં પણ હશે કોઈ સંબંધ, એટલે
પગલાં બધાં ગૂંથાઈને પગથી બની ગયાં.

હા, એમ તો હતા અમે પથ્થરના વંશજો,
પામ્યા જો તારો સ્પર્શ તો હીરા બની ગયા.

આંસુ ન જે વહી શક્યાં સાગરની આંખથી,
સીંચાઈ જઈને છીપમાં મોતી બની ગયાં.

૨ : ૨૦૦૦, ફેબ્રુઆરી

ઢંકાવટી

## વરસો વહી ગયાં

ઘરથી કબર સુધીનો સીધો છે માર્ગ, પણ
એ માર્ગે અમને ચાલતાં વરસો વહી ગયાં.

બાંધી દીધું મકાન ફકત ચાર માસમાં
પણ એને ઘર બનાવતાં વરસો વહી ગયાં.

મુઠ્ઠીમાં બંધ કીધો હતો તારા પ્યારને,
એ બંધ મુઠ્ઠી ખોલતાં વરસો વહી ગયાં.

અક્ષર તો માત્ર બે જ છે આ 'પ્રેમ' શબ્દમાં
પણ એનો અર્થ પામતાં વર્ષો વહી ગયાં.

જાણે કરી'તી ભૂલ કઈ મેં ય ભૂલમાં
એ ભૂલને સુધારતાં વર્ષો વહી ગયાં.

ને તોય કોઈ દિલની કાળાશ જોઈ નહિ,
આંખોમાં કાજળ આંજતાં વર્ષો વહી ગયાં.

'અજંપોત્સવ'માંથી

હોય તે, સ્વીકાર-અસ્વીકારથી પર – માત્ર 'હોય છે', આપણે આકાશ, ને ધરતીને સંભારતા નથી, કેમ કે તે 'હોય છે.' વાદળ તૂટે કે ધરતી હાલે ત્યારે માંયલો બોલે : 'આભ ફાટ્યું, ધરતી ધ્રૂજી !' આપણી ખબર આપણે પણ માંદા હોઈએ ત્યારે જ પડે છે ! ઘરમાં ખાટલે રહીને 'હું છું' એ આ લાવજો, અને તે લાવજો કહીને કે 'ઉં-આ' ઊંહકારા કરીને અસ્તિત્વનો અહેસાસ બીજાને કરાવીએ છીએ, કારણ કે આપણે ત્યારે દર્દ દ્વારા પોતામાં હોઈએ છીએ ! અસ્તિત્વના અર્થો પણ વિચિત્ર છે, પોતે હોવાનાં પ્રમાણો બીજાઓને આપવામાં તો દિવસ જાય છે, મોટે ભાગે જિંદગી જાય છે, પણ પોતે હોવાનો અહેસાસ પોતે માંદા પડીએ ત્યારે જ થાય છે ! અખબારો 'કૃતિ'ને નહીં, 'વિકૃતિ'ને કેમ સમાચાર સમજે છે તે માંદગી વખતે સમજાય છે. 'શા સમાચાર છે ?' પૂછનારાયે 'સમાચાર'ની આશા રાખે છે ! આ જગત વાસ્તવમાં ઈશ્વરનું છે, એમાં કંઈ પણ બની શકે છે ! અખબારો પ્રગટ થવા માંડ્યાં તેની પાછળ પણ આ તથ્ય રહ્યું હશે ! જવાબ આપતાં મોડું કરીએ તો અધીરાઈથી 'સારું તો છે ને ? ' પૂછે છે. અહીં 'હું' એ જ અસ્તિત્વ છે એ ભ્રમણા દૂર થઈ જાય છે. 'ઘરમાં બધાં સારાં છે ને ? ' એવા પ્રશ્ન પછી તો અનાયાસે રહ્યો હોય તે ભ્રમ પણ દૂર થઈ જાય છે, બ્રિટનમાં કદાચ આકાશની તંદુરસ્તી એકસરખી રહેતી નથી, એટલે મળનારા પ્રથમ હવામાનની વાત કરે છે ! પણ અહીં કેન્દ્રમાં માણસ છે ! ગમે એવી વાત છે ને ? માણસના કેન્દ્રમાં માંદગી હોય એ તો સાદી વાત છે ! ગઝલકારો વિરહને

જ કેમ વિશેષ ઘૂંટ્યા કરે છે ? કંઈક તો જવાબ મળે છે, પણ કેટલાકને માંદગી સદી ગઈ હોય છે ! તેઓ સારા હોય ત્યારે તેમને પોતાને અચરજ થાય છે ! આ હું પોતાને બદલે બીજો લાગું છું ! માણસને આશ્ચર્યની પ્રાપ્તિ શાથી થાય છે એ આશ્ચર્યજનકપણે અનિશ્ચિત છે. સારો થનારો સામેથી મિત્રોને મળવા જાય છે એમ કહેવાય છે, વાસ્તવમાં એને કામચલાઉ સ્ફૂર્તિ મળી એની જાણ મિત્રોને કરવાનો ઉમંગ હોય છે.

આપણે બીજાના સંબંધિત ન હોઈએ પણ બીજા આપણા સંબંધી છે એનો એકરાર કરવા માટે તો ઘર બહાર નીકળવું પડે છે. તમે સારા હો અને ઘરબહાર નીકળો ત્યારે પોતાને 'વિશિષ્ટ' અનુભવતા નથી, પણ માંદગી પછી ઘરબહાર નીકળો છો ત્યારે પોતાને ખરેખર 'વિશિષ્ટ' અનુભવો છો અને 'આ ભાઈ તાજી ( શાકભાજીની જેમ માંદગી પણ તાજી હોય છે !) માંદગીમાંથી ઊઠ્યા છે એવા ભાવે ખાસ ભાવથી આવકારે છે. 'ચાલો, ચાલો, થયું તે થયું, હવે તો ઠીક છે ને ? બસ !' ઘણા માણસો ચહેરે મેકઅપ કરે છે કે ગેટઅપ કરે છે એ વિશે તો વિનોદસભા યોજાવી જોઈએ. પણ માંદગીમાંથી ઊઠેલો ઘરબહાર ગયેલો માણસ આપોઆપ દર્શનીય બને છે. કશા મેકઅપ વિના તે સારો , જુદો લાગે છે ! સંભવ છે કે પોતાનો મેકઅપ કહો કે ગેટઅપ ન કરનારા માંદા પડ્યા પછી બહાર આવે છે ત્યારે કુદરતે જ આનો મેકઅપ ન કર્યો હોય એવું લાગે છે.

નાના હતા ત્યારે કોઈક વાર વડીલ કહેતા :'તને ઘરનો કંઈ ખ્યાલ છે ?' એ સાંભળીને હસીને આપોઆપ મોઢું પ્રસ્ફુટ થઈને દિશા બદલી નાખતું. હવે કોઈ માને કે ન માને, ઉંમરે જ અમને પોતાને પાતળી કાઠીના હોવા છતાં 'વડીલ' બનાવી દીધા છે. લિપિમાંથી દીર્ઘ ઈ અને ઊકાર કાઢી નાખો એવી હાકલો થાય છે. પણ મને 'વડિલ' જોડણી કરવાનું મન થાય છે ! કોને ખબર કે માણસ નહીં પણ 'ડિલ' વડું હોઈ શકે છે ! માંદગીમાંથી ઊઠ્યા તે પછી પેલા માજી કહે છે કે 'તારું ડિલ પાછું ભરાયું છે !' આ શિયાળે ગાદલું ભરાવ્યું, આવી કશી લીલા પ્રકૃતિ કરતી હશે એટલે ડિલ ભરાતું હશે ! ડૉક્ટર તો વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા એટલે વજનકાંટા પર પગરખાં કાઢેલાં જ હોય પણ કપડાં કઢાવવાં ઠીક નહીં એટલે કપડાં સહિત વજન કરાવે. પેલી માંજીની

આંખમાં જ કંઈ એવી તોલનશક્તિ છે કે 'તારું શરીર ભરાયું છે' એમ પહેલી નજરે જ કહી દે છે ! પહેલી નજરે પ્રેમ જ થાય એ અધૂરું તથ્ય છે, 'વજન' પણ થાય છે. આ તો થઈ હેતથી આપણું તોલન કરનારાઓની વાત, નોકરીએ, હાટબજારે જઈએ ત્યાં પહેલી નજરે જુદા જ પ્રકારનો તોલ થાય છે.

નાના હતા ત્યારે નહીં, મોટા થયા અને વળી માંદા પડ્યા ત્યારે કોઈ વડીલે ચાનક ચઢાવ્યા વિના મને ખરેખર ઘરના અને પોતાના ઓરડાના ખ્યાલ આવવા લાગ્યા ! માંદગીનો ખાટલો ખુલ્લામાં નથી હોતો એટલે આકાશદર્શન નથી થતું પણ છતદર્શન આપોઆપ થાય છે ! વડીલ કહેતા, 'બહાર બહુ ધારી ધારીને જોવું નહીં, કોઈને નાહક વહેમ પડે !' માંદગીમાં મોટે ભાગે ઓરડાના ખાટલે એકલા હોઈએ એટલે છતને ધારી ધારીને જોઈએ તોયે કોઈને વહેમ પડે નહીં ! નાનપણમાં વડીલે કોઈક વાર એમ પણ કહેલું, 'એમાં શા હીરા જડ્યા છે કે ધારી ધારીને જુએ છે ?' અને છત પર વીજળીપંખા સિવાય કશું જ જડેલું નથી, છતાં એ શું જોયા કરે છે એવો ઠપકો કોઈ ઓચિંતું ઓરડામાં આવી ચઢે તે પણ આપતું નથી ! મૂળ રાજપૂત નહીં, કેસરિયા, સિંદુરિયા કરવાની કોઈ ભવ્ય પરંપરા નહીં, એટલે પણ કોઈ કોઈ મુત્સદ્દી પડખે ચઢેલો નહીં, પણ આ દુ:ખાવો પડખે ચઢ્યો ! એટલે છતદર્શન થયું ! પહેલી વાર ઓરડાનો મેકઅપ કે સરસ ગેટઅપ બદલવા જેવું લાગ્યું ! સૂતા હોઈએ અને આંખ સામે ભીંતઘડિયાળ હોય, કેલેન્ડર અને પોતાનો ફોટો હોવો જોઈએ ક્યાં તો ખાટલાની દિશા જ બદલી નાખવી જોઈએ એવું થિંકિંગ અનાયાસ ચાલે તો તબિયતમાં સુધારો થાય, ખાટલેથી ખુરશીએ અને ખુરશીએથી ખાટલે જવાની પ્રક્રિયા શરૂ થાય, હવે ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલેની પરંપરા તૂટી છે. નાનકડી છતાં નોંધપાત્ર ક્રાંતિ થઈ છે ! એવી રાહતની સ્થિતિમાં ઘરમાંથી પણ ખાવાપીવામાં, ફરવા રખડવામાં ફેરફાર કરવાની જ નહિ, ઘરમાં કરવાના થોડા ફેરફારોની વાત પણ અહિંસક ધોરણે ચાલે ! જિંદગી માત્ર દવાઓ ખરીદવા માટે નથી, સારી જરૂરી ચીજો ખરીદવા માટે પણ છે, એવો ખ્યાલ આવવા માંડે, કારણ કે એવી 'પ્રેરણા' મળવા માંડી હોય છે. કોઈ બાપુ, અરે પયગમ્બર પ્રેરણા આપે તે અપૂરતી જ હોય છે, ઘરમાંથી યે 'ઉપયોગી' પ્રેરણા મળે છે. આપણે

બહારની પ્રેરણાને તો વાયદા કરીએ, આખી માનવજાત વાયદા કરતી આવી છે, એટલે તો દસ અવતાર થયા અને હવે નેતાઓ હકડેઠઠ થયા છે ! એ મહામહિમા ઘરેલુ, આત્મીય થઈને પ્રેરણા આપે તો તો તેનો થોડો ઘણો અમલ થાય. કારણ કે માંદગી દરમ્યાન અને તે પછી ઘરેલુ પ્રેરણાથી જ ઘણાં પરિવર્તન આવે છે.

હવે તો અખબારોના તંત્રીઓને પણ લાગે છે કે ગ્રાહક તંદુરસ્ત હશે તો છાપું બરાબર વાંચશે એટલા માટે અખબારોમાં આપણને કદી નહીં થાય એવા રોગો, અનારાગ્યો અને તેના ઉપચારોની ભરપુર સામગ્રી આપે છે. એમને આરોગ્યપ્રધાન પર વિશ્વાસ નહીં હોય એવું તો નહીં, આરોગ્યપ્રધાનની મહેનત બને એટલી ઓછી કરવી એવો સદ્ભાવ હશે જ ! અંગત અનુભવ કહીએ તો તબિયત સુધરવા આવી ત્યારે આપોઆપ આખું અખબાર વાંચવાનું અનાયાસ જ બન્યું ! ‘હમણાં તમારે ઘર છોડવાનું નથી’ એવી ડૉક્ટરી વોર્નિંગ પછી અખબારનું વાચન સંપૂર્ણ બન્યું, જાહેરખબરોની ઉપેક્ષા પણ અશક્ય બની ગઈ ! સારું છે કે અખબારના તંત્રીને એની જાણ નથી, નહિતર માંદાઓ પૂરેપૂરું અખબાર વાંચે છે એવું જાણે તો...કલ્પના થઈ શકે છે ! બાળકો માટેનાં પુસ્તકો મોટા ટાઇપમાં છપાય છે અને એવો ખાનગી અભિપ્રાય છે કે માંદગીમાં માણસ અમુક તબક્કે બાળક બની જાય છે ! અખબાર આખું જાહેરખબર સહિત વાંચવાની અવસ્થા આવે છે ત્યારે ઘરમાંથી સૂચન આવે છે કે બહુ આંખ ન ખેંચો ! માંદાઓ માટેનો નહીં તોયે ભવિષ્યે ગમે ત્યારે માંદા પડનારા માટે અખબારમાં આવતો આરોગ્યવિભાગ મોટા ટાઇપમાં છપાવો જોઈએ. ભવ્ય ભૂતકાળમાં ‘છ મહિનાનો ખાટલો’ પડતો ત્યારે તબિયતના સુધારાની એક કક્ષા એવી આવતી કે સારું લાગ્યા પછીયે દિવસો સુધી ઘર છોડવાનું નહીં, ખાટલો ભલે થોડા થોડા સમય માટે છોડો – ત્યારે ‘સુદામાચરિત્ર’, ‘ઓખાહરણ’ જેવી મોટા ટાઇપમાં છાપેલી ચોપડીઓ ઉપયોગી નીવડતી, અને તે સાથે ‘ધર્મલાભ’ પણ થતો ! માંદગીમાં સ્વાદ બદલાય છે, એથી ચાથી માંડી ખોરાકમાં માંદગીકાળના આરોગ્યને અનુલક્ષીને ખાસ્સાં પરિવર્તન થાય છે.

કહે છે કે માંદગીમાં મગજ નબળું પડે છે પણ વિચાર કરવાની અને ક્યારેક

તો દવા અને ડૉક્ટર વિશે અનાયાસ ગહન ચિંતન થાય છે ! એનો ગુહ્ય અર્થ કે પછી સંકેત એ કે આપણું મગજ સબળું હોય છે ત્યારે આપણે મગજનો ઓછો, અપૂરતો ઉપયોગ કરીએ છીએ !

સંબંધો તાજા કરવા, ગાઢ કરવા, વધારવા ઘરબહાર જઈએ છીએ તેમાં કેટલી સફળતા મળી એનો ખરેખરો અંદાજ આવતો જ નથી ! પરંતુ માંદા પડ્યા પછી ડૉક્ટર સિવાયના આપણી નિઃશુલ્ક વિઝિટે આવનારા આપણા સંનિષ્ઠ પ્રયત્નોને કેટલી સફળતા મળી એનો સંકેત કરે છે, અને સાજા થયા પછી કરવાનાં કામોમાં સંબંધો વધારવાના કામનીયે આંતરપ્રેરણા મળે છે. ફોન હોવાથી 'દૂરના સંબંધો'નો ખ્યાલ આવે છે તો ફોન દૂર ન હોવો જોઈએ એવો ખ્યાલ પણ આવે. ફોનથી ખબર પૂછનારાઓનો શુભાશય એવો ખરો કે ખાટલેથી ઊઠી ફોન સુધી જાય તે માંદગીમાંથીયે ઊઠે, વહેલો ઊઠે !

આપણું જીવન છેલ્લી માંદગીથી જ 'સંપૂર્ણ' થવાનું છે, પણ જીવન માંદગી વિના બીજા અર્થમાં પણ સંપૂર્ણ થતું નથી. અપૂર્ણતાનો ખ્યાલ માંદગી જ આપે છે અને પૂર્ણ જીવન માટે પ્રેરે છે, તે સાથે આપણે દોડતા જીવનમાં શું શું ભૂલી ગયા, શું શું બાકી રહી ગયું છે તેનો ખયાલ આવે છે, માંદગી નિરાંતે વિચાર કરવાથી માંડીને ચિંતન કરવાનો સંપૂર્ણ અવકાશ આપે છે. માંદગીના અવકાશમાં બીજા ઘણા અવકાશ રહેલા છે.

## દોઢ ઈંચ ઉપર / નિર્મલ વર્મા

... તમે ઇચ્છો તો આ મેજ પર આવી શકો છો. ઘણી જગ્યા છે. આખર, એક માણસને કેટલી જગ્યા જોઈએ ? ના, ના, મને કશી તકલીફ નહીં થાય. બેશક, તમે ઇચ્છો તો ચૂપ રહી શકો છો. હું પોતે ચૂપ રહેવાનું પસંદ કરું છું... માણસ એક જ સમયે વાત કરી શકે છે અને ચૂપ પણ રહી શકે છે એ બહુ ઓછા લોકો સમજે છે. હું વર્ષોથી એ કરતો આવ્યો છું. બેશક, તમે નહી... તમે હજી જુવાન છો. તમારી ઉમ્મરે ચૂપ રહેવાનો અર્થ છે ચૂપ રહેવું અને વાત કરવાનો અર્થ છે વાત કરવી. બન્ને એક સાથે ન થઈ શકે. તમે નાના મગથી પીઓ છો ? તમને હજી કદાચ લત પડી નથી. હું તમને જોતાં જ જાણી ગયો હતો કે તમે આ જગ્યાના માણસ નથી. અત્યારે અહીં જે લોકો આવે છે તે સૌને હું ઓળખું છું. એમની સાથે તમે કોઈ વાત નહીં કરી શકો. એમણે પહેલેથી જ ખૂબ પીધું હોય છે. એ લોકો અહીં પોતાના છેલ્લા બિયર માટે આવે છે, બીજાં પબ બંધ થઈ જાય છે અને એ લોકો બીજે જઈ શકતા નથી. એ લોકો બહુ જલદી ખતમ થઈ જાય છે, મેજ પર, બહાર રસ્તા પર, ટ્રામમાં. કેટલીયે વાર મારે એમને ઉપાડીને એમના ઘરે પહોંચાડવા પડે છે. બેશક, બીજા દિવસે તેઓ મને ઓળખતા પણ નથી. તમે ખોટો અર્થ ન કરશો. મારો સંકેત તમારા તરફ ન્હોતો. મેં તમને અહીં પ્રથમ વાર જોયા છે. તમે આવીને ચુપચાપ અલગ મેજ પર બેસી ગયા, મને એ ખરાબ જેવું લાગ્યું. ના, તમે ગભરાશો નહીં... હું મને તમારા પર લાદીશ નહીં. આપણે સાથે બેસીને પણ પોતપોતાના બિયર સાથે એકલા રહી શકીએ છીએ. મારી

ઉંમરે આ જરા મુશ્કેલ છે, કેમ કે દરેક વૃદ્ધ માણસ થોડો ઘણો ડરેલો હોય છે... ધીરે ધીરે ગરિમા સાથે ઘરડા થવું બહુ મોટો 'પ્રેસ' છે, એ દરેક માણસની વસની વાત નથી. એ આપોઆપ નથી આવતું, વૃદ્ધ થવું એક કળા છે. ભારે મહેનતે એ શીખવી પડે છે. શું કહ્યું તમે? મારી ઉંમર? જરા અંદાજ બાંધો! અરે ના સાહેબ, તમે મને નાહક ખુશ કરવાનો પ્રયત્ન કરો છો! એમ તો તમે અવશ્ય મને ખુશ કર્યો છે અને જો મારી એ ખુશી ઊજવવા હું એક ઑર બિયર લઉં તો તમને કશો વાંધો નથી ને? અને તમે? તમે નહીં લો? ના .. હું જીદ નહીં કરું. દરેક માણસને પોતાની જિંદગી અને શરાબ પસંદ કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ... બંનેને માત્ર એક વાર જ પસંદ કરી શકાય છે. એ પછી તો આપણે માત્ર એને દોહરાવીએ છીએ , જે એક વાર પી ચૂક્યા હોઈએ છીએ. તમે બીજી જિંદગીમાં માનો છો? મારા કહેવાની મતલબ કે મર્યા પછી પણ? આશા રાખું કે કોઈ બોદો લપટો જવાબ નહીં આપો કે હું કોઈ ધર્મમાં વિશ્વાસ રાખતો નથી. હું પોતે કેથોલિક છું. પરંતુ મને તમારો એ વિશ્વાસ બહુ દિલચસ્પ લાગે છે કે મૃત્યુ પછી પણ માણસ સંપૂર્ણપણે મરી જતો નથી... આપણે પહેલાં એક પૂરી જિંદગી પૂરી કરીએ છીએ, પછી બીજી, પછી ત્રીજી. રાતના સમયે કાયમ હું એના પર વિચાર કરું છું... તમે જાણો છો મારી ઉમ્મરે સહેલાઈથી ઊંઘ આવતી નથી. ઊંઘ માટે છટાંક લાપરવાહી જોઈએ, અધછટાંક થાક. તમારી પાસે એ બંને નથી તો એને બદલે દોઢ છટાંક બિયર પી શકો છો... એટલે દરરોજ મધરાતે અહીં ચાલ્યો આવું છું – છેલ્લાં પંદર વર્ષોથી. હું થોડી ઊંઘ અવશ્ય લઉં છું. પણ રાતના ત્રણની આસપાસ મારી ઊંઘ ઊડી જાય છે... એ પછી હું ઘરમાં એકલો રહી શકતો નથી. રાત્રિના ત્રણ... એ ભયાનક સમય છે. હું તો તમને મારા અનુભવથી કહું છું. બે વાગ્યે લાગે છે, હજી રાત બાકી છે અને ચાર વાગ્યે સવાર થવા આવે છે, પણ ત્રણ વાગ્યે લાગે છે કે તમે આમ પણ નથી અને તેમ પણ નથી. મને હંમેશાં લાગે છે કે મોત આવવાનો સમય હોય તો આ જ છે. શું કહ્યું તમે? ના જનાબ, હું જરાયે એકલો રહેતો નથી. તમે જાણો છો કે પેન્શનરોને પોતાના શોખ હોય છે. મારી પાસે એક બિલાડી છે – વર્ષોથી મારી પાસે છે. હવે જરા જુઓ, હું અહીં બિયર પીતો તમારી સાથે

લાંબી ચોડી વાત કરું છું, ત્યાં એ મારી પ્રતીક્ષા કરતી બારણે બેઠી હશે. તમારા વિશે હું નથી જાણતો, પણ મને એ વિચાર ઘણી તસલ્લી આપે છે કે મારી રાહ જોતું કોઈ રસ્તા પર નજર રાખીને બેઠું છે. હું એવા લોકોની કલ્પના કરી શકતો નથી કે જેમની કોઈ પ્રતીક્ષા કરતું નથી અથવા ખુદ પોતે કોઈની પ્રતીક્ષા કરતા નથી. જે ક્ષણે તમે પ્રતીક્ષા કરવાનું છોડી દો છો એ જ ક્ષણે તમે જીવવાનું છોડી દો છો. બિલાડીઓ લાંબા સમય સુધી ખૂબ ધીરજથી રાહ જોઈ શકે છે. એ રીતે એ સ્ત્રીઓ જેવી હોય છે. પરંતુ એ જ કારણે નહીં – સ્ત્રીઓની જેમ જ એમનામાં પોતાની તરફ આકર્ષવાની અસાધારણ શક્તિ હોય છે. ભય અને મોહ – આપણે એકાંતમાં એમને જોઈને બંધાયા. લુંટાયા હોઈએ એમ ઊભા રહી જઈએ છીએ. આમ તો કૂતરાં અને બીજાં પ્રાણીઓનો ડર પણ તમને લાગતો હશે, પણ એ હલકા દરજ્જાનો ડર છે. તમે એક બાજુએ ચાલ્યા જાઓ છો, કૂતરો બીજી બાજુએ ચાલ્યો જાય છે. એને ડર હોય છે કે ક્યાંક તમે એના પર બેઈમાની ન કરી બેસો અને તમે એટલા માટે ધાકમાં રહો છો કે ક્યાંક એ નજર ચૂકવીને એ તમારા પર તૂટી ન પડે. પણ એ ડરમાં કોઈ રહસ્ય, કોઈ રોમાંચ, કોઈ સંભાવના નથી.. બિલાડી કે સાપને જોતાં ઉત્પન્ન થાય છે એવી. સાચી વાત એ છે... અને એ હું મારા અનુભવે કહું છું કે, બિલાડીને તમે સ્ત્રીની જેમ છેવટ સુધી સાચા અર્થમાં નહીં જાણી શકો – એની સાથે વર્ષો સુધી કેમ ન રહ્યા હો, તો પણ. એ જાણીજોઈને કશુંક છુપાવે છે એ માટે નહીં બલ્કે ખુદ આપણામાં એવી ઇચ્છા નથી રહેતી કે તમે એનાં અંતરનાં દ્વાર ખોલી શકો. તમને એ વાત જરા અજબ થવા જેવી નથી લાગતી કે જેમનામાં થોડોક આતંક છુપાયો હોય એવી ચીજો જ આપણને આકર્ષે છે... તમે ખોટું ન લગાડો તો હું એક ઑર બિયર લઈશ. થોડી વારમાં આ પબ બંધ થઈ જશે, પછી આખા શહેરમાં એક બુંદ બિયર પણ નહીં મળે. તમે ડરો નહીં... હું મારી પીવાની હદ જાણું છું... માણસે જમીનથી લગભગ દોઢ ઇંચ ઊંચે જવું જોઈએ – એથી વધારે નહીં, નહીંતર એ ઊંચે ને ઊંચે જતો જશે, પછી એ ઉડ્ડયનનો અંત હશે પોલિસચોકીમાં અથવા કોઈ ગટરમાં... એ કંઈ દિલચસ્પ તો નથી જ. પણ કેટલાક લોકો ભયના માર્યા જમીન પર જ પગ રાખે છે... એવા લોકો પીએ કે ન પીએ – બધું બરાબર

છે. હા, સાચું અંતર છે – દોઢ ઈંચ. એટલી જાગૃતિ હોવી જ જોઈએ જે તમારી જાગૃતિને દિવાસળીની જેમ ઓલવાતી જોઈ શકે. આંચ જ્યારે આંગળીઓની પાસે સરકી આવે ત્યારે એને છોડી દેવી જોઈએ – એ પહેલાં નહીં. મુશ્કેલી એ કે આપણે જ્યાં સુધી દોઢ ઈંચ અધ્ધર ન થઈએ ત્યાં સુધી પિછાની શકતા નથી.. પછી એ કશા કામનો નહીં.. તમે કદાચ એ સાંભળીને હસશો કે આપણે પિછાનથી પર થઈએ તે પછી એ પિછાન આવે છે. તમે હસીને મારી વાત ઉડાવી દો એથી મને ખોટું નહીં લાગે... હું ખુદ કોઈ કોઈ વાર એવી કોશિશ કરું છું કે એવી આશા રાખીને જીવતાં શીખું કે ઘણી ચીજો વિશે ન જાણવું એ જ પોતાને સુરક્ષિત રાખવાનો માર્ગ છે. તમે ધીરે ધીરે એ આશાની સાથે રહેતા શીખી જાવ છો – જે રીતે તમે તમારી પત્ની સાથે રહેતા શીખી જાવ છો. એક જ ઘરમાં વરસો સુધી ... જોકે એક સંશય રહે છે કે એ પણ તમારી જ રમત રમે છે. કદી કદી તમે એ સંશયમાંથી છૂટવા માટે બીજી કે ત્રીજી સ્ત્રીને ચાહવા માંડો છો. એ નિરાશ થવાની શરૂઆત છે, કેમ કે બીજી સ્ત્રીનું પોતાનું રહસ્ય છે અને ત્રીજી સ્ત્રીનુંયે પોતીકું રહસ્ય છે. એ શતરંજની રમત જેવું છે... તમે એક ચાલ ચાલો છો એથી તમારા હરીફ સામે અંતહીન સંભાવનાઓ ખૂલી જાય છે. એક બાજી હાર્યા પછી બીજી બાજી જીતવાની આશા કરો છો. તમે ભૂલી જાવ છો કે બીજી બાજીની પોતાની સંભાવનાઓ છે, પહેલી બાજીની જેમ અંતહીન અને રહસ્યમય. જુઓ એટલે હું કહું છું કે તમે જિંદગીમાં ગમે તેટલી સ્ત્રીઓના સંપર્કમાં આવો, વાસ્તવમાં તમારો સંપર્ક એક જ સ્ત્રી સાથે હોય છે.. શું કહ્યું તમે ? જી નહીં, હું તમને પહેલાં જ કહી ચૂક્યો છું કે હું ઘરમાં એકલો રહું છું – મારી બિલાડીને બાદ કરો તો. જી હા.. હું પરણેલો છું... મારી પત્ની હવે જીવતી નથી... આ મારું અનુમાન છે. તમને કંઈ આશ્ચર્ય થાય છે ને ? હું અનુમાન કહું છું, કારણ કે મેં એને મરતાં જોઈ નથી. તમે તમારી આંખે કોઈને મરતા જુઓ નહીં, પોતાના હાથે દફનાવો નહીં, ત્યારે તમે માત્ર અનુમાન જ કરી શકો કે એ જીવન્ત નથી. તમને કદાચ હસવું આવશે પણ જ્યાં સુધી તે જીવતા હોવાની ધૂંધળી આશા રહે છે... તમે બારણું ખોલો અને એ રસોડેથી દોડતી ટુવાલથી હાથ લૂછતી તમારી સામે આવશે. બેશક આ ભ્રમ છે. એવું બનતું

નથી. એને બદલે હવે બારણા પાસે બેઠેલી આંખોના રંગ બદલતી બિલાડી સામે આવે છે. મેં લોકોને એવું કહેતા સાંભળ્યા છે કે સમય બધું શોષી લે છે.. શું તમે પણ એમ માનો છો? હું નથી જાણતો, પણ મને કોઈ કોઈ વાર લાગે છે કે એ શોષવા કરતાં વધારે સંતાડે છે – અંધારા ખૂણે કે જાજમની નીચે – જેથી બહારથી કોઈને દેખાય નહીં. પરંતુ એના પંજા હમેશાં બહાર રહે છે, કોઈ પણ અંધારી ક્ષણે એ તમારા પર પડે છે અને તમને દબાવી લે છે. કદાચ હું ફંટાઈ ગયો છું... બિયર પીવાનું આ એક સુખ છે. તમે આડમાર્ગે ચઢી જાવ છો અને ચક્કર મારવા માંડો છો, એક જ ચક્કરની આસપાસ રાઉન્ડ પર રાઉન્ડ મારો છો. તમે બાળકોની એક રમત વિશે જાણતા હશો. બાળકો ગોળાકારમાં બેસી જાય છે અને એક છોકરો રૂમાલ લઈને એની આસપાસ ચક્કર મારે છે. તમારા દેશમાં પણ છોકરા એ રમત રમે છે? વાહ.. જુઓને, આપણે ગમે તેટલા જુદા હોઈએ તો પણ બાળકોની રમત બધે એક સરખી હોય છે. અત્યારે આપણી સૌની હાલત એવી છે, આપણામાંનું કોઈ એ નથી જાણતું કે ક્યારે એકાએક, કોની પાછળ પોતાનો ફંદો નાખી જશે. આપણામાંનો પ્રત્યેક એક ભયભીત છોકરાની પેઠે વારંવાર પાછળ ફરીને જુએ છે કે ફંદો પોતાની પાછળ તો નથી ને? હા, એ જ દિવસોમાં અહીં જર્મનો આવ્યા હતા. તમે એ દિવસોમાં બહુ નાના હશો. મારી ઉંમર પણ ખાસ વધારે નહોતી. જોકે યુદ્ધને કારણે સવારથી સાંજ સુધી કામમાં મંડ્યા રહેવું પડતું હતું- જુવાન બળદની જેમ. એક એવી ઉંમર હોય છે જ્યારે માણસ એક સરેરાશ સુખના વર્તુળમાં રહેવાનું શીખી જાય છે... એની બહાર જોવાની એને ફુરસદ નથી હોતી. એના વર્તુળમાં કશુંક બીજું બને ત્યાં સુધી... તમે જોયું હશે કે આપણે જેને સુખ કહીએ છીએ એ એક સામયિક ચીજ હોય છે, તે બહુ નક્કર હોય છે, પણ સમય વહી ગયા પછી તે ફિક્કી અને હેંગ ઓવર જેવી ધૂંધળી લાગે છે. પરંતુ આપણે જેને દુઃખ કે તકલીફ આપનારી યાતના કહીએ છીએ તેનો કોઈ ખાસ મોકો નથી હોતો, મતલબ કે અકસ્માતના સમયે એનો વાસ્તવિક અનુભવ થતો નથી – એ વખતે તો આપણે આઘાતથી સુન્ન થઈ જઈએ છીએ, આવી પડેલી યાતના માટે, આપણે એમાં ગોઠવાઈ જઈએ એવી તૈયાર ફ્રેમ શોધી શકતા નથી. કોઈ અકસ્માત

બને એ એક વાત છે એનું પરિણામ જિંદગીભર ભોગવવું કે ભોગવવા યોગ્ય થવું એ બીજી વાત છે. એ અશક્ય છે – પોતાને વારંવાર બીજાની સ્થિતિમાં કલ્પીને એના કષ્ટનો અનુભવ કરવો – એવું બનતું નથી. એ મૂળખ કરતાં ક્યાં તો ઓછું હશે કે વધારે પણ બીજાએ ભોગવ્યું હોય એટલું અને એવું નહીં હોય. ના, ના, તમે ખોટું ન સમજો. મેં મારી પત્નીને કષ્ટ ભોગવતી જોઈ નથી. હું ઘરે પહોંચ્યો એ પહેલાં એ લોકો એને લઈ ગયા હતા. સાત વર્ષના લગ્નજીવનમાં હું પ્રથમ વાર મારા ખાલી ઘરમાં ગયો હતો. બિલાડી ? ના, ત્યારે એ મારે ત્યાં નહોતી. એને તો મેં વર્ષો પછી પાળી. આસપાસનાં ઘરોના લોકો જરૂર પોતાની બારીઓમાંથી મને જોતા હતા. એ સ્વાભાવિક પણ હતું. જેમના સંબંધીઓને ગેસ્ટાપો પોલિસ પકડીને બંધ મોટરમાં લઈ જતી તેમને હુંયે બારીમાંથી ડોકિયું કરીને જોતો હતો. પણ મેં ક્યારેય એવી કલ્પના નહોતી કરી કે એક દિવસ હું ઘરે પાછો ફરીશ ત્યારે મારી પત્ની નહીં હોય. જુઓ, હું તમને એક વાત પૂછવા માગું છું – શું એ અજબ થવા જેવું નથી કે આપણે જ્યારે મોત, યાતના કે અકસ્માત વિશે વાંચીએ છીએ ત્યારે આપણને ક્યારેય એવો વિચાર આવતો નથી કે આવું આપણા માટે પણ બની શકે કે બની શક્યું હોત..ના, આપણને હંમેશાં એવું લાગે છે કે એ બીજાને માટે છે... અહા, મને ખુશી થાય છે, તમે એક બિયર લો છો. આખર, તમે ખાલી ગ્લાસની સામે આખી રાત બેસી નહીં શકો... શું કહ્યું તમે ? હું જાણતો હતો, તમે આ પ્રશ્ન પૂછશો જ. તમે ન પૂછતે તો મને આશ્ચર્ય થતે. ના ભાઈ, શરૂમાં તો ખુદ હું પોતે કંઈ સમજી શક્યો નહોતો. મેં તમને કહ્યું હતું ને કે અકસ્માત બને છે ત્યારે માણસ સુધબુધ ખોઈ બેસે છે. તે પોતાની યાતનાનો ખરેખરો અંદાજ બાંધી શકતો નથી. મારી પત્નીની ચીજો ચારે તરફ વેરણછેરણ પડેલી હતી. .. કપડાં, પુસ્તકો, જૂનાં છાપાં. આલમારી અને મેજોનાં ખાનાં ખુલ્લાં પડેલાં હતાં. એમાંની નાની મોટી ચીજો ફર્શ પર પડેલી હતી. ક્રિસમસની ભેટો, શિવણમશીન, જૂના ફોટોઆલબમ – તમે જાણો છો લગ્ન પછી કેટલીયે ચીજો આપોઆપ ભેગી થતી જાય છે. એવું લાગ્યું કે નાનામાં નાની તમામ ચીજોને એમણે બરાબર તપાસી જોઈ હતી, ખૂણેખૂણે તલાશી કરી હતી, એમના હાથે એકે ચીજ ન પડી હોય એવું બન્યું

નહોતું. એ રાતે હું મારા ઓરડામાં બેસી રહ્યો. મારી પત્નીની પથારી ખાલી પડી હતી. તકિયાની નીચે એનો રૂમાલ, મેચિસ અને સિગારેટનું પેકેટ પડ્યાં હતાં. સૂતાં પહેલાં એ અવશ્ય સિગારેટ પીતી. શરૂમાં મને એની એ ટેવ ખૂંચતી, પણ ધીરે ધીરે હું એનાથી ટેવાઈ ગયો. પલંગની પાસે ટિપોય પર એની ચોપડી પડી હતી. એ કેટલાક દિવસથી વાંચતી હતી. વાંચતાં અધૂરા મૂકેલા પાને એણે નિશાની રૂપે ક્લિપ દબાવેલી હતી. ક્લિપ સાથે એના માથાની ગંધ જોડાયેલી હતી. તમે જાણો છો, કેવી રીતે વરસો પછી આપણને નાનીનાની વિગતો યાદ રહી જાય છે... કદાચ એ સારું પણ છે. લગ્ન પહેલાં આપણે મોટી અને અનુભૂતિપૂર્ણ ચીજો વિશે વિચારીએ છીએ, પરંતુ લગ્ન પછી લાંબા સમય સુધી રહેવાને કારણે એ મોટી ચીજો સરકી જાય છે, માત્ર નાની નાની ટેવો, સપાટી પર દેખાતી દિનચર્યાઓ, પરસ્પરના રોજિંદા ભેદ રહી જાય છે – શરમને કારણે આપણે તે બીજાને કહી શકતા નથી, પણ એમના વિના બધું સૂનું સૂનું લાગે છે. એ રાતે હું એકલો ઓરડામાં પત્નીની ચીજો વચ્ચે બેસી રહ્યો. ત્યારે કદાચ હું મારામાં નહોતો. મને કશું જ સમજાતું નહોતું. એ પોતાના ઓરડામાં નહોતી. એ માત્ર એક હકીકત હતી. હું એ સમજી શકતો હતો. પરંતુ તેઓ એને પકડી ગયા હતા એ ભયાનક ભેદ મારી સમજની બહાર હતો. આખર, મારી જ પત્ની શા માટે? આ પ્રશ્ન હું આખી રાત મને પૂછતો રહ્યો. તમને સહેજ આશ્ચર્ય થશે કે સાત વર્ષના લગ્નજીવનમાં પ્રથમ વાર મને મારી પત્ની પર સંદેહ થયો.. જાણે એણે મારાથી કોઈ ચીજ છુપાવી હોય, કોઈ એવી ચીજ, જેની સાથે મારે સંબંધ નહોતો. પાછળથી મને ખબર પડી કે ગેસ્ટાપો પોલિસ ઘણા દિવસથી એની શોધમાં હતી. એની પાસેથી કેટલાંક ગેરકાયદે પેમ્ફલેટ અને હેન્ડબીલો મળી આવ્યાં હતાં. એ દિવસોમાં એવું સાહિત્ય છૂપી રીતે લોકોમાં વહેંચવામાં આવતું હતું. જર્મન અધિકારીઓની નજરે એ સૌથી ગંભીર ગુનો હતો. પોલિસે એ બધી ચીજો ખુદ મારી પત્નીના ઓરડામાંથી મેળવી હતી. તમને કદાચ એ જાણવામાં રસ પડશે કે ખુદ હું પોતે એ વિશે કશું જ જાણતો નહોતો. એ રાત પહેલાં એ ઓરડામાં અમે સૂતાં હતાં, પ્રેમ કરતાં હતાં... અને એ ઓરડામાં એવી ચીજો હતી, જે એનું રહસ્ય હતી અને એમાં મારી કશી જ ભાગીદારી નહોતી. એ

લોકો મારા કરતાં મારી પત્નીને વધારે સારી રીતે જાણતા હતાએ વાત શું તમને દિલચશ્પ નથી લાગતી ? જરા થોભો, હું મારો ગ્લાસ ખાલી કરું, હું ફરી મને સાથ આપીશ. થોડી વાર પછી આ લોકો બંધ કરી દેશે, પછી... ના, એટલી ઉતાવળ નથી. પીવાની મઝા નિરાંતે પીવામાં છે. આપણી ભાષામાં એક કહેવત છે – આપણે દિલ ચાહ્ય એટલું પીવું જોઈએ, કારણ કે સો વરસ પછી આપણે આ દુનિયામાં નહીં હોઈએ. સો વરસ... આ ઘણો લાંબો સમય છે, તમને એવું નથી લાગતું ? આપણામાંનો કોઈ પણ એટલા લાંબા સમય સુધી જીવતો રહેશે એ વિશે મને સંદેહ છે. માણસ જીવે છે.. જમે છે. પીએ છે અને એક દિવસ ઓચિંતો ફટ્! ના ભાઈ, મરવું એ ભયાનક નથી. લાખો લોકો રોજ મરે છે અને તમે ચૂં પણ કરતા નથી. ભયાનક બાબત તો એ છે કે મરેલો માણસ પોતાનું રહસ્ય હંમેશને માટે પોતાની સાથે લેતો જાય છે અને આપણે એનું કશું જ બગાડી શકતા નથી. એક રીતે એ આપણાથી સંપૂર્ણપણે મુક્ત થઈ જાય છે. તે રાતે હું મારા ઘરના એક ઓરડામાંથી બીજા ઓરડામાં આંટા મારતો રહ્યો. તમને કદાચએ જાણીને હસવું આવશે કે પોલિસ પછી મારી પત્નીની તમામ ચીજોની તલાશી લેનારો હું બીજો માણસ હતો.. એકેએક ચીજને મેં ઉથલાવી ઉથલાવીને, ગંભીરપણે તપાસી. મને વિશ્વાસ નહોતો પડતો કે એ પોતાની પાછળ મારે માટે એક પણ એવી નિશાની છોડી નહીં જાય જેના આશરે હું કોઈ એવી ચીજ પામી શકું – જેમાં મારી પણ ભાગીદારી રહી હોય. એના લગ્નનો પોશાક, ડ્રેસિંગ ટેબલના ખાનામાં લગ્ન પહેલાં મેં એને લખેલા કેટલાક પત્રો, કેટલાક પંખા અને એણે ભેગા કરેલા પથ્થર હતા... જરા જુઓ, સાત વર્ષના લગ્નજીવન પછી એ રાતે હું મારી પત્નીની ચીજોને હું એનો પતિ નહીં પણ છૂપી પોલિસ કે નોકર હોઉં એવી રીતે તપાસતો ફંફોસતો હતો. મને રહીરહીને એવો વિશ્વાસ નહોતો પડતો કે હવે હું એવી ચીજો વિશે એને કદી પણ પૂછી શકીશ નહીં. એ ગેસ્ટાપોના હાથમાંથી બચી નહીં શકે એ હું જાણતો હતો. એ લોકો જેમને પણ પકડી જતા, એમાંના એકેને મેં પાછો ફરતો જોયો નથી. પરંતુ એ રાતે મૃત્યુ એની નજીક છે, એના કરતાં એના વિશે હું પૂરું સત્ય ન જાણી શકું એ વાતે મને વધારે ભયભીત કરી મૂક્યો. મૃત્યુ હંમેશને માટે એના રહસ્ય પર તાળું મારી

દેશે અને એની પાછળ એક પણ એવા સગડ નહીં મૂકી જાય જેની મદદથી હું એ તાળું ખોલી શકું. બીજા દિવસે રાત્રે એમણે મારાં બારણાં ખખડાવ્યાં. હું એમની રાહ જોતો તૈયાર બેઠો હતો. હું જાણતો હતો કે એ લોકો આવશે. મારી પત્નીએ એમની સમક્ષ બધું કબૂલી લીધું હોત તો કદાચ એમને મારી જરૂર ન પડતે. પણ હું જાણતો હતો કે મારી પત્ની એક શબ્દ પણ કહેશે નહીં. હું એના 'રહસ્ય'થી અપરિચિત રહ્યો છું, એની ટેવોથી સારી પેઠે વાકેફ હતો. એ ચૂપ રહેવાનું જાણતી હતી... ભલે ને ગમે તેટલી ભયંકર યાતના વેઠવી પડતી હોય, ના ભાઈ, મેં મારી આંખે એની યાતના જોઈ નથી– પણ હું થોડુંઘણું અનુમાન કરી શકું છું. એમણે મને પહેલો પ્રશ્ન પૂછ્યો હતો તે સ્પષ્ટ હતો– શું તમે શ્રીમતી ...ના પતિ છો? મેં હા કહી. બાકીના પ્રશ્નો મારી સમજ બહારના હતા. પણ તેઓ મને એમ સહેલાઈથી છોડે એવા નહોતા. એમણે એ વાત હસવામાં ઉડાવી દીધી. મેં કહ્યું કે મારી પત્નીની કાર્યવાહી વિશે હું કશું જાણતો નથી, એમને વળી એવા જવાબ પર વિશ્વાસ પડે? એ લોકો મને એક અલગ સેલમાં લઈ ગયા. આખું અઠવાડિયું રાતદિવસ મને એક જ જાતના પ્રશ્નો જુદી જુદી રીતે પૂછતા રહ્યા.... તમે તમારી પત્ની વિશે શું શું જાણો છો? એ ક્યાં જતી હતી? ક્યા લોકોને મળતી હતી? ક્યા માણસે એને સાહિત્ય આપ્યું? જવાબ કઢાવવા માટે એ લોકો અજમાવતા એ ઉપાયો વિશે હું તમને નહીં કહું. હું તમને વીગતવાર કહું તો પણ તમને એનો અંશ જેટલોય ખ્યાલ નહીં આવે. હું બેહોશ થઈ જતો ત્યાં સુધી એ લોકો મને મારતા. પણ એમનામાં અપાર ધીરજ હતી. હું ભાનમાં આવું ત્યાં સુધી તેઓ રાહ જોતાં, પછી એ જ અગાઉની યાતના... વર્ષો સુધી એની સાથે રહેનારો હું, પત્નીની કાર્યવાહી વિશે કશું જ જાણતો નહોતો આ વાત જ એમને સમજાતી નહોતી. એમને લાગતું કે આ માણસ અમને મૂરખ બનાવે છે. ના ભાઈ, એ લોકો મને મારતા હતા એની યાતના નહોતી, મારી યાતના તો એ હતી કે એમના પ્રશ્નોનો મારી પાસે કોઈ જ ઉત્તર નહોતો. કહેવા માટે મારી પાસે સાવ સાધારણ વાતો હતી – દરેક સ્ત્રી પતિ સાથે એટલો સંબંધ તો રાખે જ છે, હું કલ્પનાયે કરી શકતો નહોતો કે એ રોજિંદી ઘરેલુ જિંદગીની સાથે એક બીજી જિંદગી પણ જીવતી હતી. મારાથી જુદી, મારી બહાર,

મારાથી અસ્પૃશ્ય... મી સાથે જરાયે સંબંધ ન હોય એવી જિંદગી. તમને એ વાત હાસ્યાસ્પદ નથી લાગતી કે... એ લોકોએ એની ધરપકડ ન કરી હોત તો એમ જ માનતે કે હું જાણું છું એ જ મારી પત્ની છે...? તમે જાણો છો, યુદ્ધના એ છેલ્લા દિવસો હતા, ગેસ્ટાપો પોતાના શિકારને સહેજે છોડતા નહોતા... મારી પત્નીએ છેવટ સુધી કંઈ જ કબૂલ કર્યું નહીં. એણે એની પાસે માહિતી કઢાવવાની આશા છોડી દીધી હતી, પણ મને એ લોકો બાળક સમજતા હતા. એ લોકો કદાચ મને મારવા માગતા નહોતા, પણ મૃત્યુ સિવાય માણસને આપી શકાય એટલું વધારે કષ્ટ આપવામાં એમણે કશું બાકી રાખ્યું નહોતું. એ લોકો પોતે સાવ થાકી જતા કે હું બેહોશ થઈ જતો ત્યારે મને છોડતા. મેં કશું કબૂલ કર્યું નહીં, એ મારું સાહસ નહોતું, કારણ કે કબૂલ કરવા જેવું મારી પાસે કશું જ નહોતું. તમે જાણો છો કે પહેલી રાતે મેં મારી પત્નીને એના ઓરડામાં ન જોઈ ત્યારે મને ઘણો ખેદ થયો હતો. મને લાગ્યું કે એણે મને છેતર્યો હતો. ખુદ મારી પત્નીએ મને વિશ્વાસપાત્ર ગણવા યોગ્ય ન ગણ્યો એ વિચાર મને કોચ્યા કરતો હતો. પરંતુ તે પછી ગેસ્ટાપો સામે પીડા અને ત્રાસની અસહ્ય ક્ષણોમાંથી પસાર થતી વખતે એણે મને કશું ન કહ્યું એ માટે એના પ્રત્યે કૃતજ્ઞ થઈ ગયો. એણે એ રીતે મને બચાવી લીધો. આજેય હું એ વિશે નિશ્ચયપૂર્વક કહી શકતો નથી કે ખરેખર હું બધું જાણતો હોત તો હું ચૂપ રહેવાની હિંમત બતાવી શક્યો હોત ? મારી સામે કબૂલ કરવાનો માર્ગ ખુલ્લો હોત તો મારી યાતના કેટલી વધી ગઈ હોત. લાચારીની અવસ્થામાં તો તમે ભારેમાં ભારે યાતના સહી શકો છો, પણ તમે જાણો કે એ યાતનામાંથી છૂટવાનો માર્ગ છે, એ માટે ભલે તમારે તમારી પત્ની, તમારા પિતા, તમારા ભાઈ સાથે વિશ્વાસઘાત કરવો પડે... ત્યારે યાતનાની એક હદ પછી તમે છૂટવાનો એ રસ્તો ન જ લ્યો એ વિશે કહેવું અશક્ય છે. પસંદગીની ખુલ્લી છૂટ જેવી પીડા બીજી કોઈ નથી. કોઈ કોઈ વાર મને લાગે છે કે નિર્ણયની એ યાતનામાંથી મને બચાવવા માટે જ મારી પત્નીએ પોતાનું રહસ્ય મને નહોતું કહ્યું. જુઓ, એમ કહેવાય છે કે પ્રેમમાં કશું જ છુપાવવામાં આવતું નથી – બધું અરીસા જેવું સ્પષ્ટ હોય છે. હું માનું છું કે આના જેવી બીજી કોઈ ભ્રાન્તિ નથી. પ્રેમ કરવાનો અર્થ પોતાને પ્રગટ કરવાનો નથી,

ઘણે અંશે પોતાને છુપાવવાનો પણ છે, જેથી આપણે બીજાને અંગત ખતરાથી મુક્ત રાખી શકીએ. દરેક સ્ત્રી આ સમજે છે, વળી તે પુરુષ કરતાં પ્રેમ કરવાની વધારે ક્ષમતા ધરાવે છે, એથી એનામાં પોતાને છુપાવવાનું સાહસ પણ હોય છે. તમે એવું નથી માનતા ? શક્ય છે, હું ખોટો હોઉં, પણ રાત્રે મને ઊંઘ નથી આવતી પણ મને એવા વિચારે તસલ્લી મળે છે કે ... જવા દો, હું એ સમજાવી નહીં શકું. મેં તમને આ મેજ પર બોલાવ્યા ત્યારે મને આશા નહોતી કે હું તમને કંઈક સમજાવી શકીશ. તમે શું કહ્યું ? ના ભાઈ, એ પછી મેં મારી પત્નીને ફરી નથી જોઈ. એક બપોરે હું ઘેર પાછો ફરતો હતો ત્યારે મારી નજર તે પોસ્ટર પર પડી. એ દિવસોમાં દર ત્રીજે ચોથે દિવસે નગરની ભીંતો પર પોસ્ટરો ચીટકાડી દેવામાં આવતાં. દરેક પોસ્ટર પર આગલી રાત્રે ગોળીથી ઠાર કરવામાં આવેલા ત્રીસ ચાળીસ માણસોનાં નામ હોય. મારી નજર મારી પત્નીના નામ પર પડી ત્યારે કેટલીક ક્ષણો સુધી મને એ વિચિત્ર જેવું લાગ્યું કે આ નાનકડા નામ પાછળ મારી પત્નીનો ચહેરો હોઈ શકે છે... મેં તમને કહ્યું ને કે જ્યાં સુધી પોતાની આંખે કોઈને મરતાં ન જોઈએ ત્યાં સુધી વિશ્વાસ નથી પડતો કે એ જીવન્ત નથી. એક ધૂંધળી આશા બની રહે છે કે તમે બારણું ખોલશો... પણ જુઓ હું મારી વાત દોહરાવવા લાગ્યો છું. બિયર પીવાનું આ સુખ છે કે તમે એક જ ગોળાકાર આસપાસ ચક્કર માર્યા કરો... રાઉન્ડ એન્ડ રાઉન્ડ એન્ડ રાઉન્ડ. તમે જાવ છો ? જરા થોભો... હું મારી બિલાડી માટે થોડું ખાવાનું ખરીદું... બિચારી અત્યાર સુધી ભૂખી તરસી મારી રાહ જોતી બેઠી હતી. ના, ના, તમારે મારી સાથે આવવાની જરૂર નથી. મારું ઘર બહુ દૂર નથી અને હું પીવાની મારી મર્યાદા જાણું છું. મેં કહ્યું હતું ને... માત્ર દોઢ ઈંચ ઉપર.

ઊંઘ / રતિલાલ 'અનિલ'

ઊંઘને પાંખ હોવાનું ભાષાએ શોધી કાઢ્યું છે. એટલે એ આવે છે, પણ ઊડી જાય છે પાંખો ફફડાવીને ! કોઈ વાર લાગે કે એ ચકલીની જેમ કશા ભાર વિના હળવી પાંખે ઊડી ગઈ, કોઈ વાર પારેવાંની આંખ પહેલાં ચકળવકળ થાય, પછી પાંખો ફેલાવી પારેવાં ગતિએ ઊડી જાય, ક્યારેક વળી ઊડું ઊડું એવા અનિશ્ચયમાં પગ પર વજન રાખી, પાંખ તોળીને છેવટે ફફડાવીને ઊડી જાય. કોઈક વાર ઊંઘ ઊડતી નથી પણ ફડાક કરતું બારણું ઊઘડે એમ આંખ ઊઘડી જાય છે અને ઊડી જતી ઊંઘને જોવાને બદલે કૈંક બીજું જોવા કે સમજવાના પ્રાથમિક સર્વેક્ષણમાં લાગી જાય છે. ક્યારેક ઊંઘ કહે કે તેં આંખો બંધ રાખી છે તેની નીચે નથી, તે છતાં તે છે એવા તોરમાં પાંપણ નીચે દાબી રાખવી પડે છે, પણ પાંપણ નાજુક હોવાથી એના દાબ ઊંઘને રમૂજ જેવો લાગતો હશે ! આ પડખાની દિશામાંથી ઊંઘ નહીં આવે એવો વહેમ પડતાં પડખું ફરી તે દિશામાં ઊંઘને આમંત્રણ આપવાની ટેવ પણ પડી છે. ઊંઘતો એકલ માણસ દિશાનું પડખું સેવે છે ! દરેક પડખાને તે પોતાની દિશા પ્રત્યે પક્ષપાત હોય છે ! ચત્તાપાટ પડીને ઊંઘની રાહ જોયા કરીએ ત્યારે ઊંઘ પક્ષપાતી નથી એવો અદ્ધર વિશ્વાસ છે પણ છાતી કે પીઠ ઊંઘનો બોજ નહીં ઝીલી ન શકે એવી પ્રતીતિ પછી ઊંઘ દિશાહીન નથી, બલકે એને કોઈ એક જ દિશા પસંદ છે એનો સ્વીકાર કરવાથી ઊંઘને સારું લાગતું હશે એટલે એ પદરવ વિના ધીરે ધીરે આવે છે, તે પછી તો માત્ર એ જ રહે છે, હું કે તમે - રહેતા નથી ! ઊંઘને આપણી પોતાની હાજરી ગમતી નથી, હું હોઉં ત્યારે

બીજું કશું હોઈ શકે નહીં એવો એનો તોર હોય છે. એકચક્રી શાસન કરવા ઇચ્છનારાઓને ઊંઘના જ્યેષ્ઠ ભાઈ કહેવા જોઈએ. એ પોતે જ પોતાને અનુભવે જેમાં એ હોય તેને એની જાણ પણ ન થાય એવી એ ચકોર છે. બધા જ ઉપદેશકોએ કેવળ જાગૃતિ અને જાગૃતિનો મહિમા કર્યો છે, કરતા રહે છે એથી કોઈ વાર થાય છે કે અજાણ્યે અપમાનિત કરવામાં આવેલી ઊંઘ નહીં આવે તો આપણું શું થશે ? પણ એકચક્રી શાસન કરનારા બીજા બોલે છે તે બબડે છે તો ભલે બબડે, આપણે આપણું એકચક્રી શાસન ચાલુ રાખો એવા મિજાજે અચળ રહે છે. ઊંઘ અને સરમુખત્યારો એ નામ પાડ્યા વિનાનાં અચલાયતનો છે ! આપણને સરમુખત્યારોને માત્ર એટલો જ સંકેત કરવાનો કે આ ઊંઘની જેમ પ્રાણદાયી શાસન કરો ! તે એકચક્રી હોય તો ચાલશે ! આ જન્મ લીધો છે જ બીજાઓ આપણા પર શાસન કરે એ માટે, તે વડીલ હોય, વહુ હોય કે સરકાર હોય – ચાલશે ! ન્યાય એકપક્ષી ન રહે એ માટે 'આયુષ્યમાન ભવઃ' શા માટે ! વડીલ થઈને આપ્તજનો પર શાસન કરો એ માટે ! માત્ર એટલું ધ્યાનમાં રાખો કે યથાસમય માણસ આપોઆપ ઊંઘનું શાસન વણકહ્યે સ્વીકારે છે એવા સ્વીકાર્ય બનજો. આદર્શ શાસન ઊંઘ જેવું હોય – જે જીવનપ્રદ અને ઇચ્છા અનિચ્છાથી પર હોય !

કોઈ વાર આંખ ઊઘડે છે એટલે સવાર ઊગેલી જ હોય છે ! પણ ઊઘડ્યા પછી મિંચાય છે, આંખમિંચોલી ચાલે છે; ઊંઘ ગઈ કે નહીં એની અવઢવ ક્યાં સુધી ચાલે છે; પણ પોતા પ્રત્યેના આવા વર્તન પછી ઊંઘ ઊડવાને બદલે અરવ પગલે ચાલી જાય છે – પાંખ બિડાયેલી રહે છે અને પગ ઊપડ્યા કરે છે.

ઢીંગલી ઉઘાડી આંખે આખી રાત કોણ જાણે કોની પ્રતીક્ષા કર્યા કરે છે ! એને માટે ઊંઘ કરતાંયે વધારે વહાલું કોઈ હોવું જોઈએ. એ ઘરમાં આવી ત્યારથી એની આંખ બિડાઈ નથી, એની આંખે જોયા કરે છે ! પેલી મૂર્તિયે રાત્રે ખુલ્લી આંખે દિવસે આવી પડ્યા તેવા નહીં પણ કંઈક જુદા એવા આવે તેની રાતભર પ્રતીક્ષા કરે છે અને એવી પ્રતીક્ષારત હોય છે કે મંદિરનાં બારણાં તો બંધ છે એનોયે એને ખ્યાલ રહેતો નથી ! પેલી ચણોઠીને તો આંખ એ જ શરીર છે ! કેવું અદ્‌ભુત ! માત્ર એક જ ખુલ્લી આંખે દિવસ હોય કે રાત હોય, બસ જોયા કરે ! કાચલીની આંખ પરથી તો જરિયા કાઢી નાખીએ તો

વળી એ જુએ. અને એક મોરપિચ્છને પણ કેટલી આંખ ! કોઈ ડોળા કાઢે ત્યારે કહેવાનું મન થાય કે ચણોઠીની આંખે નહીં, મોરપિચ્છની આંખે જુઓ ! મારાં કેટલાંયે સ્વપ્નાં મારી ઊંઘમાં જમીન પર ફસડાઈ પડ્યાં હશે એવું એકાએક ભાન થાય છે ત્યારે ઓરડાનું બારણું બંધ કરી મોરપિચ્છની પિંછીથી જમીનને હળવે હળવે હેતથી પસવારું છું – પસવારવાનો આનંદ મળે છે, સ્વપ્નાં હાથ આવતાં નથી. ઊંઘ હશે તો વળી સ્વપ્નાં પણ આવશે – એ ઊંઘ સિવાય બીજે ક્યાંય મળતાં નથી એવો સબક શીખવો પડે છે.

બેમનથી કામ કરો તો કંઈ જ ન થાય એવું ઘણી વાર ઠપકારૂપે સાંભળ્યું છે. ઉપદેશકો ઠપકા રૂપે જ કહેવું હોય તે કહે છે. અલ્યા, તું હજી માણસ જ છે? દેવ થા, દેવ થા !' પણ બેમનવાળાને કહેવાનું મન થાય છે કે બાહ્યમન અને આંતરમન, બે હોવાથી જ સ્વપ્ન આવે છે ! કોઈ વાર લાગે કે સ્વપ્ન પુરાતત્ત્વ ખાતાનું વડું છે, તો કોઈ વાર એ પોતાનું નથી પણ હશે એ આવનારું સ્વરૂપ બતાવે ! એ મારા જીવનનો વચગાળો કૂદાવી જતાં લાગે છે. કેટલાંક સ્વપ્ન ભવિષ્યમાં મારેલી લાંબી છલાંગ જેવાં હોય છે તો કોઈ વળી પુરાતત્ત્વખાતાની બંધ ઓફિસમાંથી આવેલાં લાગે ! 'સ્વપ્ન આવે છે' એ સ્થાપના સંદિગ્ધ લાગે છે, ઊંઘ આવે છે એની તો જાણ થાય છે પણ સ્વપ્ન તો પોતાની અણચિંતવી હાજરી પ્રગટ કરે છે ! વાસ્તવમાં એ આપણામાં ક્યાંક પોંખ્યાં હોય છે અને આપણા પોઢવાની રાહ જુએ છે ! એમના ક્યારેક થતાં અણધાર્યા આગમનથી લાગે કે આજે જ આપણે એ ઇચ્છતું હતું એવી નિંદમાં પ્રવેશ્યા એટલે એ આવ્યું, બાકી તો રોજની નિંદ કેવળ સ્થૂળ અર્થમાં નિંદ હોય છે – સ્વપ્નના ઉદ્‌ભવયોગ્ય નિંદ નહીં. એ નિંદની પરમ સ્થિતિ જુએ છે અને આંતરમનમાં ઊંઘતું હોય ત્યાંથી ઊઠીને પ્રગટ થાય છે. વર્ષોથી ફિલ્મો જોવાનું બંધ કર્યું છે, છતાં કોઈ કોઈ વાર સ્વપ્ન જોવા મળે છે અને કોઈકમાં તો પોતે જ હીરોના પાત્રમાં એટલે માત્ર મુખ્ય પાત્રમાં હોઈએ છીએ. કહે છે કે મનોવિજ્ઞાની અને તેમના વૈજ્ઞાનિક મિત્ર સ્વપ્નની ફિલ્મ ઉતારી શકાય એવી યુક્તિની શોધ કરે છે.

ઊંઘનાં પોત વિશે સુ.જો.એ આંગળાની ગુલાબની પાંદડી જેવી ટેરવાંની કુમાશથી પરખ કરી છે. આપણે તો ખાદી કે સામાન્ય સુતરાઉ કપડાંના

પોતને જાણ્યું નથી ! અરે મેં ક્યાં, મારી સુતરાઉ ગામઠી બરના કાપડ જેવી ત્વચાએ ! એટલું ખરું બાળપણમાં ઘસઘસાટ ઊંઘનું ટકાઉ પોત અનુભવ્યું છે – ઠેઠ સવાર સુધી ટકે ! કોઈ કોઈ વાર તો એ વધારે ટકે પણ વડીલો ટકવા જ ન દે ! કૌતુક થાય છે : કુંભકર્ણની નિદ્રાનું પોત કેવું હશે ?! આ રાત્રી કાણાંવાળી કાળી ચાદર ઓઢીને ઊંઘે છે પણ છિદ્રોમાંથી તારા ડોકિયા કરે એમ, ઊંઘ છિદ્રાળુ બની ગઈ છે અને છિદ્રમાંથી તારા જેવો નાઈટલેમ્પ દેખાય છે ! હવે આ નિદ્રા છે કે તન્દ્રા છે તેની અવઢવમાં જ રાત પસાર થઈ જાય છે.

આટલાં વર્ષેય થોડીક આછીપાતળી ત્રૂટક છૂટક નિંદ આવે છે એનું કારણ એ હોઈ શકે કે મેં કોઈને પણ 'ઊઠો, ભાગો !' એવું કહ્યું નથી. મેં અંધકારને આંખમાં અંજાવા દીધો છે, કાળી કીકી પર રાત્રિનો ઢોળ કે રસાયણ ચઢવા દીધું છે. બાળપણમાં તો વડીલોને રાત્રિનું કાજળ ઓછું લાગતું હશે એટલે આંખમાં કાજળ પણ આંજતા. દીવેલના દીવાના સળગતા કોડિયા પર સહેજ ઉપર ઊંધું કોડિયું મૂકે અને રાતભર એના પર કાજળ બાઝ્યા કરે તે આપણી આંખમાં આવે. જુવાનીની કેટલીયે રાતે, ઉઘાડી આંખે રાતનું કાજળ અનાયાસ અંજાવા દીધેલું ! જાતને ઓગાળી દો, નહિવત થઈ જાઓ એવો આધ્યાત્મિક સંદેશ તો ઝિલાયો લાગતો નથી પણ એવા પ્રાયોજિક પ્રોગ્રામ કરતાં ઊંઘમાં અનાયાસ ઓગળી નહિવત્ થવાનું તો રોજ રોજ બનતું હતું ! જીવન શું છે ? પરમ તત્ત્વ શું છે ? જે હોય તે – તે 'અનાયાસ' હોય છે. ઊંઘવાના પ્રાયોજિત પ્રોગ્રામ માટે હજી ઊંઘવા માટેની ગોળી ખરીદવાની ફરજ જ પડી નથી, પછી તે ગળવાની તો વાત જ ક્યાં રહે છે ? ઊંઘની ગોળી ગળવા કરતાં ઊંઘમાં અનાયાસ ઓગળી જવું, તે માટે પ્રતીક્ષા કરવી પડે તો યે, શું ખોટું ?

કેટલીક ગુજરાતી વાર્તાઓ વિશે / જયંત પારેખ

## મુકુન્દરાય

સમાજ, માનવીમન, કલા વિશેની એક ઊંડી સૂઝ 'મુકુન્દરાય'માં વ્યક્ત થાય છે. વ્યક્તિ, સમાજ, સંસ્કૃતિ – આવાં અનેક સ્તરે જે સંઘર્ષ જન્મે છે, જે પરિવર્તન થાય છે એનાં સૂક્ષ્મ સંચરણ રામનારાયણ પાઠક સિસ્મોગ્રાફની કુશળતાથી ઝીલે છે. વિચ્છિન્નતાની પ્રક્રિયાનું જે રૂપ રચે છે એ ખૂબ જ આઘાત આપે એવું છે. રાવૈયા ગામની પ્રસન્ન સવાર મૃત્યુ સમી શાન્તિમાં પરિણમે છે ત્યારે આપણે સ્તબ્ધ, અવાક્ થઈ જઈએ છીએ.

મુકુન્દ શહેરમાં ગયો નહોતો ત્યાં સુધી ગામનું અવિચ્છેદ્ય અંગ હતો. શહેરમાં કેળવણી લઈને આવે છે ત્યારે આગન્તુક બનીને આવે છે. હવે એ જન્મદાતા, જન્મભૂમિ, ઇતિહાસ, પરમ્પરા, સંસ્કૃતિ તમામને જાકારો દે છે. એનામાં સંપત્તિનો મોહ જાગ્યો છે, પૈસાદાર ગણાવાની લાલસા જાગી છે. ઘંટીનો અવાજ, સાદું શાક, સાદું ભોજન – બધાંનો એ તિરસ્કાર કરે છે. એ દમ્ભ કરે છે, અસત્ય બોલે છે, ખેતર વેચવાનું સૂચન કરે છે. બધાં વિશે અપમાનજનક બોલે છે ત્યારે એની વિચ્છેદની પરાકાષ્ઠા આવે છે.

સરળ ને મૃદુ, સ્વસ્થ ને સંસ્કારી પિતાનો સ્નેહ ભસ્મીભૂત થાય છે. નરી હતાશા એમના હૈયાને કોરી નાખે છે – 'હા, એ આપણો ન હોય, એ ગયો જ સમજો.' મુકુન્દને પોતાનું સંતાન ગણવા પણ એ રાજી નથી. એક્કાવાળાના

શબ્દ 'એ... મુકુન્દ ગયો છે'માં પતાકાસ્થાનક રચીને રામનારાયણ પાઠક એમની હતાશાની અફર પ્રતીતિ કરાવે છે.

અન્તમાં આડકથાનો શક્તિપૂત વિનિયોગ થાય છે. વિમળશાની જેમ રઘનાથ ભટ્ટનાં આક્રોશ ને હતાશા અભિશાપનું રૂપ ધરે છે એમાં મર્માન્તક વેદનાની વ્યંજના સ્ફુરે છે. એમને પણ નખ્ખોદ સિવાય બીજી કોઈ ઇચ્છા રહેતી નથી.

અંગભૂત ને આગન્તુક – દેખીતાં જ આ બેમાંથી એકેયનો પક્ષ રામનારાયણ પાઠક લેતા નથી. સર્વજ્ઞની તટસ્થતા જાળવે છે ને ઘટનાની નિર્મમ રજૂઆત કરે છે. એથી એમની કેટલીક મધ્યસ્થી – રેલવેના તાર, સ્ત્રીનું સન્માન, આધુનિકતાનાં લક્ષણ વગેરે વિશેના ઉદ્ગાર બિનજરૂરી લાગે છે, ખૂંચે છે. 'મુકુન્દરાય'માં સામાજિક વાસ્તવિકતાના કલાત્મક આલેખનની એક દિશા ચીંધવામાં આવે છે.

## *બુદ્ધિવિજય*

'બુદ્ધિવિજય'માં રામનારાયણ પાઠકની પ્રયોગશીલતાનો સુભગ પરિચય થાય છે. ધર્મકથા, નીતિકથા જેવાં સ્વરૂપની વિશિષ્ટતાને ખપમાં લે છે પણ એની મર્યાદાને ઉલ્લંઘી જાય છે. ધર્મ ને નીતિ વિશેનું કોઈ સૂત્ર કૃતિમાંથી અલગ તારવી શકાતું નથી. એ તો સમગ્ર રચનામાં પ્રાણવાયુ રૂપે પ્રસરી રહે છે. કલાના મૂલ્ય રૂપે જ એનો સાક્ષાત્કાર કરી શકાય છે. જ્ઞાન, દર્શન ને ચારિત્ર્યનો સમન્વય ન થાય તો કેવો અનર્થ થાય છે એ પાત્રની નિયતિ રૂપે જ અનુભવી શકાય છે.

પાત્રોનાં નામકરણમાં રામનારાયણ પાઠક રૂપકગ્રન્થિને અનુસરે છે પણ એને સહજ એવા સમીકરણમાં રાચતા નથી; બલકે એનો વિપર્યાસ કરે છે. તપોવિજયનું તપ ઓછું પડે છે. એ જ્યોતિષને મિથ્યાશ્રુત ગણે છે છતાં વિશ્વાસ તો તપને બદલે જ્યોતિષમાં જ રાખે છે. બુદ્ધિવિજયને દુરિતને વશ થતો અટકાવી શકતા નથી. બુદ્ધિવિજયની બુદ્ધિ ઓછી પડે છે. એ ધર્મથી,

જ્ઞાન દર્શન ને ચારિત્ર્યના સમન્વયથી એકદમ આઘો રહી જાય છે. પોતાનાં વરવાં અભિમાન, સત્તાલાલસા, મહેચ્છાને જિનશાસનની પ્રતિષ્ઠાના રૂપાળા વરખ હેઠળ છુપાવે છે. પોતાના દોષ માટે માતાપિતાને જવાબદાર ઠેરવે છે, આચાર્યપદ પ્રાપ્ત કરવા માટે અસત્યનો આશરો લે છે, ગુરુની સાચી સલાહને ઈર્ષ્યા ગણે છે, એમની આજ્ઞાનો ભંગ કરી આટવિક પ્રયોગ કરે છે. પોતાની આવી અનહદ કુટિલતાથી એ ખરેખર જિનશાસનને કલંકિત કરે છે, પોતાનાં કર્મ ખપાવવાને બદલે નવાં કર્મ બાંધે છે ને કરુણ અન્ત પામે છે.

ઈષ્ટની, શુભની પ્રતિષ્ઠા કરવા માટે રામનારાયણ પાઠક એની સામે છેડેના અનિષ્ટને, દુરિતને તાગે છે ને 'બુદ્ધિવિજય'માં ટૂંકી વાર્તાની ગુંજાયશ પ્રગટાવે છે.

## વહુ ને ઘોડો

પ્રતિબદ્ધ હોવું ને છતાં પ્રતિબદ્ધતાની સીમા વટાવી કલાજગતમાં સ્થિર થવું એ ઝવેરચંદ મેઘાણી 'વહુ ને ઘોડો'માં સિદ્ધ કરે છે. એ વાસ્તવિકતાને માત્ર સામગ્રી તરીકે પસંદ કરે છે ને એનું આસ્વાદ્ય કૃતિમાં રૂપાન્તર કરે છે. મોભાદાર ઘરમાં પુરુષની અમર્યાદ વાસનાનો ભોગ સ્ત્રી જ બને છે એ હકીકતનો એમાં પ્રચાર નથી થતો પણ અસહાય તારાની અન્તહીન કરુણતાનું સંવેદ્ય રૂપ પણ સરજાય છે.

પાત્રના મનની ભીતર પ્રવેશ કરવાની ઝવેરચંદ મેઘાણીમાં અજબ કુનેહ છે. એ સમુચિત કથનકેન્દ્ર પસંદ કરે છે. તારા પોતે જ આપવીતી વર્ણવે છે. પોતાની મુગ્ધતા ને વિદગ્ધતા, કલ્પના ને વાસ્તવિકતા બંનેની નક્કર ઘટના દ્વારા છબી ઉપસાવે છે. એ નાની હતી ત્યારે કરોળિયાનાં જાળાં ને ભમરીનાં ભોંણ ઉખેડી નાખતી ત્યારે રતનમા કહેતાં :' રે'વા દે, રે'વા દે પાપણી ! નહિ તો તને ઓલ્યે ભવ પરતાપ શેઠની ગાડીના ઘોડાનો ને કાં તો એમના ઘરની વહુવારુનો અવતાર મળશે હોં !' રતનમાનાં વચન એના આ ભવમાં જ સાચાં પડે છે – ત્રણ ત્રણ રીતે.

રતનમાનાં વચનનો મર્મ અણસમજુ તારા જાણતી નથી. એને મન પરતાપ શેઠના ઘરની વહુવારુ ને ઘોડા બંને સરખાં ભાગ્યશાળી છે. પણ એ બંને નકામાં થતાં જ એને બદલી નાખે છે એ વાતની એને ખબર પડે છે ત્યારે સાચો મર્મ સમજાય છે. એને ખુશીને સ્થાને કમકમાં આવે છે.

ધીમે ધીમે જેને ભાગ્ય માન્યું છે એ કમભાગ્ય છે એવી એને પ્રતીતિ થાય છે. ઘોડા સાથેના સામ્યનું સ્થાન એકરૂપતા લે છે – 'ઘોડાની પીઠ પર ચણચણતા કૂમચીના પ્રત્યેક ઘાએ જાણે મારા બરડામાં કોરડો ફાટતો હતો' – ઘોડાને પોતાના ભાઈ જેવો ગણીને એના પર છાનુંમાનું વહાલ વરસાવે છે.

ઝવેરચંદ મેઘાણી વાતને બીજો એક વળ ચડાવે છે. તારાનું કમભાગ્ય એની દીકરી સુધી – ભાવિ પ્રજા સુધી – વિસ્તરે છે. એને વળગેલો રોગ સૂરજને પણ ભરડામાં લે છે ને એની આંખનું તેજ હરી લે છે. આ જ ભવમાં તારા જાણે વહુવારુ, ઘોડો, સૂરજ એમ ત્રણ ત્રણ અવતારની વેદના એકસાથે ભોગવે છે.

માનવીની અવળચંડાઈ ઝવેરચંદ મેઘાણી બરાબર ઓળખે છે. પરતાપશેઠના ઘરનાં સહુ તારા ને સૂરજનાં કમભાગ્ય માટે બંનેનાં 'પાપ'ને જ જવાબદાર ગણાવે છે. વાંક તો બીજાનો જ હોય છે એવું દમ્ભી ને નિષ્ઠુર વલણ છે એમનું. એમાં જ તારાની અસહાયતાનું, કરુણતાનું સાચું માપ મળી રહે છે.

એમાંથી તારાનો છુટકારો નથી. ઘોડાને તો વેચે કે હાંકી કાઢે ત્યારે છુટકારો મળે છે. તારાને તો એકાન્ત કારાવાસમાં જ પુરાઈ રહેવાનું આવે છે. જીવે ત્યાં સુધી. ઝવેરચંદ મેઘાણી રસિકના પગની પિંડીનું પ્રતીક રચે છે ને તારાની કેટલીક ઝંખનાનો સંકેત કરે છે. એના પિતાએ રસિક સાથે એનાં લગ્ન કરવાની મશ્કરી કરી હતી. એણે પણ મનમાં પિંડીને દબાવ્યા કરી હતી. આપવીતીને અંતે પણ એ પથ્થર શી પિંડીને ચોંટીને ટંગાતી ટંગાતી ક્યાંય ચાલી જાય છે. પણ આ તો નર્યું સ્વપ્ન છે. એની અસહાયતા, કરુણતા ક્યારેય દૂર થવાની નથી.

આવી અનેક યુક્તિ, તળપદી ભાષા, અનાયાસ રચાતાં કલ્પનોથી સિદ્ધ થતી મૂર્તતા વગેરેથી તારાના મનનાં અનેક અગોચર સ્તર ઉખેળાતાં ઉખેળાતાં 'વહુ ને ઘોડો' જેવી ચિરસ્મરણીય રચના સિદ્ધ થાય છે.

## ખોલકી

વિધવા ને બીજવર – આ બેના મિલનમાં અપૂર્વ રતિભાવની કલ્પના કરવી એ ભલે અસ્વાભાવિક લાગે, ચન્દનને પક્ષે એ અસ્વાભાવિક લાગતી નથી. એણે તો હજી 'સંસાર માંડ્યો નથી'. અપૂર્વ રતિભાવનો એને અધિકાર છે.

સુન્દરમ્ કામશાસ્ત્રી નથી, એમને ચન્દનના અનુભવનાં શાસ્ત્રીય દસ્તાવેજ કે દૃષ્ટાન્ત તૈયાર કરવાં નથી. એ તો રસજ્ઞ છે. પોતાના અનુભવને અશેષ સાકાર કરી શકે એવી કલાકૃતિની રચના કરવા ચાહે છે. શૃંગારની સામગ્રીનો બીભત્સની સામગ્રીમાં વિપર્યાસ કરે છે. ચન્દનને નવપરિણીતા જેટલી ઉત્કણ્ઠા છે – પતિને જોવાની, મળવાની. પતિને મન તો એ રાબેતા મુજબની ક્રિયા છે, સ્ત્રી વાસનાતૃપ્તિનું સાધન છે, માત્ર પાત્ર બદલાય છે એટલું જ. એનો શણગારનો દેખાડો વરવો લાગે છે. બીડી, પરસેવો, હૈડિયો, ગડફો – આ બધું છેક સુધી ચન્દનના મનમાં એકસરખી જુગુપ્સા જગાડે છે, આકર્ષણને બદલે વિરોધ જગાડે છે. એની આતુરતા ઓસરી જાય છે. એ ખાટલાની ઈસને એકદમ વળગી પડે છે.

ભાભી, પડોશણ, પતિ – સહુના આ પળ પ્રત્યેના પ્રતિભાવમાં રાબેતા મુજબની સ્થૂળતા છે, પ્રાકૃતતા છે. ભાભી ચન્દનને પોરસાવે છે, બહેકાવે છે પણ વાત તો સોદાની ભાષામાં જ કરે છે. પતિનો ઉલ્લેખ 'ભાયડા' શબ્દથી થાય છે. એ પ્રેમી કે પતિ બની શકતો નથી, ભાયડો – પુરુષ જ રહે છે, કોઠાસૂઝને વશ લાગણીહીન પશુ જ રહે છે, ચન્દનના વિરોધની પરવા કરતો નથી એટલું જ નહીં, એને જોરથી ખેંચે છે ને બોલે છે : 'આમ ફર ને, ખોલકી !' ત્યારે પ્રણયમસ્ત રસિકતાનું કૂજન નહીં, આવેશગ્રસ્ત પશુતાની ત્રાડ સંભળાય છે. નવસંગમની મધુરતા બળાત્કારની બળતરા બની જાય છે.

કથનકેન્દ્રની યોજના આમ તો અનુકૂળ લાગે છે. એક ગ્રામકન્યા આપવીતી વર્ણવે છે. આલંકારિકતા, ચિન્તનાત્મકતા જેવા સભાન પ્રયત્નો એ ક્યાંથી કરી શકે ! એ નિખાલસ તાદૃશ વર્ણન કરે છે ને એ

વિશ્વસનીય લાગે છે, વ્યંજના એમાંથી આપોઆપ નિષ્પન્ન થાય છે.

અહીંયાં તો એક મોટું વિઘ્ન નડે છે. ચન્દનનો અનુભવ એનું સમસ્ત અવળસવળ કરી નાખે એટલો કઠોર છે,ભીષણ છે છતાં એ જરાય ક્ષુબ્ધ, સ્તબ્ધ થતી નથી. વિરોધનો કોઈ સ્પષ્ટ સૂર વ્યક્ત કરતી નથી. એટલી સ્વસ્થતાથી, કુશળતાથી એ વાત કરે છે કે નવાઈ લાગે છે ! એનામાં આવી કોઈ રસજ્ઞને છાજે એવી ગુંજાયશ તો ક્યાંથી હોય ! આ સ્વસ્થતા, કુશળતા, રસજ્ઞતા ખરેખર તો સુન્દરમ્‌ની પોતાની છે. એના આવા પ્રક્ષેપણથી એવું લાગે છે જાણે ચન્દનની વાત હજી અધૂરી છે, એ, ભાભી ને પતિ માત્ર અમુક વર્ગના પ્રતિનિધિ જ છે. પરિણામે 'ખોલકી' સામાજિક સમસ્યાનું રેખાચિત્ર, બેશક કુશળ રેખાચિત્ર જ વિશેષ લાગે છે.

## માને ખોળે

શબૂ એક માને ખોળેથી ઊતરે છે ને બીજી માને ખોળે મૃત્યુ પામે છે. બંને મા લાચાર છે, શબૂ પણ લાચાર છે. તદ્દન નિર્દોષ છે છતાં એ છિનાળની ગાળ પામી મૃત્યુ પામે છે. સમાજની વ્યવસ્થા એટલી જડ, નઠોર છે કે તારા, ચન્દન, શબૂ – કોઈ જરાય વિરોધ, વિદ્રોહ કરતાં નથી, કરી શકતાં નથી. શબૂની હત્યામાં સુન્દરમ્‌ને અનેક શક્યતા દેખાય છે ને એ પોતાના સર્જક સ્પર્શથી 'માને ખોળે'માં એને અનવદ્ય રૂપે મૂર્ત કરે છે.

'માને ખોળે'માં ત્રણ વાર કથનકેન્દ્ર બદલાય છે. ઘર, મહીસાગર ને ભાઠું – એમ ત્રણ સ્થળે અલગ કથનકેન્દ્ર યોજાય છે. ઘર, ફળિયું, ભાગોળ – અહીંયાં કથક માત્ર દ્રષ્ટા રહે છે, સાક્ષીભાવે વર્ણન કરે છે એમાં અનિષ્ટની એંધાણી મળે છે. કોતર, રેતી, કાદવ, નદીપટ ને ભાઠું – અહીંયાં એ પોતાનું સંવેદનતન્ત્ર શબૂમય બનાવે છે. એથી શબૂનું નિર્વ્યાજ, નિર્દોષ ને ઉત્કટ સંવેદન, નદી સાથેની એની આત્મીયતાનો, એકરૂપતાનો અફર સાક્ષાત્કાર થાય છે. કાદવ, પોદળા, અનૂરાં, ચણોઠી, પાણી – આનાં સાક્ષી બને છે. સસરા ને વરની ઉદાસીનતા, જડતા ને કઠોરતા એનામાં અણગમો, તિરસ્કાર

જગાડે છે. એની હંમેશની સખી નદીનાં અંગની શોભાને એ બંને ગૂંદી નાખે છે, એથી એમને એ 'કાયટિયાં' કહે છે.

નદીની પાર ખારોપાટ છે, સાસરું છે. સસરાની હવસખોરી ને ક્રૂરતાની એણે ખૂબ વાતો સાંભળી છે. વેરાન ખારોપાટ સાસરિયાંની લાગણીહીનતા ને ક્રૂરતાનો સંકેત કરે છે. ખારોપાટ માનવી, નદી ને સંસ્કૃતિને ભરખી જાય છે. એંધાણી સાચી પડે છે. શબૂ ને નિર્દોષ ભ્રૂણની હત્યા થાય છે. આ હત્યા માનવી, નદી ને સંસ્કૃતિ – આ ત્રણેયની હત્યાનો સંકેત કરે છે. શબૂ એટલે નદી એટલે સંસ્કૃતિ.

શબૂની હત્યા પછી કથક પાછો દ્રષ્ટા બને છે. વરની કાયરતા, સસરાની નિષ્ઠુરતા વગેરેની આપણને દૃઢ પ્રતીતિ થાય છે. ધાડની રાતે જે બન્યું છે એ માટે શબૂએ મનોમન બાપડિયા વરનો ઉદારતાથી બચાવ કર્યો છે. વરના કાયર, નિષ્ક્રિય મૂઢ મૌનને પડછે એનો આ ઉદાર સમભાવ એના મૃત્યુની કરુણતાને ખૂબ વેધક બનાવે છે.

જનપદથી શરૂ થતી કથા વેરાનમાં અન્ત પામે છે. નદીના બે કાંઠા વચ્ચેની દૂરતામાં શબૂની નિયતિનું સ્વરૂપ પ્રગટ થાય છે, સંસ્કૃતિની નિયતિનું સ્વરૂપ, સામાજિક વાસ્તવિકતાનાં પડેપડ વીંધીને માનવીની નિયતિનું સ્વરૂપ પ્રગટ થાય છે. આમ કૃતિ અનેક સ્તરે વિહરે છે.

ઘરેથી નીકળતાં વેંત બિલાડી આડી ઊતરે છે, શબૂ એકલી પડી જાય છે, કાદવની આરસીમાં તડ પડે છે, સાસરે જતાં શબૂને કમકમાં આવે છે. આવી વિગતોથી સુન્દરમ્ શરૂઆતથી જ વિશિષ્ટ વાતાવરણ રચે છે, વિશિષ્ટ સૂર બાંધે છે ને કન્યાવિદાયની ઘટનાનાં તમામ સાહચર્ય તોડીફોડી નાખે છે; હિંસાનું વિષાદનું એક આકુળવ્યાકુળ કરી દે એવું વાતાવરણ રચે છે. 'માને ખોળે'માં સુન્દરમ્‌ની સર્જકતાનો નરવો ગરવો ઉન્મેષ આનંદવિભોર કરે એવો છે.

## ગુજરાતી ટૂંકી વાર્તા : પૂર્વાર્ધ / શિરીષ પંચાલ

કળાનો અને સાહિત્યનો ઇતિહાસ જોઈશું તો જણાશે કે કેટલાંક સ્વરૂપો અમુક ચોક્કસ સ્થળકાળની સીમાઓમાં જ વિકસી શક્યાં, જ્યારે કેટલાંક સ્થળકાળની સીમાઓને ઉલ્લંઘી ગયાં. ટૂંકી વાર્તા અને નવલકથા જેવાં સ્વરૂપો આ બીજી પંક્તિમાં આવે. આ સ્વરૂપો પશ્ચિમનાં હોવા છતાં દુનિયાભરની ભાષાઓમાં પ્રસરી ગયાં, એમનાં મૂળિયાં જે તે ભાષામાં એવી રીતે નંખાયાં કે એ પશ્ચિમી સ્વરૂપ ન રહ્યાં અને જે તે ભાષાનાં બની ગયાં. વળી, આ સ્વરૂપો લેખિત અને મુદ્રિત હોવાને કારણે, એમાં નિરૂપિત વાસ્તવ વિશેની વિભાવના સાવ જુદા જ પ્રકારની હોવાને કારણે અર્વાચીન-આધુનિક ગણાયાં ખરાં પરંતુ પરંપરાગત કથનરીતિઓ સાથેનો એમનો સંબંધ કોઈ ને કોઈ રીતે દૃઢતાથી બંધાયેલો રહ્યો. ભારતીય ભાષાઓમાં ટૂંકી વાર્તા માટે પ્રયોજાતા શબ્દો જુઓ : કહાણી, સણ્ણકથે (કન્નડ), અફસાનુ (કશ્મીરી), કથા (મરાઠી) – અને અંગ્રેજી શબ્દો ટેઇલ, સ્ટોરી સુધ્ધાં – પરંપરા સાથેનું અનુસંધાન સૂચવે છે. આ અનુસંધાન દરેક ભાષાના સર્જકે જાળવી રાખ્યું પરિણામે કથાસાહિત્યનાં આ આધુનિક સ્વરૂપો દુનિયાની કોઈ પણ ભાષામાં ઉછીનાં ન રહ્યાં.

પશ્ચિમમાં ટૂંકી વાર્તાનું સ્વરૂપ ઠીક ઠીક જૂનું છે, ભારતીય ભાષાઓમાં આ સ્વરૂપનું ખેડાણ લગભગ ઓગણીસમી સદીના અંતિમ દાયકાથી આરંભાયું; તેમાં પણ બીજી કેટલીક ભાષાઓમાં – ગુજરાતીની જેમ – આ સ્વરૂપ વીસમી સદીમાં આરંભાયું. આને પરિણામે આપણી ભાષાઓમાં

પશ્ચિમની સરખામણીમાં આ સ્વરૂપ વિકાસની દૃષ્ટિએ પાછળ રહ્યું. પરંતુ એક વાર એનો ઉદ્‌ભવ અને પ્રારંભિક વિકાસ થયા પછી એની ગતિ ક્યારેય રુંધાઈ નહિ, અલબત્ત વિષયવસ્તુથી માંડીને રચનારીતિ ઉપર પરંપરાનો પ્રભાવ ખાસ્સો રહ્યો. વિષયવસ્તુની દૃષ્ટિએ પણ ભારતીય સમાજસંસ્કૃતિમાં જોવા મળે એવાં જ વિષયવસ્તુ નિરૂપાતાં રહ્યાં. કોઈ પણ સર્જક રચનારીતિના પ્રયોગો પોતાની રીતે અથવા બીજા કોઈને આધારે કરે પણ વાર્તામાં નિરૂપિત વિશ્વની માંડણી તો તેણે પોતાની આસપાસના સંદર્ભ પર કરવી પડે.

ભારતીય ટૂંકી વાર્તા સાથે પશ્ચિમી ટૂંકી વાર્તાને સરખાવવાથી કેટલીક ભિન્નતા સ્પષ્ટ થશે. આને કારણે આપણી વાર્તા પછાત છે એવી એક હવા બંધાઈ. પરંતુ દરેક ભાષામાં શરૂઆતના તબક્કાને બાદ કરતાં સર્જકોએ પોતાની આસપાસના વાતાવરણને અનુરૂપ આનો ઢાંચો તૈયાર કરી લીધો. સમગ્ર ભારતીય સાહિત્ય ઉપર પ્રભાવ પાડનાર બંગાળી સાહિત્યની વાત કરીએ તો એક અથવા બીજી રીતે યુરોપની ટૂંકી વાર્તાઓનો પરિચય બંગાળી સર્જકોને થવા માંડ્યો. એના પ્રભાવ હેઠળ વાર્તાઓ લખાવા માંડી ખરી પરંતુ બંગાળી ટૂંકી વાર્તાએ ગજું કાઢ્યું રવીન્દ્રનાથની કલમે. પદ્‌મા નદીના કિનારે નૌકાઘરમાં રહેતાં રહેતાં તેમને બંગાળના અંતરંગનો જે પરિચય થયો તેને કારણે તેમના કથાસાહિત્યમાં ઘણાં બધાં ચિરંજીવ વ્યક્તિત્વ ઊપસી આવ્યાં. સાથે સાથે એક બીજી વિગત નોંધવી જોઈએ કે બંગાળી વાર્તાને વિકસાવવામાં 'કુન્તલીન' વાર્તાસ્પર્ધાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. એ સ્પર્ધાનો નિયમ હતો કે વાર્તામાં ક્યાંક ને ક્યાંક 'દિલખુશ' અત્તર કે 'કુન્તલીન' કેશતેલનો નિર્દેશ થવો જોઈએ. આજે આપણે આવી સ્પર્ધાઓમાં ભાગ લેવાનું ટાળીએ છીએ એટલે આનું અચરજ થાય પરંતુ આ સ્પર્ધામાં રવીન્દ્રનાથ, શરદ્‌ચંદ્ર, અનુપમાદેવી, નિરુપમાદેવી જેવા વાર્તાકારોએ સુધ્ધાં ભાગ લીધો હતો.

મોટા ભાગની ભારતીય ભાષાઓમાં ટૂંકી વાર્તાનું સ્વરૂપ ઘડાયું તો વીસમી સદીના બીજાત્રીજા દાયકામાં જ અને એ ઘડતરમાં ભારતબહાર જેમ બન્યું તેમ અહીં સુધ્ધાં સામયિકોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો. ગુજરાતી ભાષાની વાત કરીએ તો ટૂંકી વાર્તા 'બુદ્ધિપ્રકાશ', 'સુંદરીસુબોધ', 'વીસમી સદી' જેવાં સામયિકો દ્વારા વિકસી. શરૂઆતમાં ટૂંકી વાર્તા જેવો શબ્દપ્રયોગ જોવા

મળતો નથી. ક્યારેક 'લેખ', ક્યારેક 'કહાણી', તો ક્યારેક 'ખરા બનેલા બનાવ ઉપરથી કલ્પેલો પ્રસંગ' જેવા શબ્દપ્રયોગ થતા હતા. ઈ.સ. ૧૯૦૮માં મળેલા ગુજરાતી સાહિત્યપરિષદના અધિવેશનમાં કોઈ લક્ષ્મણભાઈ પટેલે 'સાહિત્યમાં ટૂંકી વાર્તા' નિબંધ વાંચ્યો હતો. સુધારકયુગમાં જેમ નવલકથા, નાટક, નિબંધ જેવાં સ્વરૂપોમાં સંસારસુધારો જોવા મળ્યો હતો તેમ ટૂંકી વાર્તામાં સામાજિક પ્રશ્નોનું પ્રતિબિંબ પડ્યું હતું. સાથે સાથે જેવી રીતે રોમાન્સનો પ્રભાવ નવલકથાના સ્વરૂપ ઉપર ઝિલાયો હતો તેવી રીતે ટૂંકી વાર્તા ઉપર પણ તેની ઠીક ઠીક અસર જોવા મળી હતી. 'વીસમી સદી'ના મે-૧૯૧૬ના અંકની જાહેરાતમાં આમ લખવામાં આવ્યું હતું : '(આવતા અંકમાં) બીજા અનેક ખેંચાણકારક અને રસિક ત્રિયુક્ત લેખો સાથે મુખ્ય ભાગે વાર્તા જેવા Light Readingનો વધુ ભાગ આપવામાં આવશે જેથી ગરમીમાં હવા ખાવા શીતળ ટેકરીઓ પર જનારાઓ માટે તે સારું વાચન થઈ પડશે.' ટૂંકી વાર્તામાં આ 'હળવા વાચન'નો ખ્યાલ કેન્દ્રસ્થાને હતો અને એને કારણે જ કદાચ કેટલા બધા વાર્તાકારો આરંભના ગાળામાં હાસ્યને પ્રાધાન્ય આપી બેઠા હતા. ક.મા.મુનશી, ધનસુખલાલ મહેતા અને મલયાનિલને ટૂંકી વાર્તાના ઘડવૈયા તરીકે ઓળખાવીએ તો આ ત્રણેયે ખાસ્સી હાસ્યવાર્તાઓ લખી હતી. આમાં રમણભાઈ નીલકંઠનો ઉમેરો પણ કરી શકાય. પરંતુ ધીમે ધીમે આ વલણ ઓછું થવા માંડે છે. ધૂમકેતુ, રા.વિ.પાઠક, સુંદરમ્, ઉમાશંકર જોશી, ઝવેરચંદ મેઘાણી જેવા તરતના અનુગામીઓ કે જયંત ખત્રી, જયંતિ દલાલ જેવા દૂરના અનુગામીઓ આ દિશામાં ખાસ જતા નથી. રખે આને કોઈ આપણી મર્યાદા તરીકે ઓળખાવે. મોપાસાં, ચેખોવ, હેમિંગ્વે, ફોકનર, ટોમસ માન, કાફકા, કામ્યુમાંથી કેટલાએ હાસ્યકથાઓ લખી છે?

આરંભના ગુજરાતી વાર્તાકારોએ આ સ્વરૂપ વિશે ગંભીરતાથી કશો વિચાર કર્યો ન હતો. પ્રસંગો કે કિસ્સાઓથી જ વાર્તાનો ઢાંચો તૈયાર થઈ જાય છે એવી માન્યતા આ લેખકોમાં ઘર કરી ગઈ હોય એમ જણાય છે. સમભાવથી પ્રેરાઈને જો કહેવું હોય તો એમ કહી શકાય કે વાર્તાસ્વરૂપ વિશે એવો વિચાર કરવાની કોઈ ભૂમિકા જ ન હતી, એવું વાતાવરણ પણ ન હતું.

ઘટના કે પ્રસંગ સાથે માનવવ્યક્તિતાને સાંકળવાની વાત ભાગ્યે જ કરવામાં આવી હતી. સાંસારિક સુધારાની વાત આવી ત્યારે પણ માત્ર આપણા સમાજજીવનના કિસ્સાઓથી બહુ આગળ વધી શકાયું ન હતું. એ સામાજિક વાસ્તવ કોઈ પ્રકારની સંકુલતા પ્રગટાવી શક્યું ન હતું. વળી, વાર્તા અને ચિંતનાત્મક નિબંધ વચ્ચેની ભેદરેખા પણ સ્પષ્ટ થઈ શકી નહોતી.

ગુજરાતી ટૂંકી વાર્તાને જો આપણે આપણા સમગ્ર સંદર્ભમાં જોવા માગતા હોઈએ તો સુધારકયુગની અને પંડિતયુગની તથા પંડિતયુગની અને ગાંધીયુગની ભેદરેખાને ધ્યાનમાં રાખવી જોઈએ. જે તે સ્વરૂપ એક યુગમાંથી ઉત્ક્રાન્ત થઈને બીજા યુગમાં કેવી રીતે વિકસે છે એની તપાસ સાહિત્યનો ઇતિહાસ કરે છે. સુધારકયુગના લગભગ ચાર દાયકા દરમિયાન ટૂંકી વાર્તા જોવા મળી નહીં. કથાઓ, કૌટુમ્બિક ઘટનાઓ, સામાજિક પ્રશ્નોને આવરી લેતું સાહિત્ય વાર્તા, કહાણીના નામે અવારનવાર પ્રસિદ્ધિ પામતું રહ્યું. ટૂંકી વાર્તા સાથે આછુંપાતળું સાદૃશ્ય આમ જોવા મળે ખરું. દલપતરામનાં ટૂંકાં, મર્માળાં કથાકાવ્યોના અંતે ચોટ સાધતી પ્રયુક્તિઓ જોવા મળે છે. (આવી ચોટદાર પ્રયુક્તિઓવાળી કે પૂંછડીએ ડંખવાળી વાર્તાઓ તો ઠેઠ ચંદ્રકાન્ત બક્ષી સુધી જોવા મળે છે.) સુધારક યુગની નબળાઈઓ અને મર્યાદા હોવા છતાં ટૂંકી વાર્તા માટેની એક કાચી તો કાચી ભોંય તૈયાર થાય છે. પંડિતયુગની સીમામાં ટૂંકી વાર્તા માટે અનુકૂળ વાતાવરણ ઊભું થાય છે. ઈ.સ.૧૮૮૫થી ૧૯૧૫ સુધીના ત્રણ દાયકામાં ટૂંકી વાર્તાના સ્વરૂપે શું સિદ્ધ કર્યું એનો ખ્યાલ આપણને ઓછો મળે છે કારણ કે મોટે ભાગે અનુવાદો, રૂપાંતરો જ થયાં હતાં. આ સમયગાળામાં જે વાર્તાસ્વરૂપ વિકસ્યું તેનું સંવર્ધિત રૂપ તો છેક ગાંધીયુગની વાર્તામાં જ જોવા મળે છે. પંડિતયુગમાં ટૂંકી વાર્તાનો આરંભનો તબક્કો જોવા મળે છે પણ એ યુગનાં નવલકથા, કવિતા, નિબંધ જેવાં સ્વરૂપની સરખામણીમાં એ પાછળ રહી જતી હોય એમ લાગે છે. કાન્તનાં ખંડકાવ્યો ઘટનાવિન્યાસ, માનવચરિત્ર, વાતાવરણ અને જીવનદર્શન(છંદોલય, શબ્દાલંકારો-અર્થાલંકારો જેવી યુક્તિપ્રયુક્તિઓને લક્ષમાં ન લઈએ તો પણ)નો અસામાન્ય સમન્વય કરી બતાવે છે; એવી જ રીતે ગોવર્ધનરામ ત્રિપાઠી ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર-૧'નું પ્રકાશન કરે છે.

વાડામાં લીલા, અલક અને જમાલનો પ્રસંગ, અલક-સરસ્વતીચંદ્રનો પ્રસંગ, દરબારનું દૃશ્ય અને છેલ્લે સમગ્ર નવલકથાના કળશ સમું રાત્રિસંસારનું દૃશ્ય જુઓ. પ્રસંગને કેવી રીતે ખીલવવો, તેની સાથે માનવચરિત્રની સંકુલતા કેવી રીતે સાંકળવી, ગદ્યનો કળાત્મક વિનિયોગ કેવી રીતે કરવો – જે કોઈ કથાસાહિત્યના લેખનની તાલીમ લેવા માગતા હોય તેમને માટે અહીં બધી સગવડ હતી. પરંતુ એ તરફ આપણા વાર્તાકારનું ધ્યાન ગયું હોય અને એ વાર્તાકળાના પાઠ શીખ્યો હોય એવું કશું જાણવા મળતું નથી. સાથે સાથે ઉચ્ચ કક્ષાની ટૂંકી વાર્તાઓના અભાવે કથાસાહિત્યની વિવેચનામાં મૂળભૂત પ્રશ્નો ઊભા કરી શકાયા નહિ. વળી, મધ્યકાલીન કથારૂપો સાથેનો સંબંધ તૂટી ગયો નહોતો. એટલે રોમાન્સ પ્રકારની વાર્તાઓ વધુ પ્રચલિત થવા માંડી. રણજિતરામ મહેતાની ‘હીરા’ જેવી વાર્તાને વધુ ધ્યાનથી જોઈશું તો તેનો ઢાંચો સ્પષ્ટ રીતે લોકકથા, રોમાન્સનાં લક્ષણોને પ્રગટ કરી આપે છે. આ સંબંધ ઘણા લાંબા સમય સુધી ચાલુ રહ્યો. ધૂમકેતુની ‘રજપૂતાણી’, ‘દોસ્તી’, રા.વિ.પાઠકની ‘બુદ્ધિવિજય’, ‘છેલ્લો દાંડક્યભોજ’ અને ઝવેરચંદ મેઘાણી, ચુનીલાલ મડિયાની અનેક વાર્તાઓમાં એ વિશેષ કરીને જોવા મળે છે.

આરંભના તબક્કે વાર્તાકારોનું ધ્યાન સમસામયિક સમસ્યાઓ ઉપર જ કેન્દ્રિત થયું. સમાજજીવન સાથે અર્થકારણ સંકળાયેલું છે અને એ રીતે યંત્રસંસ્કૃતિ, નગરસંસ્કૃતિ, સ્વદેશીની ભાવના જેવા પ્રશ્નો પણ સ્થાન પામતા રહ્યા. અંબાલાલ દેસાઈની રચના ‘શાંતિદાસ’થી માંડીને ધૂમકેતુની વાર્તાઓ સુધી આ સમસ્યાઓ જોવા મળી; એટલું જ નહિ, આ પ્રશ્નો સૂક્ષ્મ ભૂમિકાએ તો ઠેઠ સુધી જોવા મળે છે.

ગુજરાતી ભાષાની પહેલી વાર્તા કઈ એનો ઉત્તર ટૂંકી વાર્તાની વિભાવના આપણે કેવી રીતે નિયત કરીએ છીએ તેના પર આધાર રાખે છે. ઓગણીસમી સદીના સંદર્ભમાં અંબાલાલ દેસાઈની ‘શાંતિદાસ’(૧૯૦૮)ને ટૂંકી વાર્તાના નમૂના તરીકે ઓળખાવી શકાય. જોકે લેખકે પોતે એને સાહિત્યકૃતિ તરીકે ઓળખાવી જ નથી. સ્વદેશી ચીજવસ્તુઓનો પ્રસાર કરવાની ભાવનાથી અને ગ્રામીણ અર્થકારણના ભોગે શહેરી અર્થકારણને લાભ થાય એવી કોઈ પ્રવૃત્તિ કરવી ન જોઈએ એ દૃષ્ટિબિંદુનો પ્રસાર કરવાના આશયથી લખાયેલા

આ સાહિત્યાભાસી નિબંધનો સમાવેશ ભાનુબહેન વ્યાસ અને પ્રકાશ મહેતાએ સંપાદિત કરેલ 'વાર્તાસૃષ્ટિમાં' કરવામાં આવ્યો છે. રણજિતરામ મહેતાની 'હીરા' વાર્તાને પણ ગુજરાતી ભાષાની પહેલી ટૂંકી વાર્તા તરીકે ઓળખાવવામાં આવી છે. પરંતુ એ કૃતિની તુલનાએ પોતાના ભાવિ પતિને સહેજ પણ નમતું નહિ આપીને પોતાના આગવા વ્યક્તિત્વને ગમે તે ભોગે ટકાવી રાખવા માગતી નાયિકાને આલેખતી આ જ લેખકની 'શ્રદ્ધા' વાર્તા ટૂંકી વાર્તાની વધારે નજીક જાય છે. મુનશીએ રણજિતરામની આ અને બીજી વાર્તા વિશે લખ્યું છે : 'રણજિતરામની ટૂંકી વાતો વધારે સરસ ને કલાવિધાનમાં ચઢિયાતી લાગે છે, તેમાં પણ કલ્પનાશક્તિની ખોટ લાગે છે, વસ્તુમાં વૈવિધ્યનો અભાવ, Action(કાર્ય)માં મંદતા અને વ્યક્તિત્વના આલેખમાં કચાશ સ્પષ્ટ માલૂમ પડે છે.'('રણજિતરામ ગદ્યસંચય'-૧૭)

ધનસુખલાલ મહેતાની ચૂંટેલી વાર્તાઓના સંચય 'સંધ્યાટાણે'માં રામપ્રસાદ બક્ષી લખે છે : '' 'પ્રતિબિંબ અને છાયા', 'ભૂતના ભડકા', 'બા', 'પરિવર્તન', 'પ્રેમનાં પ્રાયશ્ચિત્ત', 'પવિત્રતાની વેદી પર' એવી એવી નવલિકાઓના સર્જકને આપણા શ્રેષ્ઠ નવલિકાકારોમાં અને એમાંની એકાદ નવલિકાને શ્રેષ્ઠ નવલિકાઓમાં– સ્થાન કેમ અપાયું નહિ હોય ? 'પ્રતિબિંબ અને છાયા' ૧૯૧૩માં લખનારને આપણા નવલિકાસર્જનના ઇતિહાસમાં સમયાનુક્રમે જે સ્થાન મળવું જોઈએ તે કેમ મળ્યું નહિ હોય ?'' જોકે ગુલાબદાસ બ્રોકરે 'બા'નો સમાવેશ 'આપણી શ્રેષ્ઠ નવલિકાઓ'માં અને મનસુખલાલ ઝવેરીએ : 'મારી શ્રેષ્ઠ વાર્તા'માં કર્યો છે. 'પ્રતિબિંબ અને છાયા' વાયવી તત્ત્વો વિશેષ ધરાવે છે પરિણામે વાર્તા તરીકે આપણને સ્પર્શી શકતી નથી. તેમની અઢળક મૌલિક, રૂપાંતરિત વાર્તાઓમાંથી 'બા'ને અગ્રિમ સ્થાન આપી શકાય એમાં તો કોઈ શંકા નથી. પણ આ રચનાને ગુજરાતી ભાષાની પહેલી વાર્તા તરીકે ઓળખાવી શકાય ખરી ? ધનસુખલાલ મહેતાની આત્મકથા 'આથમતે અજવાળે'(૧૮૮-૯) અનુસાર 'બા' વાર્તા 'ગુજરાત'માં પ્રગટ થઈ હતી અને તેમણે જ્યોતીન્દ્ર દવેને વંચાવી હતી. દવે સાથે સંબંધ બંધાયો ૧૯૨૭-૨૮માં; એ રીતે 'બા' વાર્તા પર ધૂમકેતુ, દ્વિરેફની વાર્તાસૃષ્ટિના પ્રભાવની શક્યતા સ્વીકારવી જોઈએ. મલયાનિલની

'ગોવાલણી'ને સામાન્ય રીતે બધા સંપાદકો અગ્રિમ સ્થાન આપતા રહ્યા છે. (એમાંય વળી યશવંત શુક્લ-અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપાદિત અને ગુલાબદાસ બ્રોકર સંપાદિત 'ગોવાલણી'ની વાચનાઓ જુદી પડે છે) પણ એ વાર્તા એક રમૂજી કિસ્સાથી વિશેષ હોય એમ લાગતું નથી. અહીં ધનસુખલાલ મહેતાની 'બા' વાર્તાને મુનશીની 'ગૌમતિદાદાનું ગૌરવ' પછી સ્થાન આપ્યું છે.

પરંપરાગત કથાઓ અને ટૂંકી વાર્તાની સરખામણી કરીએ ત્યારે એક હકીકત આપણું ધ્યાન ખેંચે છે અને તે એ કે ટૂંકી વાર્તામાં માનવીના એકલવાયાપણા ઉપર ભાર આપવામાં આવ્યો છે. (આને અને અસ્તિત્વવાદી એકલતાને કોઈ સંબંધ નથી.) આ સ્વરૂપ વિશે લખાયેલા બહુ જાણીતા પુસ્તકનું શીર્ષક : 'ધ લોનલી વૉઈસ' પણ આ મુદ્દા ઉપર ભાર આપે છે. 'બા', 'પોસ્ટઑફિસ', 'ભૈયાદાદા,' 'મુકુન્દરાય', 'શરણાઈના સૂર' જેવી વાર્તાઓ આની સાખ પૂરશે.

આ આરંભના ગાળામાં લોકકથા, ઐતિહાસિક કથા, દૃષ્ટાંતકથાનાં મિશ્રણો દ્વારા ગુજરાતી ટૂંકી વાર્તાનું કલેવર બંધાય છે. ધૂમકેતુ પૂર્વેની ઘણી બધી જાણીતી અને અજાણી કલમોએ પોતાના સમાજને કેવી રીતે જોયો, એને નિરૂપવા માટે એમણે ટૂંકી વાર્તાનો ઢાંચો કેવા પ્રકારનો વિકસાવ્યો એ જાણવું રસપ્રદ નીવડે. એટલે ધૂમકેતુ પૂર્વેની ટૂંકી વાર્તાનું એક સંકલન આ દૃષ્ટિએ ઉપયોગી નીવડે.

ધનસુખલાલ મહેતાએ ટૂંકી વાર્તાના સ્વરૂપઘડતરમાં ફાળો આપ્યો એમાં તો કોઈ શંકા નથી. તેમણે વિશેષ કરીને મનોરંજનાર્થે પ્રસંગચિત્રોનું આલેખન કર્યું. મધ્યમવર્ગીય સમાજજીવનમાં આ પ્રસંગો બનતા હોઈ એ થરના વાચકોએ આ વાર્તાઓ સાથે ખૂબ જ આત્મીય સંબંધ બાંધ્યો, દરરોજ બપોરે એમની પાસે સ્ત્રીઓ આવીને પોતાના અનુભવો કહી સંભળાવતી હતી, એને આધારે તેમણે વાર્તાઓ લખવાનો પ્રયત્ન કર્યો. ઘણી વાર આ અનુભવો એવા ને એવા સ્વરૂપે આલેખાયા હતા, એમનો કાયાકલ્પ કરવાનો બાકી રહી જતો હતો. પણ ધીમે ધીમે માનવીના સંકુલ ભાવજગતને વાચા આપવાનો પ્રયત્ન આરંભાયો ખરો. વાર્તાના અંતે દલપતયુગીન બોધ તો ક્યારનો ચાલ્યો ગયો હતો છતાં ચિંતનાત્મક શૈલીનો મોહ છૂટ્યો ન હતો

અને તે આજ સુધી ચાલુ ને ચાલુ રહ્યો છે. જોકે ધનસુખલાલ મહેતાની વાર્તાઓમાં લેખકની મધ્યસ્થી બોજારૂપ નથી લાગતી કારણ કે તેમને વિડંબનાયુક્ત હળવી શૈલીની ફાવટ હતી. તેમની વાર્તાઓમાં કેટલીક વાર ભાષા અંતરાયરૂપ બની જતી હોય એમ લાગે છે. જ્યારે કનૈયાલાલ મુનશીની વાર્તાસૃષ્ટિમાં પ્રવેશીએ છીએ ત્યારે ભાષાનો એવો કોઈ અંતરાય નડતો નથી. તેમની ભાષામાં પ્રવાહિતા છે. કદાચ એમના સર્જક વ્યક્તિત્વે રોમાન્સનો ઢાંચો સ્વીકાર્યો હોવાને કારણે આમ બન્યું હોવાનો સંભવ છે. 'મારી કમલા અને બીજી વાતો'(૧૯૨૧)ની મોટા ભાગની વાર્તાઓ પ્રાસંગિક બની રહી છે. 'ખાનગી કારભારી', 'મારી કામચલાઉ ધર્મપત્ની', 'ગુજરાતનો શ્રેષ્ઠ કવિવર' જેવી વાર્તાઓને આના નમૂના તરીકે ટાંકી શકાય.આ પ્રાસંગિકતા છતાં ગુજરાતી વાર્તામાં ગદ્યનાં જે નવાં નવાં પરિમાણ ભવિષ્યમાં ઊઘડવાનાં હતાં તેની એક આછી ઝાંખી આપણને થાય છે. દા.ત.

'કાબેલ કસબીની કોરી કાઢેલી અપૂર્વ પ્રતિમા જેવું શરીર, સૌંદર્યની પરિસીમાએ પહોંચેલું આ મુખ સ્વપ્ને પણ મેં જોયું ન હતું. રંભાઓનો રૂપવર્ગ ન હતો, વિલાસવતીઓની ટાપટીપ ન હતી, જડ જગતમાં અમૃત સીંચતી રૂપેરી ચંદ્રિકા માફક તેનું સૌંદર્ય અજાણતાં આહ્લાદ પ્રસારતું, કંઈ અલૌકિક ભાસ કરાવતું.'('કોકિલા')

આમ છતાં ટૂંકી વાર્તામાં ઘટના અને ચરિત્ર વચ્ચે જે પ્રકારની સમતુલા સચવાવી જોઈએ તે અહીં નથી સચવાઈ. વળી, પાત્રો સર્જકથી સ્વતંત્ર રીતે વિકસવાં જોઈએ તે આ વાર્તામાં બન્યું નથી. સ્ત્રી જાતિ વિશેના કેટલા બધા પૂર્વગ્રહો અહીં જોવા મળે છે. આમાં અપવાદરૂપ છે એક વાર્તા : 'એક પત્ર'. મરણપથારીએ પડેલી નાયિકા પત્ર લખે છે તે જુઓ :

'એક દહાડો તો તમારા સ્વાર્થ સિવાય બીજી વાત કરવી હતી ! એક પળ તો શુદ્ધ પ્રેમનો સ્વાદ ચખાડવો હતો ! એક વાર તો જમ્યા પછી પૂછવું હતું કે, પાછળ ધાન રહ્યું છે કે પોપડા ! એક દહાડો તો સાથે બેસી કંઈ રસિકતાનો, કંઈ ઊંચા વિચારોનો ખ્યાલ કરાવવો હતો ! પણ એવી ક્યાંથી આશા ? ખાઈ પી, પેટ ભરી, જિંદગી ગાળવામાં એવા વિચારો ક્યાંથી આવે ? અસલ સતીઓ આવતે ભવે તે જ પતિ માગતી. હું માગું, પણ તે લાયકાત તમે

દેખાડી છે? તેવી સતીઓને તેવા પતિ હતા. આ ભવે છૂટી, પ્રભુ કરી આપણો સાથ ન કરાવે!'

પણ આ બધા અપવાદ છે. સમગ્ર ગુજરાતી સાહિત્યમાંય આવી સ્થિતિ જોવા મળતી નથી? મુનશીને ધનસુખલાલ મહેતાની જેમ હાસ્યની સારી ફાવટ હતી અને ધનસુખલાલમાં જોવા ન મળતો ધારદાર કટાક્ષ અહીં ખાસ્સો જોવા મળશે. 'ગુજરાતનો શ્રેષ્ઠ કવિવર', 'કંકુ આખ્યાન', 'નવી આંખે જૂના તમાશા' જેવી વાર્તાઓનો કટાક્ષ 'શામળશાનો વિવાહ'માં પરાકાષ્ઠાએ પહોંચે છે, પરંતુ આજે જ્યારે વૃદ્ધલગ્ન, બાળલગ્ન સમાજમાંથી સાવ ઓછાં થઈ ગયાં હોય ત્યારે આવી વાર્તાનું મૂલ્ય કેટલું? એનો અર્થ એ થયો કે લેખક પ્રાસંગિકતાના તત્ત્વને પૂરેપૂરું ઓગાળી શક્યા નથી. માનવઅનુભૂતિના વધારે ચિરંજીવ અંશો ઉપર ટૂંકી વાર્તાની માંડણી થવી જોઈએ, તો જ તે સ્થળ-સમયની દૃષ્ટિએ દૂરની હશે તોય આપણને સ્પર્શી શકશે. 'શામળશાનો વિવાહ' કરતાં 'ગૌમતિ દાદાનું ગૌરવ' વાર્તા આપણને વધારે નિકટની લાગે છે. એનું કારણ એ છે કે એ વાર્તામાં ભૂતકાળની તુચ્છ, ઠાલી વિગતોને ખૂબ જ મોટું ગૌરવ આપવાની માનવીય વૃત્તિનું સહજ અને કળાત્મક આલેખન કરવામાં આવ્યું છે.

ગુજરાતી વાર્તાના આ તબક્કે મલયાનિલે ટૂંકી વાર્તાના સ્વરૂપમાં આ સ્વરૂપમાં આગવું પ્રદાન કર્યું હોય એમ આજે લાગતું નથી. કંઈક વધારે પડતી ઉદારતાથી ગુજરાતી ટૂંકી વાર્તાના ઇતિહાસમાં એમનું નામ દેવાય છે. તેમણે પણ ધનસુખલાલ મહેતાની જેમ જ ઈ.સ.૧૯૧૩માં 'ગોળમટોળ શર્મા'ના નામે વાર્તા લખવાનું શરૂ કર્યું હતું. તેમની પહેલી વાર્તા 'રજનું ગજ' ૧૯૧૩માં લખાઈ હતી અને ૧૯૧૯માં તો તેઓ મૃત્યુ પામ્યા હતા. આ વાર્તાઓ આત્યંતિક પરિસ્થિતિઓથી ભરપૂર છે. અહીં વિષમ દાંપત્યજીવનના પ્રસંગો છે, પહેરામણી ન આપી શકતા માબાપ છે, ગેરસમજનો ભોગ બનતાં પ્રેમીઓ છે, પુરુષોને નચાવતી, તેમની ઠેકડી કરતી સ્ત્રીઓ છે, સમાજસુધારાનાં માઠાં પરિણામો છે, પ્રિયતમા ન મળવા આવે તો આપઘાત કરતા પુરુષ છે. આમ આપણે જોઈ શકીશું કે ભાવુકતાથી મુક્ત રહીને તેમ જ સ્થૂળ વિગતો ટાળીને વાર્તા લખવી એ મલયાનિલ માટે મુશ્કેલ

હતું. આ બધાંને કારણે ટૂંકી વાર્તાનું માળખું બંધાતું નથી. વળી તેમની પાસે ટૂંકી વાર્તાની ભાષા નથી એ નિર્દેશવા એક દૃષ્ટાંત પૂરતું છે.

'સાંજના છ વાગ્યાનો શુમાર થયો હતો. શિયાળાનો દિવસ હોવાથી અત્યારે દિશાઓ વાનરમુખની શ્યામતા ધારણ કરતી હતી; પરંતુ સૂર્યદેવના અસ્તને થોડો જ સમય વીત્યો હોવાથી આકાશમાં હજી મર્કટવદનની રક્તતા જણાતી હતી અને બિલાડીનાં નયન સરખાં તારા ધીમે ધીમે દેખાવા લાગ્યાં હતાં અને મરેલી બકરીની શાંતિ જગતમાં છવરાઈ ગઈ હતી.'('બાપડો બિલ્લમદાસ બોડી ચકલી')

નિબંધ, રમૂજી કિસ્સા ભેગા કરવાથી વાર્તા થાય એવી એક માન્યતા આ ગાળાના વાર્તાકારોમાં હતી. કોઈ પણ પ્રસંગ જ્યાં સુધી માનવચરિત્ર સાથે સંકળાય નહીં ત્યાં સુધી ટૂંકી વાર્તા બનતી નથી એવી સમજ ધૂમકેતુ-રા.વિ.પાઠકના આગમન પછી જ વિકસે છે.

ગુજરાતી વાર્તાના આરંભના તબક્કે જ કેટલીક વસ્તુઓ સ્પષ્ટ થઈ જાય છે. એક બાજુ પ્રાસંગિક વિષયવસ્તુઓ છે, એની મર્યાદાઓમાંથી છૂટવા વાર્તાકાર પ્રયત્નશીલ છે. મુનશી કે ધનસુખલાલ મહેતા પોતાની છૂટીછવાઈ વાર્તાઓમાં એ પ્રયત્ન કરી જુએ છે. વાર્તાકાર ધારો કે મોટે ભાગે એમાં સફળ ન થતો હોય તોય અનુગામીને માર્ગ ચીંધવા જેટલી સૂઝ તો એ દાખવે છે. વળી વાર્તા રચવા માટે માત્ર કૌટુમ્બિક સમસ્યાઓ જ નથી; વૈયક્તિક સમસ્યાઓ, સમગ્ર સમાજને આવરી લેતી સમસ્યાઓ પણ છે એનો ખ્યાલ આવ્યો. નમૂના રૂપે રણજિતરામ મહેતાની 'શ્રદ્ધા', મુનશીની 'મારી કમલા', અંબાલાલ દેસાઈની વાર્તાભાસી કૃતિ 'શાંતિદાસ' અહીં યાદ આવે. આ ઉપરાંત ગુજરાતી વાર્તાના આરંભના તબક્કે જ પ્રથમ પુરુષના કથનકેન્દ્રનો વિનિયોગ શરૂ થયો. મુનશી, ધનસુખલાલ મહેતા, મલયાનિલ – આ ત્રણેની વાર્તાઓમાં આ કથનરીતિનો વિનિયોગ કરવામાં આવ્યો છે. પરંપરાગત કથનરીતિમાં આવતા સર્વજ્ઞના કથનકેન્દ્રને બદલે આવા કેન્દ્રને પ્રયોજવા કરવા પાછળ ભલે એટલી બધી સભાનતા પ્રવર્તતી નહિ હોય, છતાં જાણેઅજાણે સામગ્રી પર અંકુશ મેળવવાની સૂઝ અહીં જોવા મળે છે એટલું કહી શકાય.

ગુજરાતી વાર્તાને આ બધા વાર્તાકારોએ પોતાને આવડે એવી રીતે ઘડી પરંતુ ધૂમકેતુએ ટૂંકી વાર્તાને કલાદેહ આપ્યો એમ ઇતિહાસકારોએ, વિવેચકોએ નોંધ્યું છે. સંખ્યાની દૃષ્ટિએ તેમની આગળ માત્ર પન્નાલાલ પટેલ જ ટકી શકે. આમ તો ધૂમકેતુ યુરોપીઅન વાર્તાકારોથી માંડીને રવીન્દ્રનાથ ઠાકુર જેવા ભારતીય વાર્તાકારની રચનાઓમાંથી પસાર થયા છે. તેમણે અનેક કથનાત્મક ઢાંચા આણ્યાં, કાવ્યાત્મક ગદ્યનો વિનિયોગ કર્યો, વાસ્તવવાદને આદર્શવાદ અને ભાવનાવાદના વાઘા પહેરાવી જોયા. તેમને માટે ઘણી વાર રોમેન્ટિક શબ્દપ્રયોગ કરવામાં આવે છે. પણ આને યુરોપીઅન રોમેન્ટિસીઝમ સાથે ઓછો સંબંધ છે એમ માનવું પડે. તેમની વાર્તાના નાયકો આસપાસના જીવનમાંથી ફેંકાઈ ગયા છે. આધુનિક જીવનરીતિઓ, યાંત્રિકતા, પ્રકૃતિનો વિધ્વંસ, સહજ સૌંદર્યને અપાયેલો દેશવટો, શહેરી સંસ્કૃતિની બર્બરતા વગેરે સામેનો તેમનો રોષ વાજબી હતો. તેઓ પોતાના સમયને અતિક્રમીને આ પ્રશ્નોની ગંભીરતા પારખી ગયા હતા એ વાત સાચી. પરંતુ વધારે પડતી ભાવુકતા, બિનજરૂરી પ્રસ્તાર, કૃત્રિમ કાવ્યાત્મક શૈલીને કારણે ઘણી બધી વાર્તાઓનાં સક્ષમ વસ્તુઓ વેડફાઈ ગયાં હોય એમ લાગે છે.

ધૂમકેતુની વાર્તાવિભાવના સામે ભાગ્યે જ કોઈને વાંધો હોય. તેમની દૃષ્ટિએ સર્વોત્તમ વાર્તાઓ વસ્તુવિધાન, પાત્રાલેખન અને શૈલી – ત્રણેના સુંદર મેળમાંથી જ જન્મે, તથા 'પોતે જે સમયમાં રહે છે, તે સમાજને અસ્પર્શ્ય ગણીને કોઈ પણ સાહિત્યકાર ઉત્તમ સર્જન આપી શકે નહિ.' પરંતુ તેમની વાર્તાઓમાં આ 'સુંદર મેળ' પડતો નથી. એમની કેટલી બધી વાર્તાઓમાં આકસ્મિકતાએ વસ્તુવિધાનને પાંખું બનાવી દીધું છે ! 'તણખા-૧'ની 'હૃદયદર્શન', 'જુમો ભિસ્તી', 'મદભર નૈનાં'; 'તણખા-૨'ની 'દેવદૂત', 'ફિલસૂફનો ભ્રમ', 'આંસુની મૂર્તિ', 'એક ભૂલ', 'સાચું દૃશ્ય' જેવી વાર્તાઓ આની પ્રતીતિ કરાવશે.

ધૂમકેતુની ભાવુક સૃષ્ટિમાં કળાકારોને કેન્દ્રમાં રાખીને લખાયેલી વાર્તાઓ બીજા પ્રકારની મુશ્કેલીઓ ઊભી કરે છે. ધૂમકેતુ પછી પણ જ્યારે જ્યારે કળાકારોના જીવનને, તેમની રચનાઓને વાર્તામાં આલેખવામાં આવ્યાં ત્યારે

ત્યારે મુશ્કેલીઓ ઊભી થઈ છે. ગુજરાતી સાહિત્યકારોને – ખાસ કરીને વાર્તાકારોને – લલિત કળાઓનો હોવો જોઈએ એટલો પરિચય નથી. એ કળાઓનાં માધ્યમ કેવા પ્રકારની સમસ્યાઓ ઊભી કરે છે એનો પણ ખ્યાલ નથી. કળાકારો વિશેની માન્યતાઓ સાવ અવાસ્તવિક છે; દા.ત. 'કલ્પનાની મૂર્તિઓ'માં ધૂમકેતુ વિધુશેખરનું વર્ણન કરે છે : 'કાળાં ઝુલ્ફાંમાં સંતાયેલું તેનું મોં ખરેખર ચિત્રકારને શોભાવે તેવું મધુરું અને મોહક હતું.' આ જ વાર્તામાં સંગીત, ચિત્ર, સ્થાપત્યની જે રીતે વાત કરવામાં આવી છે એ પણ પ્રતીતિજનક નથી. પશ્ચિમમાં ટોમસ માનની કળા, કળાકાર તથા સમાજના સંબંધોને કેન્દ્રમાં રાખતી વાર્તાઓ જુઓ; પૂર્વમાં જાપાની વાર્તાઓ 'નરકપરદો', 'શરદશૈલ' વાર્તાઓ જુઓ(આ બંને કૃતિઓ 'વિદેશિની'માં ગ્રંથસ્થ છે). આ કૃતિઓ પ્રતીતિ કરાવશે કે એ સર્જકોને અન્ય લલિત કળાઓનો સારો એવો પરિચય છે. એ વાત સાચી કે જે સમયે ધૂમકેતુ વાર્તા લખતા હતા તે સમયે ગુજરાતમાં કળાની કદર નહોતી, કળાસૂઝ પણ ઓછી હતી. આ વિશે જેમને વિગતે જાણવું હોય તેમણે રવિશંકર રાવળની આત્મકથા 'ગુજરાતમાં કલાનાં પગરણ' વાંચવી.

ધૂમકેતુએ ઘણી બધી દિશાઓ ચીંધી બતાવી. પુરાણકથા, લોકકથા, વિજ્ઞાનકથાના ઢાંચાઓનો ઉપયોગ કરી જોયો. 'કવિતાનો પુનર્જન્મ' નામની એક વાર્તા તરફ કદાચ બહુ ઓછાનું ધ્યાન ગયું છે. છેક ૧૯૩૬માં લખાયેલી આ વાર્તામાં આકાશમાં બંધાયેલા અવકાશી પ્રાસાદો દ્વારા માનવી ગ્રહનક્ષત્રે પ્રવાસ કરતો હશે એવી કલ્પના ધૂમકેતુ કરી શક્યા એ બદલ જે માન થાય એના કરતાં વિશેષ માન તો એકસરખા ચહેરા ધરાવતા અને નંબરથી ઓળખાતા માણસની કલ્પના કરી એ બદલ થાય. ભવિષ્યમાં લખાનારા સાહિત્યની આ રીતે તેમણે પૂર્વભૂમિકા રચી આપી.

એ વાત સાચી કે ધૂમકેતુ પાસે જીવન વિશેનો એક ચોક્કસ ખ્યાલ હતો, એને આપણે દર્શનના નામે ઓળખાવી શકીએ. આવા કોઈ દર્શન વિના ઉત્તમ સાહિત્યનું નિર્માણ કરવું અઘરું બની જાય છે. પણ જ્યારે આ દર્શનને કળાત્મકતાનો સ્પર્શ નથી મળતો ત્યાં વાર્તા નબળી પડે છે. દા.ત. ગોવિંદનું ખેતર. નગરસંસ્કૃતિનાં અનિષ્ટોની વાત સાચી પણ તેઓ જ્યારે વળાંક લેતી

રેલવેના પાટાને એક બીજી વાર્તામાં 'ઝેરીલી નાગણ'ની ઉપમા આપે છે ત્યારે તેમના આત્યંતિક દૃષ્ટિબિંદુની આપણને જાણ થાય છે. વળી, નારી એટલે ત્યાગમૂર્તિ, નારી એટલે ઉદારહૃદયી આવો ખ્યાલ તેમની ટૂંકી વાર્તાઓમાં કેટલાક પ્રશ્નો ઊભા કરે છે. 'સ્ત્રીહૃદય' અને 'બિંદુ' જેવી વાર્તાઓમાં નાયિકાઓ આવી જ વ્યક્તિતા ધરાવે છે પણ 'સ્ત્રીહૃદય'ને ભાવુકતામાંથી ઉગારી લેવા માટે રચનારીતિ કામ આવે છે જ્યારે બીજી વાર્તામાં એવી કોઈ રચનારીતિ કામે લગાડાઈ ન હોવાને કારણે ઊણી ઊતરતી હોય એમ લાગે છે. 'પોસ્ટઑફિસ' જેવી વાર્તામાં કેટલાક બિનજરૂરી અંશો ગાળી નાખો તો અલી ડોસાની વેદનાને પોસ્ટમાસ્તરના જીવનમાં બનતી એ જ પ્રકારની ઘટનાને કારણે ખાસ્સો વળ ચઢે છે. આમ ભાવના, આદર્શ ઉપર જ્યારે નિયંત્રણ રાખનાર કોઈ તત્ત્વ હોય છે ત્યારે એ વાર્તાઓ સફળ થાય છે.

ધૂમકેતુની બીજી કેટલીક વાર્તાનું ગુચ્છ 'પૃથ્વી અને સ્વર્ગ', 'સોનેરી પંખી', 'જીવનનું પ્રભાત', 'રતિનો શાપ' જેવી વાર્તાઓનું છે. આ કૃતિઓનાં કાવ્યાત્મક વર્ણનોએ ધૂમકેતુને ખાસ્સી પ્રસિદ્ધિ અપાવી હતી. તેમના અનુગામી વાર્તાકારો કવિઓ છે. રા.વિ.પાઠક, ઝવેરચંદ મેઘાણી, સુંદરમ્, ઉમાશંકર જોશી – આ બધાએ ભાગ્યે જ તેમની કૃતિઓમાં કાવ્યાત્મક વર્ણનો કર્યાં છે. ટૂંકી વાર્તામાં કાવ્યાત્મકતા લાવવી હોય તો જરા જુદી રીતે આણવી પડે એવી કોઈક માન્યતા આ વાર્તાકારો ધરાવતા લાગે છે.

ધૂમકેતુ અને રામનારાયણ પાઠકનું વાર્તાલેખન લગભગ સમાંતરે ચાલ્યું હતું. ઈ.સ.૧૯૨૨ કે ૧૯૨૩થી વાર્તાલેખનનો આરંભ કરનાર રા.વિ.પાઠક પોતાની આ પ્રવૃત્તિને મુખ્ય પ્રવૃત્તિ માનતા ન હતા અને છતાં ગુજરાતી વાર્તાને ઘાટ આપવામાં તેમનું અર્પણ મહત્ત્વનું રહ્યું છે. તેમની પહેલી વાર્તા 'એક પ્રશ્ન' લગભગ ટૂચકા જેવી કહી શકાય. પણ 'જક્ષણી', 'ખેમી', 'મુકુંદરાય' જેવી વાર્તાઓ ત્રીજા દાયકાના ઉત્તરાર્ધમાં પ્રગટ થતાંવેંત એક સમર્થ વાર્તાકારની આપણને જાણ થઈ જાય છે. 'ખેમી', 'સૂરદાસ' જેવી વાર્તાઓ ધૂમકેતુની વાર્તાઓના ગોત્રની હોવા છતાં બીજી વાર્તાઓ દ્વારા રામનારાયણ પાઠક ગુજરાતી વાર્તાને એક જુદી જ દિશામાં લઈ જવા મથે છે. તેઓ પોતાના સમકાલીન વાર્તાકારમાંથી આટલું તો શીખ્યા જ હતા કે કઈ દિશામાં ન જવું

જોઈએ. ગુજરાતી વિવેચનને ધૂમકેતુના ઓછાયામાં રા.વિ.પાઠકનું ખમીર પારખવામાં સંકોચ નડ્યો હોય એમ લાગે છે. કોઈ વાર્તાકાર કેટલી સંખ્યામાં વાર્તા લખે છે એ મહત્ત્વનું નથી આટલી સાદી વાત સ્વીકારાઈ નહીં એનું અચરજ થાય છે. અનુગામી વાર્તાકારો ભાવુકતાની માત્રાને શક્ય તેટલી ઘટાડીને આગળ વધવા માગતા હતા. 'મુકુંદરાય' વાર્તામાં રઘનાથ ભટ્ટ જ્યારે ગંગાને વિમળશાની દૃષ્ટાંતકથા સંભળાવી રહ્યા હોય ત્યારે શહેર જવા નીકળી પડેલો મુકુંદરાય અચાનક પાછો આવી ઉંબરા પર ઊભો હોય, કોઈને ખબર ન પડે એ રીતે ઊભા ઊભા વાત સાંભળે અને પછી ગદ્‌ગદ્ કંઠે રઘનાથ ભટ્ટના ખોળામાં માથું મૂકીને રડવા બેસે, પસ્તાવો કરે, તેનું હૃદયપરિવર્તન થાય એ પ્રકારની પરિસ્થિતિ ધૂમકેતુ સર્જી શકે; રામનારાયણ પાઠક ન સર્જે. વાસ્તવ જીવનમાં આવી ઘટના બનતી હોય તો પણ 'મુકુંદરાય'ના વાર્તાજગતમાં એ પ્રકારનું સંભવિત ન લાગે.

રા.વિ.પાઠક ટૂંકી વાર્તાના ક્ષેત્રે કેવી રીતે આગળ વધે છે અને ટૂંકી વાર્તાના સ્વરૂપને વિકસાવે છે એ તો એક અલગ પ્રકરણનો વિષય થયો. અહીં તો મહત્ત્વના મુદ્દાઓની માત્ર નોંધ જ લઈ શકાય. રા.વિ.પાઠક રચનારીતિના કેટલાક પ્રયોગ કરે છે. દા.ત. 'મુકુંદરાય' વાર્તાનો કરુણ 'ભૈયાદાદા'ના કરુણ કરતાં આપણને વધારે સ્પર્શી જાય છે તેનું કારણ કયું ? રઘનાથ ભટ્ટની વેદનાને મૂર્ત રૂપ આપવા પાત્રના મોઢે દૃષ્ટાંતકથા કહેવડાવે છે. કથાનો આ રીતે વિનિયોગ કરવો એનું નામ જ રચનારીતિ. ગુજરાતી વિવેચનામાં કેટલાક લોકોએ રચનારીતિ શબ્દને ખોટી રીતે વગોવ્યો છે. મુનશી 'ગૌમતિદાદાનું ગૌરવ'માં પ્રાસંગિકતાને ગાળીને વિષયવસ્તુની જુદા પ્રકારની માવજત કરે, ધૂમકેતુ 'પોસ્ટઑફિસ'માં અલી ડોસાની સામે પોસ્ટમાસ્તરનું પાત્ર ઊભું કરે કે 'સ્ત્રીહૃદય'માં વાર્તા કહેવા માટે એક કથક શોધી કાઢે – આ બધાં રચનારીતિનાં દૃષ્ટાંતો છે. સર્જકમાત્ર રચનારીતિનો આશ્રય લેતો હોય છે.

રા.વિ.પાઠકે માનવસ્વભાવમાં રહેલા દુરિતના આલેખન દ્વારા બીજું એક પ્રસ્થાન કર્યું. આદર્શ, મંગલ, ઉદાત્ત કે ભવ્ય તત્ત્વોનાં આલેખન ઘણી વાર ભાવુક, આકસ્મિક બની રહેતાં હતાં. તેમની વાર્તાઓમાં આ પ્રકારનાં તત્ત્વો ઓછાં છે. 'બે ભાઈઓ', 'ઉત્તર માર્ગનો લોપ', 'કેશવરામ',

'કાગટોડા' જેવી વાર્તાઓમાં મનુષ્યમાં રહેલાં આસુરી તત્ત્વોનું આલેખન છે. જીવનનાં કુત્સિત તત્ત્વોનાં નિરૂપણ દ્વારા વાસ્તવની આપણને સાવ અપરિચિત હોય એવી એક બાજુ જોવા મળી તો બીજી બાજુ 'છેલ્લો દાંડક્ય ભોજ' જેવી વાર્તામાં આ ગાંધીવાદી વાર્તાકારે એ સમયમાં જાતીય વૃત્તિની વિકૃતિનું આલેખન કરીને સર્જક તરીકેનો એક જુદો જ મિજાજ વ્યક્ત કર્યો છે.

રામનારાયણ પાઠકનો એક બીજો પ્રયોગ તેમને આધુનિક-અનુઆધુનિક યુગના વાર્તાકાર તરીકે સ્થાપી આપે છે. આ પ્રયોગ છે 'મેહફિલે ફેસાનેગુયાન ઉર્ફે વાર્તાવિનોદમંડળ'ની યોજના. વાર્તાકારે પોતે 'દ્વિરેફની વાતો-૨'ની પ્રસ્તાવનામાં નોંધ્યું છે તે પ્રમાણે 'મારી ઉમેદ છે કે આ વાર્તાશૈલી, પોતાની વાર્તા ઉપર ટીકા કરવાને, આધુનિક વાર્તાકળાનાં વિશિષ્ટ લક્ષણો તરફ ધ્યાન ખેંચવાને, અનેક પ્રકારની વાર્તા – જેવી કે મોંએ કહેવાની, લખવાની, મુખ્યત્વે સંવાદાત્મક, લેખક વચમાં વચમાં બોલતો હોય તેવી – કહેવાને, નવાં સામાજિક બળો વાર્તાકળાને કેવી અસર કરે છે વગેરે દર્શાવવાની પૂરતી તક આપે છે. વળી દરેક લેખકને આ મંડળમાં મરજીમાં આવે તેવાં જુદા જ સ્વભાવનાં પાત્રો મૂકી નવાં દૃષ્ટિબિંદુઓ સ્ફુટ કરવાની છૂટ રહે છે.' આમ 'વાર્તાવિનોદમંડળ'ની યોજનામાં વાર્તા અને તેની સમાંતરે વાર્તાનું વિવેચન ચાલતું રહ્યું. આ શૈલી નજીકના અનુગામી પ્રયોજતા નથી. છેક પાછળથી અર્થાત્ આધુનિક સમયમાં એ શૈલીનો ઉપયોગ કરવામાં આવે છે. આ નિમિત્તે પ્રાપ્ત થયેલી વાર્તાઓ માનવચિત્તનાં ઊંડાણોમાં આપણને લઈ જાય છે.

કથનકેન્દ્રના સંદર્ભે તેમણે એક બીજો પ્રયોગ કરી જોયો. 'જક્ષણી' વાર્તામાં એકથી વધારે કથનકેન્દ્રનો ઉપયોગ જોવા મળશે. આગળ જોઈ ગયા કે આ સર્જકની દૃષ્ટિએ ટૂંકી વાર્તા સંપૂર્ણપણે 'વાસ્તવિક' ન હોઈ શકે. જીવનમાં ગમે તેટલી ચમત્કૃતિપૂર્ણ ઘટના બની હોય તો પણ તેનું યથાતથ આલેખન કરીને વાર્તાકાર કૃતિ રચી શકતો નથી. 'સાચી વારતા'ની સમગ્ર નિરૂપણશૈલી જીવનમાં બનેલી ઘટનાનું જ આલેખન થઈ રહ્યું હોય એ પ્રકારની પસંદ કરવામાં આવી છે અને છતાં આ વાર્તામાં આપણને વાસ્તવ અને કળાત્મક વાસ્તવ વચ્ચેના સંબંધો કયા પ્રકારના સંભવી શકે એ માટેની એક ભૂમિકા પ્રાપ્ત થાય છે.

ગુજરાતી વાર્તાનું એક સદ્‌ભાગ્ય છે કે એને સમયે સમયે જુદી જુદી શૈલીથી સમૃદ્ધ કરનારા વાર્તાકારો મળતા રહ્યા છે. વળી આ વૈવિધ્ય હોવા છતાં પરંપરાગત મુખ્ય ધારાથી સાવ જુદા ફંટાઈને વાર્તા રચવાનું ગાંધીયુગમાં જોવા મળતું નથી. એને કારણે આરંભકાલીન વાર્તાથી માંડીને જે પરંપરા પુષ્ટ થતી હતી તેને વધારે પુષ્ટ કરવામાં અને છતાં એમાંથી એક જુદા પ્રકારની આભા આણવાનું કાર્ય સર્જકોએ કરી બતાવ્યું. આમાં ઝવેરચંદ મેઘાણીનો સમાવેશ કરી શકાય. તેમની વાર્તાલેખનપ્રવૃત્તિ ૧૯૨૧ કે ૧૯૨૨થી શરૂ થઈ હતી. ધૂમકેતુની કે રામનારાયણ પાઠકની સમાંતરે તેમનું વાર્તાલેખન ચાલ્યું હતું.

જેવી રીતે મેઘાણી પોતાની કાવ્યરચનાઓમાં યુગનાં પ્રતિબિંબને તારસ્વરે રજૂ કરવામાં માને છે એવી જ રીતે તેઓ નવલિકાઓમાં સમકાલીન સામાજિક વાસ્તવને, બીજી કશી પળોજણમાં પડ્યા વિના, આલેખવા જાય છે. લોકસાહિત્યના અભ્યાસને કારણે એમની વાર્તાઓમાં એ રંગ પ્રવેશ્યો છે પણ આ વાર્તાઓ ધૂમકેતુની 'રજપૂતાણી', 'દોસ્તી'થી સાવ જુદી પડી જાય છે. મેઘાણી પોતાના સમાજમાં રહેલાં અનિષ્ટોને ઉવેખવા માગતા તો નથી જ, પણ સાથેસાથે એ અનિષ્ટો સૂક્ષ્મ-સંકુલ ભૂમિકાએ આલેખતા નથી. 'વિલોપન અને બીજી વાતો'ની પ્રસ્તાવનામાં મેઘાણી કહે છે : 'અર્વાચીન ગુજરાતી સામાજિક, સાંસારિક ને આર્થિક જીવનની માટી ઉપરતળે થઈ રહી છે. કૈં કૈં નાનીમોટી ઘટનાઓ આપણી આંખો સામે ને ઉંબર પાસે બની રહી છે. એમાંથી ત્રાગ પકડીને કરેલું કંતામણ અને વણાટ જો સાધારણીકરણના સર્જન-નિયમને સંતોષી શકશે તો જ સાર્થક થશે.' આનો અર્થ એટલો કે મેઘાણીને વાર્તાકળાના નિયમોની જાણ છે, ઇબ્સન, ચેખોવ જેવાની કૃતિઓનો પરિચય છે; રવીન્દ્રનાથની કૃતિઓ ગુજરાતીમાં ઉતારી છે. આમ છતાં તેમનો મુખ્ય ઉદ્દેશ સમસામયિક સામાજિક જીવનની સમસ્યાઓને આલેખવાનો છે. મધ્યકાલીન સાહિત્ય, લોકસાહિત્યના અઠંગ અભ્યાસી હોવા છતાં નરી પરંપરાને તેઓ વળગી રહેવા માગતા નથી. સાથે સાથે વાર્તાઓનાં વિષયવસ્તુઓ તથા એમને આલેખવાની રીતિ ભાવુકતાના સ્પર્શવાળી છે. સામાજિક વિષમતા, સામાજિક અન્યાય, અંધશ્રદ્ધા,

કુરિવાજોમાંથી જન્મેલાં અનિષ્ટો સામે તેમની વાર્તાઓ મોરચો માંડવા માગે છે. એમ કરવા જતાં એમનાં પાત્રોને બહાદુર, દિલેર, ત્યાગી બનવું જ પડે છે. ક્યારેક તો એ પાત્રો તેમના સમયની સીમાઓને પણ ઓળંગી જાય છે. પરિણામે ક્રાન્તિકારક વ્યક્તિતાઓ એમની પાસેથી પ્રાપ્ત થાય છે. દા.ત. 'લાડકો રંડાપો'ની વિધવા નાયિકા બંધિયાર સમાજ સામે બંડ પોકારે છે. જે આક્રોશ 'યુગવંદના'ની કવિતામાં જોવા મળતો હતો એવો આક્રોશ અહીં જોવા મળે છે. ધૂમકેતુ તો 'વીસમી સદી કાવ્યમય જીવનને શું સમજે !' – આટલું જ બોલીને અટકી જતા પણ અહીં સાંભળો, 'કડેડાટ' વાર્તામાં ગરીબ પ્રજાનું પ્રતિનિધિ પાત્ર બોલે છે :

'હવે તો આંઈ જીવતાં માણસુંને બદલે દાણાની જીવાત રે'શે. ઊંદરડા તો વખારમાં કાળા કેરના થ્યા છે. અમારા ઘરમાં ય સોંસરવા ફાંફાં પડ્યાં છે ને મજા છે બસ, કાગડાને ! ઊંદરડાને ખાઈ ખાઈને ઓડકારિ ગિયા છે, માડી ! નવો દાણો ઊંદર ખાશે, ને ઇ ખાતાં પોર જે વધશે તે આપણને દેશે, બાપુ ! હું તો પરભુને કહું છું કે ભૂંડા, ઓલ્યે અવતાર કાં ઊંદર ને કાં કાગડાને પેટે નાખજે; એટલે હવે પછીની લડાઈમાં સળેલ ધાન ખાવાની તો અભાગ્ય ન રહે !' (મેઘાણીની નવલિકાઓ-૧, ૧૯૪)

# સમાચાર

• પાકિસ્તાનના લશ્કરી શાસક મુશર્રફે ભારતના વડાપ્રધાન બાજપેયીને મળવાની આતુરતા બતાવી છે.

• સિતારવાદક વિલાયતખાને પદ્મભૂષણનો ખિતાબ પાછો મોકલતા ફરિયાદ કરી છે કે આવો એવોર્ડ આપવામાં ભારત સરકારે ઘણો વિલંબ કર્યો છે.

• અમેરિકાના પ્રમુખ બિલ ક્લિન્ટન ભારતના પ્રવાસે આવે ત્યારે પાકિસ્તાનની મુલાકાત લે એવી સંભાવના છે.

• કર્મચારીઓના પ્રોવિડન્ડ ફંડના વ્યાજના દરોમાં ઘટાડો કરવાની સરકારની કોઈ દરખાસ્ત નથી.

• ગુજરાત હાઈકોર્ટના આદેશથી ભારત ઓમાન પાઈપલાઈન માટે બીજો માર્ગ પસંદ કરવામાં આવ્યો છે.

• સ્વદેશી કાપડની નિકાસમાં ભારત દેશને ૬૦ હજારકરોડની કમાણી થશે.

• ઈઝરાયેલી શસ્ત્રોની નિકાસમાં પાંચમા નંબરે છે.



ભલાજીને કહેણ / જયન્ત પાઠક

ઊંડી નેળની ઊભી ધોહે ધુંગું
બોલાવે આપણને મૂંગું મૂંગું !

ધુંગા હેઠે છાંય ભલાજી, શીળી-સુંવાળી ધૂળ;
આંખોને અજવાળે ભાળું રાતાં ફગફગ ફૂલ;
તમે ભલાજી આવો આ ગમ-નાક ભરીને સૂંઘું !

છાપરી જેવું છત્તર ભલાજી, ટપટપ ટપકે સૂરજ,
ભર બપોરે ગમવા જેવું ટાણું, જાણે ગોરજ !
અડખે પડખે હેઠેથી જાણે કશુંક ઊગું ઊગું !

તમે ભલાજી હેઠો મૂકો ઘડી જોડિયો પાવો;
તમે ભલાજી થોડુંક ઝૂકો, જરાક ઓરા આવો;
મોંઢે માથે ઓઢી તમને એ...ય નિરાંતે ઊંઘું !

૧૮-૧૧-૧૯૯૯

ગઝલ / રતિલાલ 'અનિલ'

ગઝલ ઘૂંટતી જાય છે આ, ચાંદનીના સૂરમાં,
હું ય ઘૂંટતો જાઉં છું કંઈ જિંદગીના સૂરમાં.

આ હૃદયના વ્રણ ઉપર તો આંગળી મૂકી જુઓ,
કંઈક સંભળાશે તમોને વાંસળીના સૂરમાં !

દિલ, પ્રગટવામાં હતી છૂપી વિલોપનની કળા,
રાગ ખોવાઈ ગયો આશાવરીના સૂરમાં...

ઘાસવનમાં જે અધીરો થઈ પવન વાતો હતો.
રસ પડ્યો દિલને ગુલાબી પાંદડીના સૂરમાં...

એકલો દરિયો નથી, મેદાન સુદ્ધાં ગાય છે,
માનવી ડૂબી ગયો શાને ગલીના સૂરમાં ?



૨ : ૨૦૦૨, માર્ચ કંકાવટી

દેવવાણી તો ઘણી યે સાંભળી, સંભળાય છે,
કોઈ તો બોલે શિશુ કે માનવીના સૂરમાં !

વર્તમાને જિંદગીનું ગીત જાણે કે નથી !
જે કંઈ સંભળાય છે તે તો 'પછી'ના સૂરમાં !

ગીત જેવું કંઈ નથી એવું કહી શકતો નથી,
સાંભળું છું તો ઘણું પણ તે 'નથી'ના સૂરમાં !

કંઠના આ વ્યાપ વિશે તો કશું કહેવું નથી,
કોઈ ક્ષણના સૂરમાં, કોઈ સદીના સૂરમાં !

એક રાતે સાવ જંપેલા જળે બેઠો હતો,
ને 'અનિલ' ગાતો હતો કંઈ બંદગીના સૂરમાં.

કાગડો / અલગારી

બિરબલે કહ્યું કે, દિલ્હીમાં આટલા કાગડા છે. ગણતરી કરતાં ઓછા નીકળે તો ખૂટતા કાગડા દિલ્હીની બહાર ગયા હશે અને વધારે નીકળે તો દિલ્હી પાટનગર હોવાથી બહારના કાગડા મુલાકાતે આવ્યા હશે. અમારે કોઈ આંકડો નહીં, પણ શ્યોર અડસટ્ટો આપવાનો છે એટલે કહું છું કે મારા શહેરની વસ્તી અઢારગણી વધી છે પણ અમારા બાળપણમાં અત્યારે છે તે કરતાં કાગડા વધારે હતા અને ઘટ્યા તે બહારગામ કે દિલ્હીના પ્રવાસે ગયા નથી. જૂનું શહેર કાગડા અને સમડી સાથે બરાબર મેળ ખાતું હતું તે હવે રહ્યું નથી, શહેર લગભગ સુધરી ગયું છે અને કાગડા એમણે સ્વીકારેલા ધોરણે પહેલેથી જ સુધરેલા હતા અને નવા કોઈ પરિવર્તનની ગુંજાયશ નહોતી અને નથી. હજી આ શહેરના ચોક્કસ ભાગોમાં કાગડાની વસ્તી ક્ષેત્રફળના હિસાબે પહેલાં હતી એટલી જ ત્યાં છે ! કહે છે કે યુરોપનાં ઠંડા મુલકના કેટલાય ફૂલછોડો ભારતમાં ઊગી શકતા જ નથી કેમ કે એમને જે પ્રાણવાયુ અને હવામાન યુરોપમાં મળે છે તે અહીં અપ્રાપ્ય છે. કાગડાઓનું યે એવું જ છે. આ શહેરનું હવામાન, કચેરી બતાવે એવું એકસરખું હોય એ ઉપલક તથ્ય છે, બાકી આ શહેરના કેટલાક લત્તાઓનો પોતીકો પરિવેશ અને હવામાન છે. જીવનમાં કેટલાક અનુભવો થયા ત્યારે ઠીક કહેવાતા લત્તામાં રહેવા છતાં પેલા આગવી પ્રતિભાવાળા લત્તામાં થોડા સમય માટે હોવાનું લાગ્યું છે એમ કહેવું અપૂરતું છે, કહેવું જોઈએ કે હાડોહાડ લાગ્યું છે. આ શહેરની બહારી એક ઓળખ હોય તો ભલે, બાકી કેટલાયે લત્તાની આઈડેન્ટીટી સંપૂર્ણપણે મૌલિક, આગવી

છે અને તે રહેશે એવો વિશ્વાસ પણ રહે છે. આપણે વિશ્વાસનાં ધોરણોમાં ન જઈએ માત્ર વિશ્વાસ સુધી પહોંચીએ એ નેટ સત્ય માટે જરૂરી લાગે છે. પેંગ્વિન પક્ષી ડુમસના દરિયાકાંઠે કેમ નથી, દરિયો તો અહીં પણ છે. એટલે આ નવા વિસ્તારમાં માત્ર એક કાગડો છે તે અહીં જીવી શકાય કે કેમ તેની સરવે કરવા આવ્યો હશે, કદાચ એના દેશ ચાલ્યો યે જાય. અહીં કાગડા લડાઈ નથી એ માટે યુદ્ધનાં કારણો નહીં, પણ સમૂહ જોઈએ તેનો અભાવ. સમૂહ હોય તો મનોવિનોદ માટે પણ લડવાનાં કારણો ઊભાં થાય. હાંડલાં હોય, એટલે કે તે બહુવચનમાં હોય એટલે ખખડે. ઘુઘરા જ ખખડે એવો કોઈ અબાધિત નિયમ નથી. અહીં સમ ખાવા પૂરતો નહીં પણ ચોક્કસ સમયે ચીંધવા પૂરતો એક જ કાગડો છે અને કાગડો કંઈ પોતાના પેટમાં ચાંચ મારીને ચીસ પાડી શકે નહીં ! આમ પણ આ શહેરમાં અમુક વિસ્તારમાં અતિગીચ વસ્તી છે. તેની સાથે મેળ ખાય એટલી સંખ્યામાં ત્યાં કાગડા છે, અહીં તો વસ્તી હોવા છતાં જાણે વસ્તી જ નથી. તમે ઘર ગણી શકો પણ માણસ ગણી શકો નહિ. એ તો ઠીક છે કે એ કાગડો બધી પ્રવૃત્તિ જાહેર ક્ષેત્રમાં કરે છે, એટલે એક હોવા છતાં ક્યારેક નજરે પડે છે. ગાય, કૂતરા અને બ્રાહ્મણના જમણભાગ કાઢનારી ડોશીઓ હજી શહેરના કેટલાક વિસ્તારમાં છે, ગાયને જાહેર આમંત્રણ આપવાની પોતાની ફરજ નહીં પણ ધર્મ બજાવે છે. અહીં એવી ડોશીઓનો અભાવ છે. આપણામાંથી જ ઘણું ખૂટતું જાય છે, તે આધારિત બીજું પણ ખૂટતું જાય, પછી તે ગાય અને કાગડો યે હોય.

અમે નાનપણમાં કાગડાભાઈને કઢી પીવા બોલાવ્યા નથી. નાનપણમાં અમે કદાચ ખરેખર સિરિયસ હતા ! કઢી છે તો કઢીદાન છે. પણ એ વ્યાપ સંબંધ ભલે માણસ પૂરતો રહ્યો, કાગડાને એવી કોઈ રુચિ નથી એવી સમજ ત્યારે હતી. વળી કાગડો એ ઠેકડી કરવા જેવું પક્ષી નથી એનો સાક્ષાત્કાર તો અમને દસ વર્ષ પહેલાં થયેલો તે કહેવાના છીએ. કાગડો આહારી છે તે શાકાહારી – માંસાહારી એવા ભેદમાં માનતો નથી. તે હોટલમાં કાગળિયું જોઈ વાનગી પસંદ કરનારો નથી. તે માત્ર ઉચ્ચ સ્થાને બેસી નિરીક્ષણ કરે છે અને એનો જજમેન્ટ પાવર ગજબનો હોય છે – એ દૃષ્ટિએ સિંહ અને કાગડો એટલા પૂરતા સમાન ગણાય. તે સ્ટોર કરે છે કે કેમ તે વિશે ભરોસાપાત્ર

જાતમાહિતી નથી પણ અમદાવાદમાં ખાસ બજારમાં આવેલી નગરી ક્લબમાં બેઠાં. અમે જોયું હતું કે એક કાગડો ચાંચથી નળિયું ઊંચું કરી તેના પોલાણમાં હાડકું મૂકે છે ! એની સાથે કશું વળગણ હશે, બાકી કાગડો હાડકું જમતો નથી, કારણ કે એની ચાંચ ગળી શકાય એવડા નાના ટુકડા કરી શકતી નથી. ખાસ બજારમાં માંસની બૂ નહીં, લા.ઠા. ને પૂછો તો કહેશે કે ખૂશ્બૂ આવે. હવે જ્યાં જે પ્રાપ્ત હોય ત્યાં તેની પસંદગી કરવી પડે. માણસોના રુચિતંત્ર જેવું રુચિતંત્ર કેળવવું પડે અને કેટલાય લત્તામાં રહેતા માણસો વિશિષ્ટ હોય છે. એકપત્ની વ્રત જેવો એક આહારનો મહિમા પણ ક્યાંક જોવાય છે. પોતાનું સ્વતંત્ર, મૌલિક અસ્તિત્વ અને ઓળખ જાળવી રાખીને પણ માણસો સાથે સંવાદિતા કેળવી શકાય છે. એ ફરતી ગાય, બકરી તેમનાં આચરણ દ્વારા પ્રગટ કરે છે, પણ અમારા સંપ્રદાયમાં આ ખવાય, આ ન ખવાય એવું કહેતા નથી, કેમ કે પશુપક્ષીઓમાં પેટનો ધર્મ હોય છે, સંપ્રદાયો નથી હોતા. ખાસ બજારના પેલા કાગડાને ત્યાંના કોઈ કૂતરા સાથે દોસ્તી હોય તેને આપવા માટે તે છાપરાના નળિયાના પોલાણમાં હાડકું સંતાડતો હોય એવું બને. પશુઓ, પક્ષીઓ સંગ્રહ કરે પણ ધીરધારનો ધંધો ન કરે એ છતાં પેલો કાગડો ખાસ બજારનો હતો એટલે એને ખાસ તરીકે ઓળખવો કે મૂલવવો પડે.

અમે કઢી પીવા કાગડાને આમંત્રણ નથી આપ્યું એનો અર્થ એવો નથી કે કાગડો નહીં, કાગડા અમારા આમંત્રિત નહોતા. નાનપણની વાત છે. કોણ જાણે કેમ ભાદરવા માસમાં રસોડે વારંવાર ભાકરો ખંડાય. અમને એમાં ચૂરમું દેખાય. આજે વહેલું જમવા મળશે, બલકે મનભાવન્ મળશે એનો ઉમંગ. રસોડામાં અમારા આંટાફેરા વધી જાય. સવારે જ આગ્રહપૂર્વક નવડાવી દેવાય ત્યારે જ આવનારાનાં એંધાણ પારખી જવા જોઈએ પણ બધી બાબતમાં એવું નથી. કેટલાક વિશે એવું કે વાગતું વાગતું માંડવે આવશે ત્યારે જોઈશું ! છોકરાઓને કારણે જ ભાકરો પ્રથમ શેકાય, ખંડાય કારણ કે ખોરાકની પસંદગી અને તે ક્યારે લેવો એ બાબતમાં એમનું મન પ્રવાહી હોય છે. ચૂરમું બને કે ચાલ બેસ અહિયાં તારે પિતૃને વાસ નાખવાનો છે. કોઈ વાર બાપાનું નામ ભળવા મળે તો કોઈ વાર બીજું. થાળીમાં ગાય, કૂતરા અને રાવળિયાના ભાગની ઢગલી પડે, એક ભાગ સિમ્બોલ તરીકે કાગડાનો. ચૂરમામાં આદુની

કટકી શા માટે નાખવામાં આવતી એ હજી તર્કનો વિષય છે. કાગડો, કૂતરો વાસનું દૂધેરસ્યું ચૂરમું ખાય તો એને વાયડી ચીજ ખાવાથી પેટમાં ગરબડ થાય એવું તો નહોતું. થાળી ફરતે પાણીને પ્રદક્ષિણા કરાવ્યા પછી કાગડાનો ભાગ થાળીમાંથી કાઢી મોટા વાડકામાં નાખવામાં આવે, એમાં ભાગ કરતાં ઘણું બધું ચૂરમું ઉમેરી દૂધ રેડીને પિણ્ડ બને એટલું ઢીલું કરી કહે કે જા બારણે જઈ છાપરે પિણ્ડ નાખ. પણ પહેલાં પાણી છાપરે પહોંચાડવાનું, ને પછી કાગડાને આમંત્રણ આપવાનું, આપણે જાહેર વર્તન પરથી જ છાપ રે બેઠેલો કાગડો શું થવાનું છે તે સમજી જાય અને પૂરતું જોર કરી એકાદ પિણ્ડ છાપરે પહોંચ્યો કે છાપરે નળિયાં હોય તો નળિયાં ખખડે નહિતર પતરા સાથે કાગડાના પગ ઘસાવાના કર્કશ અવાજ આવે. પછી તો બીજો પિણ્ડ, ત્રીજો પિણ્ડ, ચોથો પિણ્ડ - ત્યાં સુધી તો છાપરે કાગડાની જમાત જ જાણે જામી જાય. મા કહેતી કે જમતાં જમતાં બોલવું એ સારું ન કહેવાય અને જીભ પણ કચરાય. પણ કાગડાને જીભ નહીં એટલે એ પિણ્ડમાં ચાંચ મારતો જાય અને કા... કા... કરતો જાય. ઘણા બધા કાગડા એક સાથે બોલે ત્યારે છાપરે ઘણા બધા 'કાકા' ભેગા થયા છે એવું લાગે. પિતૃઓને સંતોષવા હોય તો કાગડાને પણ સંતોષવા પડે. હવે તો પિતૃઓ હોવા છતાં છે કે નહીં, તેની સમજ પડતી નથી. માંડ બેએક પિતૃઓ રહી ગયા. બાકી બધાનો મોક્ષ થઈ ગયો હશે.

આ નવા વાસમાં તો એક જ કાગડો છે, શ્રાદ્ધપક્ષ આવે ત્યાં સુધી એમની વસ્તી વધવી જોઈએ. આખર, આ પ્રશ્ન પિતૃઓને સંતુષ્ટ કરવાનો છે. કાગડાનો ભાગ કૂતરાને ખવડાવી દેવાથી સમાધાન નહીં થાય.

જીવનમાં એક કાગડો ને એક સમડી ચિરસ્મરણીય રહેશે..લાખોમાં એક નહીં તોયે કાગડો તો ઘણામાંનો એક હશે. જૂનાગઢ જતી ટ્રેન સુરેન્દ્રનગર સ્ટેશને થોભી, ક્ષુધાતુર ઉતારુઓ સાથે અમે પણ પ્લેટફોર્મ પર ઊતર્યા અને સૌરાષ્ટ્રમાં તમે હો ત્યારે પોતે ગુજરાતી છે એ ભૂલી જવું જોઈએ અને પાંચ વરસ ખરેખર ભૂલી ગયેલો. બીજાઓની જેમ પોતે પણ ભજિયાં અને ચટણી વહોરી બીજા વહોરનારા કેમ મૂઠી વાળે છે કે પડીકું સમેટે છે તેનો ખ્યાલ નહીં, આપણે તો હથેળીમાં ખુલ્લી પીરસણ લઈ જતા હોઈએ તેમ ભજિયાં-

ચટણી સરેઆમ લઈને ડબ્બા તરફ જવા લાગ્યા ત્યાં તો તીરની જેમ સમડીએ તરાપ મારી અને કંઈ સમજું તે પહેલાં તો મોટું ભજિયું લઈને ઊડી ગઈ. મારી આંગળીમાં લોહી દેખાયું, દર્દ થવા લાગ્યું. નળે જઈને હાથ ધોઈ નાખ્યા. એક સૌરાષ્ટ્રીભાઈ કહે આમ ઉઘાડે છોગ તે અહીં ખાવાનું લઈ ફરાય ! સુરેન્દ્રનગરમાં માણસો રહે છે, અને ખાસ વસ્તી નથી એટલું જાણું પણ રેલ્વે સ્ટેશને સમડી વસે છે અને એમની વસ્તી ઝાઝી છે એ થોડું જાણું ! જિંદગીમાં એક વાર સમડીની ચાંચનો સ્વાદ તો હાથે ચાખ્યો !– ભલે પોતે ખરીદેલાં ભજિયાં ન ચાખ્યાં !

જૂના ઘરને ઉપલા માળે રહીએ. માળને ત્રણ બાજુએ ફરતી ખાસ્સી પહોળી અગાસી. રાતે ખુરશી નાખી બેઠા હોઈએ ત્યારે દરેક ગમને શેરીના નાકા સુધી વળાવવા આવતો એક વિશિષ્ટ કૂતરો દાદર ચઢી અગાસીએ આવે અને હાથ પર મોઢાના અહિંસક ગોદા મારે ! એ અડધો વિલાયતી અને અડધો દેશી હતો. એને ખાસ ખોરાક તો નહીં મળતો હોય, એને બે વંશના ગુણ એને મળેલા. શરીરે પુષ્ટ. મોઢા આગળ વાળના ગાઢ ગુચ્છા. આગલો દેખાવ ભ્રમણા ઉપજાવે, પણ સ્વભાવે હિન્દી તો શું પણ અદલ ગુજરાતી. એ હાથને મોઢાના ગોદા મારે, હાથ ઊંચો જાય એટલે લગભગ ખોળામાં બેસી જાય ! બસ, એના ગળે ખંજવાળો અને પસવારો ! અટકી જઈએ કે મોઢાથી ગોદો મારે, 'ચાલો, શરૂ કરો !' સંતુષ્ટ થયા પછી મારી સામે અગાસીની પાળ પર ગજબની કુશળતાથી એક જ કૂદકે ચઢી જાય અને આ શું લખે છે એવી જિજ્ઞાસાથી જોયા કરે. અમારી આ રોજની બેઠક હતી. એવો ચોખ્ખો કે વાળમાં એકે બગાઈ નહીં. એ આવતો બંધ થયો ત્યારે સામે રહેતા મિત્રે કહ્યું : એ મરી ગયો. તે સાંભળ્યા પછી કશું કામ થઈ શક્યું નહીં. એ મિત્રનો આદર્શ કૂતરો ઓસ્ટ્રેલિયન, જેટલા પાળે એટલા ટકે નહીં. પક્ષીઓ અને પ્રાણીઓ પાળો તે પહેલાં પાછળથી લાંબા વિષાદમાં ડૂબવું ન હોય તો, એ જીવ સાથે ડોસીના શબ્દોમાં કહું તો આગલા ભવની કે આ ભવની લેનાદેની છે કે નહીં તે વિચારી લેવું જોઈએ. કેટલાંક સત્યો વિજ્ઞાનની બહાર પણ હોઈ શકે.

અગાસીમાં એક ખૂણે નળ સામે પાણી ભરેલું પીપ રહેતું. એ વાસણ

વીંછળવા, કપડાં ધોવાના કામમાં આવે. આખા દિવસમાં કેટલાયે કાગડા એની વિઝિટે આવે. ઉપર ઢાંકેલું હોય તે ચાંચ ઘૂસે એટલું ખસેડે અને ચાંચ બોળી પણ પીએ. કપડાં ધોવાયાં પછી તો પીપ છલોછલ રહે. એ ઉપરાંત પણ પાળ પર બેસી રસોડા પર નજર રાખે. કોઈ ન હોય તો શક્ય તે ઉઠાવી પણ જાય. બપોરે હું ઑફિસે જતો હતો અને કોણ જાણે કાગડાની એવી કોઈ હરકત જોઈ કે ઊંચો હાથ કરીને એને હંકાર્યો, ઉડાડ્યો. બસ, એટલો ગુનો એ કાગડાએ માફ ન કર્યો. અગાસીમાં નીકળું કે માથામાં ચાંચનો ઘા કરવા કોઈક ખૂણેથી ધસી આવે. એટલે તો એને વધારે વારવાનું થયું. બસ, 'મને વારનારો તું કોણ ?' જરાક ઓરડા બહાર નીકળીએ કે પેલો કાગડો ઉપર તોળાતો હોય, આ બાજુએથી તે બાજુએ જઈએ તો તે બાજુએ તે પ્રહાર કરવા ઝૂક્યો જ હોય, તેના સાથીઓ તેને મૌખિક પ્રોત્સાહન આપે, રસ્તે નીકળું તો ત્યાં પણ તરાપ મારવા નીચે તીરની માફક ઊતરતો હોય. એના દરેક સાહસમાં બીજા કાગડા હોંકારો પુરાવતા હોય અને જરૂર પડે તો અનામત દળના સૈનિકોની જેમ સહાય કરવા પણ તત્પર. ઘરની બહાર નીકળવું અઘરું થઈ ગયું. આ આફત કોઈને કહીએ તો પ્રથમ તો તેમને હસવું આવે. ઘરના માણસોને ય આ ખૂબ વિચિત્ર લાગે. બરાબર ત્રણ દિવસ બારણાની બહાર પગ મૂકતાં પહેલાં સાવધ દશામાં આવી જવું પડે. તમે જ્યાં હો ત્યાં એ નજીકમાં જ હોય. પૂરા ત્રણ દિવસ સુધી એ કાગડાની મારા પ્રત્યેની ફિલ્મના વિલન જેવી ઈન્તેકામની ભાવના ઉગ્ર રહી. હાથમાં લાકડી લઈને તો બહાર નીકળાય નહીં, તમે ઑફિસે જાવ, શેરીના રસ્તે હો ત્યાં સુધી માથા સાથે લાકડી ઊંચી રાખીને ચાલી શકો નહીં. બહાર નીકળ્યા વિના યે ચાલે નહીં. પૂરા ત્રણ દિવસના એ યુદ્ધમાં જીત્યો નહીં, એ હાર્યો નહીં. એ કાગડાએ જિંદગીભર યાદ રહે એવો બોધપાઠ આપ્યો કે જાણ્યેઅજાણ્યે કાગડાને ક્રુદ્ધ થવાનું કારણ આપવું નહીં !

ગુજરાતી ટૂંકી વાર્તા : પૂર્વાર્ધ / શિરીષ પંચાલ

અહીં માત્ર તળપદી ભાષાનું કૌવત જ નથી, સામાજિક અન્યાયોનો ભોગ બનેલાઓની વેદના તારસ્વરે જોવા મળશે. આવી વેદના પ્રાસંગિક નથી, 'મારો વાંક નથી', 'ઠાકર લેખાં લેશે' વાર્તાઓમાં પણ આવી જ સ્થિતિ છે. કોઈને મેઘાણી ત્રસ્ત કે દલિતપીડિતોના પ્રતિનિધિ લાગે પણ એક પ્રકારનો સમભાવ વાર્તાકારને કે કોઈ પણ સર્જકને હોવો અનિવાર્ય છે. જેને આપણે આજે પ્રતિબદ્ધ સાહિત્ય તરીકે ઓળખાવીએ છીએ તેનાં મૂળ આમ અહીં દૃઢ બને છે. સાથેસાથે પોતે જે પ્રકારનું નિરૂપણ કરવા માગતા હતા તેનાં ભયસ્થાનોથી તેઓ સારી રીતે પરિચિત છે. તેઓ સ્પષ્ટ માનતા હતા કે 'વાર્તાકાર એટલે વકીલ નહીં, પક્ષકાર નહીં, ટીકાકાર નહીં. સારા અને નરસા બે વિભાગમાં જગતને વહેંચી નાખવાનું કામ વાર્તાકારનું નથી. એક માણસ નિર્દોષ અને તેની સામેનું પાત્ર ખલ અથવા દુષ્ટ, એવી સહેલી માન્યતાના પાયા પર થતું વાર્તાનું ચણતર ખોટીલું હોય છે. અને ત્રીજી વાત, વાર્તાકાર જે જગત સરજાવે છે તેમાં પાત્રોનો હૃદયપલટો કાં તો ક્રમે ક્રમે કુદરતના નિયમાનુસાર આવવો જોઈએ, અથવા તો સંક્ષોભની એવી અસાધારણ ઘટના ઊભી થવી જોઈએ કે જે ઓચિંતા પરિવર્તનને પણ સહજ બનાવી શકે.' (મેઘાણીની સમગ્ર નવલિકા-૨, ૬) આના દૃષ્ટાંત રૂપે તેમની 'બદમાશ' વાર્તાને ટાંકી શકાય. તેમની વાર્તાઓ લોકકથા, દંતકથા, ઇતિહાસકથા, રેખાચિત્રોની નજીક જઈ ચઢતી લાગશે. એ વાર્તાઓનું વિશ્વ જનસાધારણના વિશ્વથી જુદું નથી. વળી લોકસંસ્કૃતિમાં એટલો જ રસ

ધરાવતા વાચકોને સામે રાખીને તેમણે વાર્તા લખી, પરિણામે સૌરાષ્ટ્રના જે ખમીરવંતા માનવીઓનાં રેખાચિત્રો અતિરંજિત શૈલીમાં રસધારમાં આલેખ્યાં હતાં, તેની અસર તેમની ટૂંકી વાર્તામાં નિરૂપિત માનવીઓ ઉપર થઈ છે.

ઝવેરચંદ મેઘાણીની એક બીજી લાક્ષણિકતા નોંધપાત્ર છે. સામાન્ય રીતે સાહિત્યકાર જે પાત્રને આલેખે તે પાત્રની ભીતર પ્રવેશવાને સમર્થ હોવો જોઈએ. 'મારી ચંપાનો વર' વાર્તામાં લક્ષ્મી દીકરીના વેવિશાળની ચિંતા કરે ત્યારે એ ચિંતા કઈ ભૂમિકાએ હતી તે બતાવવા ઉમાશંકર જોશી વર્ણન કરે છે : 'ચંપાનું ચિત્તંત્ર પોતામાં ઉપાડી આણી ગોઠવ્યું હોય એમ એના વર વિશે લક્ષ્મીએ અનેક ભાવ અને ઉમળકાની લાગણીથી વિચાર કર્યા, 'બીજું તો શું, પણ મારી ચંપાનો વર આમ જરી ઠીક તો હોવો જોઈએ !' બીજા શબ્દોમાં લક્ષ્મી ચંપા બની ગઈ અને વાચકને વાર્તા સફળ એટલા માટે લાગે કે ઉમાશંકર જોશી લક્ષ્મી અને ચંપા બંને બની ગયા. ઝવેરચંદ મેઘાણી પણ આ પરચિત્તપ્રવેશ કરી શકે છે, 'વહુ અને ઘોડો' એનું લાક્ષણિક દૃષ્ટાંત છે. પણ માત્ર પરચિત્તપ્રવેશ પૂરતો નથી, જે તે પાત્રના સંવેદનાજગતને મૂર્ત કરી આપે એવી ભાષા હોવી જોઈએ. તેઓ 'વિલોપન' વાર્તામાં હરદાસના શક્તિપૂજક પિતાનું આર્દ્ર હૃદય મૂર્ત થાય એવી ભાષામાં વાચા આપે છે. ભાવક આમાંથી પસાર થાય એટલે તરત જ એની સમક્ષ એ ભક્તહૃદયની ઉત્કટ આર્દ્રતા પ્રતીત થશે :

'પ્રથમ પહેલાં ચરણો કર માતાનાં, ચરણોની રજ લઈને પછી ઊંચે ઊંચે ચડતો જા. ચરણો કર્યાં ને ? હાં, તો હવે ચરણો શણગાર. માને પગે નૂપુર ઝાંઝર સોહે. રણે ચડે તોય મા પગે અડવી ના રહે. ધરતીનાં ધીંગાં પડને માડી રણઝણ રણઝણ ઝાંઝરે ઝણકાવતી જાય, હોં હરદાસ ! માનો તો સંગ્રામ પણ રમણ–લીલા શો હોવો જોઈએ. ને પછી કછોટ વળાવ માને – ચૂંદડીનો કછોટો ભીડવજે. પછી માની છાતી – દૂધે ભરી, વજ્રે મઢી, વાત્સલ્ય ને વીરત્વે છલકાવતી માની છાતી – આ બે રસની મેળવણી કરી જાણી તેં ?'

મેઘાણી પછી તરત જ ગુજરાતી વાર્તા બીજી કોઈ દિશામાં ફંટાતી નથી. ત્રીસીના ગાળાની સમગ્ર સાહિત્યિક પ્રવૃત્તિમાં જોવા મળતી યુગચેતના

કેન્દ્રસ્થાને છે. જોકે તે વિશેષ કરીને કવિતામાં, નવલકથામાં જોવા મળે છે. સુંદરમ્-ઉમાશંકર જોશીની કાવ્યપ્રવૃત્તિમાં જોવા મળતી યુગચેતના એમની વાર્તાઓમાં પ્રમાણમાં ઓછી જોવા મળે છે. વાસ્તવવાદ-નિસર્ગવાદનાં લક્ષણો ધીમે ધીમે આમેજ થવા માંડે છે, પણ સંપૂર્ણપણે નિસર્ગવાદી શૈલીનો વિનિયોગ ઓછો જોવા મળશે. આ ધારા ધીમે ધીમે વિકસતી, જુદી જુદી લાક્ષકિતાઓનો સમન્વય કરતી આગળ વધે છે. સુંદરમ્‌ની વાર્તાઓ ઉમાશંકર જોશીની વાર્તાઓથી થોડી જુદી પડે છે. અહીં સામાજિક વાસ્તવનું નિરૂપણ ક્યારેક નિસર્ગવાદી શૈલીમાં કરવામાં આવ્યું છે. આનું લાક્ષણિક દૃષ્ટાંત ‘ખોલકી’ વાર્તા પૂરું પાડે છે. પ્રથમ મિલનની પ્રતીક્ષા કરતી ગ્રામીણ નારીની આંખે એ પળોની વાત આલેખવામાં આવી છે ખરી પરંતુ જેવી રીતે ‘નાગરિકા’માં સર્જક એ નારીના ચિત્તમાં પ્રવેશ કરે છે એવી રીતે અહીં કશું બનતું નથી. આખી વાર્તાને ધારો કે ત્રીજા પુરુષના કથનકેન્દ્રમાં ફેરવી નાખો તો કશો ફેરફાર નહીં થાય. કથક પોતાની જાત કેન્દ્રસ્થાને હોવા છતાં તટસ્થ રહી શકી છે. પણ ‘નાગરિકા’માં જે નારી દ્વારા આખી વાત માંડવામાં આવી છે તે બની રહેલી ઘટનાઓ પ્રત્યે તટસ્થ નથી. એના નિરૂપણ દ્વારા નાયકનું પાત્રાલેખન થતું આવે છે. આ સભાનતા આવકારપાત્ર ગણાય. સુંદરમ્‌ની બીજી એક ખૂબ જાણીતી વાર્તા ‘માને ખોળે’ માત્ર સામાજિક વાસ્તવની વાર્તા બની રહેતી નથી. ઘટનાઓના રેખાયિત ક્રમને તોડીને, શબૂના ચિત્તનાં આશાનિરાશા, અપેક્ષા, તિરસ્કાર, વહાલ – અનેક પ્રકારના ભાવોનું સંતુલન રચતાં રચતાં, પ્રકૃતિના આદિમ પરિવેશમાં આગળ વધતી વાર્તાને ભાવુકતાનો સહેજ પણ સ્પર્શ કરાવ્યો નથી અને છતાં ભાવકના ચિત્ત પર એક ઘેરા અવસાદની છાપ અંકાઈ જાય છે. એમની કેટલીક વાર્તાઓમાં ત્રીસીની યુગચેતના જોવા મળે છે. દલિતપીડિતો પ્રત્યેની સહાનુભૂતિ ‘પેકાર્ડનો પ્રવાસ’ અને ‘માજા વેલાનું મૃત્યુ’માં જોવા મળે છે. પણ આગલી વાર્તામાં ધનવાનો પ્રત્યેનો નાયક વિપુલનો પ્રચ્છન્ન તિરસ્કાર તેની પાસે કટાક્ષવચનો ઉચ્ચારાવે છે પણ વાર્તા ટૂંકી વાર્તાનો નમૂનો બનતી નથી; જ્યારે ‘માજા વેલાનું મૃત્યુ’ વાર્તામાં એવા કોઈ કટાક્ષ નથી. મેઘાણીની કૃતિઓમાં જોવા મળતો આક્રોશ નથી. સુંદરમ્ માત્ર આ પાત્રને જ જીવંત બનાવવા

માગે છે. પછાત જાતિમાં જન્મેલા માજા વેલાને ભવ્ય કે ઉદાત્ત બનાવવાનો કોઈ આશય નથી. આની પ્રતીતિ તો આ પાત્ર સાથે સંકળાયેલી વિગતોના આલેખન પરથી તરત આપણને થઈ જાય છે. વળી એ પાત્રને જીવંત બનાવવા માટે વાતાવરણ સર્જવામાં આવ્યું છે. 'મીનપિયાસી', 'ઇવનિંગ ઇન પેરિસ', 'ખાલી ખૂણો' જેવી વાર્તાઓ માનવમનનાં અંધારાં-અજવાળાં સૂક્ષ્મ રીતે આલેખતી હોવાને કારણે સફળ થાય છે.

સાહિત્યના ઈતિહાસમાં ઘણી વાર એવું બને કે સમર્થ પુરોગામીના પ્રભાવમાં અનુગામી સર્જકો ઢંકાઈ જાય અને કેટલીક વાર એવુંય બને કે કોઈ સર્જકે એક સ્વરૂપમાં જે વ્યક્તિત્વ ખીલવ્યું હોય તેના પ્રભાવમાં તેણે ખેડેલા બીજા સ્વરૂપની સિદ્ધિઓ ઢંકાઈ જાય – ઉમાશંકર જોશીની બાબતે આવું થયું છે એમ કહી શકાય. કવિ તરીકે તેમને જે પ્રસિદ્ધિ મળી તેને કારણે વાર્તાકાર-એકાંકીકાર તરીકેનાં એમનાં વ્યક્તિત્વ ઢંકાઈ ગયાં. જે સર્જકતા તેમની કાવ્યસૃષ્ટિમાં જોવા મળે છે તેના કરતાં વધુ સર્જકતા તેમની વાર્તાઓમાં જોવા મળે છે એવું વિધાન ઘણાને અતિશયોક્તિપૂર્ણ અને આત્યંતિક લાગે તો નવાઈ નહીં. એક બીજી અચરજભરી વાત એ જોવા મળશે કે જે સમયગાળામાં ઉમાશંકર જોશીની કાવ્યકૃતિઓમાં આદર્શ, મંગલ, ઉદાત્ત તત્ત્વોની હિમાયત કરવામાં આવી હતી એ જ સમયગાળામાં લખાયેલી તેમની વાર્તાઓ-નાટ્યકૃતિઓમાં જીવનની અંધારી બાજુઓની વાત કરવામાં આવી હતી. રામનારાયણ પાઠકની કેટલીક વાર્તાઓમાં જે પ્રકારની ભયાવહતાનો અનુભવ થાય છે એવી ભયાવહતાનો અનુભવ 'છેલ્લું છાણું', 'આંબાના રોપ' જેવી વાર્તાઓમાં થાય છે. અહીં એક પ્રયત્ન એ કરવામાં આવ્યો કે આપણી આસપાસના સમાજને, આપણી પોતાની પ્રજાને તેની પોતાની દૃષ્ટિથી જ જોવાનો પ્રયત્ન કર્યો; અહીં કોઈ પુરાણકથાઓ નથી, કોઈ રૂપકકથાઓ નથી, દૂર દૂરના સ્થળ કે કાળ નથી. ઉમાશંકર જોશીની આ વાર્તાસૃષ્ટિને વિસ્તારનારા બે વાર્તાકારો : પન્નાલાલ પટેલ અને ચુનીલાલ મડિયા. આપણે પાછળથી જોઈશું કે પન્નાલાલની વાર્તાઓ જેટલી સફળ થાય છે એટલી ચુનીલાલ મડિયાની વાર્તાઓ સફળ થતી નથી.

રામનારાયણ પાઠકની વાર્તાઓ માનવચરિત્રની ઊંડી રેખાઓ પ્રગટાવે

છે, તે માટે ધ્યાન ખેંચે એવી રચનારીતિનો આશ્રય લે છે; પરંતુ ઉમાશંકર જોશી વાર્તાઓમાં રચનારીતિનો આશ્રય લેતા જ નથી એવી લાગણી રુચિપૂર્ણ વાચકને જો થાય તો એનો બીજો અર્થ એ થયો કે અહીં રચનારીતિ અત્યંત સહજ, અનાયાસે જ ઉપયોગમાં લેવાઈ છે. સુંદરમ્-ઉમાશંકર જોશી પૂર્વે ટૂંકી વાર્તાના માધ્યમ અર્થાત્ ભાષા ઉપર મોટા ભાગના સર્જકોએ ઝાઝું ધ્યાન આપ્યું નથી. ધૂમકેતુમાં કાવ્યાત્મક શૈલીનો ઉપયોગ થયો પરંતુ એની પ્રભાવકતા ઝાઝી વરતાઈ નહીં. 'નવલિકાસમ્રાટ' તરીકે ઓળખાવાયેલા આ વાર્તાકારના એવા કાવ્યાત્મક ગદ્ય સાથે આ ગદ્યના નમૂનાઓ સરખાવી જુઓ :

'એક વાર સાંજે ગલાબડી પોતાનું કામ ખેતરમાં કરી પરવારી આંબાના રોપ ઊગ્યા હતા ત્યાં ગઈ હતી. નાના રોપ પોતાની મહેનતથી સુડોલ ઊભા હતા ને માથાં હલાવી આવકાર આપતા હતા. સંધ્યાનું રતુંબડું તેજ બધા રોપ ઉપર પડ્યું હતું અને પાંદડાંનો તાજો ચળકતો રંગ અનેરી ઝાંયથી ચમકી ઊઠ્યો. ગલાબડીને થયું કે સુખલો નાનો હતો ત્યારે પોતે એને લીલી, અંદર સોનાના ભરતવાળી, ટોપી પહેરાવેલી ને એ ડોલી રહ્યો હતો તેમ બધા છોડ ડોલી રહ્યા છે. સર્જનનો અપૂર્વ આનંદ એની રગેરગમાં ઊભરાવા લાગ્યો. છાતી ધડકવા લાગી. જે રોપ પોતે બે આદમીઓ જોડે કામ કરીને પરસેવાથી રોપ્યા હતા તેમને અત્યારે કૂખમાંથી ફૂટેલા દીકરા હોય તેમ દૂધે ઉછેરવા એનું હૈયું ઊછળી રહ્યું. વાટમાં પડેલું છીંડું સમું કરવા કાંટો લેવા ગયેલો કરણ પટેલ ઝરડું હાથમાં જ રહી ગયું ને ગલાબડીના સંધ્યાના રંગોથી ગલ મઢેલા મોઢા ભણી જોઈ રહ્યો. ગલાબડી નમીને કૂણાં પાંદડાંને બચીઓ કરતી હતી. અંધારું થાય એ પહેલાં એણે ઝરડું બરાબર ગોઠવ્યું ને ગલાબડીએ ઝબકીને બાજુ પર જોયું. દોડીને આવી હોય એમ એને શ્વાસ ચઢ્યો હતો.' ('વિસામો', ૮૦-૮૧)

આ ગદ્યખંડની આલંકારિકતા કાવ્યાભાસી નથી; જે પાત્રનું નિર્માણ કર્યું હોય એના વ્યક્તિત્વ સાથે અને જે સમયે ઘટના બની હોય તેની સાથે ભાષાનો સંવાદ – આવા સંવાદ ઉમાશંકર જોશીની સર્જનાત્મકતા પ્રગટ કરે છે. દરેક સંદર્ભ એક જુદી જ છટા પ્રગટાવી જાય. એક બીજો નમૂનો 'લોહીતરસ્યો' વાર્તાને આધારે જોઈએ :

'ફોઈ, આ હજારમી વાર કહું છું, મને શેકી ખા માં ! મને ઝાઝું જીવવા દે ને જીવતી હો તો જોજે કે ચતુરનો ભત્રીજો શું શું કરી બતાવે છે. એના બાપને નાનપણમાં ભાંગ પાઈને કૂવામાં ધકેલી મૂકનાર માધુને એ શું સહેજે ભૂલી જશે ? એની માની તારી નજર આગળ ખેડુ પાસે લાજ લેવડાવનારને એ સાત જનમારે પણ છોડશે ? એના પંડના શેર માટીના લોચાને ચોરી ગયેલાંને મનખાવતારે તો શું પણ બીજો કોઈ અવતાર મળે તોય દાઢમાંથી જતાં કરશે ? એ તો લાગ્યું હવે જાવોચંદરોદિવાકરો !-' ('શ્રાવણી મેળો' - ૮૫)

ટૂંકી વાર્તામાં ગદ્યનો આ પ્રકારનો વિનિયોગ ત્યાર પછી પન્નાલાલ પટેલ અને જયંતિ દલાલની વાર્તાઓમાં થયેલો જોવા મળશે. અહીં બીજી વાત પણ જોવા મળે છે. ભૂતકાળમાં બનેલી આ પ્રકારની બધી ગોઝારી ઘટનાઓનું પ્રત્યક્ષ નિરૂપણ કર્યું નથી. એ પ્રકારના નિરૂપણ દ્વારા વાર્તામાં વિસ્તાર સિદ્ધ થાત. પરંતુ એવો લોભ જતો કરી એ ઘટનાઓના નિર્દેશો પાત્રના મોઢે કરાવીને એક જુદા પ્રકારની નાટ્યાત્મકતા અહીં સિદ્ધ કરી છે. આના પરથી ખ્યાલ આવે છે કે ગુજરાતી વાર્તાકાર ક્રમશઃ ભાષાના વિનિયોગ પ્રત્યે સભાન બનતો જાય છે અને સાથે સાથે ભાષાના ઘટકને ઘટનાવિન્યાસ, ચરિત્રચિત્રણની સાથે કેવી રીતે ઉપયોગમાં લઈ શકાય એ અંગેની સૂઝ પણ ધરાવતો થાય છે.

ઉમાશંકર જોશી ટૂંકી વાર્તામાં ચરિત્રને પ્રગટ કરવા જરૂરી ઘટનાવિન્યાસ ઉપયોગમાં લે છે. 'લોહીતરસ્યો', 'છેલ્લું છાણું' જેવી વાર્તાઓના કેન્દ્રમાં ભલે કુટુંબીજનો વચ્ચેના વેરઝેર હોય પણ એ ઘટનાઓને વિગતે આલેખવાને બદલે પાત્રોના મોઢામાં એ વેરઝેરને પ્રગટ કરતી ઉક્તિઓ મૂકી આપી છે અને એ રીતે માનવ- સ્વભાવની કુટિલતા પ્રગટ કરી છે. 'ઝાકળિયું' વાર્તામાં સવર્ણ-પછાતની સમસ્યાને સમાજસુધારક તરીકે આલેખવામાં આવી નથી, પછાત અને સવર્ણ બંને વર્ગનાં પ્રતિનિધિ પાત્રોની ભીતર પ્રવેશીને થયેલું આલેખન સર્જકની અનુકમ્પાનો વિસ્તાર સૂચવે છે – પાત્રો એમના વર્ગના પ્રતિનિધિ માત્ર બની રહેવાને બદલે વૈયક્તિક બનવા માંડે છે.

માનવવ્યક્તિત્વની વધુ ભીતરી રેખાઓનું આલેખન કેવી રીતે કરી શકાય એનું ઉત્તમ દૃષ્ટાંત તો 'મારી ચંપાનો વર' વાર્તા પૂરું પાડે છે. સામાજિક નીતિમત્તાનાં ધોરણોને ચાતરીને રચાયેલી આ વાર્તા મનુષ્ય અને સમાજ,





મનુષ્ય અને મનુષ્ય તથા મનુષ્ય અને તેનું પોતાનું ચિત્ત આ બધા વચ્ચે કેવા સંઘર્ષો જન્મે છે એનું એક ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે, વળી વાચ્યાર્થનો આશ્રય લીધા વિના સૂક્ષ્મ ભૂમિકાએ સાસુજમાઈના સંબંધોની વાત તેમાં જોવા મળે છે.

વિષયવૈવિધ્ય, સ્થળકાળવૈવિધ્ય, પાત્રવૈવિધ્યની ધૂમકેતુએ ઊભી કરેલી પરંપરાને વિસ્તારવાનું કામ ચુનીલાલ મડિયા કરે છે. સાથે સાથે આ વાર્તાઓ પન્નાલાલ પટેલ અને મેઘાણીની વાર્તાઓના ગોત્રની લાગે છે. એમની વાર્તાઓમાં નિસર્ગવાદી વલણો કંઈક વધારે પડતી માત્રામાં જોવા મળે છે. સાથે સાથે એ કબૂલવું જોઈએ કે આ સર્જકનું અનુભવજગત વિશાળ હતું, ગ્રામીણ પરિવેશ અને નાગરી પરિવેશ – બંને ઉપરનો તેમનો કાબૂ પણ પ્રશંસનીય હતો. છતાં એમની વાર્તાઓમાં કળાતત્ત્વ પાંખું રહી જતું હોય તેમ લાગે છે. કરસનદાસ માણેક મડિયાના વાર્તાસંગ્રહ 'રૂપઅરૂપ'ની સમીક્ષા કરતી વખતે યોગ્ય રીતે નોંધે છે :'કોઈ કોઈ વાર એવું પણ બન્યું છે કે માણભટ્ટોની કથા માહ્યલા પેલા ભીમસેનની પેઠે તેઓ બાવળના એક દાતણને બદલે એક આખું બાવળનું ઝાડ ઉખેડીને તાણી લાવ્યા છે. જાણે કેમ પોતાની વાર્તા બનાવવા માટે ચોક્કસ કેટલી સામગ્રીની જરૂર પડશે તે બાબત તેમની પાસે અનિશ્ચિતતા ન હોય.' ('મનીષા', જૂન-૧૯૫૪)

આનું મુખ્ય કારણ એ છે કે એમની વાર્તાઓમાં નિસર્ગવાદી ધારામાં જોવા મળે છે તેમ વિગતપ્રાચુર્ય અઢળક છે; પણ એ વિગતો પાસેથી કયા પ્રકારનું કામ લેવું એમાં જાણે કે તેઓ મુશ્કેલી અનુભવતા લાગે છે. 'કાકવંધ્યા', 'શરણાઈના સૂર', 'અંતઃસ્રોતા', 'કમાઉ દીકરો', 'નીલાંજસા' જેવી વાર્તાઓ આની સાખ પૂરશે. મડિયાની વાર્તાઓના જે વૈવિધ્યની વાત કરી તે વાર્તાઓને સપાટીઓના થર ભેદીને ઊંડાણ તરફ લઈ જઈ શકતું નથી. હા, તેઓ વાતાવરણ ઊભું કરી શકે છે. જો લેખકે ધાર્યું હોત તો વાતાવરણને કૃતિનાં અન્ય ઘટકો સાથે સાંકળીને એક જુદા પ્રકારનું વિશ્વ ઊભું કરી શક્યા હોત. ઉપર ગણાવી એટલી જ નહીં પણ 'અંબા ગોરાણીનો પરભુડો', 'ગળચટાં વખ', 'ચંપો અને કેળ' જેવી વાર્તાઓ જોઈશું તો આની ખાત્રી થશે. કેટલીક વાર્તામાં તો પૂંછડિયે ડંખનો લોભ પણ

જતો કરી શકાયો નથી, ક્યારેક તેઓ કયા પ્રકારની સમસ્યાઓનું આલેખન કરવા માગે છે એ સ્પષ્ટ નથી થઈ શકતું. લોકકથાની નજીક જતી 'ગળચટાં વખ' વાર્તામાં જાખરાને વગર વાંકે સજા થાય છે, 'કાકવંધ્યા'માં વાસવીની સાથે નૈષધને પણ મોટર અકસ્માતમાં મરી જવું પડે છે, 'કમાઉ દીકરો' વાર્તામાં ગુનેગાર છે શેઠ, તેમની દ્રવ્યલાલસાને અટકાવી શકાતી નથી અને સજા થાય છે કમાઉ દીકરાના પાલક પિતા લખુડાને ! ટૂંકી વાર્તાની ચર્ચા આવા કેટલાક પ્રશ્નોને ધ્યાનમાં રાખીને પણ કરી શકાય. આવી વાર્તાઓમાં ઊગરી જતી વાર્તા હોય તો 'વાની મારી કોયલ'. અહીં માત્ર વાતાવરણ વાતાવરણ ખાતર સ્થાન પામેલું નથી, પરંતુ સમગ્ર કૃતિમાં એક મહત્ત્વનું ઘટક બનીને બીજાં ઘટકો સાથે સંવાદ સાધે છે. વળી પ્રાકૃતિક પ્રતીકોનો સહજ ઉપયોગ વાર્તાને વધુ ઉપકારક પુરવાર થાય છે. એક બાજુ ધરતીની ફળદ્રુપતા, બીજી બાજુ ખાણીપીણીની જ્યાફત, ત્રીજી બાજુ સંતીની વાસના અને ચોથી બાજુ નેણશી ભગતને અફીણની આદત : આ બધાંને એક સૂત્રમાં પરોવવાનું અઘરું કામ ચુનીલાલ મડિયા સારી રીતે પાર પાડે છે. 'પરિતોષ' જેવી વાર્તામાં નંદરામ પોતાની લાગણીઓનું પ્રતિરૂપ શોધી કાઢીને સંવનન કરતી કબૂતરજોડીમાંથી એકનું ગળું લાગ જોઈને ઘોંટી દે છે. અહીં પાત્રની નિર્દયતા તેના વ્યક્તિત્વને પ્રગટાવવા માટે આલેખાઈ છે. મડિયાના વાર્તાસંચયો જોઈ વળો. પ્રસંગચિત્રો, આંતરિક સનસનાટી મચાવી મૂકે એવી ચમત્કૃતિપ્રધાન ઘટનાઓ ઉપરાછાપરી બન્યા જ કરે છે. અહીં મડિયાની આંખ કેમેરાની જેમ બધું નોંધી લે છે, જે કાંઈ નોંધાયું હોય તે બધું જ અહીં સ્થાન પામે છે. પોતાના પુરોગામીઓની સિદ્ધિઓને આગળ વિસ્તારવાનું અને એમની ભૂલોમાંથી બચી જઈને ટૂંકી વાર્તાના સ્વરૂપની નવી શક્યતાઓ ચીંધી બતાવવાનું તેમનાથી બહુ ઓછું બન્યું છે. હા, અહીં ભાવનાવાદ કે આદર્શવાદનો ભોગ બનેલાં પાત્રો નથી એ વાત સાચી.

ગ્રામીણ પરિવેશ, તળપદી ભાષા, દીનદલિતોની સમસ્યાઓનું આલેખન કરવાની આ પરંપરા ગુલાબદાસ બ્રોકરમાં વિસ્તરતી નથી. મુંબઈ જેવા મહાનગર સાથેનો તેમનો નિકટનો પરિચય તેમને શહેરી મધ્યમવર્ગના આલેખન તરફ લઈ જાય છે. એક રીતે જોઈએ તો તેમને માટે આ યોગ્ય

બની રહ્યું. પોતાના ખૂબ જ પરિચિત અને આસપાસના જગત પર માંડણી કરવી સર્જક માટે વધુ સમુચિત ગણાય. તેમની વાર્તાઓ વાચકોને ભુલાવામાં નાખીને તેને આડીઅવળી દિશામાં લઈ જતી નથી. અત્યંત પરિચિત ભાષામાં કહેવું હોય તો કહી શકાય કે તેઓ યુરોપના વાર્તાકાર મોપાસાંની પરંપરાને અનુસરે છે, ચેખોવની પરંપરાને નહીં. ગુલાબદાસ બ્રોકર જે મધ્યમવર્ગને આલેખવા માગે છે તેમની સામાજિક કે કૌટુંબિક સમસ્યાઓમાં તેમને રસ નથી. તેઓ એ પાત્રોના મનોજગતની ભીતર લઈ જાય છે. આવી કેટલીક વાર્તાઓ ચિરંજીવ બની શકી છે. 'નીલીનું ભૂત' વાર્તામાં નીલીનું પરોક્ષ ચિત્રણ ખૂબ જ સામર્થ્યપૂર્ણ છે. વળી શશી નીલી સાથે સંબંધ બાંધી બેઠો હોવા છતાં તેનો ન્યાય તોળવા તૈયાર થાય છે પણ વાર્તા જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ આપણને ખ્યાલ આવતો જાય છે કે આ તો તેનો અપરાધભાવ જ તેની પાસે બોલાવતો હતો. કોઈએ બીજાનો ન્યાય તોળવો નહીં એ સત્યના નિદર્શનરૂપે આ વાર્તા રચવામાં આવી નથી. અહીં સમાજની દૃષ્ટિએ ચારિત્ર્યભ્રષ્ટ કહી શકાય એવી નીલીના પાત્રને સમાજની દૃષ્ટિએ ચારિત્ર્યશીલ કહી શકાય એવાં પાત્રો કરતાં વધુ તેજસ્વી અને વધુ વેધક બનાવીને આલેખવામાં આવ્યું છે. વળી વાર્તા નાટ્યાત્મક રીતે ગતિ કરે છે. આવી જ નાટ્યાત્મકતા 'ધૂમ્રસેર' વાર્તામાંય જોવા મળશે. 'નીલીનું ભૂત'ના શશીની જેમ અહીં અપરાધભાવનો સતત અનુભવ કરતા કમલબાબુના ચિત્તમાં જેટલે ઊંડે સુધી જઈ શકાય તેટલે સુધી લેખક જાય છે. સાથેસાથે શશી અને કમલબાબુનાં પાત્રોમાં મહત્ત્વનો જે ભેદ છે તે એ કે શશી પોતાનો અપરાધભાવ કબૂલ કરતો નથી, જ્યારે કમલબાબુની વિચારશૃંખલા જે રીતે ચાલે છે એ જોતાં તે પોતાના અપરાધભાવને બરાબર પામી જાય છે. આ પ્રકારની વાર્તાઓ મનોવિજ્ઞાનનાં નિદર્શનો બનવામાંથી ઊગરી જાય છે. 'મા અને દીકરી' વાર્તા એ ભયસ્થાનનો ભોગ બનતાં બનતાં રહી ગઈ છે. કોઈ ધારે તો બાળમનોવિજ્ઞાનના કોયડા તરીકે એનો અભ્યાસ કરી શકે. એક જમાનામાં ખૂબ જ લોકપ્રિય થયેલી 'લતા શું બોલે?' આજે એટલી બધી પ્રભાવશાળી નહીં લાગે. લતા, સુરભિ જેવાં પાત્રો માનવસહજ નબળાઈઓના ભોગ બની બેસે છે. લેખક એમના વતી કોઈ બચાવનામું

પેશ કરતા નથી. વળી કૃત્રિમતાથી એમને ભવ્ય કે ઉદાત્ત બનાવવાના પ્રયત્ન પણ કરતા નથી. એમને કોઈ પ્રાયશ્ચિત્તની તાવણીમાંથી પસાર કરાવવામાં આવતાં નથી. એક રીતે જોઈએ તો જીવન ઉપર અસહજ રીતે પહેરાવેલા વાઘા ઉતરડીને આપણને આપણી નબળાઈઓની મોઢામોઢ ઊભા રાખવામાં આવ્યા છે.

તળપદા ગ્રામીણ સમાજને આલેખતી ધૂમકેતુની વાર્તાપરંપરા ઝવેરચંદ મેઘાણી, સુંદરમ્, ઉમાશંકર જોશી, પન્નાલાલ પટેલ, ચુનીલાલ મડિયામાં વિકસે છે. આગળ આપણે જોઈ ગયા જ છીએ કે ધૂમકેતુનું જગત ઘણું કરીને રંગદર્શી હતું. ઉમાશંકર જોશીના આગમન પછી આ રંગદર્શિતા ઓછી થવા માંડે છે. પન્નાલાલ પટેલ ઉમાશંકર જોશીનાં વાર્તાજગત અને એકાંકીજગતને જરા જુદી રીતે વિસ્તારે છે. તેમને વાર્તાઓમાં સામાજિક વિષમતા કે અન્યાયની વાત કરવી નથી; એ પ્રકારની પરિસ્થિતિઓના ભોગ બનેલાં પાત્રોનાં વ્યક્તિત્વને તેઓ કુંઠિત કરતા નથી. બીજા શબ્દોમાં કહેવું હોય તો કહી શકાય કે લેખક પાત્રો ઉપર પોતાની માન્યતાઓ લાદતા નથી. પન્નાલાલ પટેલની વાર્તાઓમાં માત્ર ગ્રામ્ય સમાજ નથી, શહેરી સમાજ સુધ્ધાં છે પણ એના આલેખનમાં ક્યાંક કૃત્રિમતા પ્રવેશી જાય છે. પરંતુ તેમનો ગ્રામીણ સમાજ ભદ્ર સમાજની માન્યતાઓને ઉલ્લંઘી બેસે છે, અને સાથે સાથે આ જનસમાજ પોતાનાં મૂલ્યોને બાજુ પર મૂકતો નથી; આ પરિવેશને જાણે વીસમી સદીનો સ્પર્શ થયો જ નથી. પરંતુ કશોક ઓથાર આવી પડ્યો હોય કે ભાવિ પ્રત્યેની ચિંતાથી પ્રેરાઈને આ પાત્રો રીતરિવાજોને વળગી રહ્યાં હોય એમ લાગતું નથી. એવા કોઈ પણ સંઘર્ષ વિના, સભાનતા વિના તેઓ આ પરિવેશને ટકાવી રાખે છે. એ જૂના રીતરિવાજોથી ઉભરાતી, નાતરા-છેડાછૂટકાવાળી સરળ અને સાદી દુનિયા છે. અહીંનો સમાજ નૈતિક મૂલ્યોને જડતાથી વળગી રહેનારો નથી. 'કંકુ' જેવી વાર્તામાં વિધવા કંકુ ગામના વાણિયાના સંપર્કે સગર્ભા બને ત્યારે ગામલોકો પીંખી ખાવાને બદલે એનું નાતરું કરીને એને સાચવી લે છે. પણ વાર્તામાં શેઠ કંકુ પર જ્યારે બળાત્કાર કરે છે ત્યારે બીજું કશું આલેખવાને બદલે એક વાક્યના લસરકાથી પાત્રના સંદિગ્ધ-સંકુલ વ્યક્તિત્વનો પરિચય વાર્તાકાર આપણને કરાવે છે. દા.ત.

'પણ ત્યાં તો તેનું વાક્ય અધૂરું રહ્યું ... વર્ષો પહેલાંની માઝમરાત જાગતાના સ્વપ્ન શી બની રહી.' અહીં ભાષા જે સાહજિકતાથી ગતિ કરે છે તે આકર્ષક લાગે છે. 'ઓરતા' જેવી વાર્તા લો – આત્માની આરતને ઝંખતી પનુ પત્ર લખે છે તે ભાષા જોવા જેવી છે :

'તમે તો ગયા તે બસ ગયા જ ગયા. દરરોજ દન ઊગે કે મનને ફોસલાવું છું. આ જ તો અક્કર-ચક્કરમાંથીય આવવા જોઈએ. પણ દન આથમે ને જેમ જેમ ધરતી ઉપર અંધારાં ઊતરતાં જાય એમ એમ મારા દિલમાંય – પેલી ગરબીમાં આવે છે ને ? – ગોકુળ આખું જાણે કે આ તો રાતનાં આવડાં કાળાં અંધારાં છે પણ એ બિચારું શું જાણે કે આ તો :

'રાધાના રૂદેથી અવની ઊતર્યાં !'

પન્નાલાલ પટેલની તળપદી સૃષ્ટિ એની સ્થૂળ સમસ્યાઓમાં સીમિત થઈને બેઠી નથી. આમ તો સંખ્યાની દૃષ્ટિએ ધૂમકેતુ અને પન્નાલાલ પટેલે લગભગ સરખી વાર્તાઓ લખી છે – પણ યુરોપ અમેરિકાના કોઈ વાર્તાકારોની કૃતિઓના વાચનમનન વિના તેઓ પાત્રનાં હૃદયનાં તલવિતલથી માંડીને પાતાલ સુધી પહોંચી જાય છે અને ક્યાંય વહેમ ન જાય કે સર્જક આટલું બધું ઝીણું, સંકુલ જગત માંડી રહ્યા છે. 'સાચી ગજિયાણીનું કાપડું' વાર્તા લો. જે સ્થૂળ ઘટના હતી તે તો પાર્શ્વભૂમાં ધકેલાઈ જાય છે. શિવલાલ શેઠ અને જમની વચ્ચેના સંબંધની કથા અને લખુડો તથા જમનીની અનૌરસ દીકરી વચ્ચેના લાગણીભીના સંબંધોની વાત જરાય વાચાળ બન્યા વિના આપણી સામે ધીમે ધીમે ઉકેલાતી આવે છે. વળી આધુનિક વાર્તાવિભાવનામાં જે કહેવાયું કે વાર્તાકાર પોતાને જે કહેવું છે તે ટાળતો હોય છે એ વાત અહીં સુધ્ધાં જોવા મળે છે. આનાથી એક વાતની પ્રતીતિ થઈ ગઈ કે ટૂંકી વાર્તાકળાનાં કેટલાંક લક્ષણોને પરંપરાગત કે આધુનિક સાથે કશો સંબંધ નથી. એવી જ રીતે 'વાત્રકને કાંઠે' જેવી વાર્તા જુઓ; આખી વાર્તામાં જે ઘટનાઓ ભૂતકાળમાં બની ચૂકી છે તે કંઈ રેખાયિત ક્રમમાં તો આવતી નથી, વળી ભૂતકાળનો એ આખો ઘટનાક્રમ માસીનું પાત્ર રજૂ કરી આપે છે; પરિણામે સામગ્રીને નિયંત્રિત કરી શકાઈ છે. 'સાચાં શમણાં' જેવી રચના પણ માનવમનનાં અજવાળાં અંધારાને તાકે છે, 'પીઠીનું પડીકું' સામાજિક

વિષમતાના વસ્તુને અતિરંજિત કે કાકતાલીય બનાવ્યા વિના જ આગળ વધે છે.

આ બધી જ વાર્તાઓમાં જે ગ્રામીણ સમાજનું આલેખન કરવામાં આવ્યું છે એ સમાજ ક્રાંતિકારક નથી. એની સામે મેઘાણીની વાર્તાઓમાં આલેખાયેલો સમાજ ક્રાંતિકારક લાગશે, ભલે વાસ્તવ જીવનમાં એ ક્રાંતિકારક ન હોય. પન્નાલાલ પટેલ જે સમાજનું આલેખન કરે છે એ સમાજમાં માન્યતાઓ, પરંપરાઓ, રીતરિવાજો– આ બધાંએ બરાબર મૂળિયાં નાખ્યાં છે. પછી જ સર્જક એના ઉપર પોતાનું સ્થાપત્ય ઊભું કરે છે. 'મળેલા જીવ'ની સૃષ્ટિ સામે 'કંકુ,' 'સાચી ગજિયાણીનું કાપડું', 'સાચાં શમણાં', 'વાત્રકને કાંઠે', 'મા', 'ઓરતા', 'પીઠીનું પડીકું' અને બીજી વાર્તાઓની સૃષ્ટિ સરખાવી જુઓ. બંને સૃષ્ટિમાં આ બધાંએ મૂળિયાં નાખેલાં છે પણ 'મળેલા જીવ'ની સૃષ્ટિનું સ્થાપત્ય ઊણું ઊતરે છે, એમાં અતિરંજકતા છે. બીજી બાજુએ તેમની ટૂંકી વાર્તાનાં સ્થાપત્ય જુઓ, એ વધુ સર્જનાત્મક લાગશે.

ત્રીસી પછીની ગુજરાતી વાર્તાનો એક પ્રવાહ વિલક્ષણ રીતે જુદો પડી જાય છે, એક રીતે આ વાર્તાકારો કૈંક અંશે ગુજરાતમાં ઉપેક્ષિત પણ રહ્યા છે. બકુલેશ, કેતન મુનશી, જિતુભાઈ મહેતા, વેણીભાઈ પુરોહિતના જૂથમાંથી એક કેતન મુનશીને બાદ કરતાં ત્રણેય વાર્તાકારો પત્રકારત્વના ક્ષેત્રે સક્રિય હતા. વ્યાવસાયિક વ્યસ્તતાએ એમની સર્જકપ્રતિભાને પાંગરવાની મોકળાશ નહીં આપી હોય એમ કહી શકાય. આ બધામાં બકુલેશની વ્યક્તિતા વધારે પ્રભાવશાળી હતી. આ વાર્તાકારોની કૃતિઓ છેક સ્વાતંત્ર્યોત્તર ગાળાની વાર્તાને પ્રભાવિત કરે છે. એક રીતે જોઈએ તો અહીં દીનદલિતો પ્રત્યેની અનુકંપા છે. એ જગત પ્રત્યે આ વાર્તાકારો પ્રતિબદ્ધ છે. પણ પુરોગામીઓની એ પ્રકારની વાર્તાઓથી આ વાર્તાઓ જુદી પડે છે. સાથે સાથે સમાજજીવનના અજાણ્યા પ્રદેશોને; ખાણિયા, વેશ્યાઓ, વેશ્યાદલાલોને, ગટરમાં કામ કરતા શ્રમીણોને, અપરાધીઓને – ખાસ તો બકુલેશ અને કેતન મુનશીમાં – સ્થાન આપવામાં આવ્યું છે. ૧૯૬૦ની આસપાસ બક્ષીની કેટલીક ગુજરાતી વાર્તાઓમાં જે નવું વાતાવરણ જોવા મળ્યું તેની પૂર્વભૂમિકા સમર્થ રીતે અહીં રચાઈ આવી છે. હા, આ સર્જકોની કૃતિઓમાં ભાવુકતાની માત્રા છે,

બિનજરૂરી પ્રસ્તાર અવારનવાર જોવા મળે છે. આ મર્યાદાઓ છતાં એમાં આલેખાયેલા સૂક્ષ્મ માનવતાવાદને કારણે એ રચનાઓ આકર્ષે છે. સમકાલીન વાર્તાકારો આ કૃતિઓમાંથી રચનારીતિનાં તેમ જ સંકુલ વિષયવસ્તુના પાઠ શીખી શકે. આ વાર્તાપ્રવાહની પરાકાષ્ઠા જયંત ખત્રીની વાર્તાઓમાં જોવા મળે છે.

બકુલેશની વાર્તાઓનું વિશ્વ અને પ્રસંગોપાત્ત એમની વિવેચના પોતાના સમયથી આગળ હતી એની પ્રતીતિ એમની વાર્તાઓમાંથી પસાર થનારા ભાવકને થયા વિના રહેતી નથી. અતિવાસ્તવવાદ, અસ્તિત્વવાદ વગેરેને લગતી ચર્ચા ૧૯૫૦માં કરનારા બકુલેશ પોતાના સમય કરતાં આગળ હતા એમ લાગે છે. એમના કુલ પાંચ વાર્તાસંગ્રહોમાંથી મહેશ દવેએ સંપાદિત કરેલી 'બકુલેશની વાર્તાઓ' સિવાય એમની વાર્તાઓ સુલભ નથી. આ વાર્તાઓમાંથી પસાર થઈશું તો વિષયવૈવિધ્ય, શૈલીવૈવિધ્ય, સ્થળકાળવૈવિધ્ય નોંધવા જેવાં છે. સાવ તળપદ વિશ્વથી માંડીને આર્ષ જગત સુધી વિસ્તરેલું આ જગત અભાન કળાકારની નીપજ નથી. 'કંકુડી' વાર્તાનો આભાસી પ્રથમ પુરુષ નેરેટર જુઓ, 'નિશિગંધા'નાં કાવ્યાત્મક વર્ણનો જુઓ, ઘણા બધાને પહેલી નજરે જ સ્પર્શી જાય એવું અહીં છે. પણ ટૂંકી વાર્તાના ગદ્યની એક કળાનો નમૂનો 'કિમીચાન' વાર્તાનો આરંભિક ખંડ પૂરો પાડે છે :

'મદારીની ટોપલીમાંથી નાસી ગયેલા કાબરચિતરા સર્પની વાંકીચૂંકી અદાથી, અજવાળાં અને અંધારાની કાબરચિતરી કલ્પના ઊભી કરતી એ ગલી કલકત્તા શહેરના એક ખૂણામાં સળવળાટ કરતી પડી હતી : દિવસના જ્યારે સૂરજના તેજ ગંદા અને વરસાદના પાણીને લીધે શેવાળ બાઝી ગયેલાં, મેલાં, કંગાલ, મોતને સોંપવાની અણી ઉપરના માનવીઓના હાડપિંજર જેવાં મકાનો ઉપર ઢોળાતાં ત્યારે ગલીની જમીન પર, મકાનોની બારીઓ અને બારણાંમાંથી પડતા પડછાયાને લીધે ત્યાં એક વિચિત્ર, સાપના શરીરના રંગો જેવી, અણગમો ઉત્પન્ન કરે, થોડાક ભય અને ક્ષોભની ભેટ અપાવે એવી ભાત પડી જતી.'

આ વાર્તા કિમીચાન નામની ચીની વેશ્યા ઉમદા હૃદય ધરાવે છે એ કારણે ઉત્તમ બનતી નથી પરંતુ સત્યને માટે, પ્રામાણિકતાને માટે, ગ્રાહક પ્રત્યેની

વફાદારી માટે જીવસટોસટની બાજી જે રીતે લગાવે છે તેને કારણે એ જુદી પડી જાય છે. આ બધું એના પાત્રને એક વિશિષ્ટ ગરિમા અર્પે છે. એમની બીજી એક વાર્તા 'અગનફૂલ' ધૂમકેતુની સૃષ્ટિમાંથી ભૂલી પડી હોય એમ લાગશે. ધૂમકેતુની 'પૃથ્વી અને સ્વર્ગ' જેવી વાર્તામાં વાયવી અંશો વધારે માત્રામાં છે, જ્યારે બકુલેશની વાર્તામાં માંસલતા વિશેષ છે. એમ તો બકુલેશની વાર્તામાંય આવે છે કે 'વિજ્ઞાનના વિકાસ અને માનવીના ભૌતિક પ્રયત્ન – વિજયો વચ્ચે પ્રકૃતિનાં નિગૂઢ અને અજેય તત્ત્વોની તુલના કરવાના વિચાર પર નફરત આવી જાય છે.' આ વાર્તામાં કાન્ત જેવી રીતે ખંડકાવ્યોમાં એક મૂર્ત સૃષ્ટિ ઊભી કરે છે એવી રીતે અહીં પણ એવી સૃષ્ટિ ઊભી કરવામાં આવી છે. કોઈને અચરજ થાય કે વેશ્યાઓની, ગુનેગારોની વાર્તાઓ આપનારા બકુલેશ પાસેથી આપણને શું સાંપડે છે :'એ દુનિયા એક ગજબ દુનિયા હતી. ત્યાં અંધકાર નહોતો અને તેજ પણ નહોતાં.'

એક જ વિષયવસ્તુ પર બે વાર્તાકારો કેવી રીતે કામ કરે છે એ જોવું હોય તો અહીં ગ્રંથસ્થ થયેલી કેતન મુનશીની 'ફટકો' વાર્તા સાથે બકુલેશની 'કાદવનાં કંકુ' સરખાવી જોવા જેવી છે. 'કાદવ અને કંકુ'માં બકુલેશ પાત્રોનો ઇતિહાસ, વાતાવરણ, વીગતપ્રાચુર્ય લઈને આવે છે, એની સરખામણીમાં કેતન મુનશીની વાર્તા અનિવાર્ય વીગતોને જ સ્થાન આપે છે. બકુલેશની અહીં ગ્રંથસ્થ થયેલી વાર્તા 'ગોપીનું ઘર'માં દાયકાઓ પહેલાં ગુજરાતી વાર્તામાં સ્વતંત્રપણે પોતાના વ્યક્તિત્વની સ્થાપના કરવા માગતી, કોઈ વ્યક્તિની શરણાગતિ સ્વીકારવાને બદલે પ્રકૃતિની શરણાગતિ સ્વીકારતી, ખૂનના અપરાધસર આજીવન કેદમાંથી છૂટીને ઘેર પાછી ફરતી નાયિકાનું ચિરસ્મરણીય પાત્ર સર્જવામાં આવ્યું છે.

બકુલેશના વાર્તાજગત સાથે ઘણું બધું સાદૃશ્ય ધરાવતા વાર્તાજગતના સર્જક કેતન મુનશી માત્ર છવ્વીસ વર્ષની ઉંમરે ઑપરેશન ટેબલ પર ઑક્સિજનને બદલે નાઇટ્રોજન અપાઈ જતાં અવસાન પામ્યા અને એ રીતે તેમની સાહિત્યિક કારકિર્દીનો અચાનક અંત આવ્યો. હવે તેમની સમગ્ર વાર્તાઓ ઉપલબ્ધ થઈ છે. એમાંનું પાત્રજગત મોટે ભાગે સમાજથી તરછોડાયેલા માનવીઓનું છે. એ ગુનાહિત માનસવાળા છે, શરીરનો સોદો

કરનારા છે, પોતાની પ્રિયતમાને છિનવી લેનાર પુરુષને મારી નાખવા આખી ટ્રેનને ઉડાડી દેવા માગતા વેરપિપાસુઓ છે. અહીં બર્નાર્ડ શૉનું નાટક 'પિગ્મેલિયન' જોઈને રસ્તામાંથી ભિખારણોને ઉપાડીને ઘરમાં લાવનારા છે, તાજની સાક્ષીએ બીજાના એકાંતને ભરનારી અને શરીરનો સોદો નહીં કરનારી વિધવાઓ છે, બીજી બાજુએ કેટલાક પ્રયોગો વિષયવસ્તુના, તો કેટલાક પ્રયોગો રચનારીતિઓના પણ જોવા મળશે. 'નૈનિતાલની ઠંડી સાંજે' વાર્તામાં સિંહ અને માનવીના સંયોગમાંથી જન્મેલાના એક અનુજ ત્રાડસિંહની કથા વિજ્ઞાનકથા, ફેન્ટસીનો સમન્વય કરે છે. એનું પાત્ર ઉપસાવવા લેખક પોતાની વર્ણનકળાને કામે લગાડે છે, 'સામાન્ય માણસ કરતાં એનું મોઢું પહોળું હતું અને જડબાં ચોરસ હતાં. ગાલ ફૂલેલા હતા. એની આંખો મોટી હતી અને ફાટી ગયેલા જેવી અને ખુન્નસભરેલી હતી. ભમ્મર વધારે પડતી જાડી હતી, એનું નાક ચીબું હતું અને નસકોરાં પ્રમાણમાં પહોળાં હતાં.' વળી ત્રાડસિંહના વ્યક્તિત્વની અસામાન્ય નિર્દયતાનું નાટ્યાત્મક આલેખન કરવામાં લેખકને સફળતા મળી છે. 'નૈના' વાર્તામાં ફિલ્મની સમાંતરે નાટકની જીવનકથા આલેખવાનો, 'સ્પોટલાઈટ'માં કલ્પના અને વાસ્તવનો સમન્વય કરવાનો પ્રયત્ન છે. અહીં ગ્રંથસ્થ કરેલી 'ફટકો' વાર્તા પૂંછડિયે ડંખ ધરાવતી અને છતાં કળાત્મકતાને કારણે એવા અણધાર્યા વળાંકોમાં રહેલી કૃત્રિમતાને બાજુ પર મૂકી દેતી વાર્તા છે.

આ સમગ્ર જૂથની પરિસીમા આપણને જયંત ખત્રીની વાર્તાઓમાં જોવા મળે છે. આ જૂથના પુરોગામી વાર્તાકારોની જેમ અહીં પણ ભાવુકતા, દીર્ઘસૂત્રિતાની ખાસ્સી એવી માત્રા જોવા મળે છે. વળી, ટૂંકી વાર્તામાં વાતાવરણ ઘટકનો કળાત્મક ઉપયોગ કેવી રીતે કરવો તે આપણને અહીં જોવા મળે છે. જયંત ખત્રી જે સ્થળકાળનું નિરૂપણ કરે છે તેનાથી તેઓ પૂરેપૂરા પરિચિત છે. 'હું મારા સ્થળ સાથે, મારા લોકો સાથે ખૂબ જ આત્મીયતા ધરાવું છું. જે ધરતી પર ચાલું છું તેને પૂરેપૂરી ઓળખું છું. ધૂળિયા ખડકો, નિર્જન મેદાનો પરથી વાતા પવનનો ચિત્કાર... કોઈ પણ ભભક વિના આથમી જતી સંધ્યાઓ, તમારી સાથે ગોઠડી કરી રહ્યાનો ભાસ કરાવતું નિરભ્ર આકાશ – આ બધાં મારા શ્વાસ સાથે એટલાં બધાં

વણાઈ ગયાં છે કે જ્યારે હું તેમની સાથે એકલો હોઉં છું ત્યારે હું ખૂબ ખૂબ આનંદિત બની જઉં છું.' માત્ર પ્રકૃતિ જ નહીં, ખત્રીએ આલેખેલાં પાત્રો પણ એટલાં જ આત્મીય લાગ્યાં છે.

છેક ૧૯૪૪માં 'ફોરાં' સંગ્રહ પ્રગટ થયો તેમાં તેમની એક ઉત્તમ ગણાતી વાર્તા 'લોહીનું ટીપું' હતી અને ૧૯૫૨માં 'વહેતાં ઝરણાં' પ્રગટ થયો, તેમાં તેમની ખૂબ જાણીતી વાર્તાઓ 'ખીચડી', 'કૃષ્ણજન્મ' અને 'તેજ, ગતિ અને ધ્વનિ' પ્રગટ થઈ. એ સમયે 'અમે બુદ્ધિમાનો' જેવી વાર્તા દ્વારા પોતાના સમયની મર્યાદાઓને અતિક્રમ્યાનું પ્રમાણ આપ્યું હતું. પણ ઘણી વખત સામગ્રી પરનું નિયંત્રણ ન રાખી શકતા હોવાને કારણે 'લોહીનું ટીપું' જેવી વાર્તા ઉત્તમ બનતાં બનતાં રહી જાય છે. અહીં નાયક બેચરને મહાન બનાવવાનો કોઈ પ્રયત્ન નથી. પરંતુ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધનો સમન્વય કરવામાં વાર્તાકારને નિષ્ફળતા એટલા માટે સાંપડે છે કે ઉત્તરાર્ધમાં બેચરના પુત્રને આકસ્મિક રીતે ત્યાં આણીને બેચર જેના પર આસક્ત થયો હતો એ હલિમા ઉપર પુત્રને બળાત્કાર કરતો બતાવે છે. એ રીતે શીર્ષકને સાર્થક કરી બતાવ્યું છે. પૂર્વાર્ધમાં બેચરના ચિત્તમાં જાગતી વાસનાની સ્વાભાવિક ગતિ અને એ વાસનામાંથી થતો તેનો મોક્ષ ખૂબ જ સ્વાભાવિકતાથી આલેખાયો છે અને વાર્તા ખરેખર ત્યાં અંત પામે છે.

જયંત ખત્રીને પણ સમાજના તિરસ્કૃત, ઉપેક્ષિત પાત્રો પ્રત્યે હમદર્દી છે, પણ એ તેમની કેટલીક વાર્તાઓને અતિરંજિત કરી મૂકે છે. 'આનંદનું મોત', 'ખોટી બેઆની' જેવી વાર્તાઓને આના નિદર્શનરૂપે ઓળખાવી શકાય. પરંતુ 'ખીચડી', 'કૃષ્ણજન્મ' જેવી વાર્તાઓ આ ભાવુકતામાંથી કળાત્મક નિરૂપણને કારણે ઊગરી જાય છે. પ્રતિબદ્ધ વાર્તા કેવી રીતે લખી શકાય એનું નિદર્શન પણ અહીં જોવા મળે છે. 'ખીચડી'ની લખડી એક રીતે જોઈએ તો 'માટીનો ઘડો'ની બીજલ કે 'તેજ, ગતિ અને ધ્વનિ'ની કસ્તૂરના ગોત્રની છે. અહીં ગરીબીનો દારુણ ચિતાર આપવાની કે પોતાના સૂરને, આક્રોશને તારસ્વરે રજૂ કરવાની કોઈ યોજના જોવા નહીં મળે. લખડી પોતે ખીચડીનો પર્યાય બની જાય એ રીતે તેના પાત્રને આલેખવામાં આવ્યું છે. વળી, ખીચડી કમાવા માટે એ જે દેહનો સોદો કરે છે એ બદલ પ્રાયશ્ચિત્ત કરતી તેને

બતાવવામાં આવી નથી. જ્યારે 'તેજ, ગતિ અને ધ્વનિ' વાર્તામાં પ્રકૃતિ અને નાયિકા એકમેકના પર્યાય બને એવી રીતે કરવામાં આવેલું આલેખન દીર્ઘસૂત્રી બની ગયું છે, જેનાથી જયંત ખત્રી પોતે સભાન છે. પરંતુ એ મર્યાદા દૂર કરવા જતાં આલેખનની સહજતા ખોરવાઈ પણ ગઈ હોત. આધુનિક ગુજરાતી સાહિત્યમાં ૧૯૫૦ની આસપાસ પ્રતીકવાદી ધારા પ્રવેશી ચૂકી હતી. જયંત ખત્રીની આ વાર્તામાં પ્રાકૃતિક પ્રતીકોનો વિનિયોગ થયો છે અને સાથે સાથે નિત્ય નવાં નવાં રૂપ પ્રગટાવતી અને બહારના જગતને ક્ષણે ક્ષણે ભોગવવા માગતી નાયિકાને ત્રણ પુરુષો વચ્ચે ભીંસાતી બતાવી છે. ધીમે ધીમે ગુજરાતી વાર્તાકાર સામાજિક, નૈતિક રૂઢિઓની આડ તોડવા જેટલી પ્રગલ્ભતા બતાવતો થયો છે.

જયંત ખત્રીની વાર્તામાં દલિતપીડિતો માટેની અનુકંપા જ્યારે કળાત્મક રૂપ લે ત્યારે શું પરિણામ આવે તેના દૃષ્ટાંત તરીકે 'ખીચડી'નો નિર્દેશ કરી શકાય. 'કૃષ્ણજન્મ' વાર્તા પણ આ સંદર્ભમાં યાદ કરવા જેવી છે. કૃતિની સામગ્રીને અતિરંજિતતામાંથી ઉગારી લેવા માટે વાર્તાના નાયકને કેન્દ્રમાં રાખીને વાર્તા રજૂ કરવામાં આવી છે. ત્રીજા પુરુષના કેન્દ્રથી રજૂ કરવામાં આવી હોવા છતાં નાયકની આંખે આસપાસનું જગત દેખાડવામાં આવ્યું છે. કૃષ્ણજન્મનો ઉત્સવ ઊજવવા હૉટલમાંથી નોકરી છોડીને ચાલ્યો ગયેલો કિશોર જગતની ક્રૂરતાઓનો પરિચય મેળવે છે, કૃષ્ણજન્મનો ઉત્સવ નહીં પણ સાચેસાચ જન્મોત્સવ જોઈને નિર્ભ્રાંત થયેલા આ કિશોરને જીવનની રંગદર્શિતાને સ્થાને નર્યો વાસ્તવબોધ લાધે છે અને જગત વિશેનો આ બોધ તેને પોતાની વ્યક્તિતાના પરિચય સુધી લઈ જાય છે.

જો પન્નાલાલ પટેલની વાર્તાઓને આપણે એક નવા જ મુલકની ઝાંખી કરાવતી રચનાઓ તરીકે આવકારતા હોઈએ તો જયંત ખત્રીએ પણ પોતાના પુરોગામી વાર્તાકારોની જેમ સાવ જુદા જ પ્રકારના વાતાવરણ, પ્રદેશ અને માનવીઓની મોઢામોઢ લાવીને મૂકી દીધા છે. 'કિરપાણ' વાર્તામાં ભાગલા પછી આવી ચઢેલી નાયિકા પન્નાની આલેખાયેલી છબિ જુઓ અથવા 'મહંમદ' વાર્તાનો નાયક અને 'વાંસળી'નો નાયક પીરમહમ્મદ લો. ગુજરાતી વાર્તામાં આ પ્રકારના માનવીઓ પહેલી વાર આવતા લાગશે; તો બીજી

બાજુ 'સસીનો અંતકાળ'માં દુષ્કાળના જે ભીપણ ચિત્રનું આલેખન કરવામાં આવ્યું છે તે બહુ ઓછાની નજરે ચઢ્યું છે. એવી જ રીતે 'હું ,ગંગી અને અમે બધાં' વાર્તા સાવ વિલક્ષણ લાગશે. આ વાર્તા ગામમાં તેલની ફેરી કરનારાના પાત્ર દ્વારા રજૂ કરવામાં આવી છે. જો કથનકેન્દ્ર અને ભાષાભિવ્યક્તિનો સંવાદ જયંત ખત્રીએ જાળવ્યો હોત અર્થાત્ તેલની ફેરી કરનારની ભાષા ઉપર લેખકની ભાષાએ આક્રમણ ન કર્યું હોત તો પરિણામ વધારે સારું આવ્યું હોત.

ધૂમકેતુ પછી ગુજરાતી વાર્તામાં એક સાથે જુદી જુદી ધારાઓ વિકસી, આ વિવિધતાને કારણે વાર્તાસ્વરૂપ બીબાંઢાળ બન્યું નહીં. રામનારાયણ પાઠકની પ્રયોગશીલતાએ જે દિશા દેખાડી તે દિશા ઠેઠ સાંપ્રતકાળ સુધી ચાલી રહેલી જોઈ શકાશે. ભલે કોઈ એનું શ્રેય રા.વિ.પાઠકને આપે કે ન આપે. ગુજરાતી સાહિત્યવિવેચન અને ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આધુનિકતાના આગમનને છઠ્ઠા દાયકામાં ગણાવે છે પણ આ આધુનિકતાની આછીપાતળી ઝાંખી જુદી રીતે જયંતિ દલાલમાં જોવા મળશે. માત્ર ઇબ્સન, ચેખોવ જ નહિ પણ સ્ટ્રીન્ડબર્ગ જેવા સાહિત્યકારો સુધી તેમની રુચિ વિસ્તરેલી હતી. તેમનો પહેલો સંગ્રહ 'ઉત્તરા' ૧૯૪૪માં અને છેલ્લો સંગ્રહ 'યુધિષ્ઠિર' ૧૯૬૮માં પ્રગટ થયો હતો. તેમણે માત્ર વાર્તાક્ષેત્રના જ નહિ પરંતુ સાહિત્યજગતના અને સાહિત્યેતર જગતના અનેક મોરચા પણ ખેલ્યા હતા. ઉમાશંકર જોશી જયંતિ દલાલને સુરેશ જોષી સાથે નવી વાર્તાના એક 'સબળ પુરસ્કર્તા ' તરીકે સ્થાપે છે.

જયંતિ દલાલની વાર્તાઓનું એક જૂથ વાસ્તવવાદી ધારાને અનુસરે છે, દા.ત. 'ઊભી શેરીએ', 'ચૂંદડિયો', 'ઇલાજ' જેવી વાર્તાઓ. અહીં ભીખ માગીને કે એંઠ ઉઘરાવીને કે મુંબઈ જેવા શહેરમાં આજીવિકાની શોધમાં આવી ચઢેલા માનવીઓ છે, ક્યારેક મિલોના યુનિયનોને પણ આવરી લેવામાં આવ્યા છે. પરંતુ આ પ્રકારની વાર્તાઓ ઝાઝી પ્રભાવક લાગતી નથી. જયંતિ દલાલે ક્યાંક જાતઅનુભવોને લેખે લગાડ્યા હોવા છતાં કેતન મુનશી, બકુલેશની એવા વિષયવસ્તુવાળી વાર્તાઓ વધારે પ્રભાવક લાગશે. પરંતુ જયંતિ દલાલ જ્યારે માનવવ્યક્તિત્વની સંકુલતાઓમાં ઊંડા ઊતરે છે ત્યારે એ વાર્તાઓ સાવ

જુદી પડતી લાગશે. માધ્યમ પ્રત્યેની સભાનતા પણ હવે વિશેષ જોવા મળે છે. જયંતિ દલાલ ક્યારેક કાવ્યાત્મક કહી શકાય એવી ભાષા યોજે છે ત્યારે એ ભાષા ધૂમકેતુની ભાષાથી અલગ પડી જતી લાગશે. દા.ત.

'મારે મન એ અકળ્યો કોયડો જ રહ્યો હતો. સવારના પહોરમાં જ સૂરજ પોતાનું તેજ રેલાવવું શરૂ કરે અને પોતાની સો સો પાંખડીઓ બીડી દઈ સાવચેતીથી આપ-રખોપું કરતું કમળ કેમ ઉલ્લાસમાં આવીને એ સોએ સો પાંદડીને ખુલ્લી કરી આનંદ અને કલ્લોલથી ભરી દેતું હશે ? બિડાયેલું કમળ પવનને ઝૂલે ઝૂલે છે ત્યારે તો કોક કેડીને એનો સંતરી મજૂરી કરાવતો હોય એવું લાગે છે.'('મનનો માળો')

ગુજરાતી વાર્તાસાહિત્યના વિવેચનમાં અને ઇતિહાસમાં ઘટનાપ્રધાન અને ઘટનાહ્રાસ ધરાવતી વાર્તાની ચર્ચા હમેશ થતી રહી. વળી, ૧૯૫૫ સુધીની વાર્તા તો ઘટનાપ્રધાન અને એથી તે ઊતરતી આવી માન્યતા પણ જાણ્યેઅજાણ્યે ઘર કરી ગઈ હતી.એ વાત સાચી કે ધૂમકેતુ, મેઘાણી, ચુનીલાલ મડિયાની વાર્તાઓમાં સ્થૂળ ઘટનાઓનું બળ વિશેષ વરતાય છે. ઘટનાનો સંબંધ પાત્રના વ્યક્તિત્વ સાથે, પાત્રના બહિરંગ અને અંતરંગને પ્રગટ કરતી ભાષા સાથે ઝાઝો બંધાતો નથી. પરંતુ રા.વિ.પાઠક, ઉમાશંકર જોશી, સુંદરમ્, પન્નાલાલ પટેલ, જયંત ખત્રી જેવાઓની વાર્તાઓમાં ઘટનાઓની સ્થૂળતા ઓગળવા માંડે છે. આનો અર્થ એવો ઘટાવવાનો નહિ કે એમાં ઘટના જોવા મળતી જ નથી. કામ્યૂ, કાફ્કા, ફોકનર, ટૉમસ માન – કોઈ પણ વાર્તાકાર લો – એમાં ઘટનાઓ હોવાની જ. કાવ્યની રીતે વાર્તાનું વિભાવન દુનિયાની બહુ ઓછી વાર્તાઓમાં થયેલું જોવા મળશે: ઉપરોક્ત ગુજરાતી વાર્તાકારોની કૃતિઓમાં ઘટના વડે ઘટનાનો હ્રાસ થતો જોઈ શકાય છે. એ ધારાને જયંતિ દલાલ આગળ વિસ્તારે છે. 'જગમોહનને શું જોવું ?'માં ધીમે ધીમે આંખોનું તેજ ગુમાવી રહેલા જગમોહનની સંવેદનાને વધુ સક્ષમ વાચા આપવા માટે 'અંધકારના ઓળા' નામની જાપાની વાર્તાની સહોપસ્થિતિ ઉપયોગમાં લીધી. જયંતિ દલાલે પોતે જ એવા વિષયવસ્તુની સ્વરચિત વાર્તાનો ઉપયોગ કરીને આવી સહોપસ્થિતિ સાધી હોત તો પરિણામ વધુ કળાત્મક નીવડ્યું હોત. 'આભલાનો ટુકડો' જેવી વાર્તામાં ઘટના તત્ત્વ

સાવ પાંખું અને છતાં વિષયવસ્તુની સંકુલ વ્યંજનાની સાથે નાયકનાયિકાનાં ચરિત્રની રેખાઓ બહુ ઓછા શબ્દોમાં સારી રીતે ઉપસાવી શક્યા. તો અહીં ગ્રંથસ્થ નહિ પામેલી 'ઝાડ, ડાળ અને માળો'માં ગુજરાતી, ભારતીય સમાજના સંયુક્ત કુટુંબનું ચિત્રણ અસામાન્ય સૂઝસમજથી કરવામાં આવ્યું છે. આવા નમૂના બહુ ઓછી વાર્તાઓએ પૂરા પાડ્યા છે. વાર્તાને વિકસાવતી ઘટનાઓ, એ ઘટનાઓ સાથે સંકળાયેલાં પાત્રો, એમનાં હૃદય અને એ બધાંને વાચા આપતી ભાષા – આ બધાં વાર્તાને ઊંચા સ્તરે લઈ જાય છે. નૃસિંહપ્રસાદનું ગંભીર વ્યક્તિત્વ પ્રગટાવવામાં સર્જકે જેટલું ધ્યાન આપ્યું તેટલું જ ધ્યાન બહુ ઓછું બોલતાં શાંતદા, વિલાસ જેવાનાં વ્યક્તિત્વ પ્રગટાવવામાં આપ્યું છે અને શાંતદા છેલ્લે જે વિદ્રોહ કરે છે તે માત્ર સાદો વિદ્રોહ બની રહેવાને બદલે નૃસિંહપ્રસાદની જ નહિ પરંતુ સમગ્ર પુરુષજાતિની આણને તોડે છે, એ પ્રસંગે એના મોઢામાં મૂકવામાં આવેલી પંક્તિઓ નૃસિંહપ્રસાદને કંપાવી દે છે, કદાચ બધા પુરુષોને ચોંકાવી મૂકે છે.

બીજી બાજુએ.'મૂકમ્ કરોતિ'માં મધ્યકાલીન પદ્યવાર્તાના માળખાનો કરવામાં આવેલો ઉપયોગ, 'દૂરબીન'માં માનવસહજ નિર્બળતાઓની વચ્ચે જીવતાં પડોશીઓનાં ચિત્રણ, 'આ ઘેર પેલે ઘેર'માં પુરુષપ્રધાન સમાજની ધૂંસરીમાંથી નાસી છૂટવા માટે સવિતા માત્ર થોડા કલાકો માટે જે સંઘર્ષ અનુભવે છે તે નોંધપાત્ર છે. પોતાને ત્યજીને જતા રહેલા પતિ સાથે નહીં પણ પોતાની જાત સાથેના સવિતાના સંઘર્ષનું નિરૂપણ બદલાતા જતા કથનકેન્દ્ર વડે કરીને જયંતિ દલાલે પાત્રના આંતરસંઘર્ષને વાચા આપી છે અને એ વાચા આપવામાં ભાષાનો સમર્થ ઉપયોગ કરી બતાવ્યો છે. તેમણે નારીચેતનાને જે રીતે આલેખી છે એ સમયની દૃષ્ટિએ બહુ મોટી ક્રાંતિકારી ઘટના કહેવાય અને પુરુષ સર્જક નારીહૃદયની સંવેદના આલેખી જ ન શકે એવી અત્યારે કેટલાક દ્વારા રજૂ થતી પોકળ દલીલનો જાણે કે ઉત્તર આપે છે ! વળી અહીં ગ્રંથસ્થ કરેલી 'ટપુભાઈ રાતડિયા' વાર્તા મધુ રાયની હરિયા જૂથની વાર્તાઓની પૂર્વભૂમિકા જાણે રચતી હોય એમ લાગશે.

જયંતિ દલાલ સુધીની ગુજરાતી વાર્તાની આ યાત્રામાંથી પસાર થઈએ છીએ ત્યારે એનું કેવા પ્રકારનું ચિત્ર ઊભું થાય છે એનો આછોપાતળો ચિતાર

આ રીતે મળી રહે છે. કેટલીક લાક્ષણિકતાઓ તરત જ આંખે ઊડીને વળગશે. ગુજરાતી વાર્તા બદલાઈ છે, ટૂંકી વાર્તાનું સ્વરૂપ પોતે બદલાયું છે. વાર્તા કિસ્સા કે ટુચકાના વિસ્તાર તરીકે શરૂઆતના ગાળામાં આવી હતી તે બહુ જલદીથી એ મર્યાદાઓમાંથી મુક્ત થાય છે. આરંભે રચનારીતિ ઉપર આપણું ધ્યાન ગયું ન હતું તે મર્યાદા પણ તરત દૂર થાય છે અને વાર્તાકાર એ પ્રત્યે સભાન બનતો થાય છે. ઘટનાનો સંબંધ ધીમે ધીમે ટૂંકી વાર્તાનાં ઘટકો સાથે બંધાવા માંડે છે. ગુજરાતી કવિતાની જેમ જ વાર્તાક્ષેત્રે જે જે સર્જકો આવ્યા તે બધા ગણ્યાગાંઠ્યા અપવાદોને બાદ કરતાં ટૂંકી વાર્તાનું વિવેચન કરતા રહેલા. રૂઢ અર્થમાં કદાચ બકુલેશ જેવા કે જયંત ખત્રી જેવાએ વિવેચન નથી કર્યું પરંતુ જયંત ખત્રીની વાર્તા ઉપર બકુલેશના નિબંધમાં અને જયંત ખત્રીના પત્રોમાં આ સ્વરૂપ વિશેની સભાનતા ખાસ્સી જોવા મળે છે. પણ મોટે ભાગે તો આ પ્રકારની સભાનતા કૃતિઓ દ્વારા વિશેષ માત્રામાં પ્રગટે છે.

ગુજરાતી વાર્તાના આરંભકાળથી માંડીને ઈ.સ.૧૯૫૦-૫૫ સુધીની ટૂંકી વાર્તાના આ ફલક પર કેટલીક ધારાઓ વિકસતી જોઈ શકાય છે. આ જુદી જુદી ધારાના બધા જ સર્જકોએ એકમેકથી સાવ જુદા પડીને સર્જન કરવાનું વાજબી માન્યું નથી. એને પરિણામે ચાલી આવતી પરંપરા દૃઢ બને છે. એમાં નવા નવા આવિષ્કારો ઉમેરાતા જાય છે. પ્રાચીન કાળથી ચાલી આવેલી કથનપરંપરાની બળવત્તાનો સહેજ પણ અસ્વીકાર કરવામાં આવ્યો નથી. વાર્તાલેખન સાથે સંકળાયેલી મુખ્ય વિભાવનાઓને ફગાવી દેવાનો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થયો નથી. એવી જ રીતે અહીં ટૂંકી વાર્તાના સ્વરૂપમાં બીજા અન્ય પ્રકારોનો સમન્વય કરીને કશુંક નવું ઉપજાવવામાં આવ્યું નથી. વાર્તાલેખનમાં આમૂલ પરિવર્તન આવી જાય એવા કોઈ પ્રયોગો અહીં જોવા નહીં મળે તેમ છતાં આ સર્જકોએ ટૂંકી વાર્તાના સ્વરૂપને સમૃદ્ધ કર્યું છે. વળી આ વાર્તાઓમાંથી પસાર થનારને સાથે સાથે પ્રતીતિ થશે કે આ સર્જકોએ માત્ર ટૂંકી વાર્તાના સ્વરૂપનો કે ટૂંકી વાર્તાના માધ્યમનો જ વિચાર કર્યો નથી, માનવ અને તેની આસપાસના જગત વચ્ચે જે સંવાદ, જે સંઘર્ષ ચાલે છે એને પણ તેઓ આલેખતા રહ્યા છે. આ વાર્તાઓ અન્ય ભાષાસમાજ સમક્ષ બહુ ગર્વપૂર્વક ધરી શકીએ એ બરની છે એનો આનંદ કંઈ જેવો તેવો નથી.

## ગોમતિદાદાનું ગૌરવ

વીસમી સદીના આરમ્ભમાં કનૈયાલાલ મુનશી, ધનસુખલાલ મહેતા ને મલયાનિલ – આ ત્રણેયની કૃતિઓ રેખાચિત્ર, દૃષ્ટાન્તકથા, લોકકથા ને અનુવાદરૂપાન્તરના કોચલામાંથી બહાર આવી ને ટૂંકી વાર્તા ગુજરાતી સાહિત્યમાં સ્વતન્ત્ર સ્વરૂપ તરીકે પ્રતિષ્ઠા પામી.

'ગોમતિદાદાનું ગૌરવ'ની રચના ૧૯૧૨ પહેલાં થઈ છે. એમાં પાત્ર, ઘટના, ભાષા વગેરે ઘટકોનું સંયોજન ટૂંકી વાર્તાની આગવી રીતે થયું છે. એથી એને જ ગુજરાતી ભાષાની પહેલી ટૂંકી વાર્તા ગણવી એ જ યોગ્ય લેખાય.

આ કૃતિમાં કનૈયાલાલ મુનશી રચનાની યુક્તિ તરીકે વ્યંગનો વિનિયોગ કરે છે અને અત્યુક્તિ ને વક્રોક્તિ, શ્લેષ ને વ્યાજસ્તુતિ વગેરેની મદદથી અસરકારક રીતે એને પાર પાડે છે. કુલાભિમાન પરના કટાક્ષમાં પ્રહસનની હળવાશ આવી છે. મૂર્તિભંગ કઠોર આઘાત ને કારમી વેદનાનું કારણ બનતો નથી પરંતુ સત્યની શોધ, વ્યક્તિની આગવી સંજ્ઞા વગેરે મૂલ્યોના મહિમાનું કારણ બને છે.

સુમતિ 'અંગ્રેજી કેળવણીની અશુદ્ધતાથી' બગડે છે ને કહે છે કે 'બાપદાદાની મોટાઈ વખાણી જીવવું એ તો પોતાની હીનતા કબૂલ કરવા જેવું છે.' 'ગોમતિ દાદા કોણ હતા' એ જાણવાની એને ઉત્કંઠા થાય છે. અન્તે એ 'ગંગાની માફક' સહુને શુદ્ધ કરે છે, કચરો નાખે એવા ભારમાંથી – ચટ્ટીના પગમાંથી મુક્ત કરે છે. કુલકલંક બનવાને બદલે કુલતારક બને છે, પોતાનું નામ સાર્થક કરે છે.

ગૌરવ પૂર્વજની ઓસરીમાં નથી, એમાં તો અંધારું છે, ભેજ છે, ગૌરવ વસ્ત્રાલંકારની પેટીમાં નથી; એમાં તો જૂઠ કારકિર્દીના જૂઠ અવશેષ છે. ગૌરવ તો છે વ્યક્તિની પોતાની સિદ્ધિમાં. 'વિસર્જન' શબ્દમાં બે અર્થ રહ્યા છે – વિસર્જન એટલે અસ્મીભૂત અવશેષનો નાશ ને વિસર્જન એટલે

પોતાના ગૌરવનો જન્મ. ગૌમતિદાદાનું ગૌરવ સુમતિમાં છે. પૂજાની ઓરડી ને વસ્ત્રાલંકારની પેટી તો અર્થહીન શબ્દ જેવી છે, વ્યંજનાહીન પ્રતીક જેવી છે.

વ્યંગની આવી પરિણામગામી ગતિમાં 'ગૌમતિદાદાનું ગૌરવ'ની ચિરન્તન તાજગી ને ચિરન્તન આસ્વાદ્યતાનું રહસ્ય જળવાયું છે.

*બા*

કનૈયાલાલ મુનશી, ધનસુખલાલ મહેતા ને મલયાનિલ – આ ત્રણેયે લગભગ એક જ અરસામાં ટૂંકી વાર્તા લખવાનું શરૂ કર્યું. પણ 'બા' વાર્તા તો ઠીક ઠીક પાછળથી લખાઈ. ધનસુખલાલ મહેતાએ કહ્યું છે કે એ અરસામાં વાર્તાકારને અમેરિકી સામયિક 'હાર્પર'માંથી ક્યારેક ક્યારેક કથાવસ્તુ મળી આવતું.

ગુજરાતી ટૂંકી વાર્તામાં કરુણનો સ્પર્શ પહેલી વાર 'બા'માં વરતાય છે. બાને પોતાના ત્રણેય દીકરા માટે એકસરખો સ્નેહ છે; એક પછી એક આઘાત લાગવા છતાં એમાં જરાય ઓટ આવતી નથી. પણ એને એકલા પડી જવાનો ખૂબ ભય લાગે છે; ક્યારેક એ સ્વમાન જાળવી શકતી નથી ને ક્યારેક ખુશામદમાં સરી પડે છે. તેમ છતાં એનું વાત્સલ્ય નિષ્ફળ નીવડે છે ત્યારે આપણે ક્ષુબ્ધ થઈ જઈએ છીએ.

અન્ત ઉઘાડો ન પડી જાય, પૂર્વનિર્ણીત ન લાગે એની તકેદારી ધનસુખલાલ મહેતા રાખે છે, વર્તમાનની જોડાજોડ ભૂતકાળને ગોઠવે છે, વિનાયકનાં લગ્ન પછી તરત ધીરજલાલ ને રમણલાલનાં લગ્નની વાત કરે છે. એમને કદાચ ફ્લેશબેકની યુક્તિની એ વખતે જાણ નહીં હોય. છતાં એ આવી યોજના કરે છે ત્યારે ફ્લેશબેક જેવી જ યુક્તિ ખપમાં લે છે. પરંતુ એમને ધારી સફળતા મળતી નથી.

સાસુવહુના સમ્બન્ધની સમસ્યાએ એમના ચિત્તને એવું તો ઘેરી લીધું છે કે લેખકની રૂએ એમણે જે મધ્યસ્થી કરી છે એમાં એ એકદમ છતું થઈ જાય છે ને એથી પાત્રનિરૂપણની સમતુલા જોખમાય છે. એમણે બાને નામ નથી

આપ્યું તો પણ એ વ્યક્તિવિશેષ બને છે, જીવંત બને છે; વહુદીકરાંને નામ આપ્યાં છે તો પણ એ સહુ વર્ગપ્રતિનિધિ બને છે, કઠપૂતળાં બને છે. બા સાસુ નહીં, માતા બને છે, વહુ વહુ જ રહે છે ને દીકરા કહ્યાગરા કંથ. એક પળે વિનાયક બાના સ્નેહને દાદ આપશે એવી આશા જાગે છે પણ બીજી જ પળે વહુના પક્ષમાં ભળી જાય છે. લેખકના કઠપૂતળા જેવા વહુદીકરાનું વર્તન પૂર્વનિર્ણીત લાગવાથી અન્ત પણ પૂર્વનિર્ણીત લાગે છે ને બાની કરુણતાની ચોટ મોળી પડે છે. લગભગ વાચ્યાર્થમાં જ અટવાતી ભાષાનો પણ આમાં નાનોસૂનો ફાળો નથી.

## ગોવાલણી

કથનકેન્દ્ર ને પાત્રનિરૂપણ – ગોવાલણીનાં આ બે પાસાં તરત ધ્યાન ખેંચે છે. ભૂતકાળ ને વર્તમાનકાળ, શહેર ને ગામ, કેળવણી ને હૈયાઉકલત પરસ્પરવિરોધી હોય એમ સામસામે ગોઠવાય છે પરંતુ એમનો પરસ્પરવિરોધ પ્રતીતિકર નીવડે એવો સંઘર્ષ એમાં નિરૂપાતો નથી.

મલયાનિલે પ્રથમ પુરુષનું કથનકેન્દ્ર યોજ્યું છે. મુખ્ય પાત્ર ચન્દન પોતાના અનુભવની વાત કરે છે, ઘટના બની ત્યારે એ મોહવશ હતો, ઘટનાનું વર્ણન કરે છે ત્યારે મોહમુક્ત છે. મોહમુક્ત થયા પછી પણ દલી પ્રત્યેના એના ભાવમાં ફેર પડતો નથી, ઊલટો એ વધુ ઉત્કટ બને છે. દલી એને જાદુગરણી લાગે છે.

દલીની નૈસર્ગિકતા ને હૈયાઉકલત, ચતુરાઈ ને સંસ્કારિતાની એ એકસરખી મુગ્ધ પ્રશંસા કરે છે ને પોતાની એકસરખી નિન્દા કરે છે, પોતાના વર્તનને એ ઘેલછા, ભ્રષ્ટતા, બેશુદ્ધિ ને બેવકૂફી તરીકે મૂલવે છે. દલીની પ્રશંસા ને પોતાની નિન્દા – આ બંનેનો એકમાત્ર આધાર છે એનો પોતાનો અભિપ્રાય. દલીની પ્રશંસા દલી પોતે ન કરે પરંતુ બીજું કોઈક કરે ત્યારે એ વિશ્વસનીય લાગવાનો સભંવ ખરો. પરંતુ એ બીજું કોઈક ચન્દન છે એમ જાણવા મળે ત્યારે વિશ્વસનીય ન લાગે – કારણ કે ચન્દન અભિનિવેશથી, પક્ષપાતથી પર હોય એવી પ્રતીતિ થતી નથી.

ચન્દનની ભાષાની આલંકારિકતાના મૂળમાં પણ એનો અભિનિવેશ,

રૂપ જાણે આપણી સામે જ મૂર્ત થતું હોય એમ આપણે તત્કાળ હળવાશ અનુભવીએ છીએ.

મિયાણીના ભાગ્યમાં જે પરિવર્તન આવે છે એ વાણિયાના ભાગ્યમાં પણ પરિવર્તન આણે છે. એની માલમતા ને જિંદગી ભયમાંથી ઊગરી જાય છે. આથીયે મહત્ત્વનું બીજું એક પરિવર્તન એનામાં આવે છે. મિયાણા કોમ વિશેના પૂર્વગ્રહમાંથી તો એ મુક્ત થાય જ છે, એનું નિષ્ક્રિય ને બધિર સંવેદનતન્ત્ર સક્રિય બને છે. માદીકરાનાં વેગભર્યાં પગલાંમાં એ 'આખી આલમ સામે લડી કાઢવાનું બળ' જોઈ શકે છે – અમૂર્તને મૂર્ત રૂપે પામી શકે છે.

રાત્રિ અન્ધકારમાંથી ચાંદનીમાં ગતિ કરે છે, ઘુવડનું ઘૂઘૂ ભયમાંથી વિસ્મયમાં ગતિ કરે છે એમાં વાણિયા ને મિયાણી – એ બંનેનાં પરિવર્તનનું સુરેખ પ્રતિરૂપ ધૂમકેતુ 'સ્ત્રીહૃદય'માં રચે છે. ઘટનાના આલેખનમાં વિધાન પર નહીં પરંતુ વ્યંજના પર પૂરેપૂરા નિર્ભર રહીને ધૂમકેતુ એક નખશિખ સુંદર કૃતિ સરજે છે.

## *મારી ચંપાનો વર*

આ વાર્તામાં ઉમાશંકર જોશીએ એક વિલક્ષણ પાત્ર સર્જ્યું છે – લક્ષ્મી. એના મનની ગતિ અકળ છે, વિરલ છે. મનોવિજ્ઞાનને પણ મુગ્ધ કરે એવું કોઈક તત્ત્વ એમાં રહ્યું છે.

લક્ષ્મીનું રૂપ સહુ કોઈનું આકર્ષણ કરે છે. એનો પતિ મૃત્યુ પામે છે ત્યારે રામી કહે છે : 'તારો ધણી તો ફૂટ્યા કપાળનો હશે તે કાળનો કોળિયો થઈ ગયો. તું તો નથી...' એને અટકાવીને લક્ષ્મી કહે છે :'હું લક્ષ્મી નથી, ચંપાની બા છું.' ચંપાનાં લગ્ન થાય છે ત્યાં સુધી જ નહીં, પોતે મૃત્યુ પામે છે ત્યાં સુધી સહુની દૃષ્ટિએ એ ચંપાની બા, બેનમૂન બા જ રહે છે.

પોતાની સખી ગૌરીના મૃત્યુ પછી એ ચંપાને સમજાવી પટાવી એનાં લગ્ન પૂનમલાલ સાથે કરે છે. ગૌરીની સતત વાત કરીને, અનેક કામનાં કારણ બતાવીને એ પૂનમલાલને પોતાની પાસે ને પાસે રાખે છે, ભૂતકાળની એક બીનાની વાત કરીને એને વશ પણ કરી લે છે. આ બીનાની સચ્ચાઈની

પૂનમલાલને પડી નથી. લક્ષ્મી ને પૂનમલાલ એ સાચી માનવાનો દમ્ભ જ કરતાં હોય છે. સાચું તો છે બંનેનું અરસપરસનું આકર્ષણ. પૂનમલાલની માંદગીમાં લક્ષ્મી ચંપાને એની સારવાર પણ કરવા દેતી નથી. એથી ચંપા મનોમન એને શાપ આપે છે.

લક્ષ્મીના દેખાડવાના જુદા છે, ચાવવાના જુદા છે. આમ એ ચંપાની બા છે પણ સાચેસાચ તો ચંપા એની બા છે. જાણે ચંપાનાં લગ્ન નથી થયાં. એનાં લગ્ન થયાં છે. ચંપાની આડશે લક્ષ્મીનું નવું રૂપ, નવો અવતાર પ્રગટ થાય છે. 'કૂબડી' પાછી રૂપરૂપનો અંબાર બને છે. ચંપાનો વર એ સાચેસાચ તો 'લક્ષ્મીનો વર' જ છે. એનું મૃત્યુ થાય છે ત્યારે 'લક્ષ્મી બીજી વાર રાંડી' એમ કથક તો કહે છે.

માઝા જાળવીને લક્ષ્મી સમાજને શાન્ત રાખે છે ને ચંપાનો વર ચોરી લે છે. ચંપાને ચૂસી લે છે. લક્ષ્મીના વર્તનનું પૃથક્કરણ જે રીતે ઉમાશંકર જોશી કરે છે એમાં માનસશાસ્ત્રને જરૂર રસ પડે એવું છે. યુંગે કહ્યું જ છે કે માનસશાસ્ત્રને પરિચિત એવા સત્યની જાણ માટે હું કલાકૃતિ પાસે જતો નથી પરંતુ અપરિચિત એવા સત્યની શોધ માટે જાઉં છું.

'મારી ચંપાનો વર' માં ઉત્સુકતા જગાડે એવું કાંઈક છે. લક્ષ્મી ચતુર છે કે કુટિલ ? કુશળ છે કે ક્રૂર ? આ સવાલના જવાબમાં એ કાંઈકના સગડ મળે એમ છે. લક્ષ્મી તો ચંપાને ભોગે પોતાનું સુખ શોધે છે. ચંપાને એ સમજાય છે ત્યારે એ દુ:ખથી સમસમી ઊઠે છે; 'બાનું વેર લેવા જાણે બમણા વહાલથી દીકરીને ઉછેરતી' રહે છે. લક્ષ્મી માત્ર ચંપાને જન્મ નથી આપતી, વેરની પરમ્પરાને પણ જન્મ આપે છે.

પૂનમલાલનો સ્પર્શ લક્ષ્મીના આખા શરીરના અણુઅણુ સાંભળે છે એમ કહ્યા પછી કથક એના વર્તનને સમજાવે છે ને સમાજની ટીકા કરે છે. કોઈને એવું લાગે કે લક્ષ્મીની આસપાસ વણાતી કથામાં એની પ્રશંસા થાય છે. સર્વજ્ઞના કથનકેન્દ્રથી ઉમાશંકર જોશી પણ એમાં સંડોવાય છે, આ શાની પ્રશંસા થાય છે ? ચંપાના મનમાં વેર જાગે છે એ હકીકત શું સૂચવે છે ?

પ્રતિબિમ્બ જોતાં જોતાં' એનું હ્રદય બેચાર ધબકાર ચૂકી જાય છે. આ બધું રોજના ઢસરડામાં ઘસડાઈ જાય છે. એ ખીચડી જેવી હતી, હવે ખીચડી જ બની જાય છે – શંકર શેઠનો 'પલંગ એક મોટું હાંડલું ને પોતે મહીં ખીચડી' બની જાય છે. એક કોડભરી, ખુમારીભરી મુગ્ધા રહેંસાઈ જાય છે. એની 'એક ને અજોડ રાત' મૃત્યુ પામે છે. એના હાસ્યની સરળતા ને લજ્જા રહેંસાઈ જાય છે, કુનેહ ને નફફટાઈમાં ફેરવાય છે. ખીચડી સાથેની એની એકરૂપતા, દેહવિક્રયની પ્રવૃત્તિ – આ તમામ કરુણતાનાં મૂળ લડાઈ, મોંઘવારી ને શોષણ જ છે એ કૃતિને અન્તે પણ ભારપૂર્વક કહેવાય છે.

પરંતુ આ પ્રતિબદ્ધતાનાં બન્ધન તોડીને જયંત ખત્રીની પાયાની સૂઝ ધરાર પ્રગટ થાય છે. મીઠી ઝણઝણાટી, મધુરતાનું કર્ષણ, સ્પર્શનો રોમાંચ, સુંદર ને યુવાન હોવાનું આહ્‌લાદજનક ભાન, સ્ત્રીત્વનો પ્રથમ મુગ્ધ આવિર્ભાવ – આ આલેખ્યા વિના એ રહી શકતા નથી ત્યારે આપણને લાભ થાય છે. પ્રતિબદ્ધતાની જાણે ઐસી કી તૈસી. નર્યા પ્રતિબદ્ધ વાર્તાકારને લખડીની એક ને અજોડ રાત, સ્ત્રી ને ખીચડી હોવાનો શબલિત ભાવ, ઉપમાથી અપહ્નુતિ સુધીની ગતિ આ બધાંનું આલેખન કરવાનું જરૂરી લાગે ખરું ? શંકર શેઠ લખડીની લાચારીનો ગેરલાભ લે છે એટલું બતાવવાથી નભી જાય. એમની પ્રતિબદ્ધતા ફરી પાછું માથું ઊંચકે છેઃ 'એ દિવસ પણ વીતી ગયો.' આ શબ્દોથી અન્ત લાવવાને બદલે એ કૃતિને નવી લખડીની દિનચર્યા, વિઠ્ઠલની ધરપકડ સુધી નાહક લંભાવે છે. ને બધું જ, બધું જ લડાઈ ને મોંઘવારીનું પરિણામ છે એવા આગ્રહનું પુનરુચ્ચારણ કરે છે ત્યારે ફરિયાદ કરવાનું મન થાય છે. પ્રતિબદ્ધતાનો આવો તારસ્વર નિર્વિઘ્ન સંવિત્તિ થવા દે ખરો ?

'દેશપરદેશની લડાઈના પડછાયા પથરાઈ ગયા હતા. મોંઘવારી, ભયંકર મોંઘવારી, અછત, બેકારી, ગરીબી, દાદાગીરી, ભૂખમરો, લોહીનો વેપાર, ચોરી, લૂંટ, નફાખોરી...' જેવાં વિધાન, મિલિટરી બેન્ડ જેવી વિગત, 'વિચારોના લશ્કરી ઘેરા' જેવું કલ્પન – આવી રીતે 'ખીચડી'માં જયંત ખત્રીની પ્રતિબદ્ધતાનો તારસ્વર સંભળાય છે. અન્તે પણ 'આ લડાઈનો ક્યારે આરો આવશે ?' એવા સવાલમાં એનું પુનરુચ્ચારણ થાય છે.

મોંઘવારી, અછત શોષણમાં પરિણમે છે. લખડીનું પણ શોષણ થાય છે. સ્વજનોનું જતન કરવાનું એ હોંશથી, હળવાશથી માથે લે છે. એ ખીચડી કમાય છે, ખીચડી રાંધે છે ને ખીચડી પીરસે છે – 'લખડી પોતેય ખીચડી જેવી છે, નહિ બા?' એ હસે છે ત્યારે મજૂરી કરતું જગત હસે છે. એ હાસ્યની કરુણતા એ હજી સુધી ઓળખી શકતી નથી. એ પળ પણ આવે છે. મોંઘવારીની ભીંસ એને પણ દાઢમાં લે છે.ખીચડી રળવાનું અશક્ય બને છે ત્યારે એના પિતા જ એને કહે છે : 'ખીચડી કમાવી એ રમત વાત છે – બહુ જ સહેલું છે, સમજી ?' આમ સર્વવ્યાપી શોષણનો એ પણ ભોગ બને છે. શંકર શેઠ એના સ્ત્રીત્વનું શોષણ કરે છે. મોંઘવારી ને અછતના માર્યાં માતાપિતા જડ બને છે, ભાઈ પણ કદાચ બેકારીને લીધે જ વંઠી જાય છે. આ ત્રણેય એના સ્નેહનું શોષણ કરે છે – 'આજે આ કૂકડીએ સોનાનું ઈંડું મૂક્યું કે શું '

શોષણ માનવીના વ્યક્તિત્વને છિન્નભિન્ન કરી નાખે છે, રહેંસી નાખે છે. માતાપિતા સ્નેહને વશ નહીં, ભૂખને વશ વર્તે છે. વિઠ્ઠલ વિશ્વાસભંગ કરે છે ને સિગારેટદારૂમાં પૈસા ઉડાવી દે છે – સિગારેટના ધુમાડાએ આકાશને છાઈ દીધું. પાનની પિચકારીના લાલ રંગભર્યા સન્ધ્યાના રુદન ગાતા મોઢામાંથી દારૂની બદબૂ જગતના સુકુમાર ફૂલડાંને શરમાવી રહી.' લખડી લખડી રહેતી નથી. એ નિર્દોષ છે, પ્રકૃતિની સાથે એકરૂપતા અનુભવે એટલી જીવંત છે – 'કોઈ ઝૂલતી ડાળે હિલ્લોળતું પારેવડું, કોઈ ઊઘડતા પ્રભાતનું એક કૂમળું કિરણ એની આંખ એક પલકારાની ફુરસદ લઈ જોઈ લેતાં ચૂકતી' નથી. એનામાં અનાઘ્રાત પુષ્પની ઉન્મત્ત મસ્તી છે 'અરીસામાં પોતાનું

# સમાચાર

- આરએસએસની બાબતે કેન્દ્ર સરકાર ગુજરાત રાજ્ય સરકારને સમજાવે એવી વિનંતી ભાજપના સાથી પક્ષોએ કરી છે.
- ગુજરાત રાજ્યના ભ્રષ્ટ અધિકારી એલ. મુકુન્દનને લાંચરુશ્વતમાંથી બચાવવાને માટે રાજ્ય સરકાર ભારે પ્રયત્નો કરે છે એવો આક્ષેપ અમરસિંહ ચૌધરીએ કર્યો છે.
- ગુજરાત વિધાનસભામાં એવી માંગણી કરવામાં આવી છે કે વેચાણવેરાનો ૧૦ ટકા સરચાર્જ પાછો ખેંચો.
- એવું જાણવા મળ્યું છે કે વધુ પડતા અત્તારનો ઉપયોગ કરવાથી દમનો રોગ લાગુ પડે છે.
- આંધ્ર પ્રદેશના મુખ્યમંત્રીએ લાલુપ્રસાદ યાદવની તરફેણ કરી છે.
- બિહારના સંદર્ભે લોકસભામાં કાર્યવાહી સ્થગિત કરવામાં આવી છે.
- ગુજરાત રાજ્યમાં એક વર્ષમાં ૫૦૦૦થી વધુ સ્ત્રીઓનાં અપમૃત્યુ થયાં છે.



**જીવન માગી લીધું / આસિમ રાંદેરી**

ગીત મેં જે રચ્યાં'તાં જીવનમાં,
ને કર્યું'તું મેં એમાં તુજ વર્ણન,
વર્ણનોમાં ગૂંથ્યાં'તાં તુજ સ્વપ્નો,
સાર એ સ્વપ્નનો મેળવવાને,
કેટલી મંઝિલો વટાવી મેં,
કેટલા મારગો યે કાપ્યા મેં,
કેટલી યે નદીઓ પાર કરી.

કિન્તુ તે દિન હજી છે યાદ મને,
શાંત, શીતળ હતી એ સાંજ છતાં,
મારા હૈયે શી આગ પ્રગટાવી !
એક ચિઠ્ઠી લખી'તી મારા પર :
'મારા પત્રો મને પરત કરજો.'

ત્રીસ પત્રોની એક એ દુનિયા,
એવી દુનિયા કે જેમાં રહેનારા,
ખોઈ નાખે હૃદય અને મનને,
જિંદગીને યે ઠોકરે મારે !

ત્રીસ પત્રોમાં, – તારા સોગંદો,
વાયદાઓ અને વળી વચનો.
મારા હૈયે થઈ ગયા અંકિત
કાગળોના એ નિર્જીવ ટુકડાને
પાસ રાખીને હું શું મેળવતે ?

જિંદગી તુજને આપી શકતા'તા,
જિંદગી મુજને આપી શકતા'તા,
ત્રીસ પત્રોના જીવહીન ટુકડા,
પત્ર પાછા એ મેળવીને તો,
મારું જીવન તેં માગી લીધું છે !

## પ્ર-પંચતંત્ર / પ્રાણજીવન મહેતા

કાણી કીડી વેરાન પટમાં એકલી અટૂલી
આગળ જઈ રહી હતી.
માથે આભ ને નીચે રણરેતકણકણ.
વેરાનમાં કણ ક્યાં શોધવા ?
વિચારતી કીડી સરકી રહી.

વાટમાં બાડો કાનખજૂરો કીડી આડે અથડાયો.
કાનખજૂરાને થયું એકાદ પગ ખોડંગાયો કે શું ?
એને જાણ ના થઈ શું ખોડંગાયું કે શું અફડાયું એની.
પણ કાણી કીડી એક આંખે બાડા કાનખજૂરાને પારખી ગઈ.
ધીમે ધપતા કાનખજૂરા પીઠે કીડી જઈ બેઠી નિરાંતે.
હાશ, ઘણા વખતે ગાડું મળ્યું.
સરકી સરકી ટાંટિયાં ટેં ને ફેંફસા ફેં થઈ જાય છે.
કીડી મનોમન ઓચરી.
મનોચ્ચાર બાડા કાનખજૂરા કાને ખખડ્યા.
થંભી વિચારું. થયું, મરને કીડી પલાંઠ વાળી પીઠે બેઠી.

એવામાં કાનખજૂરા પીઠે ચળ ઉપડી.
હાથપગ આમતેમ ફેરવ્યા પણ પીઠે કેમેય પૂગે નહીં.

અંતે થાકીને કીડીને કહ્યું.
અલી કીડી, તું મર મારી પીઠે બેઠી.
પીઠે ખંજવાળ ઉપડી છે ક્યારની.
તારા પગે જરા પીઠ પંપાળને મારી વા'લી, ભલી.
કીડી તો મનોમન ખિજવાઈ.
માંડ પગવાળી પલાંઠ મારી બેઠી ઘડીક
ત્યાં પીઠ પંપાળવાનું કે'ણ આવ્યું.
કીડીએ ઉત્તર વાળતાં કહ્યું.
એલા કાનખજૂરા, તારી પીઠ તે શું વળી ક્યાં
પાડાની પીઠ છે, હમણે ખંજવાળું તને.
પીઠેથી ખંજવાળ ખંખેરી મેલું ઘડીકમાં.
પણ ભલા ભા, મારા હાથે પગે લકવા જેવું થીયું લાગે.
હાથપગ ન હાલે ન ચાલે.
એટલે તો ભલા તારી પીઠે આવી ખોડાઈ.
હું તને ભૂલેચૂકે ખંજવાળીશને તો તારી ખંજવાળ
લકવા હાથે બમણી થાશે.
કીડી મોકાણ કાનખજૂરાને ન તો સંભળાઈ બરોબર
કે ના તો સમજાઈ બારોબાર.
એ તો ખંજવાળ - વિચારમાં આગળ ધપી રહ્યો.
ત્યાં કીડીને કરામત કરવાને સૂઝ્યું.
અલ્યા કાનખજૂરા, ચાલ પણે, હાથી-થાને હાથી ઊભો કાન ઉલાળતો.
આપણે એના કાનનું કોતરકામ જોઈ-જાણી આવીએ.
મેં જીવતરમાં હાથીકાન જોયા નથી એટલે થોડું કુતૂહલ થાય.
તેં કદી હાથીકાન હુલામણથી ખંજવાળ મટતી સાંભળી છે ?
કાનખજૂરો સરકતાં સરકતાં બોલ્યો.
અલી કીડી, હાથીકાનમાં શું જોવાજોણું દટાયું છે ?
ત્યાં થોડા ખજૂરાના મૂરતિ-મંડપ ખડકાયા છે, શું ?
હાથી ને તે વળી કાન જેવા કાન, મારું માન.

કીડી કાનખજૂરાકથન સૂણી કથી : ના, તું સમજ્યો નહીં મારી હિત-વાત.
હાથીકાનમાં દાખલ થઈ તું ત્યાં ઘડીક થોભજે.
સૂંઢ હલાવતો કાન ઝૂલાવતો હાથી ફેરફૂંદરડી ફરશે ઘડી વાર.
તું પણ ભેળો ઝૂલીશ પળવાર.
તારી પીઠપરની ખંજવાળ આમતેમ હાથીકાને કંગોળાવાથી
આપોઆપ મટી રહેશે મફતમાં.
હું એકાદબે ચટકાં ભરીશ તો હાથીકાન આપોઆપ ઝૂલશે ઝૂલણઝોળી જેમ.
એટલામાં હું પણ હાથીકાનને નિરખી લઈશ નિરાંતે.
આવો મોકો મને ને વળી તને પણ ક્યારે મળે ?

કાનખજૂરો પોતાપીઠચળ ભાંગવા
મનોમન પીઠ સલામતીની પ્રાર્થના કરતો
કીડીને પીઠે ખડકી
એની સલાહને ગણ-ગણી
હાથી-થાન મેર આગળ વધ્યો.

## નિઃસંગ / રતિલાલ 'અનિલ'

એમ તો આ તરફની ભીંતને અઢેલીને સાવ એકલો બેઠો હતો. આંખ અનાયાસ સાવ કુદરતી રીતે સામેની ભીંત સામે હતી. કોઈ વિચાર નહીં, તેમ વિચાર-શૂન્ય પણ નહીં, એવામાં પવનનો હેલારો આવ્યો અને સામેની ભીંત પર વૃક્ષનો પડછાયો ડોલવા લાગ્યો. મને લાગ્યું કે પેલી ભીંત નિઃસંગ નથી અને હું પણ નિઃસંગ નથી. આમ તો ઓરડામાં કેટલી બધી ચીજો પડેલી હતી અને પડેલી છે તોયે જાણે એકલો હતો. પણ એકલા શબ્દ સાથે આધુનિક કવિઓએ એટલું બધું જોડી દીધું છે કે તેવા કોઈ ભાવવિહીન હોવાથી હું એકલો નહોતો. ચીજો કે અસબાબ વચ્ચે માણસ એકલો હોઈ શકે છે, પણ જમીન પરથી પસાર થતી એક કીડીને જોઉં છું ત્યારે હું એકલો નથી હોતો. ચાંપ દબાવીને સાંજે લાઈટ કરું છું ત્યારે પેલો ભીંત પર પડછાયો હાલ્યો અને જમીન પર ચાલી જતી કીડી જોઈને હું નિઃસંગ નથી એવું લાગ્યું, એવો ભાવ કેમ થતો નથી ? એમ લાગે છે કે સંગનો સંબંધ અનાયાસ થતી ગતિ સાથે છે. ગતિ પોતે જ જીવંતતા છે. અલબત્ત, એકધારા ફરતા ઇલેક્ટ્રિક પંખામાં ગતિ છે તે છતાં તે અને હું નિઃસંગ છીએ.

હવે આ લખું છું ત્યારે એકલો નથી. વિચાર અને કલમ ગતિ કરતાં હોય ત્યારે હું નિઃસંગ અને એકલો શી રીતે હોઉં ?

જે એકલવાયાપણાની કવિતા લખે છે તે કવિ કવિતા લખતી વખતે એકલો નથી, જોકે કવિતા એકલવાયાપણાની હોઈ શકે છે. હવે એવું છે ને કે માણસને કોઈ પણ ચીજને, ઘરનાને, અરે આ ઘટનાને પણ નામ આપવાની ટેવ પડી

ગઈ છે ! જેમ અઘટના તેમ એકલવાયાપણું. પણ પોતે હોવું, સાવ એકલા હોવું, નિષ્ક્રિય હોવું એ પણ ઘટના છે. કોઈ કર્મયોગી તેને દુર્ઘટના પણ કહી શકે કારણ કે જે વાસ્તવમાં હોય છે તે કોઈની આંખમાં અને અર્થ કરતા, નામ પાડતા મનમાં હોતું નથી. એટલે નિઃસંગતા પણ નામ પાડવાની માણસની ટેવનું પરિણામ હોઈ શકે. નિરપેક્ષતા પણ એકલતા હોઈ શકે ? મેં ક્યાં સામેની ભીંત પર વૃક્ષના ઝૂમતા ડોલતા પડછાયાની અપેક્ષા રાખી હતી ? વાસ્તવમાં આપણી અપેક્ષાઓ આપણને મનોમન જોડે છે અને છૂટા પાડે છે તે સાથ ને એકલતા આવી પડે છે. અનાયાસ હૃદય ધડકે છે, અનાયાસ શ્વાસોચ્છ્વાસ લઉં છું, જીવું છે, હૃદયને ને શ્વાસને મને જીવાડવાની કોઈ અપેક્ષા છે ખરી ? એ અનાયાસ ચાલ્યા કરે છે પણ આપણે આયાસને સંલગ્નતા અને અનાયાસને રખડી પડ્યા જેવું માની બેઠા હોઈએ એવું બને ?

કોઈ પતંગિયું ફૂલ પર બેસે છે ત્યારે નિઃસંગ હોય છે ? એ પુષ્પમાંથી કશું મેળવે છે એ બરાબર છે પણ મેં ભીંત પર ડોલતા પડછાયામાંથી સંગ મેળવ્યો એવું હોય. બહાર સૂકું પાંદડું ખરી પડવાનો, રવેશમાં પડવાના ને તે પછી પવન એને રમાડે છે એના પડછાયા પણ તડકામઢી નજીકની ભીંત પર રમતિયાળ દોડધામ કે ફેરફુદરડી કરે છે – હું એકલવાયો કે નિઃસંગ નથી. પાસે માણસનું હોવું એ જ સંગ સાથ છે એવા ગણિતની એટલે જ નિઃસંગતા એકલવાયા હોવાનું ગણિત બની ગયું છે. નવરો દુકાનદાર ત્રાજવે કાટલાં તોલે એમ આપણે બધું અર્થ-અનર્થમાં તોલ્યા કરીએ છીએ પણ પેલા કાટલાં જોનાર પર કોઈ હસે છે પણ નવરો બેઠો માણસ અપેક્ષાઓ ઉમેરે અને કાઢે, ઉમેરે અને ઓછી કરે એ રમત પર કોઈ હસતું નથી !

પાછળના ટાવરના કોઈ રૂમમાં સુથારી કામ ચાલતું હશે એટલે થોડી વારે અવાજ આવ્યા કરે છે. ક્યારેક લાગે કે ખીલી ઠોકી, આ બધા સાથે જોડાયેલો હું એકલો, એકલવાયો, નિઃસંગ નથી. પુસ્તક પડી રહ્યું છે, પણ હાથમાં લઉં છું ત્યારે ક્યાંય કશો અવાજ ન થાય એ ગમે પણ છાપેલા અક્ષર સાથે આંખ મળે છે, અર્થ મળે છે, ત્યારે હું એકલો, એકલવાયો નથી હોતો. એ વાંચતી વખતે ચકલી ઓરડામાં આંટા મારી ગઈ, પવન આવ્યો, કાગડો બોલ્યો – એ અનાયાસ લીલા પણ નોંધાયા કરે છે અને શબ્દના અર્થો પણ સમજાયા

કરે છે, પણ થાય છે : પુસ્તક મૂકી આસપાસ અનાયાસપણે ચાલ્યા કરે છે તેનો તેમને વહેમ પણ ન પડે એવી રીતે અનાયાસ સંગ રહે. અપેક્ષા ઉમેરીને એ જે હોય તેને તે રહેવા જ ન દઉં, પછી પોતીકા અર્થની શોધ કરું – એ મનોક્રિયા પર હસવું આવે છે અને એ હસવું અનાયાસ આવ્યું એટલે હું કે તે નિઃસંગ નથી. આ પલાંઠી વાળીને બેસી રહ્યો એટલે પગને થયું કે અલ્યા હું યે તારી સાથે છું, મારામાં દુઃખાવો ઉત્પન્ન ન થયો એટલે માની લીધું કે હું તારી સાથે નથી ! તું તો ખરો અક્કલબાજ નીકળ્યો !

થાય છે કે કશામાં કશું ઉમેરવું નહીં અને કશામાંથી કશું કાઢી લેવું નહીં. મનથી જાડા થવું અને મનથી ઓસવાઈ જવું એ તો નવરા દુકાનદાર કાટલાં જોખે એવું થયું અને આસપાસ અનાયાસ બનતું રહે છે તેની સાથે અપેક્ષા રહિત જોડાયેલો તું વળી સંગ સાથ વિનાનો એકલો કે એકલવાયો શેનો ? બારી સાથે આંકડી તો છે પણ તે ઢીલી છે એ સારું છે, એથી બારી થોડી નજીક દૂર જઈને પવનના સથવારે અનાયાસ સહ્ય અવાજ કરીને ક્રિયાપદ બની રહે છે.

બે-વાર્તા / શરીફા વીજળીવાળા

## વાટ કાપો

એક હતા પટેલ. એની પાંહે પાર વગર્યના પૈસા. પટલાણી તો બોવ વેલા સર્ગે સિધાવી ગ્યા'તા. પટેલને વાંહે એક જ સોકરો. પણ ભાય સોકરામા જરાક અક્કલનો સાંટો ઓસો... પટેલને રાત્ય દી એક જ ફિકર ખાય જાય... મારા મર્યા કેડ્યે પૈસા હાટુ થયને હગાવાલા મારા સોકરાને જીવવા નઈ દ્યે. ને જીવવા દેશે તોય એને રાન રાન ને પાન પાન કરી મેલશે. જો ભગવાનની દયાથી આ ગાંડાહાજાને ડાય વઉ મળી જાય તો મારુ ઘર હસવાય જાય... પણ એમ કાંય કોઈ ડાયુ સે એવું મોઢા માથે થોડુ સાપ્યુ હોય ? પટેલે તો ભાય ધામધૂમે દીકરાને પૈણાવ્યો. હવારના પોરમાં પટેલે તો ભાય ડેલામાં ભર્યો ડાયરો... એયને કહુંબા પાણી ઘોળાણા ને 'મારા ગળાના હમ' કેતા કેતા મંડ્યા પીવાવા. પટેલે તો ડેલામાં શાર પાંસ મશક્યું ભરીને પાણી રેડાવ્યું ને પશી ડેલેથી ઘરમાં વઉને કેવડાવ્યું કે ભાર્યેમાં ભાર્યે લૂગડા પેરીને એક હેલ્ય પાણી ભરીયાવો. બાય તો ભાઈ ભાર્યેમાં ભાર્યે લૂગડાની જોડ્ય પેરીને, હેલ્ય કાંખમાં લઈને નીહરી બારી... પણ ડેલામાં તો કાદવનું રાબડુ કસક્સે... બાય તો ભર્યા ડાયરા વસાળે લૂગડા ઊંસા લેતીક્ને હાલી ગઈ... ધમ ધમ કરતીક ... પટેલે તો ડાયરો વિખેરી નાખ્યો. દીકરાને બોલાવીને પટેલ ક્યે 'ભાઈ, ગાડુ જોડો, આપડા વડલાવાળા ખેતરે જાવુ સે.' ભાઇ, સોકરે તો કાઢતાક ગાડુ જોડ્યુ, વઉને બેહાડીને ત્રણેય જણ્યા હાલ્યા ખેતરે. જરાક

આઘેરાક ગયા ને પટેલે દીકરાને ક્યુ 'ભાઈ, વાટ કાપો' ને ભાઈ સોકરો તો ઠેકડો મારતોક હેઠો ઉતર્યો. કોદાળી લઈને મંડ્યો, ઝાંખરા ઉખેડવા, કુવાડીથી મંડ્યો જાળા કાપવા. તરત જ બાપે એને રોક્યો.' બસ બટા હવે હાલો ઘર્યે પાસા.' સોકરો તો આમેય હતો ભોપા જેવો. તે એણે પૂછ્યું 'કાં બાપા, આપડે ખેતર્યે નથી જાવું ?' બાપાએ ના પાડી. ઘર્યે આવ્યા ગાડુ સોડવા ગ્યો સોકરો પણ બાપે એને વાર્યો. 'રેવા દે બેટા, વઉ ભલે બેઠા, જરાક, બે ડસકારા મારી બળદયાને ને વઉને પીર મેલ્યાવો.' દીકરો તો આમેય કોઈદી પોતાની અક્કલ વાપરતો જ નો'તો. તે પટ લેતાક્ને વઉને મેલાવ્યો એના પીર. બે-તૈણ મઈના પશી પટેલે તો સોકરાને પાસો પૈણાવ્યો. નવી વઉને પણ એમ જ પાણી ભરવાનું ક્યું. ઈવડી ઈય તે લૂગડા ઊંસા લઈને ભર્યા ડાયરા વસાળેથી વય ગ... ને પટેલે બીજીનેય બાપને ત્યાં વળાવી. વળી બે-તૈંણ મઈના ગ્યાને પટેલે ત્રીજી છોકરી ગોતી. વળી દીકરાને પૈણાવ્યો, જાન વાજતેગાજતે ઘર્યે આવી. વર-કન્યા પોંખાયા... ને રાત્ય પડી. વઉ મનમાં વિશારે કે માટીમાં કાંય જાજુ પાણી હોય એમ લાગતુ નથી તો પશી આ બબ્બે બાપુને રાત્યોરાત્ય પાશી મેલ્યાવાનો ભેદ હું ? બાઈએ તો જેવો ધણી ઓયડે આવ્યો ઈ ભેગો એને હંહીને બોલાવ્યો, વાતુએ સડાવ્યો ને પશી હળવેક્નારાનું પૂશ્યુ કે તમારા બાપાએ આગલી બે બાયુને રાખી કાં નંઈ ?' ભોપાભાઈ તો ભોળાભફાક મોંએ ક્યે કે 'ઈ તો મનેય નથી ખબર્ય.' બાઈ ક્યે 'ઠીક ઈ તો. પણ તમે મને ઈ તો ક્યો કે બાપા હવારમાં હું કરે ?' ધણી ક્યે 'કાંઈ નંઈ, ઈ ડાયરો ભરશે ને તમને પાણી ભરવાનું કેશે. પશી મને ગાડુ જોડવા કેશે. અડધે રસ્તે કેશે 'બટા વાટ કાપ્ય' તે હજી તો બે-તૈણ ઝૈડાં કાપુ ત્યાં તો ગાડુ પાસુ વળાવે ને વઉને પાશી એના પીરમાં મેલ્યાવાનું ક્યે !' બાઈ હતી અક્કલવાળી. ઈ હમજી ગઈ કે હાહરા આવો દાખડો હું કામ કરે સે. એણ્યે ધણીને ફોહલાવીને કીધું. 'જો હવે આતા તમને વાટ કાપવાનું ક્યે એટલે તરત તમારે અલકમલક્ની વાતું માંડવાની. આતા ઓણ તો શિંગ મબલક પાકશે. મગેય હારા થ્યાસે. વણના કાલાય ફાટફાટ થાયસે... ઓણના વરહે ભાવેય ઊંસા સે... હારા ભાવ આવે તો વાંહલુ ભડુ પાકુ કરાવી લેશુ... એમ આતા થાકે નય ત્યાં લગણ તમારે તડાકા ઝીંક્યે જાવાના...' ધણી તો

બસારો આમેય પોતાની હલાવે એવો હતો નંઈ. ઈ ક્યે કે 'ઠીક તું કેસ એવું કરીશ.' પટેલે તો હવારમાં કહુંબાપાણી હાટુ ડાયરો ભર્યો. ને રેલામાં કરી પાણીની રેલમછેલમ... ને પછી વઉને કેવડાવ્યું કે ભાર્યે માંયલા લૂગડા પેરીને બાપા પાણીની એક હેલ્ય ભરીયાવો. વઉએ તો મોંઘામાં મોંઘી જોડ્ય પેરી. હેલ્ય લીધી કાંખમાં. ડાઢી હુધી ચૂમટો તાણ્યો ને કાદવના કિચકાણમાં ઈ તો હફરક લફરક કરતીક હાલી ગઈ. પટેલ મનમાં રાજીના રેડ થઈ ગ્યા. ખરી આબરૂદારની દીકરી સે... લૂગડા ધોળ્યા બગડે પણ ખાનદાન બાઈ ભર્યા ડાયરે લૂગડુ ઊંસુ નો જ લ્યે...' પટેલે તો ભાય ડાયરો વિખેરી નાખ્યો. દીકરાને બરક્યો. દીકરે વગર ક્યે જ ગાડુ જોડ્યું. વઉ ને પટેલ બેઠા જ્યાં જરાક આઘેરાક ગ્યા કે બાપે કીધું 'બટા વાટ કાપો' દીકરો તો મંડ્યો અલકમલકની વાતુ કરવા... બાપની આંખ્યમાં હરખના આંહુડા આવી ગ્યા. વઉના માથે હાથ મેલીને પટેલે ક્યું 'વઉ દીકરા, હવે મને ધરપત્ય થઈ. તમારા હાથમાં મારા ઘર્યની આબરૂ જળવાશે. હવે હું નિરાંતે મરીશ... લ્યો બાપા આ હંધીય કુંચીયું ને કરો લીલાલેર...

## ડાય દીકરી

એક હતો ભામણ. એને એક જ દીકરો. મા વગર્યનો દીકરો રખડતો રવડતો મોટો થ્યો'તો. ભામણ બસારો દી આખો જજમાનુંમાં વોડ્યે રાખે ને રાત્ય પડ્યે ઠાક્યોપાક્યો ઘર્યે આવે. અટલે દીકરામાં જરાક અક્કલની સાંટો ઓસો રઈ ગ્યોતો. ભામણને થ્યું કે દીકરામાં તો કાંય રામ નથી. એટલે હવે વઉ અક્કલવાળી ગોતવી જોશે. ઈ તો ભાય ખંભે ખડિયો નાખીને ગામે ગામ મંડ્યો ભટકવા. પણ ક્યાંય આંખ્ય ઠરે ને મન માને એવી સોકરી નો જડી. એમાં એક ગામને પાદર્ય ભામણ પોરો ખાવા બેઠો. ન્યાં કણે બાર-તેર વરહની સોકરીયું ચોલકા કરીને ઘર-ઘર રમતી'તી. એમાંથી એક સોડીએ જોરથી બાચ્યું ને કીધુ 'એ ભાય હું કોઈનું ઘર નથી બગાડતી. કોયે મારૂ ઘર નો બગાડવું.' ભામણ હાંભળીને મલકાણો. ઈ ઊભો થઈને પાંહે ગ્યો. એ બેનુ

દીકરીયું, મને જરાક ભામણનું ખોયડું દેખાડશો ? આઘેથી હાલ્યો આવું સું ને થાક્યો સું ઠીકાઠીકનો...' ઓલી રૂપકડી ને બટકબોલી સોકરી ઊભી થઈ. 'હં બાપા, હાલો મારા ઘર્યે. અમે ભામણ જ સીએ.' હવે ભાય પેલાના જમાનામાં તો આમેય સોકરીયુંને નાનેથી પૈણાવી દેતા. એટલે સોકરીયું બાર-તેર વરહની થાય ન્યાં હંધી વાતે હુંશિયાર થઈ જાય. સોકરી તો ભામણને ઘર્યે લય ગઈ. ને ખાટલો ઢાળીને ફળિયામાં બેહાડ્યો. પશી ઘરમાં જઈને કળશ્યો ભરીને ટાઢું પાણી લય આવી. ભામણે આમતેમ નજર કરતા પૂશી લીધું 'ગગી, તારા માવતર ક્યાં બટા ?' સોકરી ક્યે 'ઈ તો હામેના ગામે ખળા માંગવા ગ્યા સે.' 'ઠીક તંયે કઈ પાસા આવશે ?' સોકરી આભ હામે નજર નાખીને કયે કે 'આવશે તો નંઈ આવે ને નંઈ આવે તો આવશે.' ભામણ વિચારમાં પડ્યો. માળી સોકરી સે તો પાક્કી. મનેય ગોતે સડાવ્યો. મનમાં મુંજાઈ મરવું એની કરતાં પૂશી લેવું હારું. એણ્યે પૂશી લીધું 'એટલે ?' 'ઈ તો બાપ, જો મેઘરાજો, મારો વાલો આવશે ને તો નાળામાં પાણી આવશે. તો મારા માવતર હામે કાંઠે રોકાય જાહે. ભામણ તો રાજી રાજી થય ગ્યો. એણ્યે તો પોટલીમાંથી સોખા કાઢ્યા ને સોકરીને દીધા. 'લે ગગી, આ સોખા' સડવા મેલ્ય. ખાશું ત્યાં તારા માવતર આવી જાહે.' સોકરીએ સોખા લીધા. ઘરમાં જઈને જ્યાં જોયું ન્યાં સોખા તો આરસપાણાના હતા. સોકરી હમજી ગઈ. એણ્યે તો એના રમત્યના લોઢાના સણ્યા હતા એમાંથી મૂઠો ભર્યો. બારી નીહરીને ભામણને દીધા. 'લ્યો બાપા, આટલ્યા સણ્યા સાવોને ન્યાં સોખા સડી જાહે...' ભામણ હમજી ગ્યો કે ગગી સે માથાની. મારે જેવી વઉ જોતી'તી એવી જ સે આ. હવે તો રૂપિયો ને નાળિયેર દઈને જ જાશ... ને એણ્યે તો ભાય ખાટલા માથે ફાળિયુ પાથરીને નીરાત્યે ઘોરવા માંડ્યું...

. .

## લોટો / અલગારી

લોટો શબ્દની ધાતુ પિત્તળની જ હોવી જોઈએ. તાંબાના લોટાની મહત્તા ગોર મહારાજ વારંવાર પ્રગટ કરે છે. એના પર ફૂલહાર પહેરાવી, એના પર શ્રીફળ મૂકી કંકુનો ચાંદલો કરીને પણ મને એ 'લોટા' શબ્દની મૂળ ધાતુ નથી લાગતી. એક વાર ગોર ઠેસવી ગયા કે સ્નાન તો તાંબાના લોટે જ કરવું જોઈએ પણ તાંબાનો એ વજનદાર હાથવગો લાગ્યો નથી. આદર્શવગું હોય છે તે મોટે ભાગે તહેવારિયું હોય છે. પેલી લાલચટક પાઘડી વરઘોડા વખતે બહાર આવે છે ને, એમ. ઘરમાં બહુમતિ તો પિત્તળના લોટાની અને તેમાં એક વડીલ જેવો જ્યેષ્ઠ લોટો પણ ખરો. એક વાર એ આખો લોટો ભરીને પાણી પીવાનો રેકોર્ડ સ્થાપેલો. નહીં જાહેર થયેલી ઘણી સ્પર્ધાઓમાં ભાગ લેવાનો અને બને તો વિજેતા થવાનો અને પરાજિત થયા તો હસી કાઢવાનો એ સમય. ખાસ્સું મસાલેદાર ઝાપટતાં આંખમાં પાણી આવે અને પાણી પાણીનો પોકાર થાય ત્યારે, 'અલ્યા, લોટો ભરીને બેસતા શું થાય છે ?' એવો પ્રશ્ન સાથે પાણી ભરેલો લોટો હાથોહાથ મળે અને મોઢામોઢ થઈ જાય. બધા લોટામાં એક અબોટ લોટો ખરો. અમુક વડેરા અમુક અવસરે જ પ્રગટ થાય એમ એ અબોટ લોટો સત્યનારાયણની કથા હોય ત્યારે બાજોઠ પરના ચોખામંડપમાં કંકુનો ચાંદલો કરાવવા, ફૂલહાર પહેરવા અને માથે નાળિયેર ધારણ કરવા એનો ગુપ્તવાસ છોડે, પેટમાં પાણી ન હોય તો એને ય સારું ન લાગે પણ એવા અવસરે જ એના પેટમાં પાણી પડે ! પણ એનો ખરો મોભ્મો તો લગ્ન વખતે ગણેશસ્થાપના થઈ હોય ત્યારે દેખાય. પ્રથમ કુંભ,

બીજો શ્રીફળધારી લોટો. કાંઈ લોટાને એવો તેવો ન ધારી લે !

પાણિયારું ગયું અને બાથરૂમ આવ્યો ત્યારથી લોટો ત્યાંથી બહાર થઈ ગયો છે અને પ્લાસ્ટિકનો મગ આવી ગયો છે. પાણીના વજન સાથે મારું વજન હોય તો બરાબરનું બેલેન્સ રહે લોટાનો એવો સંકેત માન્ય હતો. હાથમાં લોટો લઈએ તો વજન જેવું લાગે અને આ હાથ વજન ઊંચકી શકે છે એવી ગૌરવવંતી પ્રતીતિ થાય. મને લાગે છે કે મારું માથું પણ શિવનું જ માથું છે ! એ શિવલિંગ પર જળાભિષેક થાય છે એવો જળાભિષેક લોટાથી પોતે જ વર્ષો સુધી કરેલો ! હવે લોકો સ્નાન કરતી વખતે ડાબા જમણા સ્કંધે પાણી ઢાલવવાનું વિશેષ કરે છે પણ માથે પાણી રેડ્યા વિના સ્નાન થઈ શકે નહીં. લોટાના સન્માન ખાતર મેં કદી માથે તેલ ધૂપેલ નાખ્યું નથી ! 'અલ્યા લુખ્ખા માથે બાઘરા જેવો લાગે છે' એવો અભિપ્રાય સાંભળતા મઝા આવે – બાઘરા હોવું પણ એક 'હોવું' હોય છે, 'ચાલ, છાપરે પિતૃઓને વાસ નાખવાનો છે, માથે બે લોટા પાણી ઢોળી દે' એવું સૂચન મળે ત્યારે દૂધની વાટકી અને ચૂરમા પર આર્ષદૃષ્ટિ નાખી, બે શું, વીસ લોટા પાણી નાખતો. આપણને કદી ગણિતમાં રસ પડ્યો નથી. યુવાન વયે 'અલ્યા, કેટલી વીસે સો થાય છે એની તને ખબર છે ?' એવો વેધક પ્રશ્ન પુછાય ત્યારે પણ ગણિત વિશેના અજ્ઞાનનો આનંદ જ હોય. મને તો ખબર જ નથી પડી કે સોળે સાન અને વીસે વાન આવે. બાઘરાની ઉપાધિ પ્રાપ્ત કરે તે અરીસા સામે જાય ? તો વાન આવ્યાની જાણ શી રીતે થાય ? નાનપણમાં ગાલે મેશનું ટપકું થતું ત્યારે વાન હશે ! કોઈની નજર ન લાગે એનો વાન તો ખરો જ ને ? ગાલે મેશનું ટપકું થતું બંધ થયું ત્યારે અનાયાસ એવું લાગ્યું હશે ખરું : હવે વાન ગયો ! કોઈની યે નજર ન લાગે એવો નઘરોળ થઈ ગયો ! 'ચાર લોટા માથે રેડી દે' એવું કહેવાય એનો વિરોધ તો ન થાય પણ માથે ચાર લોટા રેડે એ બીજા, બંદા નહીં ! આવી બાબતમાં તો ચાર ચાસણી આપોઆપ ચઢી જવાય. ત્યારે ચારના આંકની શું, ચાર આંખની પણ શરમ પડી નહીં. કહો કે ના કહો, એ બાળસ્વરૂપમાં થોડું શિવસ્વરૂપ હતું. શિવ કદી સ્નાન કર્યા પછી કાંસકો લઈને આરસી પાસે ગયા હશે ખરા ? સ્નાન કરતાં અટકી લોટા પર કોતરેલું પિતાનું નામ વાંચી લઉં. કોક દિવસ આપણું નામ શિલાલેખ પર નહીં તોયે પિત્તળના

લોટા પર તો કોતરાશે એવું આંતરૂમનમાં હશે. કંસારો ખરીદેલાં વાસણ પર ટપકાં પાડી નામ લખે એવું પોતે કરવાનો બહુ ઉત્સાહ, પછી ખીલી હથોડી લઈ લાકડાના પાટિયા પર પોતાનું નામ કોતરી જોવા સિવાય ચાલે ખરું ? પણ પોતે કોતરેલાં એવાં પોતાનાં નામ અદીઠાં જ રહી ગયાં.

અબોટિયું પહેરીને હાથમાં લોટો લઈ જતો બ્રાહ્મણ મને સાચે જ જોઈ રહીએ એવું દૃશ્ય લાગ્યું છે પણ એ દૃશ્ય વર્ષોથી અદૃશ્ય થઈ ગયું છે. જમણા હાથમાં ખાલી લોટો હોય તોયે શરીરનું બેલેન્સ જળવાય અને સમતોલપણે ચાલી શકાય એવો બોધ એ દૃશ્ય આપે. જેટલા બ્રાહ્મણ એટલા લોટા ! પેલી લક્ષ્મીબાઈ કહે : 'મેરી ઝાંસી નહીં દૂંગી !' એમ એ બ્રાહ્મણ પોતાનો લોટો બીજાને ન આપે ! બ્રાહ્મણને ત્યારે અસ્તિત્વભાન થતું હશે : મારી પાસે મારો લોટો છે ! શેરી પંગતમાં તો ખાસ્સા બેઠા છે ને ખાસ્સા જમ્યા વિના રહ્યા નથી, પણ સાથે નાનું બાળક ન હોય તો બહેન કે ભાભી પાણી માટેની ખાલી લોટી ન રાખે. પણ બ્રાહ્મણનો અચળ સંકલ્પ કે હું પાણી પીશ અને તેયે મારા લોટામાં જ પીશ ! અને એ સંકલ્પ એમણે પાળ્યો છે અને હજી પાળે તે માટે ગોર મહારાજ પાંચ બ્રાહ્મણ જમાડવાની બાધા લેવડાવે તો ગમે !

મોટાઓ કોઈ વાર કહે : સ્વર્ગ ચાર આંગળ દૂર રહી ગયું પણ મોઢામાં મરચું આવી ગયું હોય અને રઘવાટમાં હાથ પાણી ભરેલા લોટા તરફ લંબાય અને આંગળાની ઠેસે એ શયન કરે ને પાણી પાણી થઈ જાય ત્યારે 'અલ્યા, બધું પાણી પાણી કરી મૂક્યું એ સાંભળે કે બીજા પાસે પડેલો પાણીનો લોટો લઈને મોઢે માંડે ? મરચાં પોતે કોઈ સાહસ કરતાં નથી પણ બીજા પાસે સાહસ કરાવવાની મરમી કળા તો એ જાણે જ છે.

પાણિયારાનો એ ખુલ્લો પરિવેશ ! એક બાજુ ભીંત, બીજી બાજુ પાણિયારાની વાર ઊંચી ભીંત ને સામે તો ભીંત હોય જ. જીવનમાં કોઈ ચોકઠાં ગોઠવ્યાં નથી. ચોકઠાં ગમ્યાં યે નથી પણ એક બાજુએ પ્રવેશ માટે ખુલ્લી ચોકડી ગમા-અણગમાથી પર માત્ર સ્વીકાર્ય હતી. બારણા વિના પણ પ્રવેશ શક્ય છે એ શીખ સ્નાનની ચોકડીએ આપેલી અને ચારમાંની એક દિશા ખુલ્લી હોય ત્યાં કોણ જાણે કેમ બંધિયારપણું લાગ્યું નથી. હજી રાતે ઓરડાની એક બાજુ, બારણું ખુલ્લું રાખું છું.

વાણિયાઓમાં 'ચાંગળું પાણી પૂછે એવો નથી' એવી ઉક્તિ પ્રચલિત હશે પણ અમારા પરિવેશમાં તો લોટો પાણી યે પૂછે એવો નથી એવો પ્રયોગ સાંભળવામાં આવે. અમારે તરસ અને સંકોચનાં માપ પણ ખાસ્સાં મોટાં.

રા.વિ.પાઠકે 'પ્રસ્થાન'માં 'જાજરૂનો લોટો' લેખ લખ્યો તે વાંચ્યો ત્યારે હસવાને બદલે સુન્ન થઈ ગયેલો. એલ્યુમિનિયમ ધાતુની શોધ શા માટે થઈ ? ત્યારે પિત્તળના લોટાનું માન ગૌરવ, દરજ્જો જળવાઈ રહે એ માટે ! હવે તો એલ્યુમિનિયમના લોટાને યે ક્ષોભ ન થાય એ માટે નવા શૌચાલયની રચના થઈ છે.

ચન્દ્રગ્રહણ હોય, બંદા ચીંથરાનું દાન કરવા નહીં, ગ્રહણલીલા જોવા અભડાવાની ચેલેન્જ સ્વીકારી બંદા બેઠા હોય અને ગ્રહણ પૂરું થાય તે પછી ઓટલે કે રસ્તે સ્નાન તો કરવાનું જ પણ પેલા લોટાને યાદ ન કરાય, પોતે તો નહીં, પણ કોઈ માથે પાણી ભરેલો ઘડો ઠાલવી દે. લોટાને યે ખોટું ન લાગે. એવું સ્નાન તો રસ્તા પર ભાઈની દીકરીને દાહ દેવાનો ત્યારે માથે ઘડો ઠાલવી દેવાયો ત્યારે કરવું પડેલું પણ પરિચિત હુંને બદલે કોઈ બીજો જ કિશોર હતો.

નાનપણમાં કોઈ કોઈ વાર બેઠાં બેઠાં ગબડવાનું બનેલું ત્યારે 'લોટો ગબડ્યો' એવું સાંભળીને ભોંઠપ અનુભવાય એવી વય જ નહીં એટલે રમૂજ અનુભવેલી. પોતાની જાત પર હસતાં શીખો એવું સાંભળેલું નહીં તોયે જીવનમાં આબાદ ઊતરી ગયેલું. હવે ગબડી જવાની, પડવાની જ સ્થિતિ છે અને ગબડીશ ખરો પણ કોઈ નહીં કહે : 'લોટો ગબડ્યો...' સારું નથી લાગતું.

હવે તો પ્યાલા અને સ્ટેનલેસના પ્યાલાઓનું એકચક્રીરાજ્ય રસોડે પ્રવર્તે છે છતાં કેટલા યે લોટા અનામતદળના સૈનિક જેવા રાખ્યા છે, રહ્યા છે. ઘરે દસેક જણનું જમણ હોય ત્યારે એ હાજર થાય છે. હજી લોટીને સ્નેહની નજરે જોવાની અનાયાસ વૃત્તિ રહી છે. એક બ્રાહ્મણ યુવાનને કાંધે પાણી ભરેલું થરમોસ લટકાવી જતો જોઉં છું ત્યારે મને થરમોસ પણ લોટો જ લાગે છે...

## રાખની હૂંફ / રતિલાલ 'અનિલ'

આમ તો ઘરના ચૂલે બાવળનાં ફાડેલાં લાકડાં જ બળે તે કંઈ મણ બે મણ બહારથી આણવાનાં નહીં. શિયાળો આવે એટલે ખેડૂતો વણફાડેલાં લાકડાં ગાડે ભરી શહેરમાં આવે. એકાદ નહીં, આઠદસની ટોળી. ત્યારે વસ્તીમાં યે નાનાં મેદાન. બધાં ગાડાં ત્યાં પહોંચે. રાતે તો તેમની છૂટી છાવણી પડી હોય એવું દૃશ્ય. ત્યારે હજી શહેરમાં વીજળી આવી નહોતી. ગાડાવાળાઓ પથરા ઈંટના ચૂલા માંડી અલગ અલગ રાંધે, એના નાના નાના સોનેરી ટાપુ જેવા ભડકા, બળદોની ઘંટડીઓનો રણકાર શહેરી નીરવતામાં ગામડાના મેળે જોવા મળે એવું દૃશ્ય. ગામડેથી તો ગાડામાં બળદો વહી શકે એટલાં લાકડાં ખીચોખીચ સીંચી લાવે. વાડીમાં ગાડેથી ઉતારી કુશળતાપૂર્વક નવેસરથી ગાડાં ભરે. ગામડેથી આવેલાં એક ગાડાનાં લાકડાં બેવાર ગાડે સિંચાય. ગાડાના લાકડીની ઉધ્ધડ બોલી થાય. ખેડૂત એવી કુશળતાથી ગાડું ભરે કે લાકડું દેખાય. થડ અને ડાળ કેમ ન હોય. કપાસની કરાંઠીનાં ગાડાં તે આવ્યા હોય એવા અકબંધ રહે. કારણ કે એના પૂળા બાંધ્યા હોય અને સોના આટલા પૈસા એવા હિસાબ હોય. આમ તો લાકડાં, કપાસની કરાંઠી અને ઘાસનાં ગાડાં હોય. કોઈ કોઈ વાર છાણાનું ગાડું યે જોયું છે તે તો ગણતરીએ વેચાય.

એ ગાડાં પડાવેથી સજ્જ થઈ હારબંધ શેરીઓમાં ફરવા નીકળે. થોભે, ઉધ્ધડ ભાવતાલ થાય અને હિસાબ પતે કે લેનારના આંગણે ઓટલા સરસા એ આખા ઝાડનાં લાકડાં સિંચાય તે પછી શીશમ જેવી કાયાવાળા, મજબૂત બાંધાના મરાઠા લક્કડફોડા ને વહેરણિયા શેરીમાં દેખાય. 'લકડા ફડાના

કે !' આ શબ્દો આજેય બરાબર સંભળાય છે. મજૂરી નક્કી થયે કાંધેથી જાડા ફણાના તોતીંગ કુહાડા ને અર્ધ વર્તુળાકાર કરવતો ઊતરે અને આંગણે જ લાકડાં ફાડવાં વહેરવાનું ચાલે. જીવનમાં અનાયાસ એકાગ્રતાથી કલાકો સુધી જોઈ હોય તો એમની સમગ્ર ક્રિયા. આડું થડ રાખી લાકડાના ઢીમચા પર ગમછા નાખી તેની બેઠક બનાવી બેસે. લાકડું વહેરવા હાથ વાળી અર્ધ ચન્દ્રાકાર કરવત પોતપોતાની દિશામાં ખેંચે, અર્ધ ઉઘાડી સીસમ જેવી બે કાયા એકધારી ડોલ્યા કરે. માથે ફાળિયું, કાનમાં ચમકતી જાડી વીંટળી. ઉઘાડો વાંસો, પરસેવે ચમકે, બે કાયાઓ સામસામી નમે ને તળાયા કરે. વહેરેલા લાકડાની ગંડેરી ઊભી રાખી એક પગ સ્હેજ આગળ ને પાછળ રાખી હવામાં તોળેલો પંદરેક શેર વજનનો તોતીંગ કુહાડો ઝીંકાય કે લાકડામાં ફાંટ પડે, બીજા ઘાએ ફાડિયું છૂટું. ઘરોના ખાસ્સાં લાંબા વાડા. ફાડેલાં લાકડાં વાડે અને બારણેથી વાડે લઈ જવાનું ઉત્સાહી કામ મોટા ભાગે છોકરા કરે. બે હાથ લંબાવાય, તે પર ફાડેલાં લાકડાં મુકાય તે બને એટલા વધારે ઊંચકવાનો છોકરાઓમાં પોરસ. એને કલાક દોઢ કલાકના લાકડાં ઊંચકી વાડે લઈ જવાની ખુશબખ્તી મળે એક પૈસો. ઘરના છોકરાને પણ રોકડો પૈસો મળે. હાથની ચામડીએ થોડી બળતરા પણ થતી હોય. બધી મઝા લાકડાં વહેવાથી મળેલા એક પૈસાની. લાકડાં ભેગી કપાસની કરાંઠી પણ આખું ગાડું ખરીદાય તે વહેવામાં યે છોકરા જ હોંશે હોંશે એકધારા આંટાફેરા કરે. બાવળનાં લાકડાં થોડું ગ્યાસતેલ રેડી ભડકો કર્યો હોય તો યે ઝટ સળગે નહીં, કપાસની કરાંઠી ભડ ભડ બળવા માંડે તેમાં લાકડાને અનાયાસ જોડાવું પડે. અમારે ત્યાં છાણાં ન આવે પણ અડાયાંનો સંઘરો થાય. આકાર અને ભાતની પહેલી સમજ અડાયાંએ આપી એમ ખેલદિલીથી કહેવું જોઈએ. અડધા લાડવા જેવા એના આકારમાં લીટી પાડેલો આકાર અને એની ઉપલી સપાટી તો ચમકે. આખા વર્ષનું અનાજ ભરાય. ઘરમાં ત્રણેક પીપ અને નાની મોટી બેત્રણ માટીની કોઠીઓ. લીસી, પક્વ સપાટીવાળી માટીની એ કોઠી સાવ જુદી. ખાસ તો એમાં કઠોળ ભરાય, પણ તે અડાયાની રાખ સાથે ભરાય, રાખને કારણે કઠોળમાં ધનેડાં ને એવાં જંતુ ન પડે. અને લગ્નપ્રસંગે ગૃહશાંતિ તેમ લગ્નમંડપની ચોરી માટે અડાયાં જ જોઈએ. રોજ વાસણ માંજવાનાં, ચૂલાની

રાખ તો ચાલે નહીં, એમાં કસ્તર કોલસી હોય એટલે વાસણ માંજવા માટે જરૂરી રાખ જેટલાં અડાયાં ચૂલે બળાય. શિયાળો વસાણાં માટે નહીં, લાકડાં, કરાંઠી, ઘાસ, અડાયાનાં ગાડાં શેરીમાં સવારે હારબંધ આવે પછી જે કંઈ શરૂ થાય તે કિશોરની સ્મૃતિ બને. ત્યારે શીતળાનો વાવર ઘણો અને બાળક-કિશોર પર શીતળા માતાની મહેર ! શરીરે દૂઝતા ધારા પર અડાયાની ચાળેલી રાખ ભરાય – એ એનો એકમાત્ર ઉપચાર. અડાયાની એ રાખ શી રીતે વિસ્મૃત થાય ? આંગણે ભભૂતિ બાવા યે આવે. કપડાં ને બદલે રાખ ! કૌતુક તો ખરું એટલે અડાયાની રાખ હાથે પગે ચોળીને કેવું લાગે છે એનો વાસ્તવ બોધ પણ સ્વેચ્છાએ, છાનામાના લીધેલો. જોશી ભલે ભાખે કે આ વર્ષ આવું જશે ને તેવું જશે. બાળકિશોર માટે તો શિયાળો જ એટલે સારો કે આખું વર્ષ સારું જશે એવું ભવિષ્યફળ એણે જાણવાનું નહીં. શિયાળુ શાકભાજી, પાપડી વેંગણ, તે યે જાતજાતનાં. શિયાળુ લીલાં શાક એ મંગળ વર્ષારંભ. તેમાં શાકોને અથાણાંની કક્ષાએ અવેજ મસાલાથી પહોંચાડી દેવાની સૂરતી પરંપરા. વસાણાં વળી શી ચીજ છે !

આમ તો બધી ઋતુઓ અનુભવ-બોધની ઋતુ પણ શિયાળો શરીરને સંકોર્યા કરે એ ત્વચાબોધની ઋતુ વધારે સ્મરણીય. તાપણાં, ઊની કપડાં, રાત્રે છાતીસરસી ગોદડી તાણી ઘસઘસાટ ઊંઘવાનો સાક્ષાત્કાર. આજના માણસ માટે અને ત્યારે મોટા માણસો માટે ઋતુઓ સાક્ષાત્કારની ઋતુ ભલે ન બને પણ શિયાળે તાપણે શેકેલા હાથ, થરથરતી કાયાએ મેળવેલી એ ભડકા, ઊની કપડાં અને ગોદડાગાભાની હૂંફ એ તો સાક્ષાત્કાર જ હતો. હવે ત્વચા જાણે જૂઠી પડી ગઈ છે. બાળપણ પછી ઇન્દ્રિયબોધ ધીરે ધીરે ઓસરતો જાય છે.

તમારા જીવનનો યાદગાર પ્રસંગ કયો એવો પ્રશ્ન આ નાના માણસને પુછાયો નથી એટલે પોતે જ નફ્ફટ થઈને કહી દે છે.

ઘરમાં બિલાડીની સંતાકુકડીયે ખરી અને અવરજવર પણ ખરી. રંગેરૂપે રૂપાળી અને શરીરે ઘાટીલી, માંસલ બિલાડીને સૂચક દબાતા પગલે પ્રગટ કે છુપાતી છુપાતી જતી જોવી એ પણ દર્શન હતું. અંધકારમાં ચળકતી એની રેડિયમ દીપ્તિથી ચમકતી આંખો હજી જાણે મને તાક્યા કરે છે. ભયની હદે

ચીઢવીને બહાદુરીપૂર્વક પીછેહઠ કરવી, એની પાછળ દોડવું ઉત્તેજનામય બની રહેતું. એનાં ઘુરકિયાં હજી સંભળાય છે. બિલાડી-બિલાડાનું લાંબું ચાલતું મંદ અને ટીપસૂરે આરોહ અવરાહપૂર્વક ચાલતું સ્વરયુદ્ધ મને તો તાલમેલવાળો ઉત્તેજનાભર્યો સ્વરસંવાદ જ અનુભવાય. બાળકને કશું અડસટ્ટે લાગે નહીં, સાક્ષાત્કારની કક્ષાએ અનુભવે.

શિયાળાની કડકડતી ઠંડીની રાત. પથારીમાંથી ઊઠવું ગમે નહીં. પણ તીખા ખોરાક પર ખૂબ પાણી પીધું હશે એટલે રાતે પેઢુમાં ભારે અકળામણ થાય. પથારી છૂટે નહીં તોયે ચોકડીએ જવા ઘોડી. ને ચૂલા પાસેથી પસાર થાઉં છું તો ચૂલાની રાખમાં હૂંફ લેતી બિલાડી સૂતી હતી ! પેઢુનો દુઃખાવો દબાવી ચૂલાની રાખમાં હૂંફ લેતી, સૂતેલી એ બિલાડીને હું જોઈ રહ્યો... અત્યારે ય જોઉં છું.

બ્રિટીશરો ગયા પછી તેમના અમલમાં ઉછરેલા લીમડા સાથે ન લઈ જવાય એ માટે અહીં જ મૂકી ગયા. 'લીમડાની છાંય અને ભાઈની બાંય' વિશે સાંભળ્યું તે પહેલાં કોઈ પણ ગાઈડની મદદ વિના લીમડા વિશે જાણેલું. શેરીના નાકે ભવ્ય લીમડો હતો. શેરીમાં આવતા વાંદરાં છાપરાં ગજવી લીધાં પછી લીમડે પહોંચતાં, એટલે છોકરાઓ પણ હૂક હૂક કરતાં પહોંચે એ રીતે પણ લીમડાનો ગાઢ પરિચય થયો, એક વાંદરો પાગલ થયો અને લીમડે થાણું રાખી આખી શેરીમાં રંજાડ કરે. વાંદરો તો હનુમાનનો હાજરાહજૂર પ્રતિનિધિ, એ પાગલ થવાય ? દિવસો સુધી અવઢવ રહી, એક દિવસ પોલિસે બંદૂક તાકી નિશાન લીધું, ગોળી છોડી અને વાંદરો જમીન પર આવી પડ્યો. હવે શું થાય ? વાંદરો મરે નહીં ને એની રંજાડનો ઉકેલ આવે લોકો એવી ગણતરીમાં હતા, પણ છેવટે પોલિસની બંદૂકની ગોળી પૂર્ણવિરામ થઈ, આખી શેરીમાં ખળભળાટ, હનુમાનના વંશજને માર્યો એટલે અહીં, આપણા પર આફત ઊતરશે, એવો ભય જીભ બહાર આવે અને આંખોમાં દેખાય. શેરીના લોકો ભેગા થયા. આખી શેરીમાં કામકાજ બંધ. વાજતેગાજતે શબયાત્રા કાઢવાનું નક્કી થયું. એક વાહન આવ્યું, શબને કફનથી ઢાંકવામાં આવે એવી રીતે મૃતદેહને વીંટવામાં આવ્યો, એના પર અબીલગુલાલ છંટાયાં, હાર થયા, ફૂલ ચડાવાયાં અને ભજનો ગાતાં વચ્ચે રામ રામ બોલતી શબયાત્રા નીકળી અને ભજનકીર્તન સાથે અશ્વિનીકુમારના સ્મશાને પહોંચી. ત્યાં શું થયું, દફન કે દહન તે જાણતો નથી પણ એટલું જાણું કે અંતિમક્રિયા થઈ. એ શબયાત્રા પસાર થઈ ત્યાં ત્યાં એ શબયાત્રાનાં દર્શન કરવા લોકો ઘર બહાર નીકળ્યા. કેટલાકે તો સદ્‌ગતને હાથ પણ જોડ્યા. અંતિમ ક્રિયા કરીને શેરીના લોકો ચાલતા જ પાછા ફરેલા અને ડાઘૂ પીછો કરે તો, તીર્થ સ્નાન કરી આવ્યો હોય તો, હાથ-પગ ધોઈને જ ઘરમાં પ્રવેશે, એ આચાર પણ પળાયો. એ વાંદરાની સદ્‌ગતિ માટે લોકોએ બીજું શું કર્યું તે હું જાણતો નથી, પણ હનુમાનના દૂતને ગોળીએ માર્યો એથી આપણા પર કોઈ આફત ઊતરી શકે એવો ભય ઘરનાં અને શેરીનાં લોકોની આંખોમાં ડોકાતો રહ્યો. વાંદરાની

અંતિમ ક્રિયા કર્યા પછી બધા ડાઘુઓ તાપીમાં સ્નાન કરીને જ આવેલા. અમારું, હિન્દુનું સ્મશાન તાપી કાંઠે અશ્વિનીકુમારના ઓવારે.

જ્યારે પણ પસાર થવાનું થાય ત્યારે લીમડા પર નજર જાય, વાંદરો જે ઘટામાં છુપાઈને બેઠેલો એ વૃક્ષની એ ઘટાદાર ડાળ પર પણ નજર જાય.

જૂના ઘરના છાપરે અગાસીથી ઊભેલા મારાથી અઢીવાર દૂર વાંદરાં આવેલાં અને મને દાંતિયાં કરી ગયેલાં, તે પછી પેલા મદારીની પાછળ ચાલતા નાથિયા વાંદરા સિવાય કોઈ વાંદરાનાં દર્શન કર્યાં નથી. વાંદરાં જોવાય નહીં, એમનાં દર્શન થાય.

૨

ગિરનારના જંગલમાં બૂઢિયા એટલે સંઘના આગેવાને રસ્તા વચ્ચે બેસી, દાંતિયાં કરી મને આંતર્યો એટલે હું માનભેર પાછો ફર્યો એ યાદ છે. આખી વાનર ટોળી પાસેની વાડીમાં મનગમતી લીલા કરે, હું જતો હતો, બૂઢિયાની નજર પડી, એ ઝાડ પરથી ઊતરી રસ્તા વચ્ચે બેઠો અને ડોકને આંચકા આપી મને દાંતિયા કર્યા. રામ હોત તો એમને અનુસરતે, પણ આ તો નર્યો માણસ ! એ અમારી લીલામાં વિક્ષેપ શેનો પાડે. જંગલમાં વાનરટોળી ઘેરૈયાની જેમ ઘૂમે અને ફળ વૃક્ષોની વલે કરી નાખે. એમને પગી રોકે, પણ એનેય ગાંઠે કોણ ? આમેય જંગલ ક્યાં માણસનું હોય છે ! એનો અધિકાર બહુ તો સૂકાં લાકડાં મેળવવાનો !

ગિરીતળેટીના રસ્તે નાકા પર જ એક મંદિર અને એક જ બાવો ! આસપાસ મંદિરની ઘણી જગ્યા. બાવાએ ફળવૃક્ષો ઉછેરેલાં. કોઈ વાર વાનરટોળી ત્યાં પહોંચે ત્યારે વૃક્ષોનાં હાલહવાલ કરી નાખે. ભાગ્યે જ કોઈ ફળ બચે, જમીન પર અડધા ખાધેલાં કે પડી ગયેલાં ફળ બચતમાં હોય. એક વાર વાનર ટોળી એ મંદિરની જગ્યાએ ગઈ, અને ધમસાણ મચાવ્યું. એકલો બાવો હોંકારા પડકારા કરીને થાક્યો અને દાંતિયાં-દર્શન કર્યું, પણ છેવટે એ ટોળી વિહાર કરી ગઈ. એ ટોળીનો પડાવ નજીકમાં જ હશે અને મંદિરની જગ્યાનાં ફળાઉ વૃક્ષોનો અનુભવ ઉત્સાહપ્રેરક હશે એટલે વાનરટોળી ફરી ત્યાં પ્રવેશે તે પહેલાં ટોળીનો વડો વાંદરો ત્યાં સર્વે કરવા આવ્યો. બાવો બરાબર ઇન્તેકામના

મિજાજમાં જ હતો. વાંદરો એક ખોલીની નજીક હતો ત્યાં બાવાએ હાંકો કર્યો એટલે વાંદરો ખોલીમાં ભરાઈ ગયો. ચિત્તા જેવી ઝડપે બાવાએ ત્રાટકીને બારણું બંધ કરી દીધું. જેલના, લોખંડના સળિયાની હોય એવી એ ઓરડી. વાંદરો કેદ પુરાયો. એણે ભારે રમખાણ મચાવ્યું પણ પોતે થઈને કેદમાંથી છૂટ્યો નહીં. પૂરતી સજા મળી ગઈ છે એવા નિશ્ચયે અને આ અહીં હડી કાઢતો હોય ત્યાં રાતેય મને શી રીતે ઊંઘ આવે ? વાંદરો પોતા પર તરાપ મારી ન શકે એ રીતે બારણું ખોલીને એ ખસી ગયો કે વાંદરો બહાર. પોતાનો ગુસ્સો તો ગમે ત્યારે બાવા પર ઉતારી શકાશે, મારું કુટુંબ મારી રાહ જોતું હશે એવા ખ્યાલે વાંદરો સોંસરો બહાર નીકળીને કૂદકા મારતો જંગલમાં એમના થાનકની દિશામાં ભાગી ગયો.

ત્રણેક દિવસ થયા હશે. બપોર પછીનો સમય. બાવો એના સ્થાને કોઈક વિચારમાં બેઠો હતો. પેલા વાનરભાઈ મંદિરની હદમાં પ્રવેશી ચૂક્યા હતો પણ એ પ્રવેશ ધ્વનિવિહોણો હતો. વાંદરો લગભગ બાવો બેઠો હતો એની નજર ઉપર સુધી આવ્યો અને સીધો બાવા પર ત્રાટક્યો. એને પકડ્યો. એના મોઢા સામે મોઢું લાવીને દાંતિયા કર્યા : એના ભાવ એવો હોય કે તેં મને ગોંધ્યો ? તારી આ મજાલ ? તું મને સમજે છે શું ? વાંદરાએ એક હાથે બાવાને પકડ્યો અને બીજા હાથે બાવાના ગાલે તમાચા મારવા માંડ્યા. બંને ગાલને બરાબર ન્યાય આપ્યો અને વચ્ચે આવ્યું તે પણ હડફટે ચઢી ગયું. બાવાએ ચીસાચીસ કરી મૂકી પણ આ જંગલમાં તારી વહારે વળી કોણ દોડનારું છે એવા આત્મવિશ્વાસે બાવાને ખાસ્સો ફટકાર્યો. બાવાની ચીસાચીસથી પાસેના માર્ગથી જતા માણસો દોડી આવ્યા એટલે છેલ્લાં દાંતિયાં કરીને વાંદરો ચાલ્યો ગયો. મંદિર ભગવાન સાચવશે એવા ભરોસે લોકોએ બાવાને વાહનમાં નાખી હોસ્પિટલે પહોંચાડ્યો... તે પછી વાંદરાં અને બાવાના સંબંધો વિશે જાણવા મળ્યું નહીં.

વાંદરાએ જંગલમાં મારો માર્ગ રોક્યો અને હું પાછો વળ્યો એનું ડહાપણ બાવાની વાનરકહાણી જાણ્યા પછી સમજાયું. આમે ય મારાં ડાચાં બહુ નબળાં.

'શાંતિકુંજ' નામનો ત્રણ માળનો બંગલો... વચલા માળને બાદ કરતાં બંને માળમાં ઈન્ટરકોમ તથા અન્ય ટેલિફોનની સુવિધાઓ... વચલા માળમાં ઘરનો કેટલોક સામાન પેક કરી દેવામાં આવેલ છે. ગ્રાઉન્ડફ્લોરમાં આઈ.એ.એસ. કક્ષાના ઉચ્ચ સરકારી અધિકારી - જિલ્લા વિકાસ અધિકારી શ્રી મેહુલકુમાર રાવ રહે છે. ત્રીજા માળે અધ્યાપિકા તરીકે ફરજ બજાવતાં મેહુલકુમારના પત્ની પ્રભારાવ રહે છે.

ઈન્ટરકોમ ટેલિફોનની ઘંટડી...

'હલો... હલો... હલો... પ્રભા, ફોન કેમ ઉપાડતી નથી ? હું મેહુલકુમાર બોલું છું...'

'હલો... મને ખબર છે... હવે આપણી વચ્ચે કોઈ સંબંધ જેવું રહ્યું નથી, છતાં મને ફોન શા માટે કર્યા કરો છો ?'

'હલો... આપણી વચ્ચે સંબંધ જેવું રહ્યું નથી એટલે જ તો ફોન કરું છું !'

'ફાલતું વાતો કરવા માટે મારી પાસે સમય નથી... અને બીજું ક્યા અધિકારની રુએ હજુ પણ તમે મને ફોન કર્યા કરો છો ?'

'હજુ પતિ-પત્ની તરીકે કાયદેસર રીતે આપણે છૂટા થયા નથી, એટલે કંઈક ને કંઈક નિમિત્તે ફોન કરવાનું તો થાય જ ને ?'

'તો બોલો, શું કહેવું છે ?'

'હલો... હજુ હું કંઈ કહું એ પહેલાં જ જાણે તું મારી પાસેથી શબ્દો ઝૂંટવી લે છે !... ક્યારેક એવું થાય છે જાણે તે મને જ લૂંટી લીધો છે !'

'હલો... લૂંટી તો તમે મને લીધી છે. તમારી સાથેના પાંચ-છ વર્ષના લગ્ન-જીવનમાં તો તમે મને પાયમાલ કરી નાખી છે, ને હજુ પણ મારો ખેધો...'

'તારી બોલવાની રીતભાત - અક્કડ જોઈને મને થાય છે - તારી સાથે વાત પણ શું કરવી ?'

'તો પછી ફોન નીચે જ મૂકી દોને... અને મને પણ હવે તમારી કોઈ વાત સાંભળવામાં રસ નથી...'

'રસ તો મને ય નથી તારી વાત સાંભળવામાં... પણ હજુ કોર્ટમાં આપણો ડાયવોર્સનો કેસ ચાલે છે ને, એટલે ન છૂટકે જ... બાકી તું સાયકોલોજીની અધ્યાપિકા થઈ ગઈ એટલે તારી જાતને વધારે પડતી હોશિયાર માનતી થઈ ગઈ છે.'

'હલો... હોશિયાર તો તમે મને બનાવી દીધી છે... બધી ટ્રેઈનિંગ તો તમારી જ ને? હવે મારું શું કામ છે?'

'હલો... બેન્કમાં 'આપણા સંયુક્ત' ખાતામાં જે રકમ પડી છે, તે ઉપાડીને આપણા જુદાં ખાતાં કરવા માંગું છું.'

'હું પણ તમને આ જ વાત કહેવા માંગતી હતી, ત્યાં તમે જ સામેથી... તમે મને પાસબુક જોવા મોકલો... સાથે વિથડ્રોઅલ સ્લીપ પણ મોકલો. હું સહી કરી આપું છું. બીજું કંઈ?'

'બીજું લગ્ન પહેલાં આપણી વચ્ચે ઘણો પત્રવ્યવહાર થયેલો, એ બધા મારા પ્રેમપત્રો તે ક્યાં રાખ્યા છે?'

'હવે આટલા વરસે તમારે એ જાણીને શું કામ છે? મેં તો એ બધા કેદુના સળગાવી નાખ્યા છે... મેં તમને લખેલા પ્રેમપત્રો કદાચ પુરાવાઓ માટે તમે સાચવી રાખ્યા હશે...'

'એમાં વળી પુરાવો શેનો? મેં તો આપણો કેસ કોર્ટમાં દાખલ થયો ત્યારે જ કટકેકટકા કરીને...'

'તોય મારા ઉપરનો રોષ ન ઊતર્યો?'

'જ્યાં સુધી તું જીવે છે, ત્યાં સુધી તો મારો રોષ ઊતરે એમ લાગતું નથી પ્રભા...'

'તમે લપ્પન-છપ્પન મૂકો... મારે કોલેજનું મોડું થાય છે... ઓ.કે...'

'હલો પ્રભા! સવારે હું મારી વાત પૂરી કરું એ પહેલાં તો તેં ફોન મૂકી દીધેલો ખરું?'

'હલો... અત્યારે રાત્રિના દસ થવા આવ્યા છે, ને મને ફોન કરવાનું સૂઝ્યું! અત્યારે વાત કરવાનો મને 'મૂડ' નથી...'

'તને વાત કરવાનો 'મૂડ' નથી, પણ તેં મારી જિંદગીનો જ 'મૂડ' બગાડી નાખ્યો એનું શું ?'

'કાં મેં વળી તમારું એવું તે શું અહિત કરી નાખ્યું ? કોર્ટમાં આપણો કેસ ચાલે છે. જે ચુકાદો આવશે એ માથે ચઢાવી લઈશ. હવે તમે વધારે શું કહેવા માંગો છો ?'

'હજુ આપણે છૂટાં થયા નથી, ત્યાં સુધી તો તું સમાજમાં મારી પત્ની તરીકે જ ઓળખાય છે ને ?'

'હા, એથી શું ?'

'હલો... તો સમાજમાં મારી બદનામી થાય એવું કશું તારે ન કરવું જોઈએ... હજુ તું મારી પત્ની જ છે, ને મારા જ બંગલામાં રહે છે...'

'હલો, મેં મેં વળી તમારી શું બદનામી કરી ? હું તો ક્યાંય તમારું નામ સુધ્ધાં લેતી નથી.'

'ફક્ત તારા કારણે જ હું મારા માનમોભા પ્રમાણે મારી ફરજ પણ બજાવી શકતો નથી...'

'હું એમાં તમારી આડે ક્યાં આવી ?'

'તું તારા સ્ટાફના માણસો સાથે સાવ બિન્ધાસ બનીને કોલેજમાં, હોટેલોમાં અને પાર્ટીઓમાં ફર્યા કરે છે એ શું સારું છે ?'

'વાહ ! આક્ષેપો કરતાં તો સારા આવડે છે. પણ તમે તમારા વિશે ક્યારેય વિચાર્યું છે ખરું ?'

'હલો... તું શું કહેવા માંગે છે ?'

'હું તમને પૂછું છું - તમે તમારા હાથ નીચે કામ કરતી છોકરીઓ સાથે વધારે પડતી છૂટછાટ લો છો એ શું સારું છે ?'

'તારા જેવી ઉધ્ધત સ્ત્રી મેં ક્યાંય જોઈ નહીં. તારી સાથે સિવિલ મેરેજ કરવામાં ખરેખર હું થાપ ખાઈ ગયો છું...'

'હલો... થાપ તમે નહીં હું જ ખાઈ ગઈ છું. કોલેજમાં આપણી ઓળખાણ થઈ એ વખતે કોલેજના ફંક્શનોમાં નાટકોમાં સાથે કામ કરતાં કરતાં તમારા અભિનય ઉપર - તમારી વાક્છટા ઉપર હું વારી ગઈ હતી, ને મેં તમારી સાથે લગ્ન...'

'પ્રભા, મારી તો લગ્ન જ કરવાની ક્યાં ઇચ્છા હતી ? છતાં હું તારી મોહજાળમાં ફસાઈ ગયો. ને આ નાટકોના પડદાએ જ આપણા લગ્નજીવન ઉપર પણ પડદો...'

'હવે તમારે ફોન કરી કરીને મારી સાથે ક્યાં સુધી ઝઘડા કર્યે રાખવા છે ?'

'ઝઘડો તો તું જ શરૂ કરાવે છે. આ બંગલો છોડીને તું બીજે રહેવા ચાલી જાય તો પણ આપણી વચ્ચે દેખવા-દાઝવાનું તો ન રહે...'

'બંગલો હું શું કરવા છોડું ? ઘર તો હમેશાં સ્ત્રીનું જ હોય એની તમને ખબર છે ને ?'

'ઘર ઘર શું કરે છે ? તેં તો આ બંગલાને જ ભૂતબંગલો બનાવી દીધો છે !'

'મેં નહીં તમે જ સમજ્યાં...?'

'વોટ એ રેચેડ વુમન યુ આર...!!'

'હલો પ્રભા...'

'હલો... હું હવે તમારી સાથે વાત કરવા માંગતી નથી. તમે મને રેચેડ વુમન...'

'વાત તો હું પણ તારી સાથે કરવા માંગતો નથી, પણ તારી કેટલીક ટપાલ પોસ્ટમેન મારી લોબીમાં નાખી ગયો છે એટલે ફોન કર્યો, મારી ટપાલો સાથે...'

'તમે ટપાલ મારા રૂમ પાસે ફળિયામાં નાખી દેજો હું લઈ લઈશ...'

'પ્રભા, એક વાત માટે તારો આભાર માનું છું – સરનામામાં તેં તારા નામની પાછળ મારું નામ લખવાનું છોડી દીધું એ સારું કર્યું છે...'

'હા, કેર ઑફમાં મારે હજુ તમારું નામ લખવું પડે છે એનું મને દુઃખ છે...'

'દુઃખ તો તારું મને ભારે છે. બાળક વગર તારું માનસ કેટલી હદે વિકૃત થઈ ગયું છે એનો તને ખ્યાલ છે ?'

'ના, એમ નથી. તમારી જ કેટલીક વિકૃતિઓનો હું ભોગ બની ગઈ છું. આપણને બાળક ન થાય એ માટે પાંચ વર્ષો સુધી તમે જ નિરોધની ગોળીઓ ખવડાવ્યે રાખેલી... તમને તો મારા શરીરની જ ભૂખ હતી ને ?'

'હલો... ના એમ નથી. તારું દેહસૌષ્ઠવ કે સૌંદર્ય જળવાઈ રહે એ માટે

જ તે ગોળીઓ... તારા આ રૂપે જ તો તને વિષકન્યા બનાવી દીધી છે ને એનો ડંખ મને...'

'મહેરબાની કરીને, અકારણ ફોન કરી કરીને મને ત્રાસ આપવાનું બંધ કરો. ફોન તો સારી વાત છે. તમારા ત્રાસથી મેં ઈન્ટરકોમ ટેલિફોન તો કેન્સલ કરાવી નાખ્યો. હવે આ ફોન પણ મારે કસ્ટડીમાં મૂકાવી દેવો પડશે...'

'હલો... કસ્ટડીમાં તો તેં મને જ મૂકી દીધો છે પ્રભા !!'

'હલો... દાસભાઈ કે ?'

'જી હા, હું દાસ મુરલીધર લોજમાંથી બોલું છું. તમે કોણ ?'

'હું મેહુલકુમાર બોલું છું...'

'બોલો... બોલો... સાહેબ... કેમ છો ?'

'ઓકે... બીજું તમારા તરફથી નિયમિત ટિફીન મળી જાય છે. માત્ર એક સૂચના આપવાની છે...'

'જી... ખુશીથી હુકમ કરો...'

'દાળ અને શાકમાં ચટણી - મીઠું હવે બહુ જ ઓછા નાખજો... મને થોડી બી.પી.ની તકલીફ...'

'ભલે... રસોઈ તો ફાવે છે ને ?'

'તમારી રસોઈમાં કાંઈ કહેવાનું હોય ? બહુ જ સરસ રસોઈ બને છે. દાસ ભાઈ, બીજી એક વાત પૂછવી છે...'

'ખુશીથી ફરમાવો...'

'મારી પત્ની પ્રભા પહેલાં તમારે ત્યાં જમવા આવતી... હમણાં જાણવા મળ્યું કે તેણે તમારે ત્યાં જમવાનું બંધ કર્યું છે...'

'હા.જી...જેવી એની ઇચ્છા...'

'હાલ એ કોને ત્યાં જમે છે ?'

'હલો... બહુ ખબર નથી. પણ તેમના સ્ટાફના એક બહેનને ત્યાં જ પેઈંગ ગેસ્ટ તરીકે જમે છે. સાહેબ, હું તો ઇચ્છું છું – તમારી અને પ્રભાબહેનની વચ્ચે જલદી સમાધાન થઈ જાય.'

'ઓકે. દાસભાઈ...'

'હલો... હલો... હલો...'

'હલો... મેં તમને મને ફોન ન કરવાની, અને ફોન કરીને વારે વારે મને ન પજવવાની વિનંતી કરી છે, છતાં પણ તમે તો...'

'હલો... પ્રભા આપણે એકમેકના ત્રાસમાંથી છૂટી જઈએ એ માટે મને એક વિચાર આવે છે...'

'બોલો શું કહેવું છે?'

'પ્રભા, કોર્ટમાં આપણા કેસનું નિરાકરણ થાય એ પહેલાં આપણે જ સમજીને છૂટા પડી જઈએ તો ...?'

'તો તમે કેવી રીતે સમાધાન કરવા માંગો છો? બાકી હવે મને તમારી કોઈ વાતમાં વિશ્વાસ નથી.'

'હું તને પાંચ લાખ રૂપિયા આપી દઉં, ને તું આ બંગલો છોડીને બીજે રહેવા ચાલી જા...'

'બસ, એથી વિશેષ બીજું કંઈ નહીં?'

'બીજું તારા માવતરેથી તું લાવેલ બધી જ વસ્તુઓ - દાગીના સહિત ખુશીથી લઈ જઈ શકે છે...'

'ના, મને તમારી દરખાસ્તો મંજૂર નથી. હવે હું જે દરખાસ્તો મૂકું છું તે અંગે તમે વિચારી જોશો...'

'શું છે તારી દરખાસ્તો?'

'હું તમને દસ લાખ રૂપિયા આપી દઉં, ને તમે બીજે રહેવા ચાલ્યા જાઓ... બીજું ઘરની ચીજ-વસ્તુઓના સરખા ભાગ પાડી આપો, અને ત્રીજું ભવિષ્યમાં ભૂલેચૂકેય પણ આપણે એકબીજાના જીવનમાં માથું ન મારવું. બસ, તમેય છૂટા ને હુંય છૂટી...'

'તારી બધીય વાત હું સ્વીકારી શકું, પણ બંગલો તો હું ન જ છોડી શકું. બંગલાની આજની માર્કેટવેલ્યુ શું છે એની તને ખબર છે? પૂરા ચાલીસ લાખ!'

'તો પછી હું મીરાંબાઈ નથી કે તંબૂરો ઉપાડીને મેવાડ છોડીને ચાલી નીકળું...'

'ખેર, તો ચાલવા દે આપણો ડાયવોર્સ કેસ કોર્ટમાં... ઓ કે...'

'હલો... આપણે એકબીજાના ચહેરા પણ ન જોઈ શકીએ એથી હવે

પછી હું બંગલાનો પાછળનો જ દરવાજો વાપરીશ... બસ, બીજી રીતે તમે મને ત્રાસ ન આપો એટલી જ અપેક્ષા...'

'હલો... કોલેજમાંથી હું પ્રભા રાવ બોલું છું. રાવ સાહેબ હોય તો એમને ફોન આપો...'

'હલો... હું ડી.ડી.ઓ. રાવ બોલું છું.'

'હું પ્રભા...'

'ઑફિસે વળી કેમ ફોન કરવો પડ્યો ?'

'હલો... છેલ્લાં કેટલાક દિવસોથી તમે બંગલો ખાલી કરાવવા માટે મને જે ત્રાસ આપી રહ્યા છો એ શું બરાબર છે ?'

'મેં શું ત્રાસ આપ્યો ?'

'બંગલામાં આખી રાત મિત્રો સાથે ફિલ્મો જોયા કરો છો, પત્તાં રમો છો અને હસી-મજાક અને ઠીઠીયારા...'

'તો બંગલામાં મિત્રોને આવતા પણ મારે બંધ કરી દેવા એમ ને ?'

'હલો... બધું મર્યાદામાં શોભે... તમારા ત્રાસથી હું એમ બંગલો છોડીને ચાલી નહીં જાઉં સમજ્યા ને ?'

'મને ખબર છે... મરશે તો પણ તું તો અહીં ચૂડેલ થઈને જ...'

'હા... હા... ચૂડેલ થઈશ, તો પણ તમને તો નહીં જ વળગું સમજ્યાને ? બાકી બોલવામાં ધ્યાન રાખો...'

'પ્રભા, તારી સાથે વાત ન હોય ...'

'હલો... પ્રભા... મજામાં ?'

'વાહ ! આ શું કહેવાય ! પહેલી જ વખત મારી ખબર પૂછી...'

'મને ય ક્યારેક થાય છે - કોઈક મારી પણ ખબર પૂછે... મને હમણાં બી.પી.ની ભારે તકલીફ થઈ ગઈ છે. ટેન્શનમાંથી મુક્ત થઈ શકું એટલે તારી સાથે થોડી વાત કરવા માંગુ છું.'

'બી.પી.ની તકલીફ તો તમે મને કરાવી દીધી છે. હું પણ હાઈ બી.પી.થી જ...'

'ચાલો હજુ રોગ પૂરતું પણ આપણી વચ્ચેનું સગપણ કુદરતે જાળવી રાખ્યું એનું પણ આશ્ચર્ય તો ખરું જ... તું કયાં ડૉક્ટરની સારવાર લે છે?'

'એ તમારે જાણવાની શી જરૂર ? મૂળ વાત કરોને...'

'પ્રભા, આપણા કેસની પંદર તારીખ પડી છે. એ પહેલાં મારા વકીલ કેટલીક બાબતો અંગે તારી સાથે ચર્ચા કરવા માંગે છે, તો તું સાંજના મારી પાસે ન આવી શકે ?'

'હું તમારા વકીલ સાથે ચર્ચા કરવા માંગતી નથી... તેમને કંઈ પણ ચર્ચા કરવી હોય તો મારા વકીલ સાથે કરી શકે છે.'

'હલો... પ્રભા ! તારી જિદ અને જડતા ઠેઠ સુધી એવા ને એવાં જ રહ્યાં હો !'

'હા, ટ્રેઈનિંગ તો તમારી જ છે ને ? ઓકે...'

'હલો... પ્રભા, કદાચ આ મારો છેલ્લો ફોન...'

'ના... ના... ફોન કરી કરીને તમતમારે મને ત્રાસ આપ્યા કરો... બાકી તમને કહી દઉં – મેં ફોન મારે ત્યાંથી ખસેડી લેવા માટે અરજી કરી દીધી છે.'

'અરજી તો નકામી કરી. આમેય હવે હું તને ફોન ક્યાં કરી શકવાનો હતો ? એ છેલ્લી વાત કહેવા માટે તો તને આ ફોન...'

'શું કહેવાની છે છેલ્લી વાત ...?'

'એ જ કે પંદરેક દિવસથી મારી બદલી અમદાવાદ થઈ ગઈ છે.'

'હલો... મને ખબર છે !'

'આશ્ચર્ય ? તને આ વાત કોણે કરી ?'

'જેણે કરી હોય એણે... એ તમારે જાણવાની શી જરૂર છે ? બદલી થઈ ગઈ છતાં હજુ તમે અહીં કેમ ? અમદાવાદ ક્યારે પધારવાના છો ?

'હમણાં રજા ઉપર છું. હવે બે-ત્રણ દિવસમાં અમદાવાદ હાજર થવાનો છું.'

'સારું થઈ જાઓ હાજર... મારી તો જાન છૂટે... પણ અત્યારે તમે મને ફોન શા માટે કર્યો...?'

'હલો... મારી જે કાંઈ ટપાલ આવે તે તું 'રિ-ડાયરેક્ટ' કરીને મને અમદાવાદ પહોંચાડી શકે ?'

'હલો... હું તમને પૂછું છું -- કયા અધિકારની રુએ હવે તમે મને આ કામ ચીંધો છો ?'

'સોરી પ્રભા ! ભૂલ થઈ ગઈ તને આ કામ ચીંધવામાં... છતાં ય કોણ જાણે કેમ... હવે તો આપણા કેસનું જલદી નિરાકરણ થઈ જાય તો કેવું સારું ! આપણા છૂટાછેડા થઈ ગયા પછી તું ક્યાં સેટલ થવા માંગે છે ? શું ક્યાંય બીજા સાથે રિ-મેરેજ કરવાનું વિચાર્યું છે ?

'છૂટાછેડા થઈ ગયા પછી મારે શું કરવું - શું ન કરવું એ તમારે જાણવાની કંઈ જરૂર ખરી ? મને યોગ્ય લાગશે તે પગલું ભરીશ... મને તો લાગે છે તમે કદાચ બીજી કન્યા શોધી પણ લીધી હશે... હું તમારી રીતિ-નીતિથી સારી રીતે વાકેફ છું...'

'હલો... પ્રભા... બીજી કન્યા હજી શોધી નથી, પણ પસંદ કરીશ તો પણ એ કોઈ વાતે તારા જેવી તો નહીં જ હોય...'

'હા, બિચારી જેનું નસીબ ફરી ગયું હશે એ જ તો તમારે પનારે...'

'હલો... પ્રભા, તારી ભાષા સુધરી નહીં.'

'હું તમને પૂછું છું - તમે મને મોંમાં આંગળા નાખીને શા માટે બોલાવો છો ? મારે નથી કરવી તમારી સાથે વાત... હું ફોન મૂકી દઉં છું.'

'વાહ તારો રુઆબ ! કહેવું પડે !... અચ્છા...'

'હલો... કોણ રાવત સાહેબ ?'

'હલો... હું પ્રિન્સીપાલ રાવત બોલું છું. તમે કોણ ?'

'હલો... રાવત સાહેબ, હું મેહુલકુમાર બોલું છું.'

'બોલો... બોલો... સાહેબ, શું કામ પડ્યું ?'

'હલો... હમણાં બે-ત્રણ દિવસથી પ્રભા બંગલામાં દેખાતી નથી... તો શું એ રજા મૂકીને ક્યાંય બહારગામ ગઈ છે ?'

'હા, આઠેક દિવસની રજા મૂકીને ક્યાંક બહારગામ ગયાં છે... ખાસ તો બે-ત્રણ જગ્યાએ એમના ફાધરની વગ લગાડીને તમારી બદલી બંધ

રખાવવા માટેના પ્રયત્નો કરવાના છે.'

'હલો... શું મારી બદલી બંધ રખાવવા ? પણ એ આવો પ્રયત્ન શા માટે કરે ? અમારો તો ડાયવોર્સનો કેસ ચાલે છે. ને હું ય એનાથી તંગ.'

'હલો સાહેબ, મને બધી ખબર છે. વર્ષોથી પ્રભાબહેન સાથે હું કામ કરું છું. છતાં હજુ સુધી હું પણ એમના માનસને સમજી શક્યો નથી.'

'થેંક યુ રાવત સાહેબ... અચ્છા...'

આજે અમદાવાદ હાજર થવા માટે – ક્યારે નીકળવું – પહેલાં ક્યાં જવું, ક્યાં ન જવું એ દ્વિધામાં ગૂંચવાતા – મૂંઝવણ અનુભવતાં મેહુલકુમાર ટૂથપેસ્ટ-બ્રશ દાંતે ઘસતાં સવારના ફળિયામાં ધીમે ધીમે આંટા મારી રહ્યા છે. ત્યાં પ્રભાએ ઘા કરીને ફળિયામાં ફગાવી દીધેલા વાળના ગૂંચળા ઉપર અચાનક તેમની નજરે પડે છે. દાંતે બ્રશ ઘસતાંઘસતાં વાળનું ગૂંચળું લેવા તેઓ વાંકા વળે છે, ને મોંમાંથી લાળ ગૂંચળા ઉપર પડે છે. જરા નારાજગી સાથે ગૂંચળાને ઉપાડી ફળિયા બહાર ફગાવી દેવા ગૂંચળાનો ઘા કરે છે, ને પવનમાં ગૂંચળામાંથી બે-ચાર વાળ છૂટા પડીને તેમની ખુલ્લી છાતી ઉપર ચોંટી જાય છે !

## કેટલીક ગુજરાતી વાર્તાઓ વિશે / જયંત પારેખ

### ખીચડી : જયંત ખત્રી (૧૯૦૯-૧૯૬૮)

'દેશપરદેશની લડાઈના પડછાયા પથરાઈ ગયા હતા. મોંઘવારી, ભયંકર મોંઘવારી, અછત, બેકારી, ગરીબી, દાદાગીરી, ભૂખમરો, લોહીનો વેપાર, ચોરી, લૂંટ, નફાખોરી...' જેવાં વિધાન, મિલિટરી બેન્ડ.જેવી વિગત, 'વિચારોના લશ્કરી ઘેરા' જેવું કલ્પન – આવી રીતે 'ખીચડી'માં જયંત ખત્રીની પ્રતિબદ્ધતાનો તારસ્વર સંભળાય છે. અન્તે પણ 'આ લડાઈનો ક્યારે આરો આવશે ?' એવા સવાલમાં એનું પુનરુચ્ચારણ થાય છે.

મોંઘવારી, અછત શોષણમાં પરિણમે છે. લખડીનું પણ શોષણ થાય છે. સ્વજનોનું જતન કરવાનું એ હોંશથી, હળવાશથી માથે લે છે. એ ખીચડી કમાય છે, ખીચડી રાંધે છે ને ખીચડી પીરસે છે – 'લખડી પોતેય ખીચડી જેવી છે, નહિ બા?' એ હસે છે ત્યારે મજૂરી કરતું જગત હસે છે. એ હાસ્યની કરુણતા એ હજી સુધી ઓળખી શકતી નથી. એ પળ પણ આવે છે. મોંઘવારીની ભીંસ એને પણ દાઢમાં લે છે.ખીચડી રળવાનું અશક્ય બને છે ત્યારે એના પિતા જ એને કહે છે : 'ખીચડી કમાવી એ રમત વાત છે – બહુ જ સહેલું છે, સમજી ?' આમ સર્વવ્યાપી શોષણનો એ પણ ભોગ બને છે. શંકર શેઠ એના સ્ત્રીત્વનું શોષણ કરે છે. મોંઘવારી ને અછતના માર્યા માતાપિતા જડ બને છે, ભાઈ પણ કદાચ બેકારીને લીધે જ વંઠી જાય છે. આ ત્રણેય એના સ્નેહનું શોષણ કરે છે – 'આજે આ કૂકડીએ સોનાનું ઈંડું મૂક્યું કે શું '

શોષણ માનવીના વ્યક્તિત્વને છિન્નભિન્ન કરી નાખે છે, રહેંસી નાખે છે. માતાપિતા સ્નેહને વશ નહીં, ભૂખને વશ વર્તે છે. વિઠ્ઠલ વિશ્વાસભંગ કરે છે ને સિગારેટદારૂમાં પૈસા ઉડાવી દે છે – સિગારેટના ધુમાડાએ આકાશને છાઈ દીધું. પાનની પિચકારીના લાલ રંગભર્યા સન્ધ્યાના રુદન ગાતા મોઢામાંથી દારૂની બદબૂ જગતના સુકુમાર ફૂલડાંને શરમાવી રહી.' લખડી લખડી રહેતી નથી. એ નિર્દોષ છે, પ્રકૃતિની સાથે એકરૂપતા અનુભવે એટલી જીવંત છે – 'કોઈ ઝૂલતી ડાળે હિલ્લોળતું પારેવડું, કોઈ ઊઘડતા પ્રભાતનું એક કૂમળું કિરણ એની આંખ એક પલકારાની ફુરસદ લઈ જોઈ લેતાં ચૂકતી' નથી. એનામાં અનાઘ્રાત પુષ્પની ઉન્મત્ત મસ્તી છે 'અરીસામાં પોતાનું પ્રતિબિમ્બ જોતાં જોતાં' એનું હૃદય બેચાર ધબકાર ચૂકી જાય છે. આ બધું રોજના ઢસરડામાં ઘસડાઈ જાય છે. એ ખીચડી જેવી હતી, હવે ખીચડી જ બની જાય છે – શંકર શેઠનો 'પલંગ એક મોટું હાંડલું ને પોતે મહીં ખીચડી' બની જાય છે. એક કોડભરી, ખુમારીભરી મુગ્ધા રહેંસાઈ જાય છે. એની 'એક ને અજોડ રાત' મૃત્યુ પામે છે. એના હાસ્યની સરળતા ને લજ્જા રહેંસાઈ જાય છે, કુનેહ ને નફ્ફટાઈમાં ફેરવાય છે. ખીચડી સાથેની એની એકરૂપતા, દેહવિક્રયની પ્રવૃત્તિ – આ તમામ કરુણતાનાં મૂળ લડાઈ, મોંઘવારી ને શોષણ જ છે એ કૃતિને અન્તે પણ ભારપૂર્વક કહેવાય છે.

પરંતુ આ પ્રતિબદ્ધતાનાં બન્ધન તોડીને જયંત ખત્રીની પાયાની સૂઝ ધરાર પ્રગટ થાય છે. મીઠી ઝણઝણાટી, મધુરતાનું કર્ષણ, સ્પર્શનો રોમાંચ, સુંદર ને યુવાન હોવાનું આહ્લાદજનક ભાન, સ્ત્રીત્વનો પ્રથમ મુગ્ધ આવિર્ભાવ – આ આલેખ્યા વિના એ રહી શકતા નથી ત્યારે આપણને લાભ થાય છે. પ્રતિબદ્ધતાની જાણે ઐસી કી તૈસી. નર્યા પ્રતિબદ્ધ વાર્તાકારને લખડીની એક ને અજોડ રાત, સ્ત્રી ને ખીચડી હોવાનો શબલિત ભાવ, ઉપમાથી અપહ્નુતિ સુધીની ગતિ આ બધાંનું આલેખન કરવાનું જરૂરી લાગે ખરું ? શંકર શેઠ લખડીની લાચારીનો ગેરલાભ લે છે એટલું બતાવવાથી નભી જાય. એમની પ્રતિબદ્ધતા ફરી પાછું માથું ઊંચકે છે: 'એ દિવસ પણ વીતી ગયો.' આ શબ્દોથી અન્ત લાવવાને બદલે એ કૃતિને નવી લખડીની દિનચર્યા, વિઠ્ઠલની ધરપકડ સુધી નાહક લંબાવે છે. ને બધું જ, બધું જ લડાઈ ને મોંઘવારીનું

પરિણામ છે એવા આગ્રહનું પુનરુચ્ચારણ કરે છે ત્યારે ફરિયાદ કરવાનું મન થાય છે. પ્રતિબદ્ધતાનો આવો તારસ્વર નિર્વિઘ્ન સંવિત્તિ થવા દે ખરો?

## તેજ, ગતિ અને ધ્વનિ

વજેસંગ, નરપત, પ્રસાદજી ને કસ્તુર – આ ચારેયના સમ્બન્ધની એક સંકુલ ભાત આ વાર્તામાં વણાય છે. એનું સૌન્દર્ય માણવા માટે કેટલીક મહત્ત્વની વિગતો, કેટલાક મહત્ત્વના સવાલ વગેરેનો વિચાર કરવો પડે.

વજેસંગ કોઈ કાળે કસ્તુરને આંખથી અળગી કરવા તૈયાર નથી. પ્રસાદજી એકી નજરે કસ્તુરને નિર્વસ્ત્ર તરતી જોઈ રહે છે એથી એનાં વહાલ ને સાહજિકતા ઓસરી જાય છે. પ્રસાદજીનું મૃત્યુ એને થાપ ખવડાવે છે. કસ્તુરને ઊંચકીને એ દરવાજા બહાર ફેંકે છે. પ્રસાદજીની હત્યા કરવાનું એને મન થાય છે ખરું. એના હિંસક આક્રોશનું કારણ શું છે – સ્નેહ, અપમાન, ઈર્ષ્યા?

નરપત કસ્તુરની ખુલ્લા મેદાનમાં રતિક્રીડા માણવાની ઇચ્છા સંતોષે છે ખરો, એને ઘેલછા પણ ગણાવે છે. શરદપૂનમની ચાંદની મેઘ બનીને વરસી રહી છે ત્યારે એને જાણે ઘોડાના ડાબલા સંભળાય છે ને એનું આલિંગન છૂટી જાય છે. અતૃપ્ત કસ્તુરનાં મહેણાં સાંભળવા પડે છે – 'મોકો ન ઓળખે એ મરદ શા કામનો?' 'આવી રાતે જુવાન હોય એને ઊંઘ કેમ આવે?' નરપતને પ્રસાદજીની શરમ લાગે છે, બીક લાગે છે? કસ્તુરની ઝંખનાની સરખામણીમાં એની તત્પરતા ઊણી ઊતરે છે?

પ્રસાદજી કસ્તુરને જુએ છે ત્યારે બેબાકળા બની જાય છે. પહેલી વાર રજસ્વલા બનતી કસ્તુર 'એક પળમાં લજ્જાનું સુન્દરતમ શિલ્પ બની જાય છે ત્યારે બેબાકળા બને છે. કસ્તુરનાં અંગેઅંગમાંથી રતિક્રીડાની તૃપ્તિ નીતરે છે ત્યારે, શરદપૂનમ પછીના મધ્યાહ્ને દુભાયેલી કસ્તુર નદીકિનારે આવે છે ત્યારે એ ઘોડાને એકદમ મારી મૂકે છે. એ જ સાંજે પહેલાં તો એમનું મોઢું સખત બની બિડાય છે. પણ કસ્તુર તો એમની સાથે આવવા તૈયાર થાય છે. એના મુખની બંકિમા, લજ્જાભર્યા સ્મિતનો પરાગ, અંગભંગ ને ઉગ્ર

ભાવનાશીલતા – આ સર્વનું એ સાન્નિધ્ય અનુભવે છે. છેલ્લે વૈશાખના પ્રખર મધ્યાહ્ને ફરી વાર કસ્તુરને તદ્દન નગ્ન દેહે તરતી જુએ છે ત્યારે અકળાય તો છે જ, પછી એમનાં ક્ષોભ ને શરમ, નિષ્ઠુરતા ને કડવાશ પહેલી વાર ઓગળી જાય છે. એ પોતાની નવપરણેતર – 'કસ્તુરના જેવી જ એક યૌવના'ના મીઠા સ્મરણમાં લીન થાય છે.

કસ્તુર પ્રત્યે એ આકર્ષણ અનુભવે છે કે અપરાધભાવ ? એની સાથે એમનો દેહસમ્બન્ધ બંધાય છે ? એમનું મૃત્યુ કુદરતી છે ? કસ્તુરને પામ્યાની સન્તૃપ્તિ કે ન પામ્યાનો સન્તાપ કે પછી ઈર્ષ્યા, બેવફાઈ – આવું કોઈ કારણ છે ? સફેદ ઘોડો શાનું પ્રતીક છે – જાતીયતાની ઝંખનાનું, પુંસકતા કે નપુંસકતાનું ? એ ત્યકત છે, સન્તાનહીન છે. પોતાને માટે 'છીછરા પાણી'નું રૂપક યોજે છે આ સન્દર્ભ શું સૂચવે છે ? નપુંસકતા, અતૃપ્તિ, એકલતા ?

પારેવું, પતંગિયું, હંસ, સારસ, હરિણી – કસ્તુરના આવાં રૂપ જોવા મળે છે. એને પાણી, ઉઘાડાં મેદાન, વનરાજિનું એકસરખું આકર્ષણ છે. એ સતત મોકળાશ, સતત સાથ, સતત તૃપ્તિ ઝંખે છે. એના ફાલતાફૂલતા યૌવન પર મીટ માંડનાર કોઈ પુરુષ ન હોય તો, એક પણ દિવસ એની જુવાની એળે જાય તો એનાથી સહેવાતું નથી. પ્રસાદજીથી કાંઈ જ અજાણ્યું રહેતું નથી ત્યારે એ ચિડાય છે – 'આપણે ઘરમાં રહીએ છીએ કે ચોરામાં ?' પણ પ્રસાદજીને જોતાં જ લજ્જા પામે છે, એનાં ગાત્ર શિથિલ બને છે. એને ઉષ્મા ને વિહ્‌વળતાભરી આહ્‌લાદજનક બેચેની થાય છે, એનું સૌન્દર્ય ખીલી ઊઠે છે.

કસ્તુર અસીમ, અખૂટ પ્રકૃતિનું જ એક રૂપ છે ? એની અનહદ જાતીયતાની ઝંખના પ્રકૃતિની સતત વિકાસશીલ ગતિનું જ રૂપ છે ? પ્રસાદજી પ્રત્યે આકર્ષાય છે, દેહસમાગમ કરે છે ? કઈ અતૃપ્તિને કારણે ?

કૃતિનો અન્ત પણ તપાસવા જેવો છે. વજેસંગે ફેંકી દીધા પછી કસ્તુર થોડી વાર માટીમાં પડી રહે છે. ઉષ્માભરી વિહ્‌વળ બનાવતી આહ્‌લાદજનક બેચેની પાછી ફરે છે. આકાશની અસીમતામાં એ ઓતપ્રોત થાય છે. એક તારો ખરે છે. એનો ઉદય, એનાં તેજ અને એની ગતિનો એના હૃદયમાં શાન્ત અને સુખકારી ધ્વનિ જન્મે છે. ચારે દિશાથી ગતિ, ધ્વનિ ને તેજ એને

આલિંગન આપે છે. જીવન એને હરેક પળે જીવવા લાયક લાગે છે.

શાન્તિ ને સુખના મૂળમાં શું છે ? પ્રસાદજીને એ પામે છે કે એનાથી છૂટે છે ? એમનામાં એ વિરલ મોકળાશ પામી છે ? એ જો પ્રકૃતિનું રૂપ હોય તો એને સમાવવા જેટલી મોકળાશ કોઈનામાં છે ખરી ? 'તેજ, ગતિ ને ધ્વનિ'માંથી એક સંદિગ્ધતા કસ્તુરનાં અંગેઅંગમાંથી ફોરમતા પરાગની જેમ આપણને આવરી લે છે. છેલ્લા શબ્દોનું બોલકાપણું ગમે એવું નથી. તો પણ આ કૃતિમાં જયંત ખત્રી એક શક્તિશાળી વાર્તાકાર તરીકે પ્રગટ થાય છે એની ના નહીં.

## *નીલીનું ભૂત : ગુલાબદાસ બ્રોકર (૧૯૦૯)*

ખરેખરો અપરાધી પોતાને નિર્દોષ સાબિત કરવા માટે પોતાનો અપરાધ છુપાવે છે એટલું જ નહીં, બીજાના અપરાધની ફરિયાદ જોરશોરથી કરે છે; સાચી હકીકત બીજા બધાથી છુપાવી શકાય છે પણ પોતાનાથી છુપાવી શકાતી નથી – આવા કોઈક માનસશાસ્ત્રના સિદ્ધાન્તને 'નીલીનું ભૂત' અનુસરે છે. એના કેન્દ્રમાં છે શશીનો અપરાધભાવ.

નીલીનું ચારિત્ર્ય શિથિલ છે એમ સહુ માને છે. ગુલાબદાસ બ્રોકર જોકે એને માટે અવારનવાર 'નિર્દોષ' વિશેષણનો પ્રયોગ કરે છે. એક વાર શશી એની અસહાય એકલતાનો ગેરલાભ લે છે. નીલી એને પહેલેથી 'તમને મંગળના સોગંદ, કશું કરો તો' કહીને વારે પણ છે. પણ એ ગણકારતો જ નથી. આ અપરાધ છુપાવવા માટે એ એકસરખો નીલીના દોષ દાખવ્યા જ કરે છે.

શશીની વાત ને નીલીની વાત – આ બંનેને એકબીજા સામે મૂકતાં મૂકતાં ગુલાબદાસ બ્રોકર આખીયે પ્રક્રિયાનું આલેખન કરે છે. જ્યારે જ્યારે શશી નીલીની વિરુદ્ધ કાંઈ કહે છે ત્યારે અન્તરતમમાં એને નીલીનો અવાજ સંભળાય છે. પ્રબોધના ઘરમાં પ્રકાશ છે, હૂંફ છે, સમ્મતિ છે. એના કવચ નીચે એ પોતાના અપરાધભાવની પરવા કરતો નથી, નીલીને વેશ્યા કહીને એને દબાવી દે છે.

પરંતુ ઘરે જાય છે ત્યારે બહાર તો અન્ધકાર ને હિમ, એકાન્ત અને નીરવતા છે. એના અપરાધભાવ ને નીલીના કટાક્ષ વચ્ચે સંઘર્ષ મચે છે. નીલી ખરેખર તો શશીનું પ્રચ્છન્ન રૂપ છે, પ્રક્ષેપણ છે. એ રૂપે કદાચ એ પોતાની ઊલટતપાસ કરે છે, ન્યાય કરે છે. બધાં કવચ સરી જાય છે. અપરાધભાવ ભયંકર ભુતાવળનું રૂપ ધરે છે, એ સન્નેપાતમાં સરી જાય છે.

સવારે જાગે છે ત્યારે 'ઘર, પ્રેમાળ પત્ની, સૂર્યનો મીઠો તાપ' જુએ છે. જાણે એના અન્તરતમનું તોફાન પશ્ચાત્તાપથી શમી જાય છે. આખી રાત જ્યાં ભયંકર કદરૂપી ભુતાવળ દેખાતી હતી ત્યાં હવે હંમેશાં ટીંગાતી સુન્દરીની છબી દેખાય છે. જાણે સચ્ચાઈનો સ્વીકાર કરીને એ સંઘર્ષમાંથી મુક્ત થાય છે.

આ સ્વીકૃતિ ને મુક્તિ સિદ્ધાન્તને અનુસરવાના દોષમાંથી કૃતિને થોડીક ઉગારે છે ખરી પરંતુ પૂરેપૂરી ઉગારી શકતી નથી. નીલી માટે ગુલાબદાસ બ્રોકર એકસરખો 'નિર્દોષ' વિશેષણનો પ્રયોગ કરે છે ને સૈદ્ધાન્તિક ભૂમિકા સ્પષ્ટ શબ્દોમાં વર્ણવે છે : 'અનેક ભયોને તેણે નાનપણમાં જાગ્રતમાંથી અજાગ્રતમાં હડસેલી દીધા હતા. આજે ઓચિંતા જ તે બધા એ અજાગ્રતમાંથી અતિજાગ્રતમાં આવી ભીંસાભીંસ કરી રહ્યા.' આના પરથી પ્રતીત થાય છે કે એ એકાએક થાકી જાય છે, સામગ્રી પરનો એમનો કાબૂ ઓસરવા માંડે છે, રચના ને ભાવક બંનેમાંથી વિશ્વાસ ડગવા માંડે છે. આથી સાચા માનસશાસ્ત્રી ને સાચા ભાવકને મુગ્ધ કરે એવું અવગાહન થતું નથી, અપૂર્વ કાન્તિમય મોતી પ્રાપ્ત થતું નથી.

# સમાચાર

• કાશ્મીરી ઉગ્રવાદીઓ સાથે મંત્રણા કરવા માટે ભારત સરકાર તૈયાર છે. ભારત સરકાર કાશ્મીર ઉપરાંત આસામ, ઉત્તરપૂર્વના ત્રાસવાદીઓને માટે પણ આ આમંત્રણ આપશે.

• અમેરિકાની ફેડરલ કોર્ટે માઈક્રોસોફ્ટ કોર્પોરેશન વિરુદ્ધ ચુકાદો આપ્યો છે અને તેના ઉપર નિયંત્રણો લદાવાની શક્યતાઓ છે.

• બિહારના મુખ્યમંત્રી રબડીદેવીને જામીન પર છોડવામાં આવ્યાં છે, જ્યારે લાલુપ્રસાદ યાદવને જેલમાં પૂરવામાં આવ્યા છે.

• ત્રીસમી એપ્રિલથી વેચાણવેરાના દરો આખા ભારતમાં સમાન રહેશે.

• ડોન બ્રેડમેન, સોબર્સ, જેક હોબ્સ, વોન અને રિચાર્ડ્ઝ વીસમી સદીના મહાન ક્રિકેટરો તરીકે જાહેર થયા છે.

• કેન્દ્રિય વિજિલન્સ પંચના અધ્યક્ષ શ્રી વિઠ્ઠલની દૃષ્ટિએ એક લાખ કરોડ કરતાં વધારે રૂપિયા કાળા નાણાંના સ્વરૂપમાં ફરી રહ્યા છે.

• આ વર્ષે ગુજરાતમાં ચંદ્રવદન મહેતાની જન્મશતાબ્દી ઉજવવામાં આવશે.

## શાન થૈ ગૈ છે / અંજુમ 'વાલોડી'

મારી દૃષ્ટિ જુવાન થૈ ગૈ છે,
આ ધરા આસમાન થૈ ગૈ છે.

તારા ગમમાં થયો છું હું ગમગીન,
હર ખુશી બદગુમાન થૈ ગૈ છે.

માત્ર દીવાનગી જ આજે તો,
અમ ફકીરોની શાન થૈ ગૈ છે,

તારી આંખો ઉદાસ શું થૈ ગૈ ?
એક તલવાર મ્યાન થૈ ગૈ છે !

પણ અહીં શાન-ભાન છે કોને ?
બેખુદી મારો જાન થૈ ગૈ છે.

સ્પર્શ તારા ચરણનો પામીને,
રજકણો આસમાન થૈ ગૈ છે.

ગમની શી વાત કે ખુશીઓ પણ
આજ કોપાયમાન થૈ ગૈ છે.

ખેર ચાહો જીવનતણી 'અંજુમ',
નવજવાની તુફાન થૈ ગૈ છે.

## ઘરની બહાર નીકળ / હરજીવન દાફડા

ઝળહળ ઉજાસ જોવા ઘરની બહાર નીકળ,
મઘમઘ સુવાસ જોવા ઘરની બહાર નીકળ.

શોભી રહ્યો છે કેવો ધરતીના અંગ માથે,
લીલો લિબાસ જોવા ઘરની બહાર નીકળ.

રૂની રજાઈ ફેંકી, ચારે દીવાલ ઠેકી,
નભનો વિલાસ જોવા ઘરની બહાર નીકળ.

ક્યારેક આગ જેવો, ક્યારેક બાગ જેવો,
જીવન-પ્રવાસ જોવા ઘરની બહાર નીકળ.

ઘરનો લગાવ છોડી, આલમ સમાય એવો,
નિજનો નિવાસ જોવા ઘરની બહાર નીકળ.

૨ : ૨૦૦૦, મે

## કારગીલના શહીદોને / ઉર્વશી મનુપ્રસાદ પંડ્યા

૧૯૯૯ના વર્ષનો આ મહિનો ખરેખરો કાળમુખો
સૌને ભરખી રહ્યો.
અમારાં સુખ-શાંતિ, સલામતી અને સક્રિયતાના
આવા તે કેવાં મોંઘામોલ
કે
એનાં દામ ચૂકવ્યા તેં માટીમાં ભળી જઈ ?
સરહદે જડબેસલાક લોખંડી કાંટાળી વાડ,
જેની લોહીતરસી અણીઓ કોઈ એક રાતે એકાએક
બુઠ્ઠી થઈ ગઈ,

તે આજેય અમારી પથારીમાં શૂળ થઈ ઘોંચાય ને વેધી નાખે કાળજું.
કમૂરતાના દિવસોમાં દુર્દૈવ બની પિશાચોનાં ધણ પેઠાં
આપણી સેલ્લારાતી લીલીછમ્મ ભૂમિ ભેલાડવા,
એમનાં શિંગડાં, પૂંછડાં, લાંબા-મોટા નખ, દાંત, લાલઘૂમ આંખો
વરવા બિહામણાં રૂપ વડે અભડાવ્યા
એક બાદ એક સ્થાનક.

ધરતીની છાતી પર ચઢી બેઠેલા અમાનુષોએ
ટોચ પર રહ્યાં રહ્યાં વરસાવેલા કાંટાળા મૃત્યુદંડો

ને
તળિયેથી માભોમને પડખામાં ઘાલી એનું જતન કરી રહેલાં
કેસરિયાળાં દૂધમલ બેટડાઓનાં અગ્ન્યાસ્ત્રો
વચ્ચેથી મારગ કરવા સંકોરાતા, સંતાતા, જાત બચાવતા,
હાથમાં રાયફલ લઈ દોડતા, ઘવાતા, પડતા-આખડતા,
છોલાતા ને ઉઝરડાતા -
દીસો છો તમે પોતાનો જ વધસ્તંભ ખભે ઊંચકી,
માથે કાંટાળો તાજ પહેરી લોહી નિંગળતા દેહે

મોતનો પહાડ ચઢી રહેલા દયાળુ ઈસુ સમા
જેની દયા તળે અમે સૌ રહી શકીએ સદા શાંત અને સલામત
ને
સમજાય કે ન સમજાય છતાં એકધારા રટતા રહીએ
પ્રેમ અને અહિંસાના મંત્રો, ઝંખતા રહીએ ન્યાય ને સત્ય
યુગોથી માટીમાં રેડાતા તમારા રક્તે જ બનાવી છે આ ભોમકાને
આટલી ધૈર્યવાન ને એમાંથી જ
પેદા થઈ છે સહનશીલ અને સહિષ્ણુ પ્રજા.

મારા મીઠડાઓ,
અણચિંતવ્યા અકાળ યુદ્ધ સમે ત્યાં કોણે લીધેલ તમારાં ઓવારણા ?
કોની ફૂલગુલાબી આંગળીઓનાં ટચાકા દુઃખડા લેતા હળવુંક થડક્યા'તાં ?
તે એના કેફમાં મત્ત તમે કદી ભાનમાં આવવા સરખાયે ન રહ્યા ?

વીરા,
તારા મ્હોંમાં વાસ હજી માના ધાવણની
ને
હજીયે ચોળી ભીંજવતા ભરપૂર થાનેલાંને નીતારી દેવા
રોજ જ કેડીઓ માપતી વ્યાકુળ આંખો

૪ : ૨૦૦૦, મે
કંકાવટી

હવે નિર્જીવ લાકડીના સપાટ ઘાટમાં ક્યાં લગી, કેમ કરી શોધશે તને ?
વૃદ્ધ બાપનું કરચલિયાળું મ્હોં સુકાયું, હોઠ તરડાયા
પણ ઘુવડની અપશુકનિયાળ ચીસ જેવી – ચોકી પરના ફોનની –
સતત રણક્યા કરતી ઘંટડીએ એને સમજાવી દીધું કે
તેં હવે કાયમ માટે વાત કરવાનું બંધ કરી દીધું છે.

વીર,
તું તો હજી મીંઢળબંધો.
શરીર પરથી ન ખરેલી પીઠીના રંગને લોહીમાં કાલવી
કેસરિયા થઈ જવાની એવી તે કેવી તાલાવેલી કે
પરણેતરનાં શોણલાં નંદવી
સદા તારે ખભે વળગતી એની શોક્ય સાથે
આદર્યો સમાગમ ?

માતૃભૂમિની મુક્તિ કાજે અધીરો તું
બેજીવ'તીની કૂખે કારાગાર ભોગવનારના છૂટકારા
લગીયે ન રોકાયો !
ભાંડરડાંનાં ઓશિયાળાં મ્હોં,
વિષાદયોગે દુર્બળ બનેલો દેહ,
નિરંતર હથેળીનાં નેજવાં કરી સીમાડામાં તાકતી
થાકેલી ઉદાસ આંખો

કે પછી
પોતાના રૂપ-રંગ બદલવાની રાહમાં પોપડા ખેરવ્યે જતી
તારા ખોરડાની રાંક રવેશો, ભીંતો ને ઓટલીઓના ઝૂરાપા
બધાથી ઘણે દૂર, તારા લગી કશુંય ન પહોંચે એવડો દૂર
પહોંચી ગયો તું.
છતાં

કદીયે, ક્યાંયથી કે કોઈનાથીય કેમે કર્યો વિભક્ત નથી તું.
દિવસોથી ઉજાગરામાં સતત દોડે છે તું, મરણિયો થઈ જીવે છે તું.
હાંફે છે અને થાકેલું હસે છે તું.
સવારે ઊઠતાંવેંત છાપામાંથી ભાલા બની ભોંકાય તું.
રાત્રે T.V. on કરતાં કારમા દૃશ્યોનું ધુમ્મસ થઈ આંખે બાઝી જાય તું.
તારી રાખમાંથી જન્મ પામેલાં
અમારાં સુખ-શાંતિ, સલામતી, પ્રવૃત્તિ કે વેદના
બધાંનો ભાર છાતી પર કેમ કરી વેંઢારીએ ?
બધું નકારતા ખાલીખમ મનમાંનો શાંત અવકાશ પણ
તારા ઉપકારથી ભર્યો ભર્યો.
અમારી શાંત રાત્રિ માટે તેં વેઠ્યા આમરણાંત જાગરણ,
અમને સૂર્યોદય દેખાડવા શીશ સમર્પી સિંચ્યું રુધિર ને પ્રગટાવ્યું પરોઢ.
રોજિંદી ઘટમાળમાં તારી અશરીરી હાજરીની હૂંફ.
વ્યાપક તું સર્વત્ર, તું અજર-અમર.
લખવા બેસું તો આંગળીઓનાં ટેરવેથી સીમા પર તેં
છાતીએ ખમેલા ઘામાંના ધોધ વછૂટે.
શાહીમાં લપેટાઈ તું થઈ જાય અ-ક્ષર.
અમારી શાંત નિદ્રા કાજે
કાયમની મીઠી નિંદરડીના કસૂંબા ઘોળી પી જનારા,
કારગીલ, ટાયગર હીલ, મુસ્કોહ, દ્રાદ, બટાલિક કે ભારતવર્ષનો કોઈ પણ
ટુકડો અમને તારા કરતાં વ્હાલો નહોતો, સાચ્ચે જ.

૬ : ૨૦૦૦, મે

કંકાવટી

## કેરીઈઈઈ... / રતિલાલ 'અનિલ'

આ ઉનાળે જમવા ટાણે કે જમ્યા પછીયે મને એક પણ માખી મળવા ન આવી. મને નાક જેવું કંઈ છે કે કેમ તેની જાણ પણ ન થઈ. પોતાને વિશે અજાણ્યા રહેવાની આધ્યાત્મિક શી માખીના અભાવ દ્વારાયે થાય છે એનો આશ્ચર્યકારક અનુભવ થયો. નાનપણમાં તો માખીની મોસમ અનાસક્ત આસક્તભાવથી પર એવી અવસ્થાએ માણેલી. માખીનો સમાવેશ ઘોલ્લા મહાજનમાં થાય. ઘોલ્લા મહાજનને તેડાં-નોતરાંની ઔપચારિકતાની દરકાર નહીં. આપણું જ ઘર એનું ઘર હોવાથી પોતાના ઘરના ઉંબરે કંકુચોખા નાખીએ તો આપણને તો વિસ્મયભાવ મળે, પણ બીજાઓને બીજું જ મળે. માખીને એક જ ઘર શું ઘણી વાર એક જ માણસ ગમી જતો હોય છે. અસુંદરને પણ ચાહી ચાહીને એ સુંદર કરવા માગતી હોય તો એ ક્વયિત્રી હોવી જોઈએ.

હું કેરીનું વિરહકાવ્ય લખવા બેઠો છું કે માખીનું – તે નક્કી કરી શકતો નથી. કેરીનો ગોટલો બીજી કેરીને જન્મ આપી શકે છે એ અર્ધસત્ય નથી ? એક કેરી કેટલી માખીને જન્મ આપી શકે એની ગણતરી હવે જ, કમ્પ્યુટરની શોધ પછી થઈ શકે પણ હવે તો બેકાર પણ માખીને બદલે મનને મારે એવી સ્થિતિ છે.

જૂની શેરી મને એટલા માટે સાંભરે છે કે સવારથી તે બપોર સુધી કેરી ભરેલાં ગાલ્લાં એક સાથે કે એક પછી એક આવતા અને પગ ગાલ્લાંની દિશામાં દોડતા. ઘરની બહેનો કે ટોપલો લઈને ગાલ્લાંની દિશામાં ઝટ પગ ઉપાડે. ગાલ્લાનો હાંકેડુ હોય, એક જોખાકર વત્તા છોકરા હાંકેડુય હોય.

એના હાથમાં ત્રાજવું હોય તો લાકડી પણ હોય, અમ છોકરાને હાંકી કાઢવા માટે. વૃક્ષની ડાળીએ વળગેલું વાંદરું પાંદડું તોડ્યા વિના રહે તો ગાડાના પૈડે ચઢી ઊભેલો ટાબરિયો એકાદ કેરી તફડાવ્યા વિના રહે ! લગ્ન વખતે ચોરીએ બેસવું પડેલું અને બટુકરૂપે કાશીએ ભણવા પચાસેક પગલાં દોડવું પડેલું, પણ મામાએ પકડીને ઠેકાણે આણેલો ! ચાલતાં, દોડતા કાશીએ ભણવા જઈ શકાય – એ જ કેવું રોમહર્ષક છે. પણ કેરી તફડાવ્યા પછી દોડવાની ગતિ સાથે તાલ મિલાવતી ઉત્સાહની ગતિનો સ્વાનુભવ કહે છે કે કાશીએ ભણવા જતાં કેરી લઈને ભાગી જવું વધારે વીજળીક હોય છે.

અલ્યા ઘરમાં ડામચિયા નીચે મણ કેરીનો પથારો હોય, ખાટલા નીચે, ઘરના ખૂણે કેરીનો પથારો હોય છતાં આ એક કેરી તફડાવવાનો બ્રહ્મસહોદર આનંદ ! એ તો સારું કે મોટા ભાગે નિશાળે જઈએ તે પહેલાં જ શેરીમાં ગાલ્લાં આવે એટલે કનૈયાલીલાને ભરપુર તક. સાંજે કોઈ નવા આકારની કેરી જોઈએ તો અમે નિશાળ હતા ત્યારે કેરીવાળાની શેરીમાં આવવાની હિંમત જ કેમ થઈ એવો રોષ જન્મે !

કાર્લ માર્ક્સની પરિભાષામાં કહીએ તો અમે સમાજવાદી એટલે દોઢ કે અઢી રૂપિયે મણ મળતી કેરી જ અમારા ઘરમાં સાધિકાર પ્રવેશ કરતી અને અમારી અને એની કક્ષાનું બરાબર મેચિંગ થતું. મંદિરે જતી બહેન રોજ ભગવાન માટે નહીં, પણ પૂજારી માટે કેરી લઈ જાય. બારણે સાધુ, માગણ આવે તે પણ કેરી માગે અને સ્થળ પર નિકાલનો સરકારી નિયમ આવ્યો તે પહેલાં, કોઈક બાવો ઓટલે બેસીને જ પાકી કેરી ચૂસે, માગણ રસ્તે ઊભો રહીને. હવે તો ઘરમાં બુરખા બીબી જેવી અથાણાની તોતીંગ બરણીઓ પણ નથી.

જેના હાથે બનેલું અથાણું બગડે જ નહીં એવી વરદહસ્તા ડોસી પણ નથી. કાચી ઉંમરે દાંત ખાટા કરી દે એવી કાચી કેરીને કચકચાવીને દાંત માર્યા પછી ખટાશથી મોઢું ખુલ્લું રહી જાય એવું ટાણું ઘરના છોકરા માટે આવ્યું જ નથી. કેરી નહીં તો કરમદાં એ ન્યાય નાળિયેર નહીં તો સોપારી એ બ્રાહ્મણન્યાય પણ અમે લંબાવેલો પણ હવે કરમદાં યે ક્યાં છે ! અથાણાની બરણીના મોઢે બુરખો હોય તે અથાણું કાઢતી વખતે જ ખૂલે અને વરદ હસ્ત જ અથાણું કાઢે.

બીજો હાથ અથાણું કાઢે તો એ બગડી જાય. જોકે અથાણાં કરવાં અને એનો સ્વાદ કરવા માટે અસ્સલ સૌરાષ્ટ્રી થવું પડે. છતાં શાક ન હોય તો સાંજ પહેલાં અથાણા - રોટલાનો નાસ્તો થઈ શકે. શેરડી ચૂસવા અને કાચી કેરી ખાવામાં શરીર અને મન એકાકાર થઈ જતું અમારા તે દિવસો ગયા, ના મોસમ ગઈ.

ઘરે ચોપડાપૂજન થતું કે દિવાળીએ ઊંબરે દીવાનું કોડિયું ઉંબરે દીવાનું ઉંબરે મૂકાતું, ત્યારે, ચોપડા પર અને કોડિયામાં રાણીછાપ રૂપાનો રૂપિયો બાળક જોતાં, તે સિવાય તો ત્રંબાળુ પાઈ જોવાની ! તેમ રોજ રોજ સમાજવાદી કક્ષાની કેરીનો આસ્વાદ નહીં કરવાનો, ઝાપટવાની, પણ મોસમમાં એકાદવાર હાફૂસ આખી નહીં એની ચીરીનો આસ્વાદ કરવાની તક મળે. ઝાપટવા અને આસ્વાદનો તફાવત બાળપણમાં ન સમજાયેલો - પણ મને તો ગઝલ પણ ઝાપટવી ગમે, મંદ જઠરાગ્નિવાળા વિવેચકો ભલે એનો આસ્વાદ લે. 'હું પણ જમાઈ છું' એવું ભાન વર્ષમાં એક વાર અને તેયે કેરી ગાળામાં થાય. મોસમમાં કેરીગાળો કરીને બહેનભાણેજને એક વાર પણ જમવા બોલાવે તે કંઈ જ કહેવાય નહીં – એ વિશેષણ વગરનો માણસ કહેવાય નહીં, તો પણ !

સાંજ પડે ને બહેનો સામટી કેરીઓ અને ત્રાંબાકુંડી કે પિત્તળનું મોટું વાસણ લઈને બેસે અને છોકરીઓ આસપાસ માખી કરતાં સાંસ્કૃત જુદા સ્વરે ગણગણતા બેઠા હોય. કેરી ઘોળવાની કળા ઢાકાની મલમલ વણતા આંગળાં કરતાં ઊતરતી કક્ષાના કસબી આંગળાંની અપેક્ષા રાખતા નથી. પાણીમાં ડૂબાવેલી કેરી કાઢી કસબી આંગળા ઘોળે, રસ કાઢે, પછી પ્રસાદરૂપે છોકરા કેરી ગોટલા ચૂસે. તે છતાં જમતી વખતે રસ તો ઝાપટવાનો. ત્યારે શું અમને પેટ હતો કે પટારો ? કોણ જાણે ! દરેક ઘરના બારણે કેરીના છોડાં અને ગોટલાનો ઢગલો અને ચકચકતા ભૂરા વર્ણવાળા મોટા માખા સહિત માખીઓ હોય ! દોઢ-અઢી રૂપિયે મળતી કેરી ગઈ પણ ભૂરી ઝાંયવાળા શરીરનો માખો જોયો નથી ! કેરીના ચીરિયા ઓછા પણ કેરીનો રસ મબલખ – કારણ કે ગરવાળીને દાંત મારીને ચીરિયાનો આસ્વાદ લેવાય એવી કેરી મોંઘી મળે. તોયે નાળિયેરની બહેન જેવી મલગુબ્બા કેરી એકાદ વાર તો ખોટા

સરનામે, ઘરે આવે જ !

*સરસ સાંભરે છે, એ રસ સાંભરે છે;*
*ગઈ જિંદગીના દિવસ સાંભરે છે.*

વિધિ લેખ લખતી હશે ત્યારે શાહી ખૂટતાં કલમને બદલે પાર્કર પેનથી થોડી લીટી લખી નાખી હશે એટલે જિંદગીનાં પાંચ વર્ષ ગિરનારના જંગલમાં અને નવાબે ઉછેરેલા નાનકડા આંબાવાડિયામાં ગયા. પણ ત્યારે લખવા વિચારવામાંથી ફુરસદ મળે તો નજર આંબા પર અને તેના પર લટકતી કેરી પર જાય ને ! હા, કોયલ વારે વારે ટહૂક્યા કરે અને ગ્રીષ્મ હોવાનું સ્મૃતિ તાજી કરાવતી રહે, મોર પણ બોલે ને બંને કેરીના રસ કરતાં મીઠાં લાગે. બાળપણ સાથે ચાલ્યો જતો આદિમ ચાવ રસ કહે છે કે ગીતાકાર થવા કરતાં કનૈયો હોવામાં જે રસાનંદ છે તે સૂકા શિંગોડા જેવા તત્ત્વજ્ઞાનમાં નથી.

આંગણે આંબાવાડિયું તોયે મારી માની ભાષામાં કહું તો ‘લલુતાં આ નહીં ! પ્રકૃતિ અન્નપૂર્ણા હોય છે, પણ માણસની ભૂખ સાંસ્કૃતિક કોચલાં ચાવવા તરફ વળી જાય છે. માણસ તટસ્થ નથી હોતો પણ વધારે સારાના મોહમાં જીવનપોષક એવી આદિમતાને નપુસંક બનાવી બેઠો હોય છે. છતાં, માનસિકરૂપે એ ગિરનારનું આંબાવાડિયું બરાબર માણ્યું છે. એકે ફદિયું ખર્ચ્યા વિના વહેંચણીમાં આવી કેરી ખાધી નથી પણ રસ માણ્યો છે. લંગડો જ નહીં કેસર અને મોસંબિયા કેરીનો ચરણામૃત જેવો આસ્વાદ લીધો છે. જંગલનું વાવાઝોડું જંગલમાં રહીને જ અનુભવાય – શહેરમાં બેસી કવેતાઈ ન થાય. વાવાઝોડું આવે અને બાવો ધૂણે તેમ બોડકાયે ધૂણે એમ જંગલી વૃક્ષોની જેમ આંબા પણ ધૂણે ! સામટી કેરીઓ તૂટી પડે, ત્યારે ખાઓ, ખવાય એટલી કેરી પણ બાળપણનો એ આદિમ ઉત્સાહ ક્યાં ? બાળપણ જંગલમાં આવતા વાવાઝોડા જેવું હોય છે – માત્ર તે માટે નિમ્ન મધ્યમ વર્ગના કુટુંબમાં જન્મવાનું સદ્ભાગ્ય જોઈએ. ગ્રીષ્મની શરૂઆતે આંબા આસપાસની જમીન ગોડો, માટી ઉપરતળે કરો, ખામણાં કરો, પાણી આપો – આ બધું એ આંબાવાડિયામાં રહીને જાણ્યું. નવાબે આંબાવાડિયું ઉછરાવેલું એટલે રોટલાના માણસ જેવા ગોટલાના આંબા નહીં, ઠીંગણાં પણ સરસ આકારના દીઠે ગમે એવા આંબા. પણ કવિ કાલિદાસે શકુન્તલા વિશે કહ્યું છે કે ઉદ્યાનની

લતાને આશ્રમની (કે જંગલની) વેલે શરમાવી તેમ મને તો ન દીઠેલા આંબાની આખા ઘરમાં ખૂણે ખૂણે પથરાયેલી કેરીનાં પાથરણાં જ આ લખું છું ત્યારે દેખાય છે, પણ સોસાયટીની સૂની શેરીમાં કાગળ અને પ્લાસ્ટિકની રઝળુ કોથળી વીણવા ખભે કોથળો નાખી આવતી હરિજન બાઈયું જેવું મારી અલગારી આંખને જોવું ગમે એવું કશું સાહજિક, આદિમ આવતું નથી...

ઘાસની પથારી પર સૂતેલા બાવાને તો જોયો નથી પણ ઘાસની પથાર કરીને પડેલી કેરીઓ જોઈ છે. ઘાસની પણ 'હૂંફ' હોય છે એ જોયા પછી કરડકણા કહે એ બીજા અમે તો એવા વડીલની 'હૂંફ' જ માણી છે. મેં 'ગુલે-પોલાંડ'નાં ઘાસિયાં સોનેટો વાંચ્યાં તે પહેલાં ઘાસિયા પથારીની હૂંફ માણતી રસભરી કેરીઓ જોઈ છે. મૂળે તો એ કડક હોય છે પણ ઘાસની હૂંફે એ રસભરી બને છે એ જોયા પછી ઘાસિયા જેવા વિસ્તારમાં મોટા ભાગનું જીવન ગયું એને રસ ભરનારી હૂંફ જ અનુભવું છું. ત્યારે તો શહેરમાં ગેણિયા બળદના એક્કા અને સાહુકારી ઘોડાગાડીયે ખરી એટલે શેરીમાં ઘાસનાં ગાલ્લાંયે આવે, તેમાંથી હોળી માટે અને કેરી માટે ઘાસની પૂળી ખેંચીને ભાગી જવાની અને 'મારા હાળા !' સાંભળવાની આદિમ મોજ પણ હતી. જિંદગી સોનેટ જેવી 'ચૌદશિયા' ન બનીને પોવાડાની લાવણી જેવી શરૂઆતે રહી એટલી જ કવિતા સ્મૃતિરૂપે બચી છે. કેરીના સ્વાદ સાથે સૂંઠનો સ્વાદ પણ ગયો. હવે આફરો ચઢે એવું ખાવા મળતું જ નથી !

કોઈ અંગ્રેજી ફિલ્મમાં લાંબી છતવાળી હેટ પહેરેલા મેક્સિકનને લાકડાના પીપમાં મોટો ચમ્બૂ ઝબોળીને આખો ચમ્બૂ મોઢે માંડીને બિયર પીતો જોઉં છું ત્યારે પાંસઠ વર્ષ પૂર્વેના કેરીગાળા યાદ આવે છે. ગરીબી યે કેવી સમૃદ્ધ હોય છે એનો ખ્યાલ આવે છે – ત્યારે 'ગરીબ' હતા પણ 'દરિદ્ર' નહોતા, હવે મધ્યમ વર્ગના છીએ અને દરિદ્ર છીએ. બીજા ધોરણ સુધી જ પહોંચાયું ત્યારે કોષ્ટક ગોખાવવામાં આવતાં, જેટલા પૈસે, આને શેર તેટલા રૂપિયે મણ. આ વખતે નવું કોષ્ટક શીખ્યો : 'જેટલા રૂપિયે મણ એટલા રૂપિયે ત્રાણ !' ડઝનની શરૂઆત રામ અને પાણ્ડવોના વનવાસે કરી તે ડઝનના ભાવે મળતી કેરી સુધી પહોંચી ગઈ ! માણસની ગણતરી (સામાજિક) તોલ પરથી થાય છે, પણ વિકસિત કેરી તોલ પરથી ગણતરી પર પહોંચી ગઈ છે – કૌતુકની

આંખ કદી મિંચાતી નથી !

કેરીની આખી ચીરી મોઢામાં નાખી એનો ગર મોઢામાં ઉસેટાઈ જાય એમ, સુરેશભાઈ(હ જોશી), સાથે બાફેલી મોળી ગુવારસિંગ આખી મોઢામાં નાખી તેને બહાર ખેંચી એના ગરને મોઢામાં ઉસેટેલો એ સરખામણી કવિ કાલિદાસ ન હોઉં તો યે, કર્યા વિના અને સ્વાદ તાજો કર્યા વિના રહી શકાતું નથી.

મને ગઝલિયો કહેનારને કહેવાનું કે હું તો દલપતિયો છું અને પાઠ કરું છું :

કેરી ભરેલી રસથી જ સારી !
અને માણસ પણ જીવનરસ ભરેલોજ સારો નહીં ?

૧૨ : ૨૦૦૦, મે

કંકાવટી

## હરીશ નાગ્રેચાની બે વાર્તાઓ વિશે / શરીફા વીજળીવાળા

હરીશ નાગ્રેચાના બીજા સંગ્રહ 'અને ...છતાં... પણ...'ની બે વાર્તાઓ 'કુલડી' અને 'કેટવૉક'ની અહીં વાત કરવી છે. આમ પણ આ સંગ્રહની સારી કહી શકાય એવી આ બે જ વાર્તા છે.

બંને વાર્તાઓના કેન્દ્રમાં સ્ત્રીની સમસ્યા છે. 'કુલડી' વાર્તામાં સ્ત્રીનો સનાતન પ્રશ્ન કેન્દ્રસ્થાને છે. સ્ત્રી પર બળાત્કાર થાય એમાં એનો શો વાંક ? વિવિધ સ્તરે ચર્ચાઈ ચૂકેલા આ પ્રશ્નને સર્જક આગવી માવજત સાથે રજૂ કરે છે. બીજી વાર્તા 'કેટવૉક'માં બદલાયેલા જીવનસંદર્ભો અને બદલાયેલાં જીવનમૂલ્યો વચ્ચે જીવતી સ્ત્રીની સમસ્યા આલેખાઈ છે.

સૌ જાણે છે કે લોકશાહીના જનક ગ્રીસમાં તો સ્ત્રીને મતાધિકાર જ નો'તો. એસ્કિલસની ટ્રાયોલોજીમાં એપોલો દ્વારા એક દલીલ થાય છે કે 'Mother is no parent of her child.' આપણે સૌ જાણીએ છીએ કે સ્ત્રીને દેવી તરીકે સ્થાપ્યાં છતાં, આદર્શમૂર્તિ બનાવ્યાં છતાં, સમાજમાં અને સાહિત્યમાં એ હમેશાં સેકન્ડ સેક્સ જ રહી છે. સ્ત્રી તો માત્ર ઉદર જ છે કહેતાં ક્યારેય કોઈ અચકાયું નથી. સ્ત્રી માટે સીતાસાવિત્રીના આદર્શોની એવી જાળ ઊભી કરવામાં આવી, એવું સાંસ્કૃતિક માળખું ઊભું કરવામાં આવ્યું કે સ્ત્રી રાજીખુશીથી એમાં ફસાતી ગઈ. પુરુષે હંમેશાં સ્ત્રીના સ્નેહ અને લાગણી સામે સામાજિક પ્રતિષ્ઠાને મહત્ત્વ આપ્યું. પછી એ રામ હોય, ઇબ્સનનો હેલ્મર હોય કે આ બંને વાર્તાઓના બાપ હોય. .. હંમેશાં પુરુષના સંદર્ભે જ ઓળખાતી આવતી સ્ત્રીની સામાજિક પરિસ્થિતિમાં નારીવાદી આંદોલને

આમૂલ પરિવર્તન આણ્યું એ વાત મંજૂર..પણ જરાક ઝીણી નજરે જોતાં પ્રશ્નો થવાના. .. ખરેખર સ્ત્રી સ્વતંત્ર થઈ છે ખરી ? સાચા અર્થમાં એ પોતાની મરજીની માલિક છે ખરી ? દેહથી પર થઈ એના અસ્તિત્વનો સ્વીકાર થાય છે ખરો ? એના પરનો પુરુપનો માલિકીભાવ ઓછો થયો છે ખરો ? સ્ત્રીને પણ વ્યક્તિત્વ હોય, પસંદગી હોય, નિર્ણયશક્તિ હોય, એવું સ્વીકારાયું છે ખરું ? સ્ત્રી તો બદલાઈ પણ નઘરોળ સમાજ કે પુરુષનું સામંતશાહી માનસ પલટાયું છે ખરું ? આ બધા પ્રશ્નોનો જવાબ 'હા'માં મળશે ખરો ? બદલલાયેલા જીવનસંદર્ભે વ્યક્તિગત અને સામાજિક મૂલ્યો બદલાયાં છે ત્યારે એ બદલાયેલી પરિસ્થિતિમાં સ્ત્રીઓ કેવા પ્રશ્નો, કેવો અજંપો અનુભવે છે ? હવે એમના ભાગે કેવા ચોક્કસ પ્રકારના શોષણ અને લાચારીનો ભોગ બનવાનું આવે છે તે આ બંને વાર્તાઓમાં તિર્યક્ રીતે કહેવાયું છે. પુરુષનો અહમ્ સ્ત્રી પરનો એનો માલિકીભાવ અને સામે સ્ત્રીની લાચારીમાં બદલાયેલા સામાજિક સંદર્ભે પણ કોઈ ફરક નથી પડ્યો એ જોઈ શકાશે.

'કુલડી' વાર્તાનો આરંભ નાટ્યાત્મક ઢબે થયો છે. સાવ નાની શી વાત કેવો તો વળાંક લઈ બેઠી ? માધવ-ઇન્દુ અને લાડકી દીકરી પિયાસી માટીની કુલડીમાં ચા પીવા બેઠા હતા. વપરાયેલી કુલડી કશા કામની નહીં એવી બધી વાતો વચ્ચે ભોંયતળિયે રહેતા મજેઠિયાની દીકરી પર થયેલા બળાત્કારની વાત કરતી ઇન્દુ બોલી ઊઠે છે : 'બિચારી વપરાઈગઈ ! શું કામની રહી, કોઈના હવે ?' (૨૨) ને પિયાસી મગજ ગુમાવે છે. મા – સ્ત્રી થઈને આવું બોલી જ કઈ રીતે શકે ? કુલડી ઉછાળી ચાલી જતી પિયાસીને જોઈ ઇન્દુ પતિને દોષ આપે છે : 'તમે જ ચડાવી છે મોઢે...' બે-ત્રણ દિવસમાં તો પરિવારની સ્ત્રીઓમાં પિયાસીના સવાલે ઊહાપોહ મચાવી દીધો... એ બધાને પૂછતી ફરે છે : 'તમારા પર બળાત્કાર થાય, તો તમારા પતિ તમારી જોડે કેવું વર્તે ?' જવાબ તો એક બાજુ, બધા સવાલથી જ અકળાય છે. પણ પિયાસીને જંપ નથી. વહાલથી વાળ સમારતા આકાશને પણ તે આ જ પ્રશ્ન પૂછે છે ને આકાશ ભડકી ઊઠે છે. આકાશ જેનો જવાબ નથી આપતો એ પ્રશ્નનો જવાબ આપે છે કામવાળી જમના : 'ખાંજરે નાખે મૂઓ, કાન તૂટેલા કપની જેમ, પછી શું સાદ પડે એને... !' (૨૫) ને પિયાસી સ્તબ્ધ રહી જાય

છે… જવાબ નહીં આપનાર અનુશ્રી કે અન્ય બધી સ્ત્રીઓને આ જવાબ ખબર છે એટલે જ તો પિયાસી પર અકળાય છે. બળાત્કાર કરનાર પુરુષ… એનો ભોગ બની શારીરિક-માનસિક આઘાત સહન કરનાર સ્ત્રી.. ને પછી એની સજા પણ સ્ત્રીને જ ? પુરુષ તો આવું માને પણ સ્ત્રી પણ બીજી સ્ત્રીને વપરાઈ ગયેલી કહી શકે ? પિયાસીથી આ જ સહન નથી થતું. પણ જ્યાં સવાલ જ નથી સ્વીકારાતો ત્યાં જવાબની અપેક્ષા જ ખોટી. અબોલા તોડ્યા વગર જ દિલ્હી ચાલી જતી પિયાસી સાંભળવાની ના પાડી છે તોય માધવ બારણા બહાર ઊભો રહી સાંભળે છે. પિયાસી માને નાનપણમાં સાંભળેલી વાર્તા યાદ કરાવી પૂછે છે : અહલ્યાનો શો વાંક હતો ? એણે કેમ ન કરેલા દોષનો સ્વીકાર કરી દંડ ભોગવ્યો ?… સ્ત્રી હોવાનો આ તે કેવો ગુનાહિત ભાવ, કેવું માનસ ને માન્યતા કે સ્ત્રી આ હદે પોતાને ઉતરતી માને ? તે પણ રિન્કુ માટે એ જ કહ્યું કે વપરાઈ ગઈ, હવે કોઈના શું કામની ! આ કેવો દ્રોહ !… મારા પર આવું વીતે તો ઇન્દુ…! … તારા પર વીતે તો શું તું એમ જ માને કે હવે માધવને તું લાયક નથી રહી ? માધવ પણ એવું જ વર્તે, કુલડી શું કામની… (૩૧) ઇન્દુ સ્તબ્ધ રહી જાય છે… પિયાસીનો પાયાનો પ્રશ્ન જ આ છે… સંબંધને માત્ર સ્પર્શના ત્રાજવે જ તોલવાનો ? સંવેદનાને કોઈ સ્થાન જ નહીં ? સ્ત્રી કંઈ માટીની કુલડી છે કે વપરાઈ જાય ? સ્ત્રી એટલે માત્ર શરીર ને બીજું કંઈ નહીં ? વાર્તાન્તે ઇન્દુના પ્રશ્નની બીકે પોતાના ઓરડામાં સરકી જતો માધવ અન્ય પુરુષોથી જરાય જુદો નથી. આવડી દીકરીનો બાપ પણ આ પ્રશ્નનો સામનો કરવાને બદલે ભાગી છૂટે ત્યારે સ્ત્રી-પુરુષના સંબંધ માટે શંકા જાગે. આ સંબંધ માત્ર શરીર સુધી જ રહી જતો હશે ? આટલાં વર્ષોનો સાથ એ સંબંધને સંવેદનનો નહીં બનાવી શકતો હોય ? પિયાસીનો આક્રોશ માત્ર ભીરુ-કાયર પુરુષ સામે જ નથી. પણ પુરુષ જેવું જ વલણ અખત્યાર કરતી સ્ત્રી સામે પણ છે. (Male Supremacy is more firmly rooted in female Psyche than in male thinking વાળી વાત સાચી લાગે આવા કિસ્સામાં)

'કૅટવોક'ની સંજના એટલી તો દેખાવડી છે કે મિત્રો એને બ્યુટી કોન્ટેસ્ટમાં ભાગ લેવા ચડાવે છે. એના દેખાવથી લોભાઈને જ મિલમાલિકના દીકરા

કપિલે માગું મોકલ્યું હતું. સંજના મિત્રોના દબાણ, શિક્ષિકાની નિખાલસ સલાહ અને પપ્પા પરના અખૂટ વિશ્વાસને કારણે ભાગ લેવા તૈયાર થઈ છે... માને અકળાઈ ઊઠેલી જોઈને પણ સંજનાના નિર્ણયમાં કોઈ ફરક નથી પડતો. કારણ કે એને વિશ્વાસ છે પપ્પા પર, પપ્પાની સેન્સ ઓફ બ્યુટિ પર... ટી.વી. પર બ્યુટિ કોન્ટેસ્ટ જોઈ પપ્પા હંમેશા કોણ જીતશે, શા માટે જીતશે એ કહેતા. વળી પપ્પા તો સંજનાને કેટલી ચાહે છે ? એ હા પાડશે એટલું જ નહીં, સંજના આ માટે લાયક છે કે નહીં એ પણ કહેશે... પણ સંજનાનો વિશ્વાસ ખોટો પડ્યો. ઉદયે ના પાડી. એટલું જ નહીં એનો હાથ પણ ઊપડી ગયો.

સંજનાનો પ્રશ્ન સાવ સીધો સાદો છે. સુંદર હોવું એ ગુનો છે ? કોઈ રમી શકે, કોઈ લખી શકે, કોઈ ગાઈ-નાચી શકે. ઈફ આઇ કેન વોક લાયક અ ક્વીન... તો એમાં ખોટું શું છે ? ઉદયની ચીડનું કારણ પુરુષનો માલિકીભાવ, અહમ્ ને અમુક અંશે પુરુષની sex psychologyને પણ પ્રતિબિંબિત કરે છે. જાજરમાન સ્ત્રીનો ચહેરો જોઈ મનમાં સંતાડેલી અંધારી ગુફામાં ઓઝલ થઈ જે રતિક્રીડામાં પોતે રાચતો એવું અનેક પુરુષોના એકાંતમાં સંજના... એ કદાચ આ વાત સહી નથી શક્યો. જરાક પણ અવગણના કે પ્રતિકાર સહેવાની ઉદયને આદત જ નથી. મીનાએ હંમેશા એના અહમ્‌ને સાચવી લીધો છે... એટલે જ વાતે વાતે વડચકા ભરતા ઉદયને મીના કહી દે છે. આપણે કપિલને હા પાડી દેવી જોઈએ. પણ 'હા, પાડી દીધી છે આજે' એવા ઉદયના જવાબથી તે હેબતાઈ જાય છે. 'કોઈને પૂછ્યા વિના ?' ઉદયનો જવાબ છે. 'કોને પૂછવાનું ?' આટલા મહત્ત્વના નિર્ણય પહેલાં મા દીકરી કોઈને નહીં પૂછવાનું ? પ્રેમાળ પિતા ને પતિ અહમ્‌ને જરાક અમસ્તી ઠેસ લાગતા કેવો રંગ બદલે છે ? કોલેજ બંધ કરાવી દઈશની ધમકીથી ન ધરાતો ઉદય મીનાને 'તું મારી વિરુદ્ધ જશે ?' કહેતો જરાક હડસેલો પણ મારી લે છે. પોતાનું સામ્રાજ્ય છિનવાતાં જ ઉદય વારે વારે વડચકાં ભરે છે... જો આ ઘરમાં રહેવું હોય તો...ની ધમકી સંજનાને વિચારતી કરી મેલે છે. આટલા વર્ષો પછી પણ ઘર માત્ર પપ્પાનું ? મમ્મીનું ક્યું ઘર ? એને પણ એ જ કહેવાય છે તારા ઘરે જઈને જે કરવું હોય તે કરજે. ને સંજના તતડી ઊઠે છે. તેં તારા

ઘરે આવીને કેટલુંક મરજી મુજબ જીવી નાખ્યું ? સ્ત્રીનું ઘર કયું ? બાપના ઘરે કહે પતિને પૂછો ને પતિ ? સંજના અકળાઈ ઊઠે છે. સ્ત્રીને પોતાનું કોઈ ઘર હોય છે ખરું કે એ હંમેશાં પારકા ઘરે રહેવા જ જન્મે છે ? એના વતી હંમેશાં બીજા જ નિર્ણયો લેવાના હોય તો સ્ત્રીની પોતાની પસંદગી, નિર્ણયશક્તિનું શું ? બાપ પોતાના લોહીમાંસના પિંડને હક્ક ન સોંપી શકે પરંતુ કોઈ ત્રાહિત પુરુષને દીકરી માટે નક્કી કરવાનો હક્ક સોંપી દે એ ક્યાંનો ન્યાય ? સંજનાના નિર્ણય માટે મમ્મીને વાંધો ન હોય તો પણ પપ્પાની પરવાનગી વગર એ હા ન પાડી શકે. ને અકળાયેલી સંજના કપિલને ફોન જોડી બેસે છે. કપિલના શબ્દો એના કાનમાં ખદબદી ઊઠે છે : 'ઇચ્છા હોય તો જરૂર ભાગ લે તું. ઇન એની કેસ આઇ વિલ નોટ બી ધ લૂઝર...! જીતશે તો મારી મિલના ટેક્ષ્ટાઈલની તું સુપર મોડેલ બનશે, અને ભાગ નહીં લે તો મારી પત્ની ! પસંદગી તારી...' કેટલી ઉદારતાથી પસંદગી તારી કહેવાયું છે ? સંજનાએ જ્યાં સુધી પિતાને ન ગમે એવું કશું નો'તું કર્યું ત્યાં સુધી એ વિશ્વ કેટલું પ્રેમાળ હતું ? ઉદય હોય કે કપિલ... સ્ત્રી નિર્ણય લેતી થાય, માથુ ઊંચકતી થાય એ વાત એમના રૂઢ માનસમાં શેં ઊતરે ? સંજનાને પણ રૂપાળા હોવું એના કરતાં મુક્ત હોવું વધુ સારું એ સમજાય છે. અંતે સંજનાના બોલકા બની જતા પ્રશ્નોથી વાર્તા પણ જરાક બોલકી બની ગઈ છે. હું મુક્ત છું ખરી ? હું કયા અર્થમાં મુક્ત કહેવાઉં ? હું કોણ છું ? સંબંધો મારાથી જન્મે છે કે હું સંબંધોથી ?... પણ સંજનાને જવાબ કોણ આપવાનું ? ફરજના, પ્રેમના ઓઠા હેઠળ દૃશ્ય-અદૃશ્ય પાટા નંખાયેલ જ છે. એને ન તોડો ત્યાં સુધી પ્રેમાળ-હુંફાળું જગત ટકી રહેવાનું પણ એ પાશ તોડી બહાર ડગલું દેવાની કોશિશ કરો કે ભ્રાન્તિનું વિશ્વ ખંખેરાઈ ખરી પડવાનું... ને મારા ઘરમાં રહેવું હોય તો – ની વરવી ધમકી સાંભળવી પડવાની... સંજનાની વાતની બાજુમાં મીનાની હાલત પણ નિરૂપાતી આવે છે... પતિના હાથને જળોની જેમ ઊતરડી નાખતી મીના ઘડીક વાર લોરેન બોબિટની મનોદશા અનુભવે છે. પણ ઘડીક વાર... પછી એની એ જ લાચાર શરણાગતિ...

મને લાગે છે કે સ્ત્રી કે પુરુષ કોઈના પણ હાથે લખાયેલી કૃતિમાં જો નારીના આંતરિક વિશ્વમાં ડોકિયું થયું હોય, એના સંવેદનાજગતને સ્પર્શી

શકાયું હોય તો એવી કૃતિને આપણે નારીવાદી કૃતિ કહી શકીએ. સ્ત્રીના દેહ સિવાય એની કોઈ ઓળખ જ નહીં ? એ વાતને હરીશ નાગ્રેચા કલાત્મક રીતે નિરૂપી શક્યા છે. સામાન્ય રીતે સંજના માટે 'એમાં શું થયું ? બાપ છે ના પાડે પણ ખરો, વર છે ના પાડી એમાં શું થયું ?' એવો જ પ્રતિભાવ મળે... સ્ત્રીઓનો પણ ... જેમ સ્ત્રી જ સ્ત્રીને વપરાઈ ગયેલી કહે એમ જ... કઈ હદે સ્ત્રી હોવાનો હીણો, ગુનાહિત ભાવ સ્ત્રીમાનસમાં ઘર કરી ગયો છે તે અહીં જોઈ શકાય છે. નારીવાદી કૃતિએ પણ કળાના ધોરણે તો પાર ઊતરવું જ પડે. પ્રતિબદ્ધ રહી કલાત્મક વાર્તાઓ આપનાર સર્જકે પ્રચારાત્મક બની બેસવાના જોખમને અતિક્રમવું પડે. આ બે વાર્તાઓમાં નાગ્રેચા એવું કરી શક્યા છે.

જોકે આટલી સરસ રીતે, લાઘવથી આખી વાત મૂકતા હરીશ નાગ્રેચા આ સંગ્રહની અન્ય વાર્તાઓમાં કલમને આટલી હદે કેમ લપસવા દે છે એ મારા માટે તો પ્રશ્ન જ છે.

## રેતી / અલગારી

રેતીનો પહેલો પરિચય ઘરમાં જ થયો, તે પણ મારી ઉંમરની નહીં પણ જાણે મારા કદની રેતી સાથે. ઈસ્કોતરો-ઢળતું બેઠાડું લેખનટેબલ. તેના પર એક ચોપડો, મેશ પાડી તેમાંથી બનાવેલી કાળી શાહીનો ખડિયો લાકડાની બેઠકમાં બેસાડેલો અને ખડિયા પાસે બેઠકના નાના ખાનામાં કાળી રેતી. ભાઈ ચોપડામાં કંઈ લખે પછી તેના પર પેલી સાવ ઝીણી રેતી ભભરાવે. પથ્થરની જાતની કાળી રેતી શાહી ચૂસે એ જાણીને અચરજ ન થાય તો બાળક મટી ગયા કહેવાય. છાનામાના એ રેતી હાથમાં લઈને, મોંમાં મમળાવાય નહીં એટલે હાથમાં લઈ મમળાવું. રેતી આટલી ઝીણી શી રીતે થતી હશે ? ઘંટીમાં અનાજની જેમ કાંકરી દળવામાં આવતી હશે, એવો વિચાર થાય. ઘરમાં ઘંટીયે ખરી, પણ એમાં અનાજ દળાય અને ભરડાય. આ દળવા-ભરડવાનો ભેદ તો, 'અલ્યા, આ શું ભરડે છે !' એવો ઠપકો મળ્યો, તે પછી એ ધારા ઠીક અસ્ખલિત રહી હતી – ત્યારે થયેલો. એ લોકો બોલે તે દળે અને હું બોલું તે ભરડું. અલ્યા, અનાજ દળાય અને કઠોળ ભરડાય એવું ભણતર મળ્યું ત્યારે આપણે તો ભરડાના માણસ એવું માનેલું. લીલા મગ બહુ ભાવે એના કરતાં મગની દાળ બહુ ભાવે – એ તો મગ ભરડવાથી બને. મારું ભરડવું મગની ફાડ કરે એવું નહીં હોય એવું અધ્ધરસધ્ધર માની લીધેલું. મહિને એકાદવાર મહોલ્લામાં કાંઠાની એક બાઈ ટોપલી લઈ રેતી વેચવા આવે એટલે એ ઘરની નહીં પણ એ માટેની ખાસ ઘંટીમાં દળાતી હશે એવો તર્ક –

હવે કુતર્ક. તાપીએ સ્નાન કરવા પર્વે જવાનું થાય ત્યારે ભીની રેતીનો આહ્‌લાદક સ્પર્શ થાય. પણ તે તો મોટી રેતી. હોળીના બે-ત્રણ દિવસ પહેલાં ચૂલે મોટી તાવડી મૂકી, તેમાં પેલી ઝીણી રેતી નાખી રાતે આછી પલાળેલી લાલ જુવાર નાખી બહેનને ધાણી કરતી જોઈ ત્યારે તો એ રેતી કરામતી લાગી. લાલ જુવાર કેમ ? તો કહે એની જ સરસ મોટી ધાણી ફૂટે ! એ વળી નવી વાત ! ચાળણીમાં ધાણી નાખી રેતી ચાળીને ખાધેલી એ ધાણી અત્યારે સુધી કોઠે શું પડી હોય, પણ સ્મૃતિમાં પડી હશે એટલે અહીં અક્ષર રૂપે ફૂટી.

તાપીએ ન્હાવા જવાની એક વેળાએ હોડકા જેવું બેટ પાસે થોભેલું. તેમાં કચ્છો મારેલી સ્ત્રીઓ બેટ પર પાવડો મારી હોડકામાં રેતી નાખે તે જોઈ ત્યાં દોડી જવાનું મન થયેલું પણ હાથ પકડી તાપીમાં ડૂબકી મરાવનાર બહેન ત્યાં જવા દે ખરી ? રેતી ઓવારો એટલે કાઢેલી રેતીના ઢગલા પર એક બે કૂતરા પડ્યા હોય અને પેટ ભરાયેલું હોય કે શ્રમ વધારે કર્યા હોય, બકરી પણ રેતીના ઢગલામાં આડી પડેલી જોઈને અચરજ થાય – ધૂળમાં નહીં ને રેતીમાં કેમ આડાં થયાં છે ?

મોટપણે બાંધકામ અંગે પાડોશીઓની રેતી અમારા આંગણે ઠલવાય. રાત્રે જોઉં તો એના પર એડી પડેલી હોય. પોતાના સ્થાને રાત્રે જવાને બદલે રોજ રાતે રેતીના ઢગલે આડી પડેલી હોય. જાતે રેતીના ઢગલે બેસી અનુભવ્યું કે રેતીની પણ એક મૌલિક ટાઢક હોય છે. દિવસે ગરમ ભલે રહે પણ રાતે મજૂર રેતી પર પાતળું પાથરણું નાખીને ઊંઘે. કોઈ પૂછે કે તમારું કોઈ લક્ષ્ય ? તો અર્જુનને પૂછવાનો પ્રશ્ન ખોટા માણસને પુછાયાનું લાગે. પણ પોતે જ કહું તો જીવનમાં આ રેતીની ટાઢક દિવસના શ્રમ પછી મળે તો, બસ મીઠી ઊંઘ. અંધારે ઓગળી અજવાળે ઊભા થવાનું – એ પ્રોસેસ ખરેખર માધુર્યભર્યો છે. રેતીના ઢગલા પર સૂતેલી ગાયની વિશાળ આંખ કેવી નિશ્ચિંતતાથી બીડાયેલી હોય છે ! નિશ્ચિંતતા શબ્દ હું લોકડિયો એટલે પ્રશિષ્ટ સંસ્કૃત શબ્દ પાસે તો શેનો પહોંચું પણ સૂતેલી, નિંદરતી ગાયની બીડેલી આંખ પાસેથી મળ્યો.

ભીમપોરના દરિયાકાંઠે, દાંડીગામે ગઝલ સંભળાવી ખુલ્લામાં સૂતા પછી પવનથી સતત ઊડતી અને સૂકો છંટકાવ કરી જતી રેતી સાધુડી હશે એટલે

ભગવી પણ વૈરાગી કરતાં વધારે ચંચળ. માથું ખંખેરી, અરે કપડું કાઢી શરીર સાફ કરતાં રેતીયે ખારીલી હોય છે એનો સાક્ષાત્કાર થયો. એય સાવ ઝીણી પણ ઘરની, લેખણ પર ભભરાવવાની કાળી રેતી જેવી કુટુંબી ન લાગી. દરિયાકિનારે પાણીમાં ઊભા રહી મોજું ઓસરે ને પગ નીચેની રેતી સરે. દરિયાના આ મોજાંની રમત અનુભવવામાં દરિયો જોવામાં સમય શું કાઢવાનો. એ તો નાખી નજરે દેખાય ! પાત્ર એકનું એક રહે પણ સ્થાન ને સ્થિતિ બદલાય તે પછી લીલાની શરૂઆત થાય છે. રેતીના લાડુ બનાવવામાં તો જિંદગી ગઈ છે, તે યે વળી લુખ્ખી રેતીના લાડવા ઘડવામાં, એના કરતાં દરિયાની ઝીણી રેતીના લાડુ બનાવવાનું આ ઉમરેય ગમે. આનંદનું સરનામું લીલા છે અને તે સર્વત્ર છે – પવન જેવો કોઈ નિરંતર ક્રિયાપુરુષ જોયો ? એ શ્વાસ બનીને જીવાડે છે ને સંકેત કરે છે : નજર હોય તો લીલા જુઓ. નાનપણમાં શેરીમાં ક્યાંક ઘર બંધાય, આંગણે રેતીના ઢગલા થાય એટલે ભેરુઓ સાથે રેતીના કિલ્લા ચણી વળી ભાંગવાની લીલા અનાયાસ થયેલી.

ભીંતના પ્લાસ્ટરમાં કેદ થયેલી રેતી જોતાં અમને ઘરમાં, શેરીમાં રખડતાને ચિચોડું પકડીને કામના કારખાને મૂકી દેવાયેલો તે કેદ યાદ આવી. પણ પ્લાસ્ટરની રેતીને તો જનમકેદ. આપણને, માણસને હૃદય લાગણી ભાય છે એટલે આપણે છૂટા છીએ, કારણ કે છૂટાપણામાં રહેલી કેદ અનુભવી શકીએ છીએ. નદીકાંઠે પવન ફુંકાતો હોય ત્યારે રેતીને લીલા કરતી હોય એમ આડી અવળી થતી, ઊંચે જતી અને કશાયે ખેદ વિના જમીન પર આવવાની લીલા જોયા કરવા જેવી હોય.

પહાડની કાંકરીને પોતાના પ્રવાહમાં ગબડાવી ગબડાવી, લસોટી લસોટીને સરિતા સુંવાળી રેતી બનાવી દે છે છતાં તે પોતાને સંસ્કારસ્વામિની કહેતી નથી, પણ જેમના વર્ગમાં ગયેલા પણ સંસ્કાર પામ્યા વિના આવેલાને જોઉં છું અને સંસ્કારસ્વામીની તસ્વીર આંખ સામે આવે છે અને આંખમાં કાંકરી ખૂંચતી હોય એવું અનુભવું છું.

## કથા વિનતાપુત્ર ગરુડના પરાક્રમની / સંકલન : શિરીષ પંચાલ

હજારો વર્ષો પૂર્વે દેવયુગમાં એટલે કે સતયુગમાં પ્રજાપતિ બ્રહ્માને બે પુત્રીઓ હતી. બંને બહેનો અદ્ભુત સૌંદર્યવાળી, શુભ લક્ષણોવાળી અને કોઈ પણ દોષ વિનાની હતી. એકનું નામ કદ્રૂ અને બીજીનું નામ વિનતા. બંને કશ્યપ ઋષિને પરણી હતી. પ્રસન્ન ચિત્તવાળા અને પ્રજાપતિ જેવા જ કશ્યપે બંને ધર્મપત્નીઓને આનંદિત થઈને વરદાન આપ્યું. રૂપેગુણે ઉત્તમ એવી કદ્રૂ અને વિનતા પણ પોતાને મનગમતા વરદાનથી પ્રસન્ન થઈ ઊઠી. કદ્રૂએ એક સરખા તેજવાળા હજાર નાગપુત્રો વરદાનમાં માગ્યા. વિનતાએ બળવાન, ઓજસ્વી, તેજસ્વી, પરાક્રમી અને કદ્રૂના પુત્રોથીય ચઢિયાતા એવા બે જ પુત્ર માગ્યા. કશ્યપે વિનતાને ઇચ્છા પ્રમાણે બે પુત્રો જન્મશે કહ્યું અને વિનતાએ કશ્યપનો આભાર માન્યો. પછી અતિપરાક્રમી બે પુત્રોનું આવું વરદાન મેળવીને વિનતાને આનંદિત થઈ ઊઠી અને કદ્રૂ પણ એકસરખા તેજસ્વી હજાર પુત્રોનું વરદાન પ્રાપ્ત કરીને પ્રસન્ન પ્રસન્ન થઈ ઊઠી. થોડા સમય પછી મહા તપસ્વી એવા કશ્યપ ઋષિ તો 'તમે ખૂબ જ સંભાળપૂર્વક થનારાં સંતાનોની રક્ષા કરજો' એમ કહીને વનમાં ચાલ્યા ગયા.

ત્યાર પછી તો ઘણા લાંબા સમયે કદ્રૂએ એક હજાર ઈંડાં મૂક્યાં અને વિનતાએ બે ઈંડાં. સેવિકાઓએ હર્ષ પામતાં એ બંનેનાં ઈંડાંને હૂંફાળાં પાત્રોમાં પાંચસો વરસ સુધી સાચવ્યાં. પાંચસો વરસ પછી કદ્રૂનાં ઈંડામાંથી હજાર પુત્ર જન્મ્યાં પરંતુ વિનતાનાં ઈંડાંમાંથી બે પુત્ર જન્મ્યા નહીં.

એટલે પુત્ર માટે અત્યંત આતુર બની ઊઠેલી વિનતાએ લજ્જા પામીને

એક ઈંડું ભાંગ્યું તો એમાં પુત્ર જોયો. અધૂરા દિવસે ઈંડું ફોડવાથી એ પુત્રનો આગલો ભાગ જ વિકસ્યો હતો અને બાકીનો હજુ અવિકસિત હતો. એટલે એ પુત્રે ક્રોધે ભરાઈને વિનતાને શાપ આપ્યો : 'હે માતા, પુત્ર જોવાના તારા લોભને કારણે મારું શરીર અધૂરું જ રહી ગયું છે તો જા – તું દાસી બનજે. તું જેની સાથે સ્પર્ધા કરે છે તેની દાસીરૂપે તારે પાંચસો વર્ષ રહેવું પડશે અને આ તારો બીજોપ પુત્ર તને છોડાવશે; પણ મા, આ ઈંડું ફોડી નાખીને મારી જેમ તું એ તારા મહાન પુત્રને જો વિકલાંગ નહીં કરે તો જ એ પુત્ર તને છોડાવશે. તારે જો વિશિષ્ટ બળવાળો પુત્ર જોઈતો હોય તો પાંચસો વર્ષ સુધી એના જન્મ માટે રાહ જોવી પડશે.'

આમ વિનતાને શાપ આપીને એ પુત્ર તો અંતરીક્ષમાં જતો રહ્યો, એ પ્રાતઃકાલે સૂર્ય ઊગતાં પહેલાં અરુણરૂપે દેખાય છે. પછી તો યોગ્ય સમયે જે નાગોનો વિનાશ કરવાનો છે એવા ગરુડનો જન્મ થયો. અને એણે તો જન્મતાવેંત જ વિનતાને ત્યજી દીધી અને વિધાતાએ જે ભોજન એને માટે નિર્મ્યું હતું તે ખાઈને ઊડી ગયો.

એ સમયે કદ્રૂ અને વિનતાએ પોતાની નજીક આવેલા ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડાને જોયો.

અમૃતપ્રાપ્તિ માટે જ્યારે સમુદ્રમંથન કર્યું હતું ત્યારે સમુદ્રમાંથી પ્રગટેલા મહાબલિ, ખૂબ જ વેગવાળા, બધી રીતે જાતવાન, દિવ્ય, નિત્ય યુવાન અને બધા જ અશ્વોમાં શ્રેષ્ઠ એવા ઉચ્ચૈઃશ્રવાની પૂજા સુંદર રૂપ ધરાવતા દેવલોકોએ કરી હતી.

આવા ઉચ્ચૈઃશ્રવાને જોઈને કદ્રૂએ વિનતાને કહ્યું : 'હે ભદ્રે, તું મને હમણાં જ કહે છે કે આ ઉચ્ચૈઃશ્રવાનો રંગ કયો છે ?'

વિનતા બોલી ઊઠી : 'આ અશ્વરાજનો રંગ તો શ્વેત છે. નહીંતર તને શું લાગે છે ? તું પણ કહે જોઈએ – આપણે શરત મારીએ.'

કદ્રૂએ કહ્યું : 'હે સુંદર હાસ્ય કરતી વિનતા, આ ઘોડાનું પૂંછડું મને તો કાળું લાગે છે. હે ભામિની, ચાલ શરત મારીએ. જે હારે તે બીજાની દાસી બને.'

'આવતી કાલે ફરી આ ઘોડાને જોઈશું' એમ કહીને દાસીપણાની શરત

લગાવીને બેઠેલી એ બંને બહેનો પોતપોતાના નિવાસે ગઈ અને છળકપટની ઇચ્છાથી પ્રેરાઈને કદ્રૂએ પોતાના હજાર પુત્રોને આજ્ઞા આપીને કહ્યું : 'હે પુત્રો, તમે કાજળ જેવી કાંતિવાળા કાળા કેશ બનીને ઉચ્ચૈઃશ્રવાને ઢાંકી દો, નહીંતર મારે વિનતાની દાસી બનવું પડશે.' જે નાગ લોકોએ તેની વાત ન માની તેમને કદ્રૂએ શાપ આપ્યો : 'પાંડવોના વંશના રાજા જનમેજયના સર્પયજ્ઞ વખતે અગ્નિ તમને ભસ્મ કરી નાખશે.'

કદ્રૂએ ક્રોધે ભરાઈને સર્પલોકોને જે નિષ્ઠુર શાપ આપ્યો તે સ્વયં બ્રહ્માએ પણ સાંભળ્યો. બીજા દેવતાઓની સાથે સાથે બ્રહ્માએ પણ જોયું હતું કે સાપોની વસતી ખૂબ જ વધી ગઈ છે એટલે કદ્રૂએ આપેલા શાપને પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી બ્રહ્માએ સ્વીકારી લીધો.

આ સાપ ભયંકર ઝેર ધરાવતા હતા; તેમની દાઢ તીક્ષ્ણ હતી, તેમનું ઝેર કાતિલ હતું, એટલે પ્રજાહિતાર્થે બ્રહ્માએ કદ્રૂની વાત સ્વીકારી લીધી અને મહાત્રઋષિ કશ્યપને ઝેર ઉતારવાની વિદ્યા શીખવાડી.

બીજે દિવસે સવારે સૂર્યોદય થયો એટલે દાસીપણાની શરત લગાવીને બેઠેલી, હિંસા અને ક્રોધવાળી કદ્રૂ અને વિનતા બંને બહેનો ઉચ્ચૈઃશ્રવાને જોવા ઉચ્ચૈઃશ્રવા પાસે ગઈ. થોડે દૂર ચાલીને જળના ભંડાર સમા સમુદ્રને જોયો, તિમિંગલ, મગર અને બીજી માછલીઓ હતાં. અનેક પ્રકારનાં રૂપ ધરાવતા, ભયંકર પ્રાણીઓ ધરાવતા, કાચબા અને મગરોથી ભરેલા એ સમુદ્રને પાર કરવો ખૂબ અઘરું હતું. નદીઓનો પતિ સમુદ્ર બધાં રત્નોનો ભંડાર, વરુણનું અને સાપોનું સુંદર અને ઉત્તમ નિવાસસ્થાન હતો. એ સમુદ્ર પાતાળના અગ્નિનો આધાર હતો, અસુરો માટે બંધન હતો, ભયંકર હતો, જળનો ભંડાર હતો. એ સમુદ્રમાં શુભ, દેવલોકો જેનો ભોગ લઈ શકે એવું અમૃત હતું. એ નિઃસીમ હતો, એના વિશે ઝાઝો વિચાર ન કરી શકાય, ઉત્તમ જળ ધરાવતો સમુદ્ર અદ્દ્ભુત છે. તેમાં વસતા જળચરોના ઘોર શબ્દથી ભયંકર અને ભયાનક શબ્દોવાળા, ભારે લહેરોવાળો અને બધાં પ્રાણીઓ માટે ભયંકર છે. કિનારા ઉપર ભારે વેગથી વહેતી લહેરોવાળો એ સમુદ્ર લહરરૂપી હાથ ઊંચા કરીને જાણે નાચી રહ્યો છે. આ સુંદર સમુદ્રમાં ચંદ્રના વધવાઘટવાને કારણે જે મોટી ભરતી આવ્યા કરે છે તેને કારણે ખૂબ ભયંકર

લાગે છે, આ સમુદ્રમાંથી પાંચજન્ય શંખ ઉત્પન્ન થયો છે. ડૂબી ગયેલી પૃથ્વીને શોધવાની ઇચ્છાથી વરાહનું રૂપ લઈને અમિત તેજસ્વી વિષ્ણુએ તેનું જળ ખળભળાવી નાખ્યું હતું. સેંકડો વર્ષો સુધી તપ કર્યું હોવા છતાં બ્રહ્મર્ષિ અત્રિ જેના પાતાળના તળિયે પહોંચી નથી શક્યા એવો અગાધ આ સમુદ્ર છે. અત્યંત તેજવાળા વિષ્ણુ અધ્યાત્મયોગ નિદ્રા વેળાએ એમાં સૂઈ જાય છે. વડવા મુખથી પ્રજ્વલિત અગ્નિમાં જળરૂપી હવ્યની આહુતિ આપનાર આ સમુદ્ર શુભ છે, એ અગાધ છે, નિ:સીમ છે અને બધી નદીઓનો પતિ છે. હજારો મહાનદીઓ આ સમુદ્રની પાસે નાયિકાઓની જેમ સ્પર્ધા કરતી હમેશ દોડતી જોવા મળે છે. તે ખૂબ ઊંડો છે, તિમિંગલ – મગરોથી ભરેલો છે, જલચરોના ઘોર શબ્દોથી ગૂંજતો, આકાશની જેમ પથરાયેલો છે, એ અપાર જલનિધિને કદ્રૂ અને વિનતાએ જોયો. અને માછલીઓ-મગરોથી ભરેલો, અગાધ, આકાશના પ્રકાશ જેવો વિકસિત, પાતાળની અગ્નિજ્વાળાથી પ્રકાશિત સમુદ્રને જોતી એ બંને બહેનો તરત જ ત્યાં પહોંચી ગઈ.

એ ઘોડાના પૂંછડામાં કાળા વાળ જોઈને વિનતાનું મોં પડી ગયું અને કદ્રૂએ તેની પાસે દાસીપણું કરાવવા માંડ્યું. આમ શરત હારી જઈને દાસી બનવાનું આવ્યું એટલે વિનતા દુ:ખી દુ:ખી થઈ ગઈ. એ દરમિયાન અત્યંત પ્રભાવશાળી ગરુડ માતાની સહાય વિના જ પોતાની જાતે ઈંડું ફોડીને બહાર આવ્યો. પ્રગટેલા અગ્નિ જેવો દેખાતો એ તેજસ્વી ગરુડ તો અતિશય વિકાસ પામ્યો અને વિશાળ કાયા ધરાવતો થયો, તરત જ તે આકાશમાં ઊડી ગયો.

એ ગરુડને જોઈને બધી પ્રજા નિરાંતે બેઠેલા વિશ્વરૂપી અગ્નિ પાસે જઈ પહોંચી, પ્રણામ કરીને બોલી :

'હે અગ્નિ – હવે તમે વધારે વૃદ્ધિ ન પામો, તમે અમને સળગાવી દેવા તો નથી માગતા ને ? જુઓ તો આ તમારો તેજપુંજ વૃદ્ધિ પામતો આવી રહ્યો છે.'

એ સાંભળીને અગ્નિએ કહ્યું : 'હે અસુરવિનાશક દેવતાઓ, તમે જે માની બેઠા છો એ સાચું નથી. પોતાના તેજથી બળવાન ગરુડ મારા જેવો જ છે.'

આમ સાંભળીને બધા દેવ ઋષિઓને લઈને ગરુડ પાસે ગયા અને તેની સ્તુતિ કરવા લાગ્યા.

'હે પક્ષીરાજ, તમે ઋષિ છો, તમે ભાગ્યશાળી છો, તમે દેવતાઓ છો,

તમે પક્ષીઓના સ્વામી છો, તમે જ તેજ છો, તમે અમારા ઉત્તમ રક્ષક છો. તમે બલસાગર છો, તમે સાધુ છો, તમારું બળ અખૂટ છે. તમે સમૃદ્ધિમાન છો, તમે અજેય છો, તમે તપ છો, શ્રુત છો, તમારાથી જ આગતની અને અનાગતની ઉત્પત્તિ થાય છે. તમે ઉત્તમ છો, જેવી રીતે સૂર્ય પોતાનાં કિરણોથી બધું જ પ્રકાશિત કરે છે એવી જ રીતે તમે સ્થાવરજંગમ એવા સમગ્ર જગતને પ્રકાશિત કરો છો, તમે સૂર્યનો પ્રકાશ હરીને આ ચરાચર જગતનો ક્ષણે ક્ષણે લય કરી રહ્યા છો.'

હે અગ્નિ જેવા તેજસ્વી ગરુડ, જેવી રીતે પ્રલય કાળ વેળાએ સૂર્ય ક્રોધે ભરાઈને પ્રજાઓને સળગાવે છે એવી જ રીતે તમે પણ એ પ્રજાઓને બાળી રહ્યા છો, યુગ પરિવર્તનના સમયે સૃષ્ટિનાશી પ્રલયાગ્નિ જેવી રીતે ભયાનક રૂપે પ્રગટીને વિનાશ કરે છે એવી રીતે તમે પણ સૃષ્ટિનો વિનાશ કરી રહ્યા છો. હે ગરુડ, તમે મહા પરાક્રમી છો, અંધકારનો નાશ કરનારા છો, આકાશગામી છો, અત્યન્ત બળવાન, સ્થૂળમાં સ્થૂળ અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ છો, ઇચ્છા પૂરી કરનારા છો, અજેય પરાક્રમી પક્ષીરાજ છો, અમે તમારી શરણે છીએ.

ઋષિઓ અને દેવતાઓની આવી સ્તુતિ, સાંભળીને ગરુડે પોતાનો પ્રકાશપુંજ સમેટી લીધો. ગરુડે કહ્યું : 'હે દેવતાઓ, મારા આ શરીરને જોઈને સંસારનાં બધાં પ્રાણીઓ આ ભયાનક રૂપ જોઈને ડરી ન જાય એટલા માટે હું મારા તેજને સમેટી લઉં છું.'

ત્યાર પછી પક્ષીરાજ ગરુડ પોતાની ઇચ્છા જાણવાવાળા સમુદ્રના બીજે કિનારે પોતાની માતા પાસે પોતાના ભાઈ અરુણને પીઠ પર બેસાડીને જઈ પહોંચ્યાં. ત્યાં વિનતા શરત હારીને, દુઃખી થઈ ગયેલી હતી અને દાસી બનીને બેઠી હતી.

જ્યારે સૂર્ય પોતાના તેજ વડે બધા લોકને બાળી મૂકવાનો વિચાર કરતા હતા ત્યારે ગરુડ મહા તેજસ્વી અરુણને પૂર્વ દિશામાં સૂર્યની પાસે મૂકીને આવ્યા. પણ સૂર્યે તે વખતે બધાં પ્રાણીઓને બાળી મૂકવાનો વિચાર શા માટે કર્યો હતો ? દેવતાઓએ એની પાસેથી શું લઈ લીધું હતું જેને કારણે તે આટલા બધા ક્રોધી થઈ ગયા ? જ્યારે રાહુ અમૃત પી રહ્યો હતો ત્યારે ચન્દ્રે અને સૂર્યે

એનું રહસ્ય કહી દીધું હતું. ત્યાર પછી ચંદ્ર અને સૂર્ય સાથે રાહુએ વેર બાંધ્યું અને સૂર્યને હેરાન કરવા લાગ્યો. રાહુથી હેરાન થતા સૂર્યના મનમાં ક્રોધ જન્મ્યો. સૂર્યે મનમાં વિચાર કર્યો, 'દેવતાઓના લાભાર્થે મેં રાહુનું રહસ્ય કહી દીધું, હવે એનું અત્યન્ત અનર્થકારી પરિણામ હું એકલો જ ભોગવી રહ્યો છું. સંકટ સમયે મને કોઈ સહાય કરતું નથી. રાહુ જ્યારે મારો કોળિયો કરે છે ત્યારે દેવતાઓ ચુપચાપ જોયા કરે છે. એટલે સંપૂર્ણ લોકનો વિનાશ કરવા હું અસ્તાચલ પર જઈને સ્થિર થઈ જઈશ.' અને સૂર્ય અસ્તાચલે જઈ પહોંચ્યા.

અને ત્યાંથી સૂર્યે સંપૂર્ણ જગતનો વિનાશ કરવા માટે બધાને સંતાપવાની શરૂઆત કરી. એટલે મહર્ષિઓ દેવતાઓ પાસે જઈને બોલ્યા : 'હે દેવગણ, આજે મધરાતે બધા લોકોને ભયભીત કરી નાખનારો દાહ પ્રકટશે, એ ત્રણે લોકનો નાશ કરી શકશે.'

પછી દેવતાઓ ઋષિઓને લઈને બ્રહ્માજી પાસે જઈને બોલ્યા : 'આજે આ કેવો ભયાનક દાહ પ્રગટીને ભય આપશે ? અત્યારે સૂર્ય નથી દેખાતો તે છતાં જગતનો વિનાશ થઈ જશે એટલી બધી ગરમી છે તો પછી સૂર્ય જ્યારે ઊગશે ત્યારે શું થશે ?

એ સાંભળીને બ્રહ્માએ કહ્યું : 'આ સૂર્ય આજે બધા લોકનો વિનાશ કરવા તત્પર થયો છે. એ જેવો નજરે પડશે કે તરત બધા લોકને ભસ્મ કરી નાખશે.' પરંતુ આ ભયાનક આપત્તિમાંથી ઉગારવાનો ઉપાય મેં કરી રાખ્યો છે, મહર્ષિ કશ્યપનો એક પુત્ર અરુણ વિખ્યાત થયો છે. એનું શરીર વિશાળ છે, તે મહા તેજસ્વી છે, તે સૂર્યની આગળ રથ પર બેસશે, તે સારથિનું કાર્ય કરશે અને સૂર્યનું તેજ હરી લેશે. એને કારણે બધા લોક, ઋષિઓ અને દેવતાઓનું પણ કલ્યાણ થશે.'

ત્યાર પછી બ્રહ્માની આજ્ઞા અનુસાર અરુણે બધાં કાર્ય કર્યાં, સૂર્ય અરુણથી ઢંકાઈને ઊગ્યો. તો સૂર્યના મનમાં પ્રગટેલા ક્રોધનું રહસ્ય આ હતું.

આ બાજુ જ્યારે ગરુડ માતા પાસે પહોંચ્યા ત્યારે માતા વિનતા શરત હારીને, દુઃખી થઈ ગઈ હતી, તે દાસી બનીને કદ્રૂની સેવા કરતી હતી.

એક દિવસ વિનતા પોતાના પુત્રની પાસે બેઠી હતી ત્યારે કદ્રૂએ વિનતાને

બોલાવીને કહ્યું : 'હે વિનતા, સમુદ્રની અંદર નિર્જન પ્રદેશમાં એક સુંદર અને રૂપાળું નાગલોકોનું નિવાસસ્થાન છે, તું મને ત્યાં લઈ જા.'

એ સાંભળીને ગરુડની માતા વિનતા સર્પોની માતા કદ્રૂને લઈને નીકળી. માતાની આજ્ઞાથી ગરુડ પણ સર્પોને પોતાની પીઠ પર બેસાડીને નીકળ્યા.

પક્ષીરાજ ગરુડ આકાશમાં સૂર્યની નિકટ રહીને ઊડતા હતા, એટલે સાપ સૂર્યકિરણોથી ત્રાસીને મૂર્છિત થઈ ગયા. પોતાના પુત્રોને આવી દશામાં જોઈને કદ્રૂ ઇન્દ્રની સ્તુતિ કરવા લાગી-' બધા દેવતાઓના સ્વામી, તમને નમસ્કાર, તમને નમસ્કાર ! હજાર આંખવાળા અને નમુચિનો નાશ કરનારા ઇન્દ્ર, તમને મારા પ્રણામ. તમે સૂર્યકિરણોથી દાઝેલા સાપને પાણીથી સ્નાન કરાવો, નૌકા જેમ રક્ષે તેમ તમે એમની રક્ષા કરો.

'હે અમરશ્રેષ્ઠ, તમે જ અમારા રક્ષક છો, તમે સૌથી વધારે જળ વરસાવવાની શક્તિ ધરાવો છો. તમે જ મેઘ છો અને વાયુ છો, તમે જ આકાશમાં વીજળી બનીને પ્રગટો છો, તમે વાદળોને વીંધી શકો છો, પંડિતો તમને મહામેઘ કહે છે. સંસારમાં અનુપમ એવું વજ્ર તમે જ છો, તમે જ મહાગર્જના કરવાવાળા મેઘ છો. તમે સંપૂર્ણ લોકનું સર્જન અને વિસર્જન કરી શકો છો. તમે અપરાજિત જ છો. બધાં પ્રાણીઓની જ્યોતિ તમે છો, સૂર્ય અને અગ્નિ પણ તમે છો. તમે આશ્ચર્યમય મહાન ભૂત છો. તમે રાજા છો, દેવતાઓમાં શ્રેષ્ઠ છો. તમે વિષ્ણુ છો, સહસ્ર આંખોવાળા ઇન્દ્ર છો. તેજસ્વી દેવ છો, બધાનો આશ્રય છો, તમે જ અમૃત છો, તમે જ પરમપૂજિત સોમ છો, તમે જ મુહૂર્ત છો, તિથિ છો, લવ તમે છો, તમે શુક્લપક્ષ છો, કૃષ્ણપક્ષ છો, કળા, કાષ્ઠા, ત્રુટિ પણ તમે જ છો; સંવત્સર, માસ, રાતદિવસ પણ તમે જ છો. તમે મહાન યશસ્વી છો એમ માનીને બધા તમારી પૂજા કરે છે. ઋષિઓ તમારું સ્તવન કરે છે, તમે યજમાનનું હિત કરવાની ઇચ્છાથી યજ્ઞપ્રસંગે આનંદિત થઈને સોમરસ પીઓ છો, ત્યાં ધરેલું નૈવેદ્ય પણ આરોગો છો. આ સંસારમાં મનવાંછિત ફળ પ્રાપ્ત કરવા બ્રાહ્મણો તમારી પૂજા કરે છે. અતુલિત બળના ભંડાર ઇન્દ્ર, વેદમાં પણ તમારો મહિમાગાન થયો છે. યજ્ઞપરાયણ દ્વિજતમને પ્રાપ્ત કરવા સર્વથા પ્રયત્ન કરીને વેદનું જ્ઞાન મેળવે છે.'

નાગમાતા કદ્રૂની આવી સ્તુતિને કારણે ઇન્દ્રે સમગ્ર આકાશને મેઘની

ઘટનાઓથી ભરી દીધું અને મેઘને આજ્ઞા કરી – 'તમે શીતળ જળ વરસાવો.' એટલે મેઘોએ વીજળીઓના ચમકારા કરતાં કરતાં પુષ્કળ વરસાદ વરસાવ્યો. વાદળ પરસ્પર ગરજતા રહ્યાં અને આકાશમાંથી સતત વરસાદ કરતાં રહ્યાં. જોરશોરથી ગર્જના કરતાં અને અનરાધાર જળવર્ષા કરતાં એ અત્યન્ત અદ્ભુત જલધરોએ સમગ્ર આકાશને ઘેરી લીધું હતું. અસંખ્ય ધારા રૂપી લહેરોવાળું એ આકાશ જાણે કે નૃત્ય કરી રહ્યું હતું. ભયંકર ગરજતાં એ વાદળોએ વીજળી અને પવનથી કંપીને સતત જળવર્ષા કરે રાખી. એમના દ્વારા આકાશ ઘેરાઈ ગયેલું હતું એટલે ચન્દ્ર અને સૂર્યનાં કિરણો અદૃશ્ય થઈ ગયાં હતાં. ઇન્દ્રે આવી વર્ષા કરી એટલે નાગલોકોને આનંદ થયો. આખી પૃથ્વી ઉપર પાણી પાણી થઈ ગયુ. આવી રીતે સમગ્ર ભૂલોક જળના અસંખ્ય તરંગોથી છવાયેલો હતો. વર્ષાથી તૃપ્ત થયેલા સર્પ માતાની સાથે રામણીયક દ્વીપમાં આવી પહોંચ્યા.

(અપૂર્ણ)

## મથામણ / સુરેશ જોષી

આપણા જમાનામાં આપણે જીવીએ છીએ કે નહિ તેની અનેક વાર ખાતરી કરી લેવી પડે છે. આપણે મથામણ અનુભવીએ છીએ તે આપણે જીવતા છીએ તેનું ચિહ્ન છે. જે પ્રવાહપતિત છે તેને તો કશી મથામણ કરવાની હોતી જ નથી. જે પ્રવાહની દિશા તે એની દિશા. જે પોતાની દિશા પોતે નક્કી કરવાની સ્વતન્ત્રતા ભોગવવા ઇચ્છે છે તેણે તો અનેક વિકલ્પોમાંથી મથામણ કરીને, પસંદગી કરવાની રહે છે. મથામણથી જ પુરુષાર્થનો સાચો આરમ્ભ થાય છે. જેનામાં થોડુંઘણું પોતાપણું બચ્યું હોય છે તે પરપ્રત્યયનેય બનવાનું સ્વીકારતો નથી.

મથામણની જુદી જુદી અર્થચ્છાયાઓને પણ ધ્યાનમાં લેવાની રહે છે. મથામણ એટલે મનોમન્થન. અહીં મન્થન શબ્દ મહત્ત્વનો છે. મન્થનથી જ નવનીત પ્રાપ્ત થાય છે. મન્થનથી જ ચૌદ રત્નો પ્રાપ્ત થાય છે. જેણે પોતાનો નિર્ણય બીજા પર છોડી દીધો છે, જે પોતાને મન્થન કરવા પૂરતો ઉત્સાહી બનાવતો નથી, જે પ્રમાદી હોવા છતાં આપ્તકામ હોવાનો દમ્ભ કરે છે તેને મન્થનનું મહત્ત્વ નહિ સમજાય તે દેખીતું છે. મન્થન કર્યું એટલે અમૃત જ મળ્યું એવું નથી, વિષ પણ પ્રાપ્ત થાય. આપણે મન્થનને પરિણામે જે દિશા નક્કી કરી, જે નિર્ણય લીધો તે ભવિષ્યમાં ખોટો પણ ઠરે. આમ છતાં આપણે શક્ય તેટલી રીતે, આપણા માટે ઊભી થયેલી પરિસ્થિતિ વિશે વિચારી જોયું એનું મહત્ત્વ તો છે જ. મન્થનથી બધું ડહોળાઈ જાય છે એવું નથી, એથી જે એકરૂપ છે તેને બહાર લાવવાની પ્રક્રિયા શરૂ થાય છે. મન્થન નથી થતું તો બધું બંધિયાર બની જાય છે.

૩૦ : ૨૦૦૦, મે

ઘણા મથામણનો અર્થ સંઘર્ષ કરે છે. આજે આપણે જે પરિસ્થિતિમાં જીવી રહ્યા છીએ તેમાં પરંપરાગત મૂલ્યોને પડકારવાના પ્રસંગો પણ આવે છે. આને કારણે રૂઢિ સાથે, સ્થાપિત હિતો સાથે, સમાજનાં અમુક પરિબળો સાથે, સંઘર્ષમાં ઊતરવાનું ટાળી શકાતું નથી. સમાજ તો બદલાવા ઇચ્છતો નથી, આપણે જો આપણી જાત સાથે પ્રામાણિક રહીને જીવતા હોઈએ તો સમાજમાં ઘણાં ગૃહીતોને પડકારવાના આવે.

આ તો બાહ્ય પરિબળો સાથેના સંઘર્ષની વાત થઈ. આપણને આપણી જાત સાથે પણ સંઘર્ષમાં ઊતરવું પડે છે. આ મથામણ વધારે મહત્ત્વની છે. આપણાં ર ક નામ પાછળ આપણે આપણાં જ અનેક જુદાં જુદાં વ્યક્તિત્વને સંતાડીને જી તા હોઈએ છીએ. આપણામાં જ આદર્શનિષ્ઠ અને વહેવારુ જીવ સાથે વસે છે. આંધળિયા કરનાર અને ભીરુ પણ એક જ ખોળિયામાં વસે છે. આવેશમાં આવીને વર્તનાર, આવેગોને વશ વર્તનાર તરત કશું કરી બેસે છે, પણ પછી મથામણ અનુભવે છે. જો પ્રામાણિક હોય તો તટસ્થતાથી પોતાનાં વર્તનની આલોચના કરે છે, આ પણ મથામણની પ્રક્રિયાનો જ અંશ છે.

આપણામાં વસતાં આ જુદાં જુદાં વ્યક્તિત્વ વચ્ચેનો, સોક્રેટિસ કરતો એવો, સંવાદ ચાલ્યા કરવો જોઈએ. ઘણા એને કારણે ઊભા થતા સંઘર્ષથી બચવા માટે એ સંવાદ ચાલવા દેતા નથી. એઓ કોઈકનો આદેશ માથે ચઢાવવા તત્પર હોય છે. એઓ ધર્મનો અને ઈશ્વરનો સુધ્ધાં આ હેતુ માટે દુરુપયોગ કરતાં ખચકાતા નથી.

આ ઉપરાંત મથામણ એટલે વિમર્શ, વિચારવંટોળ એવી પણ સમજ પ્રવર્તે છે. આ વંટોળની ગતિનો આપણે તો સદુપયોગ જ કરવાનો છે. મથામણ કરનાર હમેશાં દ્વિધાગ્રસ્ત બનીને આખરે દીર્ઘસૂત્રી થઈ જાય છે એવું પણ કહેવામાં આવે છે. આ જોખમને વહોરી લઈનેય આપણી મથામણને સ્વીકારી લેવી જોઈએ. મથામણ કહેતાં જ નર્મદની લમણે આંગળી ટેકવીને વિચારમાં પડેલી મુખમુદ્રા યાદ આવી જાય છે. મથામણ મનુષ્યની મુખમુદ્રાને એક નવી કાન્તિ અર્પે છે. મથામણમાં ઊહ અને અપોહ બંને હોય છે. મથામણ કરનારો બધું હલાવી જોઈને એની સ્થિરતાની ખાતરી કરી લેવા જેટલો નિર્ભય હોય છે.

## શેરીમાં એન્જિન ! / અલગારી

શેરીમાં કંઈ પણ બને કે બનવાનાં એંધાણ હોય તેના પહેલા અણસાર અમને મળે, કારણ કે અમારો ફરતો મુકામ મોટા ભાગે શેરીમાં જ હોય. સુધરાઈનું ગાલ્લું આવીને મહોલ્લામાં હાર્ડકોક ઠાલવી ગયું તે સાથે અમારી આંખો વિસ્મયમાં પહોળી થઈ ગઈ. ગાડું ગયા પછી મિત્રોએ મળીને નવી નવાઈના કોલસા તપાસ્યા. આ ડામરના હશે કે ડામર એમાંથી બનતો હશે એવા તુક્કા લડાવ્યા. હવે લ્યો, બાકી હતું તે અચરજ પૂરું થયું, અમે તો એન્જિન કહીએ સ્ટીમરોલર છૂક્ છૂક્ કરતું આવ્યું... જાણે ઈશ્વરદર્શન થયાં ! શિયાળાની રાતે પથારીમાં પડ્યા રેલવે એન્જિનની વ્હીસલ સાંભળતા. બહુ સરસ લાગે. બહુ મંજુલ- સાંભળવી ગમે એવી. ઘરથી આમ સ્ટેશન દૂર પણ આકાશ માર્ગે સાવ પાસે, ટૂંકમાં અંતર બહુ ઓછું. રેલવેલાઇન તો કોટ પાછળથી જાય અને અમારું ઘર સાવ દૂર નહીં. શિયાળે વળી નજીક શું, ને દૂર શું. એન્જિન સ્ટીમ છોડે તેનો અવાજ પણ આવે અને શન્ટીંગ થાય એનો અવાજ તો બે ડબ્બા અથડાઈ પડ્યા હોય એવો.

અમારા શ્રવણમાં બે વ્હીસલ હતી, એક રેલવે એન્જિનની, બીજી કાપડ મિલના ભૂંગળાની. ગુલામબાબા મિલનું ભૂંગળું વાગે તે સાથે હાંક પાડે : 'અલ્યાઓ ઊઠો !' એ રીતે રસમાં ભંગ પડે. બપોરે અને સાંજે છુટ્ટી વેળા એ ભૂંગળું વાગે. આમ તો ત્યારે ઘડિયાળ કોકના જ ઘરમાં હોય. જેની પાસે હોય તે સવારે સાતના ભૂંગળા સાથે સમય મેળવી લે. સંક્રાન્તિએ ધાબા પર કનકવા ચગાવવા ચઢીએ ત્યારે એકબીજાને બતાવીએ ! જો પેલું

ગુલામબાબા મિલનું ભૂંગળું. શિયાળાના દિવસોમાં રેલવેનું અસ્તિત્વ અમારે માટે જીવંત બની જાય, એક આખી દુનિયા જાણે, લગભગ આખી રાત જાગે, પણ શિયાળે હું તો રેલવેના જુદા જુદા ધ્વનિઓ સાંભળતો ક્યારે ઘોંટી ગયો હોઉં તેની ખબર નહીં. આ મોટા થયા ત્યારે તો અમે ઊંઘતા શીખ્યા, બાકી તો ઘોંટી ગયા. સ્ટેશને જવાનું થયેલું નહીં, કોણ લઈ જાય, શા માટે ? કારણ કે, પેલી કુક્ કુક્ કરતી મરઘીની જેમ ટોપલે ઢાંકી દેવાનું મન થાય છે. પછી તો છુક્ છુક્ કરતું રોડ એન્જિન આવ્યું ત્યારે તો અમારો આનંદ ચરમ સીમાએ પહોંચી ગયો. ચાલો, શેરીમાં આંખ સામે એક જાતનું એન્જિન તો જોયું ખરું. ડામર કોલસાના ઢગલા પાસે એ થોભી ગયું ત્યારે અમારા વડીલો તો કોઈ મામલાને ચરમસીમા પર લઈ જવો હોય ત્યારે મોઢેથી વરાળ છોડે. એ ઘટના પછીનાં પંચોતેર વર્ષમાં વડીલોએ કઈ પ્રગતિ કરી ? એટમ શક્તિએ તેઓ શું પહોંચે. વિરોધપક્ષના નેતા પણ વરાળયંત્ર જ છે, તેમ નહીં તોયે વરાળ એ જ આ એન્જિનની જેમ તેમની શક્તિ-અભિવ્યક્તિ છે. હા, કોઈ કોઈ વાર સિસોટી વગાડે છે ખરા !

એન્જિન પર આખી રાત ફાનસ બળે અને એક માણસ ચોકી કરવા એન્જિન પર જ ઊંઘે ! અરે ભાઈ, આવા કાળા રાક્ષસ જેવા એન્જિનને કોણ ચોરી જવાનું ? એ કંઈ છાનામાના ગજવામાં ઘાલીને કે ઢાંકીને લઈ જવાય, એવું તો નથી એને ચલાવીને લઈ જાય તોયે લોકોને એના અવાજ પરથી ખબર પડી જાય. લોકોને મધરાતે જગાડવા માટે એક વાર મધરાતે આ એન્જિન ચલાવવું અને સિસોટી વગાડવી ! પણ પેલો એન્જિન પર બેઠેલો આમતેમ થાય તો કંઈ નહીં તો એન્જિનની સિસોટી વગાડવી છે, એવું બધા ભિલ્લુઓએ નક્કી કરી હાથ મિલાવ્યા. અમે જોયું કે એક દોરી બાંધેલી છે, તે ખેંચો એટલે સિટી વાગે અને ભપ્પ દઈને નહીં પણ સર્રર્ર કરતી વરાળ નીકળે. સાંજ સુધી એ એન્જિન ઊભેલું હતું તે નાનકડા વિસ્તારમાં આંટા માર્યા કર્યા. વર્ષોથી એન્જિનનો અવાજ અને પીસવો સાંભળતા હતા. આ તો આંખ સામે શેરીમાં આવ્યું. પેલા એન્જિનના પાલકને વહેમ પડ્યો કે આ છોકરાઓ અહીં આટલામાં કેમ આંટા મારે છે ? એણે બોલાવી પૂછ્યું, 'શું છે ? અમે કહ્યું : 'એન્જિન છે !' એને આ જવાબ સમજાયો નહીં, બલકે એની ઠેકડી

ઉડાડતો લાગ્યો પણ અમારો જવાબ સાચો હતો. શેરીમાં એન્જિન હતું : શેરીમાં બનેલી પ્રથમ ઘટના.

તે સાંજે જમવાનું અને ઊંઘવાનું પણ મોડું થયું. જમ્યા પછી પણ એન્જિનને જોવા એક આંટો માર્યો.

સડક માટેના પથ્થર, મૈડિયા કાંકરા, કાંકરા અને પીળી માટી તો પથરાઈ ચૂકેલા હતા. અમારા મહોલ્લામાં ઇતિહાસમાં પહેલી વાર શેરીની પાક્કી સડક પર ફરવા રોલર એન્જિન ફરવા આવ્યું હતું ! સાહેબને તૈયાર થતા બહુ વાર લાગે તેમ એ એન્જિનને ગરમ થતાં બહુ વાર. અમારી ઇંતેજારી એ રસ્તા પર ફરે તે જોવાની હતી. એ આવ્યું અચાનક. અમે તો હેરતમાં એટલે એ કેવી રીતે ચાલે છે એ જોવાનું જ ભૂલી ગયેલા ! છેવટે હાથી ઊઠતાં પહેલાં શરીરને આંચકો મારે એ રીતે એન્જિને શરીરને આંચકો માર્યો. અમને એમ કે એ હવે ચાલ્યું – પણ ધૂળ ! એ મહોલ્લામાં જ ફરવાનું હતું. છતાં જાણે યુરોપ અમેરિકાની સફરે જવાનું હોય એમ વિચારમાં પડ્યું હતું, ના એનો ડ્રાયવર ! અહીં ક્યાં ગાડી સમયસર ઉપાડવાની છે ! ભારતના માણસને કારણ મળે તો મોડું કરે જ, કારણ ન હોય તો પણ જરા વાર થઈ તેમાં શું ખાટુંમોળું થઈ ગયું એવો પ્રશ્ન હાજર. જોકે આ ડ્રાયવરને પ્રશ્ન પૂછનારું કોઈ નહોતું. એટલું સારું કે એન્જિન વારંવાર સિસોટી મારે તો અમને ગમે : ભલે ઊભું ઊભું સિસોટી મારે ! અમેય ઊભા ઊભા સિસોટી ક્યાં નથી મારતા ! છેવટે એક આંચકા સાથે એ ચાલ્યું, નહીં... ચાલવાની ઇચ્છાથી ડ્રાયવરે મજૂરો સાથે વાત કરી તે પછી એન્જિન ચલાવ્યું, બસ ! અમારે એ જ જોવું હતું. હાથી જેવું જ કાળું અને મોટું એન્જિન ચાલે ત્યારે નજીકના મકાનને આંચકો લાગે. જાણે બહુ મોટી ધાડ મારવાની હોય એમ ધીરે ધીરે આગળ વધ્યું. રસ્તા વચ્ચે કોઈ આવ્યું એટલે ડ્રાયવરે સિટી મારી તે અમને ગમ્યું, એટલું જ નહીં, બને તો અમારામાંના કોઈ વિના કારણ એન્જિનના માર્ગ વચ્ચે આવે અને એન્જિનની સિટી વાગે એવો વિચાર આવ્યો, પણ અમલમાં ન મૂક્યો.

નાકે જઈને એન્જિન થોભ્યું. ડ્રાયવરે મજૂરો સાથે વાત કરી પછી આશ્ચર્ય એ બન્યું કે એ સાઈડ બદલ્યા વિના જ એકધારું પાછળ ચાલવા લાગ્યું ! આ

વળી નવું ! અમારા મહોલ્લામાં પ્રથમ વાર પાકો રસ્તો થતો હતો અને શેરીમાં એન્જિન આવ્યું હતું. પુરુષો લગભગ નિરસ લાગ્યા. એમને એન્જિન આવ્યાનો કશો હરખ નહીં ! સડક પર પથરા લગભગ સરખા પાથરેલા પણ પથરા પર ચાલવું સહેલું છે, એવડા મોટા એન્જિનને, પણ કોઈ પથરો કે પથરા સપાટીથી ઊંચા હોય એટલે લોખંડના રોલને આંચકો લાગે. પણ એ ભારાડીને એવો આંચકાનો શો હિસાબ ! પણ રોલને ખટક્યાનો ને આંચકાનો અવાજ આવે તે.

અમારી જેમ શેરીની બહેનોએ પણ એકવાર આતુરતાથી એન્જિનનાં દર્શન કર્યાં. સડક થાય છે એનો હર્ષ વ્યક્ત ક્ર્યા, પણ ચેતવણી આપી કે હવે રસ્તા પર દોડતાં પડશો તો વધારે વાગશે, કોણ જાણે રાંદેરી હાડવૈદને ત્યાં પણ જવું પડે ! બહેનો આનંદના ટાણે પણ કોઈ ભયની શંકા ખોળી જ કાઢે ! પુરુષો તો જાણે સહદેવ, ત્રિકાળજ્ઞાની, એમને એન્જિનનું કશું અચરજ નહીં ! અમને તો શેરીમાં કોઈ લાલ પીળાં હેન્ડબિલ વેચવા આવે તેનુંય અચરજ !

એન્જિન ચૂલાની જેમ રાતે ઠારવાનું નહીં એ જાણીને અચરજ થયું./ આખી રાત મફતના કોલસા બાળવાના ! કોના બાપની દીવાળી એવો વિચાર આવ્યો. પેલા તિસ્મારખાં ડ્રાયવરને તો શું, એન્જિનના રખોપાને પણ પુછાય નહીં ! મજૂરને પૂછ્યું તો કહે કે એક વાર એન્જિન ટાઢું પડ્યું તો એને ગરમ થતા અને કામે ચઢતાં બહુ વખત લાગે. એમ ત્યારે ! એન્જિન આરામ ભલે કરે પણ એને ઊંઘવાનું નહીં ! એન્જિનનો ડ્રાયવર એવો લાટસાહેબ કે મજૂરોને પણ તતડાવે. એન્જિન ઊંધું ચાલે અને સીધુંયે ચાલે. એને બધું સરખું ! પાંચેક દિવસ શેરીમાં રોડ રોલર એન્જિનની રમઝટ ચાલી. સડક કિનાર વગરની થાળી જેવી થઈ ગઈ. આખો દિવસ એન્જિનનો વરાળિયો છતાં મધુર કંઠી પીસવો છે. વાગ્યા કરે એથી જાણે સ્ટેશન પર રહેતા હોઈએ એવું લાગે. છૂક્ છુક્ અને એન્જિનનો ધુમાડો જુદું જ વાતાવરણ રચે. અમે તો રસ્તાની આ બાજુએ, તે બાજુએ રસ્તાની આ બાજુએ એન્જિન સાથે, અલબત્ત 'સાઇડ ફરીને' પાછા ફરેલા. શેરીમાં એન્જિન આવ્યું એ અમારી શેરી માટે પહેલી ઘટના હતી. એ સાઇડ બદલ્યા વિના ઊંધી ચાલે ચાલે !

કોઈ ન હોય ત્યારે પાછળ છાપરા (દૂબળાનાં છાપરાં હોય, ઝૂંપડાં

નહીં !)માં રહેલી મણકી ચૂપચાપ એન્જિનના નાના કોલસા વીણતી. અમે કહ્યું, 'આ કોલસા બળે ત્યારે ખૂબ ધુમાડો કાઢે, અને ગંધ મારે !' મણકી કહે, 'એ તો ચાલે !'

૭૦ વર્ષ પરની આ ઘટના.

સાભાર સ્વીકાર

વ્યાપન : વિવેચનસંગ્રહ : જયંત કોઠારી, પ્રકા. મંગલા કોઠારી, શબ્દમંગલ, ૨૪ નેમીનાથનગર, સત્યકામ સોસાયટી, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫
સાક્ષરનો સાક્ષાત્કાર : વિવિધ લેખકોના પરિચય સહિત પ્રશ્નોત્તરી, રાધેશ્યામ શર્મા, મૂલ્ય રૂ.૨૦૦
... અને જાતકકાવ્યો : કાવ્યસંગ્રહ : ઈન્દુ પુવાર, મૂલ્ય રૂ.૫૦
કાવ્યપરિચય : ગુજરાતી કવિતાઓનો આસ્વાદ, મૂલ્ય રૂ.૫૦
આપની યાદી : કલાપી-મનહર મોદીની ગઝલનો તુલનાત્મક અભ્યાસ, રશીદ મીર, મૂલ્ય રૂ.૨૫
અડસઠ તીરથ : 'મનહર અને મોદી' ગઝલ સંગ્રહ વિશેના લેખકોના મંતવ્યો, અભિપ્રાય, મૂલ્ય રૂ.૬૫
ઉપરનાં પુસ્તકોના પ્રકાશક : રન્નાદે પ્રકાશન, બીજે માળ, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

## 'કંકાવટી' માસિક : નિયમ મુજબ ફોર્મ નં.૮

૧ પ્રકાશન સ્થાન : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯

૨ મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત - ૩૯૫ ૦૦૯

૩ પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું : નં. ૨ મુજબ

૪ સંપાદકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯

૫ માલિકનું નામ : રજનીકાંત રતિલાલ રૂપાવાલા
સરનામું : કંકાવટી, ૧૩/૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ ૧ પાછળ, બામરોલી રોડ, ઉધના, સૂરત-૩૯૪ ૨૧૦

હું રતિલાલ મૂ. 'અનિલ' આંથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

રતિલાલ મૂ. 'અનિલ' (પ્રકાશક)

# ગુજરાત સાહિત્ય અકાદમી

*જૂનું વિધાનસભા ભવન, સે : ૧૭, ગાંધીનગર*

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો / હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

૧. શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા.૧-૧-૯૯થી તા.૩૧-૧૨-૯૯ સુધીમાં પ્રગટ થયેલાં. ગુજરાતી ભાષાના જુદાં જુદાં સાહિત્ય સ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં બાળવિભાગમાં (૧)કાવ્ય (૨)વાર્તા (૩)નાટક-એકાંકી નાટક (૪)હાસ્ય-વ્યંગ્ય કટાક્ષ (૫)નિબંધ અને પ્રૌઢ વિભાગમાં (૧)નવલકથા (૨)ટૂંકી વાર્તા (૩)નાટક-એકાંકી નાટક (૪)હાસ્ય-વ્યંગ્ય કટાક્ષ (૫)નિબંધ અને પ્રવાસ (૬)કવિતા (૭)વિવેચન (૮)સંશોધન-ભાષાવ્યાકરણ (૯)આત્મકથા-રેખાચિત્ર-પત્ર-જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) (૧૦)લોકસાહિત્ય (૧૧)અનુવાદ વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા.૩૧-૭-૨૦૦૦ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

૨. શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય, તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂા.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

૩. નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી, તેવા નવોદિત લેખકોની સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના

પ્રથમ પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો, ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

૪. મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે, અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રતો આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨થી ૪નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા.૩૧-૭-૨૦૦૦ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| | | |
|---|---|---|
| દલપત પઢિયાર | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

# સમાચાર

• કેન્દ્ર સરકાર કાશ્મીરના કોઈ પણ જૂથ સાથે ચર્ચા કરવા માટે તૈયાર છે.

• રશિયાના પ્રમુખ તરીકે વ્લાદામીર પુટિનનો શપથવિધિ દબદબાપૂર્વક મોસ્કોમાં યોજાઈ ગયો.

• શ્રીલંકામાં ભારત સરકાર સૈન્ય મોકલવાના નિર્ણય બાબતે બધા વિરોધપક્ષોને વિશ્વાસમાં લેશે.

• લવબગે લગભગ અબજો ડોલરનું નુકસાન કર્યું છે અને અમેરિકાની લશ્કરી વ્યવસ્થામાં પણ ભંગાણ પાડ્યું છે.

• દસમી મેથી ગુજરાતના જળસંકટને પહોંચી વળવા પાણી ભરેલી ટ્રેનો દોડાવવામાં આવશે.

• જાણીતા ક્રિકેટખેલાડી કપિલ દેવ બી.બી.સી.ને ઇન્ટરવ્યૂ આપતી વેળા ભાવવશ થઈને આંખો ભીની કરી બેઠા હતા.

• ગુજરાતમાં છેલ્લા કેટલાક દિવસોથી હવામાન પલટાયું છે, ક્યાંક વરસાદ પણ થયો છે.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

ણ ફેણનો ણ

હેલ્પર ક્રિસ્ટી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૧૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯



# કંકાવટી

જૂન, ૨૦૦૦

હરીશ મીનાશ્રુ
રતિલાલ 'અનિલ'
શિરીષ પંચાલ
ભૂપેન્દ્ર ઉપાધ્યાય
મંજુ ઝવેરી
શરીફા વીજળીવાળા

# કંકાવટી

જૂન, ૨૦૦૦
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૮૩
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ ‘અનિલ’
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

પદપ્રાંજલિ / હરીશ મીનાશ્રુ

૧

સાધો, તિરકિટ ધા ધિન્ન ધિન્ના
અહો, સંતની સાખી ઉપર કરતા તાગડધિન્ના

હું દ્રષ્ટા, નતદ્રષ્ટે, જાગું
વણમૂરછાએ ઊંઘું
સંગતિમાં હું શ્વાસ, સુવાસે
હું જ, સ્વયંને સૂંઘું

તરસું-વરસું અહો પરસ્પર પ્રેહ-નેહ લયલીન્ના

લટ કુલટાની છેદું, ભેદું
મૃગજળ દૂઝતી છાતી
કાળપુરુષની લંગોટીને દઉં
નાન્યતર જાતિ

પુરુષ પુરુષાતન નિજતનમાં પ્રગટ્યાં પરમ અભિન્ના

૨

સાધો, કોઈ સીવે કોઈ સાંધે
સોય ને દોરો લઈ બુદબુદની કીડિયાસેરો બાંધે

ચણોઠડીનો ચૂલો ચેતવી
વઢકારી વહુ ફૂંકે
ભૂખ્યાંતરસ્યાં ચૌદ લોક તે
જરી ન કેડો મૂકે

મુઠ્ઠી ધાન લઈ બ્હાવરિયો બ્રહ્મ ભૈડકું રાંધે

તેંત્રીસ કોટિ મસ્તક ઉપર
શંખિણી છાણાં થાપે
ભુવનમોહિની પળમાં પાણી
પડછાયાનાં માપે

ફક્કડ ફકીરો દુનિયા દેખે ચઢી કબીરને કાંધે

૨૦૦૦, જૂન કંકાવટી

૩

સાધો, રંકા સો નરબંકા
ભાલે નહીં કોઈ તેજતિલક કે નહીં કોઈ કલિકલંકા

સહજ પલીતો ચાંપો ને
ભડકા ઊઠે તે ભગતિ
પ્રકાશવેગે ક્યાંની ક્યાં
પહોંચાડે કેવળ અગતિ

કનકબોર ચાખે કિરાતિની, બળે કથીરની લંકા

રાંક થઈને રહીએ તો
તુલસીદલ પર પોઢાડે
ખરબચડી ઓછાડ નહીં
આકાશ સકલ ઓઢાડે

પિપીલિકા ઘનઘોર બજાવે અષ્ટપ્રહરના ડંકા

૪

સાધો, લખ હૂંડી પર હૂંડી
નહીં સીકરે તો ભોગ હરિના, ગાળ ભાંડશું ભૂંડી

જનમબ્હાવરી નીસરી છે
વરવાને વર વણજાયો
એ આવે તો ઠીક, નહીંતર
પરણીશું પડછાયો

એના નામે નાહી નાખીશું ભરી અમરતની કુંડી

વણકરના ઘરમાં જઈ પેઠાં
જેમ સૂઈમાં ધાગા
કરવત લઈને પૂંઠે કાશીનગરી
કરતી ત્રાંગાં

અમને કોની સાડાબારી. નહીં ઘડ કે નહીં મૂંડી.

: ૨૦૦૦, જૂન કંકાવટી

## એકરાશિનાં / રતિલાલ 'અનિલ'

ગિરનારના જંગલમાં હતો ત્યારે મને 'પલ્લવઘન' શબ્દ સાંભર્યો નહીં કારણ કે હું સંસ્કૃત ભણેલો નહીં. શબ્દ દ્વારા, પરોક્ષને પામવાને બદલે બધું પ્રત્યક્ષ હતું. આપણને કશું પ્રાપ્ત હોય તે જતું રહેવાનું હોય કે ખુદ આપણે તેને છોડી જવાના હોઈએ ત્યારે તેનું નામ પાડીએ છીએ. નામ હશે તો એ છૂટેલું હશે એવી સભાનતા હોય ખરી ! સૂકાં પાંદડે લંબાયેલા, પથરાયેલા સાંકડા માર્ગે ચાલવાનું હોય ત્યારે ઉપર આભ અને નીચે જમીન નહીં – લીલાં સૂકાં પાંદડાં નીચે સાપ પણ હોય, 'સંતાયેલો' એ માણસનું આરોપણ નહીં. હું રાત્રે ગોદડી ઓઢી સૂતો હોઉં છું, સંતાયેલો નથી હોતો. આપણા પોતાને માટે એક અને પશુ, પક્ષી, પ્રાણી માટે બીજી – સેકન્ડ ભાષા નથી પ્રયોજતા.

પાંદડાં વચ્ચેથી દેખાતી માત્ર પક્ષીની આંખ એ જાણે જુદી આંખ હોય છે ! કોઈ બારીના ચોકઠા વચ્ચે દેખાતી આંખ પણ જુદી લાગે છે ! સૂકાં પાંદડાંમાંથી ડોકિયું કરતી સાપની આંખ જોઈ છે ?. એમાં યે – સામી દિશામાં લંબાયેલી કાલિદાસ નામ આપી શકે એવી દૃષ્ટિ હોય છે. પાંદડાં વચ્ચેથી પાંખો ફફડાવી ઊડી જતું પક્ષી અને સૂકાં પાંદડાં વચ્ચેથી ગતિભેર ચાલ્યો જતો સાપ એની સરખામણીનો શબ્દ મળતો નથી. પાંદડે પાંદડે પક્ષી તો નહીં પણ પાંદડાં વચ્ચે પક્ષી. બહારની ડાળ પર તો, એ ઝટ ઊડી જવાનું હોય કે બીજાં પક્ષી હોય તો બેસે પણ એકલું હોય અને થોભવાનું હોય ત્યારે સઘન પાંદડાંના ઝૂંડ વચ્ચે ઊંડે જઈને બેસે, માણસને ઊંડેથી આઘે જોવાની ટેવ ખરી ! પણ પક્ષી માટે તો જીવન જીવવા માટે હોય છે, કેવું જીવાય તો સારું

એનો અર્થ શોધવા માટે તેઓ જીવતાં નથી. કોઈ વાર સાપને પણ લીલાં પાંદડાં વચ્ચેથી બહાર નજર કરવાનું સૂઝે. પક્ષીઓ છબિ પડાવતાં નથી એટલે સરસ આકારના, વધારે સોહામણાં પાંદડાં વચ્ચે બેસીએ તો સારાં લાગીએ એવી સભાનતા નહીં, એટલે એકબીજાં વૃક્ષો સામે પાંદડાં માણસની નજરે જોતાં નથી. પાંદડાં વચ્ચે, વળી ઊંડે રહીને ટહુકો કરવામાં પક્ષીને અલગ આનંદ આવતો હશે. હું અહીં છું. તું મને શોધી કાઢ એવો બીજા પક્ષીને સંકેત હશે ? બહાર બે સાથે તો બેસીએ જ છીએ. લીલાં પાંદડાંના ગોપનમાં સાથે બેસી જોઈએ એવું ય હોય. આ માણસઉમળકો એ તો મારો જ એવું કેમ માને ? એ રીતે શબ્દ સ્વામી થઈ શકાય ? માણસને વહેમ ન પડે એ માટે એક ડાળ પર બેઠેલાં અલબત્ત પાસે પાસેની, અલગ અલગ ડાળ પર પણ બેસે. જો કે મારી આંખમાં વહેમ નહોતો, જંગલમાં રહેતાં રહેતાં નગરની 'અર્થવાહી' ભાષા લગભગ છૂટી ગઈ હતી. હું આ શહેરમાં એકલો ગાઉં તો ભોંઠો પડી જાઉં પણ ક્યારેક શહેરના વીજળીના તાર પર ચકલીને ચહકતી જોઈ સાંભળી છે. પક્ષી જાહેરમાં એકલું યે ચહેકે અને પક્ષીઓ સાથે પણ ચહેકે. ભદ્રજનોની અણલખી શરતો વળી જંગલનાં પક્ષીઓને શા માટે હોય ? અને શહેરનાં પક્ષી સાથે હોય ખરાં પણ અહીં પાંચ હોય તેનાથી જુદાં બીજા બે પાંચ સમાંતરે પોતાની લીલામાં મગ્ન હોય. જંગલી કહેવાતી ચકલીથી દૂર સોહામણું કલગીદાર પક્ષી પણ હોય. માણસોમાં છે એવો વિરોધ પક્ષીઓમાં નથી અને હોય ત્યારે એટલો તો નથી જ હોતો. ભાતભાતનાં વૃક્ષો, જાતજાતનાં પક્ષી ! એમનાં નામ સહેજે જાણેલાં ખરાં, પણ ગોખેલાં નહીં.

લીલાં પાંદડાંનો છાંયડો શ્યામ દેખાય પણ હોય છે લીલો. છાપરું શોધતાં માણસે ક્યારેક લીલાં પાંદડાંનો છાંયડો ય પામવો જોઈએ. ઊભો સરુ છાંયડો ન આપે તો પવન એનામાં વહીને જે ગીત ગાય છે તે સાંભળીએ.

નિર્દોષ લાગતી ચકલી પણ ઈયળ જુએ તો ઝટ ચાંચ મારે છે, પક્ષીઓને માંસાહારની છોછ નહીં, શોખ પણ નહીં હોય. રવિવારની સાંજે અમુક આહાર કરવા જવું એવું પક્ષીઓમાં નથી, પણ રંગે ભાતીગળ, સોહામણાં, કલગીવાળાં પક્ષીઓને માંસાહાર વધારે પ્રિય ! ચઢિયાતાં દેખાય તેમને શોખ કેળવવા પડતા હશે ?

૬ : ૨૦૦૦, જૂન

જંગલમાં કેળ નથી હોતી, પક્ષીઓ તેમ જંગલમાં રહેનાર માણસ સત્યનારાયણની કથા કરાવતા નથી એટલે યે કદાચ એવું હોય. બંગાળમાં બહુ ઊંચી કેળ ઊગે છે, એટલે તેનું એકાદ પાંદડું ગૌરવમાં કે બડાશમાં ઉન્નત હોય છે, બાકી કેળનાં પાંદડાં નમતાં, નમ્ર હોય છે. એમનામાં સૌથી મોટાં પાન હોવાની પ્રગટ સજાગતા નથી હોતી. સાગનાં પાન તો સૂપડાં જેવાં પણ કરકરાં અને વહેલાં ઘરડાં થઈ જાય, જીવાત એમનામાં છિદ્રો પાડી નાખે. એનાં સૂકાં પાંદડાં ખરે કે એનો ભૂકો એ જાણવાનું રહી ગયું. પાંદડાંનો સ્વાદ કરવા વાનરટોળી વારેવાર ચઢી આવે. એમને તો ઉજાણી જ ગમે. ચાખીને અડધાં ફેંકી દે તેવાં પાન વળી આખાં પણ ખાય. કેટલીક સ્વતંત્રતા વાનરો જ ભોગવે. 'સ્વચ્છંદ !' કહીએ તો એવાં દાંતિયા કરે કે ભાગી છૂટવું પડે. એમનું જોઈ કંઈ નહિ તો જાંબૂડાનાં પાન તો ચાવી જોયાં અને દાઢમાં સ્વાદ રહી ગયો પણ સાવ ઝીણા ચણોઠીનાં પાન તો ભેગાં કરી પોતે વારેવાર સવાદિયા બનેલાં. રાન રાન નહીં, બસ પાન પાન ! પક્ષી અને પાનની રાશિ એક એટલે એમનામાં ખૂબ મેળ એવું ખરું ?

પલ્લવઘન જંગલમાં છોડી, લાખ લાખ લીલાં પાંદડાંનો સહેવાસ છોડી આ કંજૂસ જીવ 'બે પાંદડે' થવા વસ્તીમાં આવ્યો...

## કથા વિનતાપુત્ર ગરુડના પરાક્રમની / સંકલન : શિરીષ પંચાલ

(ગતાંકથી ચાલુ)

વિશ્વકર્માએ સર્જેલા એ ટાપુમાં અત્યારે તો મગરોનો નિવાસ હતો, જ્યારે પહેલી વાર નાગલોકો એ ટાપુ પર આવ્યા હતા ત્યારે તેમણે ત્યાં ભયાનક લવણાસુરને જોયો હતો. નાગ ગરુડની સાથે એ ટાપુના સુંદર વનમાં આવ્યા; ચારે બાજુએ સમુદ્ર ઘેરી વળેલો હતો, અને એના જળથી છંટકાવ થયા કરતો હતો. અનેક પક્ષીઓનો કલરવ સંભળાતો હતો. ચિત્રવિચિત્ર ફળફૂલથી ભરેલા ઉપવનથી એ દિવ્ય વન છવાયેલું હતું. સાથે સાથે ત્યાં રમણીય ભવન હતાં અને કમળવાળાં સરોવર હતાં. સ્વચ્છ જળવાળાં અનેક દિવ્ય સરોવર એ વનની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં, દિવ્ય સુગંધને લઈને પવિત્ર પવન વહેતો હતો. ત્યાં ચંદનનાં વૃક્ષ એટલાં ઊંચા હતાં કે જાણે આકાશને આંબતાં ન હોય, ઉન્મત્ત પવનને કારણે ફૂલોની વર્ષાથી એ પ્રદેશ શોભી ઊઠ્યો હતો. પવનની લહેરોને કારણે બીજાં અનેક વૃક્ષ પુષ્પવર્ષા કરતાં હતાં; જાણે ત્યાં આવી ચઢેલા નાગલોકો ઉપર જ પુષ્પવર્ષા કરતાં ન હોય ! મનને આનંદ પમાડતા, ગંધર્વ અને અપ્સરાઓના પ્રિય એવા એ દિવ્ય વનમાં પ્રમત્ત ભમરાઓ ગુંજી રહ્યાં હતા. પોતાની મનભર છટાને કારણે તે ખૂબ જ સુંદર દેખાતું હતું. આ વન રમણીય, મંગલકારી અને પવિત્ર હોવાને કારણે તે બધા લોકોના ચિત્તને આકર્ષતું હતું. વિવિધ પક્ષીઓના કૂજનથી શોભતું એ વન કદ્રૂના પુત્રોને અત્યંત આનંદ આપતું હતું.

આ વનમાં પહોંચીને એ બધા સાપ આનંદથી વિહાર કરવા લાગ્યા અને

મહાપરાક્રમી પક્ષીરાજ ગરુડને કહેવા લાગ્યા :'હે આકાશગામી, નભમાં ઊડતાં ઊડતાં તેં ઘણા રમ્ય પ્રદેશ જોયા છે, તો અમને હવે નિર્મળ અને વિપુલ જળવાળા બીજા કોઈ રમણીય દ્વીપમાં લઈ જા.'

ગરુડે થોડો વિચાર કરીને પોતાની માતા વિનતાને પૂછ્યું :'મા, મારે આ સાપોની આજ્ઞાનું પાલન શા માટે કરવું જોઈએ ? '

વિનતાએ કહ્યું,'હે પક્ષીરાજ, દુર્ભાગ્યવશ હું અનાર્યા બહેનની દાસી છું. મેં એક વાર હોડ બકી હતી અને આ સાપોએ લુચ્ચાઈ કરીને મારી જીતને હારમાં ફેરવી કાઢી હતી.'

માતાએ આ કારણ બતાવ્યું એટલે ગગનવિહારી ગરુડે એના દુઃખે દુઃખી થઈને સાપોને પૂછ્યું :' જીભથી ચાટચાટ કરનારા હે સાપલોકો, તમે સાચું કહેજો. હું તમને શું લાવી આપું કે કયું જ્ઞાન સંપડાવી આપું કે કયું પરાક્રમ કરું જેથી અમે તમારા દાસત્વમાંથી છૂટીએ ? '

ગરુડની વાત સાંભળીને સાપોએ ઉત્તર આપ્યો :' તું પરાક્રમ કરીને અમત લઈ આવ. પછી તું દાસત્વમાંથી મુક્ત થઈ શકીશ.'

સાપોની વાત સાંભળીને ગરુડે પોતાની માતાને પૂછ્યું :'મા, હું અમૃત લાવવા જઉં છું, પણ મારે ભોજન માટે શું કરવું તે કહે.'

વિનતાએ કહ્યું :'સમુદ્રની વચ્ચે નિષાદોને રહેવા માટે એક નિવાસસ્થાન છે. ત્યાં રહેતા સેંકડો નિષાદોને મારીને તું ખાઈ જજે અને અમૃત લાવજે. પરંતુ તું કદી બ્રાહ્મણોને મારવાનો વિચાર કરતો નહીં. બ્રાહ્મણો બધાં જ પ્રાણીઓ માટે અવધ્ય છે, તેઓ અગ્નિ જેવા દાહક છે. ક્રોધે ભરાયેલો બ્રાહ્મણ અગ્નિ, સૂર્ય, વિષ અને શસ્ત્ર જેવો ભયાનક હોય છે. બ્રાહ્મણને સમસ્ત પ્રાણીઓના ગુરુ તરીકે ઓળખવામાં આવે છે.'

એ સાંભળીને ગરુડે પૂછ્યું :' મા, બ્રાહ્મણોનાં લક્ષણ કેવાં હોય છે જેનાથી તે ઓળખાઈ જાય, તે બધાં તું મને કહે.'

વિનતાએ કહ્યું, 'જે તારા ગળામાં પડતાંવેંત અંગારાની જેમ દઝાડે, જાણે તું માછલીનો કાંટો ગળી ગયો હોય એવું લાગે ત્યારે એને બ્રાહ્મણ માનવો.' પુત્ર પ્રત્યે અતિ સ્નેહ હોવાને કારણે વિનતાએ કહ્યું :'જે તારા પેટમાં પચે નહીં તેને બ્રાહ્મણ સમજવો.' તે પુત્રના અનુપમ બળને ઓળખતી હતી, તેમ

છતાં નાગલોકોએ તેને છેતરી હતી એટલે દુઃખી થઈ ગઈ હતી, પછી તેને પુત્રને આશીર્વાદ આપ્યા :

'હે પુત્ર, વાયુ તારી બંને પાંખોનું રક્ષણ કરે, ચન્દ્ર અને સૂર્ય પાછલા ભાગનું રક્ષણ કરે, અગ્નિ તારા મસ્તકનું રક્ષણ કરે, વસુઓ તારી સમગ્ર કાયાનું રક્ષણ કરે. હું પણ અહીં રહીને તારા કલ્યાણ અને શાન્તિ માટે પ્રાર્થના કરતી રહીશ. તું કાર્ય સિદ્ધ કરવા વિઘ્નરહિત માર્ગ ઉપરથી જજે.'

ત્યાર પછી મહા બળવાન ગરુડ માતાની વાત સાંભળીને, બંને પાંખો ફેલાવીને આકાશમાં ઊડી ગયા અને ભૂખથી વ્યાકુળ થઈને સર્વવિનાશક યમરાજની જેમ નિષાદોની પાસે જઈ પહોંચ્યા. એ નિષાદોનો સંહાર કરવા માટે પૃથ્વીથી આકાશ સુધી ધૂળ ઉડાડી, સમુદ્રના જળને સૂકવી દીધું. પાસેના પર્વતોને પણ ધ્રૂજાવી મૂક્યા. પછી પક્ષીરાજે પોતાનું મોં પહોળું કર્યું અને નિષાદોનો માર્ગ રોકી ઊભા રહી ગયા. પેલા નિષાદો પણ ઉતાવળમાં જે બાજુ ગરુડનું મોં હતું એ દિશામાં જ ભાગ્યા. જેવી રીતે ઝંઝાવાતથી કાંપતાં વૃક્ષોવાળા વનમાં પવન તથા ધૂળથી વિમોહિત બનેલાં પંખીઓ આકાશમાં આમતેમ ઊડવા માંડે, એવી જ રીતે પવન તથા ધૂળથી છવાયેલા હજારો નિષાદો ગરુડના ખૂલેલા મુખમાં સમાઈ ગયા.

એટલે શત્રુને પીડનારા, અત્યંત ચપલ, મહાબળવાન, ભૂખ્યા ગરુડે માછલી મારીને પેટ ભરનારા અનેક નિષાદોનો વિનાશ કરવા પોતાનું મોં બંધ કરી દીધું.

એ નિષાદોની સાથે એક બ્રાહ્મણ પણ પોતાની પત્ની સાથે ગરુડના ગળામાં પેસી ગયો હતો. તે સળગતા અંગારાની જેમ એના ગળામાં દાહ જન્માવવા લાગ્યો. એટલે ગરુડે કહ્યું:' હે બ્રાહ્મણ, મારા ખૂલેલા મોંમાંથી જલદી બહાર નીકળી જાઓ; બ્રાહ્મણ ગમે તેવો પાપી હોય તો પણ મારે માટે અવધ્ય છે.'

એવું કહેતા ગરુડને એ બ્રાહ્મણે કહ્યું :' આ નિષાદ જાતિની કન્યા મારી પત્ની એટલે તે પણ મારી સાથે બહાર આવશે.'

ગરુડે કહ્યું :' બ્રાહ્મણ, તું આ નિષાદ સ્ત્રીને લઈને જલદી બહાર નીકળ. તું મારા જઠરાગ્નિના તેજથી હજુ પચ્યો નથી; એટલે જલદીથી તારું જીવન ઉગારી લે.'

એટલે એ બ્રાહ્મણ નિષાદ સ્ત્રીની સાથે બહાર નીકળી આવ્યો અને આશીર્વાદ આપીને મનગમતા પ્રદેશમાં જતો રહ્યો. પોતાની સ્ત્રીની સાથે નીકળી ગયેલા એ બ્રાહ્મણને જોઈને ગરુડ પાંખો ફેલાવી અને મન જેવા વેગથી આકાશમાં ઊડવા લાગ્યા.

એ પછી તેમણે પોતાના પિતાને જોયા, એમણે પૂછ્યું એટલે ગરુડે બધા સમાચાર કહ્યા. મહર્ષિ કશ્યપે ગરુડને કહ્યું :'બેટા, તમે બધા કુશળ તો છો ને ! દરરોજ તને ભોજન તો મળતું રહે છે ને ? શું મનુષ્યલોકમાં તારે માટે પૂરતું અન્ન તો મળી રહે છે ને ?'

ગરુડે ઉત્તર આપ્યો,' મારી મા સદા કુશળ છે, મારો ભાઈ અને હું કુશળ છીએ. પરંતુ પિતાજી, મને પેટ પૂરતા ભોજનની ચિંતા હંમેશાં રહે છે. સાપોએ મને અમૃત લેવા મોકલ્યો છે, મારી માને દાસત્વમાંથી છોડાવવા આજે હું નિશ્ચિત અમૃત લાવીશ જ. માતાએ મને નિષાદોનું ભોજન કરવાની આજ્ઞા આપી હતી, પણ હજારો નિષાદોનું ભક્ષણ કરવા છતાં મને તૃપ્તિ થઈ નથી. એટલે હે ભગવન્, મારે માટે બીજું કોઈ ભોજન બતાવો, એને ખાઈને હું અમૃત લાવવામાં શક્તિશાળી બનું.'

કશ્યપ એ સાંભળીને કહેવા લાગ્યા :'વિભાવસુ નામના એક બહુ ક્રોધી મહર્ષિ હતા. એમના નાના ભાઈ સુપ્રતીક પણ બહુ મોટા તપસ્વી હતા. સુપ્રતીક પોતાની પૈતૃક સંપત્તિ મોટા ભાઈની પાસે રાખવા માગતા ન હતા. તે દરરોજ સંપત્તિનો ભાગ પાડવા માટે ઝઘડતા રહેતા હતા.

એક સમયે વિભાવસુએ કહ્યું :'ભાઈ, ઘણા બધા લોકો મોહ પામીને બાપદાદાની સંપત્તિ વહેંચી લેવા માગતા હોય છે. પણ એ વહેંચી લીધા પછી ધનના લોભે એકબીજાને આદર આપતા નથી. એ સ્વાર્થી મનુષ્યો જ્યારે પોતપોતાની સંપત્તિ લઈને અલગ થઈ જાય છે ત્યારે તેમની એ સ્થિતિ જાણીને શત્રુઓ મિત્ર બનીને આપસઆપસમાં કલહ કરાવે છે. એમનામાં કુસંપ પેદા થયો છે એ જાણીને બીજા કેટલાક લોકો તેમનાં છિદ્રો જોતા રહે છે અને એવું છિદ્ર મળતાંવેંત એમનામાં વેરભાવ વધારવા વચ્ચે પડે છે. આવી રીતે અલગ થયેલા લોકોનો બહુ જલદી વિનાશ થાય છે. એટલે સજ્જનો ભાઈઓના છૂટા પડવાની વાત કે સંપત્તિના ભાગ પાડવાની વાતને

આવકારતા નથી. હે સુપ્રતીક, તું ભેદભાવને લઈને જ સંપત્તિનો ભાગ પાડવા ઈચ્છે છે. અને તું રોક્યો રોકાય એમ લાગતું નથી. એટલે તું આવતા જન્મે હાથી થઈશ.'

આવો શાપ મળ્યો એટલે સુપ્રતીકે વિભાવસુને કહ્યું :' તું પણ પાણીમાં વિહરનારો કાચબો થઈશ.'

આવી રીતે વિભાવસુ અને સુપ્રતીક ધનને નિમિત્તે બુદ્ધિ ગુમાવીને, એકબીજાને શાપ આપીને હાથી અને કાચબા તરીકે જીવે છે. ક્રોધને કારણે આ બંનેને પશુઓનો અવતાર મળ્યો છે. આ બંને વિશાળકાય પ્રાણીઓ પૂર્વજન્મના વેરને અનુસરીને પોતાની વિશાળતા અને ઘમંડમાં ચૂર થઈને એકબીજાની અદેખાઈ કરે છે. આ સરોવરમાં રહે છે. આ બંનેમાં જે સુંદર અને મોટો હાથી છે તે દરરોજ સરોવરના કિનારે આવે છે અને એના ચિત્કાર સાંભળીને પાણીમાં રહેતો વિશાળ કાચબો પણ બહાર આવે છે અને એ વખતે આખા સરોવરના પાણીને ડહોળી નાખે છે. એને જોતાંવેંત આ મહાબળવાન હાથી પોતાની સૂંઢ લપેટીને પાણીમાં કૂદી પડે છે અને દાંત, સૂંઢ, પૂંછડું અને પગના વેગથી અસંખ્ય માછલીઓથી ભરેલા આ આખા સરોવરમાં ખળભળાટ મચાવી દે છે. એ જ સમયે કાચબો પણ યુદ્ધ કરવા પાસે આવે છે. આ હાથી છ યોજન ઊંચો અને બાર યોજન લાંબો છે; કાચબો ત્રણ યોજન ઊંચો છે અને તેની ગોળાઈ દસ યોજન છે. આ બંને એકબીજાને પરાજિત કરવાની ઈચ્છાથી ઘોર યુદ્ધમાં ફસાયેલા છે, એટલે તું જલદીથી એ બંનેને ખાઈને તારું કાર્ય સિદ્ધ કર.'

પોતાના પિતાની આવી વાત સાંભળીને એ વેગીલા અને મહાન ગરુડે પોતાના એક પંજામાં હાથીને અને બીજા પંજામાં કાચબાને પકડી લીધા. તે ઊંચે આકાશમાં ઊડી ગયા અને અલમ્બતીર્થમાં દેવવૃક્ષોની પાસે પહોંચી ગયા. જ્યારે ગરુડ ત્યાં પહોંચ્યા ત્યારે એમની પાંખોના ફફડાટથી એ દેવવૃક્ષોને 'આ આપણને જડમૂળથી ઉખાડી તો નહીં નાખે ને' એવો ભય લાગ્યો. ગરુડ મનવાંછિત ફળ આપનારાં એ વૃક્ષોને કાંપતાં જોઈ બીજાં અનુપમ વૃક્ષો પાસે ગયા. એ વૃક્ષોની શાખાઓ વૈદુર્ય મણિની હતી અને સોનાચાંદીનાં ફળોથી તે સુંદર લાગતાં હતાં. એ બધાં મહા વૃક્ષો સમુદ્રનાં પાણીની છોળોથી ભીંજાતાં રહેતાં હતાં.

ત્યાં એક વિશાળ વડનું ઝાડ હતું. મનોવેગી પક્ષીરાજ ગરુડને આવતા જોઈ તે બોલ્યું : 'હે પક્ષીરાજ, આ મારી સો યોજન સુધી વિસ્તરેલી ડાળી છે. એના પર બેસીને તમે આ હાથી અને કાચબાને ખાઓ.' ત્યારે પર્વત જેવા વિશાળ શરીરવાળા, વેગીલા, પક્ષીરાજ તરત જ એ વૃક્ષ પાસે ગયા, તેના પર બેઠા, તેના ઉપર સેંકડો પક્ષી હતાં. બેસતાંવેંત તેમના પ્રચંડ વેગથી અઢળક પાંદડાંવાળી તે વિશાળ ડાળી તૂટી ગઈ. એ મહા બળવાન ગરુડના પગનો સ્પર્શ થયો કે તરત જ એ વૃક્ષની ડાળી તૂટી તો ગઈ પણ તરત જ ગરુડે એ તૂટેલી ડાળને પકડી લીધી.

એ મહા ડાળીને તોડીને ગરુડે એની સામે જોઈને સ્મિત કર્યું એટલામાં જ તેમની દૃષ્ટિ વાલખિલ્ય નામના ઋષિઓ પર પડી. તેઓ ઊંધા મસ્તકે એ ડાળને પકડીને લટકી રહ્યા હતા. તપસ્યામાં ડૂબેલા એ બ્રહ્મર્ષિઓને વડની શાખાએ લટકતા જોઈને ગરુડે વિચાર્યું : અહીં તો ઋષિઓ લટકી રહ્યા છે. મારાથી એમની હત્યા ન થઈ થાય. આ તૂટેલી ડાળ ઋષિઓને મારી જ નાખશે. એમ વિચારીને વીર ગરુડે હાથી અને કાચબાને તો પોતાના પંજામાં સખતાઈથી પકડી લીધા અને ઋષિઓ નાશ ન પામે એ બીકે એ ડાળીને ચાંચમાં ઝાલી રાખી અને પર્વતોને કંપાવતા એ ગરુડ ધીરેથી ઊડી ગયા અને એ રીતે હાથી અને કાચબાને લઈને અનેક પ્રદેશોમાં તે ઊડતા રહ્યા. વાલખિલ્ય ઋષિઓ ઉપર દયાભાવ આણીને તે ક્યાંય બેસી ન શક્યા અને ઊડતા ઊડતા સહજ તે પર્વતોમાં શ્રેષ્ઠ એવા ગંધમાદન પર્વત પર જઈ ચઢ્યા. ત્યાં પોતાના પિતા કશ્યપને તપ કરતા જોયા. તેમણે પણ દિવ્ય રૂપધારી ગરુડને જોયા. અત્યંત તેજસ્વી મન તથા પવનના જેવા વેગવાળા ગરુડ હતા. તેઓ પર્વતશિખર જેવા ઉન્નત ઊંચકાયેલા બ્રહ્મદંડ સમા હતા. તેમનું આ સ્વરૂપ અકલ્પ્ય હતું. બધાં પ્રાણીઓમાં તે ભયંકર હતા, જાણે સાક્ષાત્ અગ્નિનું જ બીજું સ્વરૂપ ન હોય; દેવ, દાનવ કે રાક્ષસ – કોઈનાથીય જિતાય નહીં તેવા હતા. પર્વતનાં શિખરોને તોડનારા તથા સમુદ્રજળને શોષી લેનારા હતા; સમગ્ર વિશ્વને તે ભયથી કંપાવનારા હતા, યમરાજ જેવા દેખાતા હતા. એમને આવેલા જોઈને તથા એમનો આશય જાણીને કશ્યપ ઋષિએ આમ કહ્યું : 'પુત્ર, જોજે દુઃસાહસ કરી ન બેસતો. નહીંતર આપત્તિમાં મુકાઈ જઈશ.

સૂર્યકિરણોનું પાન કરનાર આ વાલખિલ્ય ઋષિ ક્રોધે ભરાઈને તને ભસ્મ કરી ન નાખે !'

પછી પુત્રને માટે મહર્ષિ કશ્યપે તપસ્યાથી પવિત્ર બનેલા વાલખિલ્ય મુનિઓને પ્રસન્ન કર્યા અને બોલ્યા :' હે તપોધનો, બ્રાહ્મણો, આ ગરુડ પ્રજાહિત માટે જે મહાન કાર્ય કરવા તત્પર થયો છે તેને તમે આજ્ઞા આપો.' કશ્યપ ઋષિએ આમ કહ્યું એટલે વાલખિલ્ય મુનિઓ એ ડાળી છોડીને તપ કરવા અત્યંત પુણ્યમય હિમાલય પર્વત ઉપર નીકળી પડ્યા.' એ ચાલી નીકળ્યા એટલે વિનતાપુત્ર ગરુડે મોંમાં ડાળી પકડી રાખેલી એટલે મુશ્કેલીથી પિતા કશ્યપને પૂછ્યું :' ભગવન્, આ વૃક્ષની ડાળીને ક્યાં નાખું ? જ્યાં દૂર દૂર સુધી મનુષ્યો ન રહેતા હોય એવું કોઈ સ્થળ મને બતાવો.'

એટલે કશ્યપે નિર્જન એવો પર્વત બતાવ્યો, એની કંદરાઓ હિમાચ્છાદિત હતી અને જ્યાં બીજી કોઈ વ્યક્તિ મનથીય પહોંચી શકે એમ ન હતી. પક્ષીરાજ ગરુડ મહાપર્વતની ગુફામાં મનોમન પ્રવેશીને હાથી, કાચબા અને પેલી ડાળી લઈને ખૂબ વેગથી ઊડ્યા. ગરુડ જે ડાળીને લઈને ઊડ્યા તે એટલી બધી મોટી હતી કે સો પશુઓનાં ચામડાંમાંથી બનાવેલું દોરડું પણ વીંટાળવા માટે નાનું પડે. પક્ષીરાજ ગરુડ એ ડાળી લઈને થોડા સમયમાં જ ત્યાંથી એક લાખ જોજન દૂર જઈ ચઢ્યા. પિતાની આજ્ઞાથી ક્ષણવારમાં એ પર્વત આગળ પહોંચીને પેલી વિશાળ ડાળી ત્યાં ફંગોળી દીધી. તે વખતે ત્યાં બહુ મોટો અવાજ થયો. એ પર્વતરાજ ગરુડની પાંખોના ફફડાટથી ઘવાઈને કંપી ઊઠ્યા, ત્યાં ઊગેલાં ઘણાં વૃક્ષો ઊખડી પડ્યાં અને એ ફૂલોની વર્ષા કરવા લાગ્યો. એ મહાન પર્વતને શોભાવતાં મણિકાંચનમય શિખરો બધી બાજુએથી ચૂર ચૂર થઈને પડી ગયાં. એ વિશાળ ડાળી સાથે અથડાઈને ઘણાં બધાં વૃક્ષો ધરાશાયી થઈ ગયાં અને પોતાનાં સુવર્ણમય પુષ્પોને કારણે વીજળીથી ચમકતાં વાદળ જેવાં દેખાવા લાગ્યાં. સુવર્ણમય પુષ્પોવાળાં આ વૃક્ષો ધરતી પર પડીને પર્વતની બીજી ધાતુઓના રંગે રંગાયાં અને એના પર સૂર્યકિરણોનાં રંગ ચઢ્યા એટલે વધારે સુશોભિત થઈ ઊઠ્યાં. ત્યાર પછી પક્ષીરાજ ગરુડે તે પર્વતના એક શિખર પર બેસીને તે બંને હાથી અને કાચબાનું ભોજન કર્યું.

આમ એ બંનેને આરોગીને મહાન વેગવાળા ગરુડ પર્વતના એ શિખર

પરથી ઊંચે ઊડ્યા. એ સમયે દેવતાઓને ત્યાં ઘણા બધા ભયસૂચક ઉત્પાત થવા લાગ્યા. દેવરાજ ઇન્દ્રનું વજ્ર ભયથી પ્રજ્વલિત થઈ ઊઠ્યું. દિવસે જ આકાશમાંથી ધુમાડા અને જ્વાળાઓ સમેત ઉલ્કા ખરવા લાગી. વસુ, રુદ્ર, આદિત્ય, સાધ્ય, મરુત્‌ગણ અને બીજા દેવતાઓનાં શસ્ત્રો એવી રીતે ઉત્પાત કરવા લાગ્યાં કે પહેલાં જાણે આવું કશું બન્યું જ નહોતું. એ સમયે વજ્રના ગડગડાટની સાથે જોરશોરથી ઝંઝાવાત ફુંકાયો, હજારો ઉલ્કા ખરવા લાગી. વાદળાં વિનાના આકાશમાંય મોટી મોટી ગર્જના થવા લાગી. દેવતાઓના જે દેવતા હતા તેઓ પણ રક્તવર્ષા કરવા લાગ્યા. દેવતાઓની દિવ્ય પુષ્પમાળાઓ કરમાઈ ગઈ, ઘોર ઉપદ્રવ કરનારાં વાદળોએ રક્તધારાઓ વરસાવી. ચોતરફ ઊડેલી ધૂળને કારણે દેવતાઓના મુગટ મેલા થઈ ગયા. આવો ભયાનક ઉત્પાત જોઈને દેવતાઓ સમેત ઇન્દ્ર ભયથી વ્યાકુળ થઈ ઊઠ્યા અને તેમણે બૃહસ્પતિને કહ્યું : 'હે ભગવન્, એકાએક આ ભયાનક ઉત્પાત ક્યાંથી થઈ રહ્યો છે ?એવો તો કોઈ શત્રુ નથી જે અમને પરાજિત કરી શકે.'

એ સાંભળીને બૃહસ્પતિએ કહ્યું :'હે દેવરાજ ઇન્દ્ર, તમારા જ અપરાધ અને પ્રમાદથી તથા મહાત્મા વાલખિલ્ય ઋષિઓના તપના પ્રભાવથી કશ્યપ મુનિ અને વિનતાના પુત્ર પક્ષીરાજ ગરુડ અમૃતનું અપહરણ કરવા આવી રહ્યા છે. તે અત્યંત બળવાન છે અને ઇચ્છાનુસારી રૂપ ધારણ કરવા શક્તિમાન છે. એ બળવાનોમાં પણ અત્યંત બળવાન છે, તે અમૃત હરી જવામાં સમર્થ છે. હું એમનામાં બધા પ્રકારની શક્તિઓ હોવાની સંભાવના કરું છું. તેઓ અસાધ્ય કાર્ય પણ સિદ્ધ કરી શકે તેમ છે.'

બૃહસ્પતિની આ વાત સાંભળીને દેવરાજ ઇન્દ્રે અમૃતનું રક્ષણ કરનારા દેવતાઓને કહ્યું :'એક મહાબલી પક્ષી અમૃતનું હરણ કરવા માટે અહીં આવી રહ્યું છે. એટલે હું તમને સાવધાન કરી દઉં છું કે તે બળજબરી કરીને અમૃત લઈ ન જાય, બૃહસ્પતિએ મને કહ્યું છે કે એનું બળ અમાપ છે.' ઇન્દ્રની એ વાત સાંભળીને દેવતાઓ આશ્ચર્યમાં ડૂબી ગયા અને પ્રયત્નપૂર્વક ચારે બાજુએથી અમૃતને ઘેરીને ઊભા રહી ગયા. પ્રતાપી ઇન્દ્ર પણ વજ્ર લઈને ત્યાં ઊભા રહી ગયા.

મનસ્વી દેવતાઓ વિલક્ષણ સુવર્ણમય અને વૈદુર્યમણિથી શોભતા કવચ

ધારણ કરીને, અનેક પ્રકારનાં ભયાનક, તીક્ષ્ણ ધારવાળાં અને અણિયાળાં શસ્ત્ર ધારણ કરીને, જેમાંથી ધુમાડા અને અગ્નિની જ્વાળાઓ પ્રગટે એવાં ચક્ર,પરિઘ, ત્રિશૂલ, પરશુ, વિવિધ પ્રકારની શક્તિઓ, તેજસ્વી તલવાર અને પોતપોતાનાં શરીરને અનુરૂપ ગદાઓ લઈને ત્યાં ઊભા રહી ગયા.

પરાક્રમ, બળ અને તેજથી અનુપમ, અસુરોનાં નગરોને તોડનારાં, પ્રજ્વલિત અગ્નિ સમાન તેજથી શોભતા એ બધા દેવ મન મૂકીને અમૃતની રક્ષા કરવા તૈયાર થયા. આમ એ તેજસ્વી દેવતા શ્રેષ્ઠ યુદ્ધ માટે સજ્જ થયા. એ યુદ્ધભૂમિ લાખો પરિઘ વગેરે આયુધોથી વ્યાપ્ત થઈને સૂર્યકિરણોથી તૂટી પડેલા આકાશના જેવું સુશોભિત બની ગઈ હતી.

આ સાંભળીને શૌનક ઋષિએ સૂતને પૂછ્યું : 'હે સૂતનંદન, ઇન્દ્રનો કયો અપરાધ હતો ? એણે કયો પ્રમાદ સેવ્યો હતો ? અને ગરુડ વાલખિલ્ય મુનિઓના પ્રભાવથી કેવી રીતે ઉત્પન્ન થયા ? કશ્યપ તો બ્રાહ્મણ છે, તો પછી પક્ષીરાજ તેમનો પુત્ર કેવી રીતે? વળી એ પુત્ર બધાં પ્રાણીઓમાં બળવાન અને તેનો કોઈ વધ ન કરી શકે એવું કેવી રીતે બન્યું ? આકાશમાં ઊડનાર એ પક્ષી સ્વેચ્છાચારી થયા કેવી રીતે અને રુચિ પ્રમાણે પરાક્રમ કરવાની શક્તિ કેવી રીતે આવી ? આ બધું હું સાંભળવા માગું છું. જો પુરાણમાં આની કોઈ કથા હોય તો તે સંભળાવો.'

એ સાંભળીને સૌતિએ કહ્યું : ' હે બ્રાહ્મણ, તમે મને જે પૂછો છો તે પુરાણના જ વિષય છે. હું સંક્ષેપમાં કહી સંભળાવું છું તે સાંભળો. પ્રજાપતિ કશ્યપ પુત્રની ઇચ્છાથી યજ્ઞ કરી રહ્યા હતા; એમાં ગંધર્વોએ, ઋષિઓએ, દેવતાઓએ સહાય કરી હતી. કશ્યપે ઇન્દ્રને સમિધ લાવવા રોક્યા હતા. વાલખિલ્ય મુનિ અને બીજી દેવતાઓને પણ એ કામ સોંપ્યું હતું. દેવરાજ ઇન્દ્રે પોતાની શક્તિ પ્રમાણે લાકડાના એક મોટા પર્વત જેવો સમૂહ ઉપાડ્યો અને વગર થાકે તે લઈ આવ્યા. તેમણે રસ્તામાં ખૂબ જ નાના એવા ઋષિઓને જોયા, તેમનું આખું શરીર અંગૂઠાના વચલા ભાગ જેવું હતું; એ બધા મળીને કેસૂડાની એક નાની ડાળી લઈને આવી રહ્યા હતા. તેમણે આહાર છોડી દીધો હતો. તપસ્યાથી તેઓ એટલા બધા દૂબળા થઈ ગયા હતા કે તેઓ ગાયની ખરી જેટલા પાણીમાં પણ ડૂબી જઈને હેરાન થઈ જાય. પોતાના

બળથી ઘમંડી બનેલા ઇન્દ્રે આશ્ચર્યથી એ બધા ઋષિઓને જોયા અને એમની મજાક ઉડાવતા ઉડાવતા અપમાનપૂર્વક એમને ઓળંગીને જલદી આગળ નીકળી ગયા. એટલે વાલખિલ્ય ઋષિઓ ખૂબ જ દુઃખી થયા અને ક્રોધે ભરાયા. તેમણે ઇન્દ્રને માટે ભયંકર નીવડે એવા એક મહાન કાર્યનો આરંભ કર્યો. મનમાં જે ઇચ્છા હતી તે પાર પાડવા નાનામોટા મંત્રો વડે વિધિવત્ અગ્નિમાં જે આહુતિ આપતા હતા તે હવે કહું છું, સાંભળો. આ ઉત્તમ વ્રતધારી ઋષિઓએ સંકલ્પ કર્યો કે બધા દેવતાઓ માટે એક બીજો ઇન્દ્ર ઉત્પન્ન થાય, તે અત્યારના ઇન્દ્ર માટે ભયજનક પુરવાર થાય, તે ઇચ્છાનુસાર પરાક્રમ કરી શકે, પોતાની રુચિ પ્રમાણે હરીફરી શકે; જે શૌર્યમાં અને વીર્યમાં ઇન્દ્ર કરતાં સોગણો ચઢિયાતો હોય, એની ગતિ મન જેટલી હોય, અમારી તપસ્યાના પ્રભાવે ઇન્દ્રને માટે ભયંકર નીવડે એવો વીર જન્મે.'

એમનો આવો સંકલ્પ સાંભળીને દેવરાજ ઇન્દ્રને ખૂબ જ સંતાપ થયો અને તે કઠોર વ્રતધારી કશ્યપના શરણે ગયા. દેવરાજ ઇન્દ્રના મોંએ ઋષિઓનો એવો સંકલ્પ સાંભળીને કશ્યપ વાલખિલ્યો પાસે જઈ ચઢ્યા અને એમની કર્મસિદ્ધિ વિશે પ્રશ્ન કર્યો. સત્યવાદી વાલખિલ્યોએ 'હા, વાત સાચી છે.' કહીને પોતાની કાર્યસિદ્ધિનું પ્રતિપાદન કર્યું. ત્યારે પ્રજાપતિ કશ્યપે એમને સાંત્વન આપી સમજાવતાં કહ્યું :'હે બ્રાહ્મણો, બ્રહ્માની આજ્ઞાથી તેણે ત્રણે ભુવનોના ઇન્દ્રનું પદ પ્રાપ્ત કર્યું છે. તમે પણ બીજા ઇન્દ્રને માટે મથી રહ્યા છો. હે સંતપુરુષો, તમે બ્રહ્માનું વચન મિથ્યા ન કરો. સાથે સાથે હું એવું પણ ઇચ્છું છું કે તમે જે સંકલ્પ કર્યો છે તે પણ મિથ્યા ન થાય. એટલે અત્યન્ત બળ અને સત્ત્વગુણથી સંપન્ન જે આ ભાવિ પુત્ર છે તે પક્ષીઓનો ઇન્દ્ર થાય. યાચક બનીને આવેલા દેવરાજ ઇન્દ્ર પર કૃપા કરો.'

મહર્ષિ કશ્યપની વાત સાંભળીને તપસ્વી વાલખિલ્ય મુનિ કશ્યપ પ્રજાપતિનો સત્કાર કરીને બોલ્યા :'હે પ્રજાપતિ, અમારો આ વિધિ ઇન્દ્ર માટે હતો, તમારો આ યજ્ઞ સંતાન માટે છે. એટલે આ ફળસહિતના કર્મનો તમે સ્વીકાર કરો અને જેમાં બધાનું કલ્યાણ હોય એ કરો.' એ સમયે શુભલક્ષણા, કલ્યાણી, પુત્રની ઇચ્છાવાળી દક્ષપુત્રી વિનતા તપ અને વ્રત કરીને ઋતુકાળના સ્નાન પછી પોતાના પતિ પાસે ગઈ ત્યારે કશ્યપે એને કહ્યું :

'દેવી, તારો આ સમારંભ અવશ્ય સફળ થશે. તું બે પુત્રોને જન્મ આપીશ અને એ બંને વીર નીવડશે. ત્રણે લોક ઉપર શાસન કરવાની શક્તિ ધરાવશે. મારા સંકલ્પ અને વાલખિલ્યોની તપસ્યાથી તને બે પરમ સૌભાગ્યશાળી પુત્રો થશે, એમની ત્રણે લોકમાં પૂજા થશે.' એમ કહીને ફરી વિનતાને કહ્યું: ' દેવી, આ ગર્ભ મહાન અભ્યુદય કરાવનારો નીવડશે એટલે પ્રમાદ કર્યા વિના એને ધારણ કરજે. તારા આ બંને પુત્ર બધાં પક્ષીઓમાં ઈન્દ્રપદને પામશે. સ્વરૂપે પક્ષી હોવા છતાં ઈચ્છાનુસાર રૂપ ધારણ કરી શકશે અને લોકોનો આદર મેળવશે.'

વિનતાને એમ કહીને પ્રસન્ન થયેલા પ્રજાપતિએ ઈન્દ્રને કહ્યું :'હે પુરન્દર, આ બંને મહાપરાક્રમી ભાઈઓ તારા સહાયક થશે. તમને એમનાથી કોઈ નુકસાન નહીં થાય. તમારા સંતાપ હવે દૂર થવા જોઈએ. તમે દેવતાઓના ઈન્દ્ર રહેશો જ. એક વાત ધ્યાનમાં રાખશો. હવે પછી ઘમંડમાં આવી જઈને બ્રહ્મર્ષિ મહાત્માઓનાં અપમાનમજાક ન કરતા. તેમની વાણી અમોઘ વજ્ર જેવી છે અને તે ભયંકર ક્રોધી હોય છે.'

કશ્યપની વાત સાંભળીને ઈન્દ્ર નિશ્ચિંત થઈને સ્વર્ગમાં ચાલ્યા ગયા. વિનતા પણ પોતાની ઈચ્છા પૂરી થવાથી આનન્દિત થઈ. તેને બે પુત્ર જન્મ્યા :અરુણ અને ગરુડ. જેનાં અંગ થોડાં અધૂરાં રહી ગયાં તે અરુણ. સૂર્યદેવનો સારથિ બનીને તેમની આગળ આગળ ચાલે છે. હે ભૃગુપુત્ર, બીજા પુત્ર ગરુડને પક્ષીઓને ઈન્દ્રપદ સોંપ્યું. હવે ગરુડના મહાન પરાક્રમની વાત સાંભળો.

'દેવતાઓનો સમુદાય વિવિધ પ્રકારનાં આયુધ લઈને યુદ્ધ માટે તૈયાર થયો તે જ વખતે ગરુડ દેવતાઓ પાસે પહોંચી ગયા. અત્યંત બળવાન ગરુડને જોઈને દેવતાઓ કંપી ઊઠ્યા, તેમનાં બધાં શસ્ત્ર અંદરઅંદર જ ટકરાવા લાગ્યાં. ત્યાં વિદ્યુત્ અને અગ્નિ સમાન તેજસ્વી અને મહાપરાક્રમી અમેયાત્મા વિશ્વકર્મા અમૃતની રક્ષા કરતા હતા. પક્ષીરાજની સાથે તેમણે બે ઘડી યુદ્ધ કર્યું અને ગરુડના નખ, ચાંચ અને પાંખોના પ્રહારથી ઘાયલ થઈને યુદ્ધભૂમિ પર મરણતુલ્ય થઈ પડ્યા. ત્યાર પછી ગરુડે પોતાની પાંખોના ફફડાટથી ખૂબ ધૂળ ઉડાડીને સમસ્ત લોકમાં અન્ધકાર ફેલાવી દીધો અને એ જ ધૂળથી છવાઈને

દેવતાઓ મોહિત થઈ ગયા. અમૃતની રક્ષા કરતા દેવતાઓ પણ એવી જ રીતે ધૂળથી ઢંકાઈને કશું જોઈ શકતા નહોતા. આમ ગરુડે સ્વર્ગલોકને આકુળવ્યાકુળ કરી નાખ્યો અને પાંખ તથા ચાંચના પ્રહારથી દેવતાનાં અંગેઅંગ ઘાયલ કરી નાખ્યાં. ત્યારે સહસ્ર નેત્રવાળા ઇન્દ્રદેવે તરત જ વરુણને આજ્ઞા કરી :'હે મરુત્, તું આ ધૂળની વૃષ્ટિ દૂર કર; આ કાર્ય તું જ કરી શકે એમ છે.' ત્યારે મહાબલી વાયુદેવે ખૂબ વેગથી ધૂળને દૂર કરી. એટલે ત્યાં ફેલાયેલો અંધકાર દૂર થઈ ગયો. હવે દેવતાઓ પોતાનાં આયુધોથી ગરુડને પીડવા લાગ્યા.

દેવતાઓના પ્રહાર ઝીલીને બળવાન ગરુડ આકાશમાં છવાયેલા મહામેઘની જેમ બધાં પ્રાણીઓને ડરાવતા જોરશોરથી ગરજવા લાગ્યા. શત્રુઓનો સંહાર કરવાવાળા પક્ષીરાજ ખૂબ જ પરાક્રમી હતા. તે આકાશમાં ખૂબ ઊંચે ઊડી ગયા. અંતરીક્ષમાં દેવતાઓની બરાબર ઉપર જ ઊભા રહી ગયા. તે વખતે ઇન્દ્ર વગેરે દેવતા ગરુડ પર પટ્ટિશ, પરિઘ, શૂલ તથા ગદા જેવાં વિવિધ આયુધ દ્વારા પ્રહાર કરવા લાગ્યા. અગ્નિ જેવાં પ્રજ્વલિત ક્ષુરપ્ર, સૂર્ય જેવાં તેજસ્વી ચક્ર, વિવિધ પ્રકારનાં અન્ય શસ્ત્ર વડે તેમના ઉપર ચારે બાજુએથી પ્રહારો થઈ રહ્યા હતા. તો પણ પક્ષીરાજ દેવતાઓ સાથે ઘોર યુદ્ધ કરતા જ રહ્યા, જરાય વિચલિત ન થયા. પરમ પ્રતાપી વિનતાનંદન ગરુડ જાણે દેવતાઓને દઝાડી મૂકશે, એવા રોષથી આકાશમાં રહીને જ પાંખો અને છાતીના ધક્કાથી એ બધાને દૂર ફંગોળ્યા. ગરુડથી પીડા પામેલા અને દૂર ફેંકાયેલા દેવતાઓ આમતેમ ભાગવા લાગ્યા. એમના નખ અને ચાંચથી ઘવાયા અને શરીરમાંથી પુષ્કળ લોહી રેલાવા લાગ્યું. પક્ષીરાજથી પીડાતા સાધ્ય અને ગંધર્વો પૂર્વ દિશામાં ભાગી નીકળ્યા, વસુઓ અને રુદ્રો દક્ષિણ દિશામાં ભાગ્યા, આદિત્યો પશ્ચિમમાં ગયા અને અશ્વિનીકુમારો ઉત્તરમાં ગયા. એ પરાક્રમી યોદ્ધાઓ વારંવાર પાછું વળીને જોતાં જોતાં ભાગી રહ્યા હતા. ત્યાર પછી આકાશગામી પક્ષીરાજે વીર અશ્વકંદ, રેણુક, શૂરવીર ક્રથન, તપન, ઉલૂક, શ્વસન, નિમેષ, પ્રરુજ અને પુલિન – એમ નવ યક્ષ સાથે યુદ્ધ કર્યું. શત્રુઓનું દમન કરતા વિનતાપુત્રે પ્રલયકાળમાં ક્રોધિત પિનાકધારી રુદ્રની જેમ ક્રોધે ભરાઈને એ બધાને પાંખ, નખ અને ચાંચ વડે ઘાયલ કરી

નાખ્યા. આ બધા યક્ષ અત્યંત બળવાન અને ઉત્સાહી હતા, યુદ્ધમાં ગરુડ દ્વારા ઘવાયા ને રક્તધારા વહેવડાવતાં વાદળ જેવા તે શોભવા માંડ્યા હતા. પક્ષીરાજ એ બધાના પ્રાણ હરીને જ્યારે અમૃત લેવા આગળ વધ્યા ત્યારે તેની ચારે બાજુ આગ જોઈ. એ આગે પોતાની જ્વાળાઓમાં સમગ્ર આકાશને આવરી લીધું હતું. તે સૂર્યમંડળની જેમ દાહ પમાડતી હતી અને પ્રચંડ વાયુ વડે વધારે ને વધારે પ્રજ્વલિત રહેતી હતી. એટલે મહાન ગરુડે પોતાના શરીરમાં ૮૧૦૦ મુખ પ્રગટાવ્યાં અને એ દ્વારા નદીઓનાં પાણી પી લીધાં. ફરી ખૂબ જ વેગથી અને ઝડપથી ત્યાં સળગતી આગ પર એ બધું જળ છાંટી દીધું. આમ શત્રુઓને સંતાપનારા ગરુડે નદીઓના જલથી એ આગને ઓલવી અને અમૃતની પાસે જવા એકદમ નાનકડું રૂપ લીધું.

જેવી રીતે જળપ્રવાહ સમુદ્રમાં પ્રવેશે છે તેવી રીતે પક્ષીરાજ ગરુડ સૂર્યકિરણ જેવા પ્રકાશિત સુવર્ણમય સ્વરૂપ ધારણ કરીને બળપૂર્વક જ્યાં અમૃત હતું ત્યાં પ્રવેશી ગયા. તેમણે જોયું તો અમૃતની પાસે એક લોખંડી ચક્ર ઘૂમ્યા કરતું હતું. એની ચારે બાજુ છરા હતા. એ નિરંતર ઘૂમ્યા કરતું હતું, તેની ધાર ખૂબ તીણી હતી. એ ઘોર ચક્ર અગ્નિ અને સૂર્યની જેમ જાજવલ્યમાન હતું. દેવતાઓએ એ અત્યન્ત ભયંકર ચક્ર એટલા માટે બનાવ્યું હતું કે જે અમૃત ચોરવા આવે તેના ટુકડેટુકડા થઈ જાય. ગરુડ એનામાં કોઈ છિદ્ર જોતા ઊભા રહ્યા, જેથી એમાં પ્રવેશી શકાય. પછી એક જ ક્ષણમાં શરીરને સંકોચી એ ચક્રના આરાની વચ્ચે થઈને અંદર પ્રવેશી ગયા. એ ચક્રની નીચે અમૃતની રક્ષા માટે બે શ્રેષ્ઠ સાપ હતા. એમનું તેજ પ્રજ્વલિત અગ્નિના જેવું હતું. તેમની લપલપાતી આંખો વીજળી જેવી હતી, મોં તેજસ્વી હતાં, આંખો ચમકતી હતી. એ સાપ મહા પરાક્રમી હતા, તેમની આંખોમાં ઝેર હતું, એ નિત્ય ક્રોધી અને વેગવાન હતા. ગરુડે તેમને જોયા.

તેમનાં નેત્રોમાં નિત્ય ક્રોધ ભરાયેલો રહેતો હતો. તેઓ એકીટશે જોયા કરતા હતા, બેમાંથી એક પણ જેને જોઈ લે તે તત્કાળ ભસ્મ થઈ જાય. સુંદર પાંખોવાળા ગરુડે એકાએક ધૂળ નાખીને તેમની આંખો બંધ કરી દીધી અને એમની નજરે પડ્યા વિના જ ચારે બાજુથી એમના ઉપર પ્રહાર કરવા માંડ્યા. આકાશમાં ઊડનારા બળવાન વિનતાપુત્રે વેગપૂર્વક આક્રમણ કરીને એ બંને

સાપોનાં શરીરને વચ્ચેથી કાપી નાખ્યાં અને અમૃત તરફ ઝાટક્યા, ચક્રને તોડીફોડી નાખ્યું અને અમૃતકુંભ ઉઠાવીને ખૂબ વેગથી ઊડવા માંડ્યું. તેમણે પોતે અમૃત પીધું નહીં, માત્ર એ લઈને શીઘ્રતાથી નીકળી પડ્યા અને સૂર્યપ્રભાની અવહેલના કરીને થાક્યા વિના નીકળ્યા. એ સમયે આકાશમાં વિનતાપુત્ર ગરુડને ભગવાન વિષ્ણુ મળી ગયા. ભગવાન નારાયણ ગરુડના નિર્લોભી પરાક્રમથી પ્રસન્ન થયા. એટલે તે અવિનાશી ભગવાન વિષ્ણુએ આકાશગામી ગરુડને કહ્યું :' હું તને વરદાન આપવા માગું છું.' નભોવિહારી ગરુડે કહ્યું :' પ્રભુ, હું તમારી ધજામાં નિત્ય રહું.' પછી ફરી ભગવાન નારાયણને કહ્યું:'ભગવાન, હું અમૃત પીધા વિના જ અજર-અમર થઈ જઉં.' ત્યારે ભગવાને ગરુડને કહ્યું :' તથાસ્તુ.' એ બંને વરદાન પામીને ગરુડે ભગવાનને કહ્યું :'દેવ, હું પણ તમને વરદાન આપવા માગું છું. તમે પણ કોઈ વરદાન માગો.' ત્યારે શ્રીહરિએ મહાબલિ ગરુડ પાસે 'તું મારું વાહન થા' એવું વરદાન માગ્યું.

ભગવાન વિષ્ણુએ ગરુડને પોતાના ધ્વજમાં સ્થાન આપ્યું અને ગરુડ ત્યાંથી ચાલી નીકળ્યા. રસ્તામાં પક્ષીરાજ ગરુડને અમૃતનું અપહરણ કરતા જોઈ ક્રોધે ભરાઈને ઇન્દ્રે વજ્રનો પ્રહાર કર્યો. વિહંગોમાં શ્રેષ્ઠ ગરુડે વજ્રથી ઘવાયા છતાં હસતાં હસતાં મધુર વાણીમાં કહ્યું :'દેવરાજ, જેમનાં હાડકાંમાંથી આ વજ્ર બન્યું છે તે મહર્ષિનું માન રાખીશ. તેમની સાથે સાથે તમારું અને વજ્રનુંય માન રાખીશ. એટલે જેનો છેડો તમે ક્યાંય જોઈ ન શકો એવી મારી પાંખ જતી કરું છું. એમ કહીને પક્ષીરાજે પોતાની એક પાંખ ખેરવી નાખી. એ ખરેલી ઉત્તમ પાંખને જોઈને બધાં પ્રાણીઓને હર્ષ થયો, એના આધારે તેમણે ગરુડનું નામ પાડ્યું. એ સુંદર પાંખ જોઈ બધાંએ કહ્યું :'જેની આ સુંદર પાંખ છે તે પક્ષી સુપર્ણ નામે વિખ્યાત થાય.' આ મહાન અચરજ જોઈને સહસ્ર નેત્રવાળા પુરંદરે મનોમન વિચાર કર્યો : આ પક્ષીના રૂપમાં કોઈ મહાન પ્રાણી છે. એમ વિચારી કહ્યું :'હે વિહંગશ્રેષ્ઠ, હું તમારું સર્વોત્તમ બળ જાણવા માગું છું અને તમારી સાથે અનન્ત મૈત્રી બાંધવા માગું છું

ગરુડે કહ્યું :'હે પુરન્દર દેવ, તમારી ઇચ્છા પ્રમાણે હવે આપણી વચ્ચે મૈત્રી.મ ારું મહાન અને અસહ્ય બળ જાણી લો. સજ્જનો પોતાને મોઢે પોતાની

પ્રશંસા નથી કરતા. પણ તમે મિત્ર માનીને પૂછ્યું છે એટલે કહું છું. કારણ વિના જ પોતાની પ્રશંસા કરવી ન જોઈએ. હે ઇન્દ્ર, પર્વત, વન અને સમુદ્રનાં પાણી સમેત આ આખી પૃથ્વીને તમને પણ એક પાંખ પર ઊંચકીને વિના પરિશ્રમે ઊડી શકું છું. અથવા બધા જ ચરાચર લોકોને એકત્રિત કરીને જો મારા પર મૂકી દેવામાં આવે તો બધાનો ભાર વગર થાકે ઉપાડી શકું છું. તમે એનાથી મારું બળ સમજી શકશો.'

વીર ગરુડની વાત સાંભળીને શ્રીમાનોમાં શ્રેષ્ઠ એવા કિરીટધારી સર્વલોકહિતકારી દેવેન્દ્રે કહ્યું :' મિત્ર, તું જે કહે છે એ સાચું છે. તું બધું જ કરી શકે એમ છે. અત્યારે મારી ઉત્તમ મૈત્રી સ્વીકાર. જો તારે પોતાને અમૃત નથી જોઈતું તો મને પાછું આપી દે. તું જેમને અમૃત આપવા માગે છે તેઓ એ પીને અમને દુઃખી કરશે.'

ગરુડે કહ્યું :'સ્વર્ગાધિપતિ, કોઈક કારણસર હું આ અમૃત લઈ જઉં છું. હું કોઈને પીવા નહીં દઉં. હું જ્યાં એને મૂકી દઉં ત્યાંથી તમે ઉઠાવી જજો.'

ઇન્દ્રે કહ્યું :'પક્ષીરાજ, તેં જે વાત કરી તેનાથી હું સંતુષ્ટ છું. હે પક્ષીશ્રેષ્ઠ, તારે જે વરદાન જોઈએ તે માગી લે.'

ઇન્દ્રની આવી વાત સાંભળીને ગરુડને કદ્રૂના પુત્રોની દુષ્ટતા યાદ આવી. તેમનો કપટી વ્યવહાર પણ યાદ આવ્યો, એટલે તો એમની મા દાસી બની હતી. તેમણે ઇન્દ્રને કહ્યું :'હે ઇન્દ્ર, હું બધું કરવાને સમર્થ છું છતાં અમૃત બીજાઓના હાથમાં ન જાય એવી તમારી માગણી સ્વીકારું છું. વળી તમારા કહેવા પ્રમાણે વરદાન માગું છું કે મહાબલી સાપ મારો આહાર બને.' એટલે દાનવશત્રુ ઇન્દ્ર 'તથાસ્તુ' કહીને યોગીશ્વર દેવાધિદેવ શ્રીહરિ પાસે જતા રહ્યા.

શ્રીહરિએ ગરુડે કહેલી વાતને અનુમોદન આપ્યું; ત્યારે સ્વર્ગના સ્વામી ઇન્દ્રે ફરીથી ગરુડને કહ્યું :'તું જે સમયે આ અમૃતને નીચે મૂકીશ તે સમયે ત્યાં આવીને એ અમૃત હું લઈ જઈશ.' પછી સુંદર પાંખવાળા ગરુડ તરત જ પોતાની માતા પાસે પાછા આવી ગયા.

અત્યન્ત પ્રસન્ન થઈને તેમણે બધા સાપને કહ્યું :'હે સાપલોકો, હું તમારે માટે આ અમૃત લઈને આવ્યો છું. એને આ કુશ ઘાસ પર મૂકી દઉં છું. તમે

સ્નાન, મંગલ કાર્ય કરીને આ અમૃતનું પાન કરો. અમૃત મોકલતી વખતે જે વાત કરી હતી એ પ્રમાણે આજથી મારી માતા દાસપણામાંથી મુક્ત થઈ જાય. કારણ કે તમે મને આ જ કામ સોંપેલું અને મેં તે પૂરું કર્યું છે.'

એટલે બધા સાપ 'તથાસ્તુ' કહીને સ્નાન કરવા ગયા. એ દરમિયાન ઈન્દ્ર આવીને અમૃત લઈને સ્વર્ગમાં ચાલ્યા ગયા

પછી અમૃતપાનની ઇચ્છા ધરાવતા સાપ સ્નાન, જપ અને મંગલકાર્ય કરીને પ્રસન્ન મને જ્યાં કુશના આસન પર અમૃત મૂક્યું હતું ત્યાં આવ્યા. ત્યારે જાણ થઈ કે અમૃત કોઈ ચોરી ગયું છે. એટલે સાપોએ એમ વિચારી સંતોષ લીધો કે આપણા કપટી વ્યવહારનો જ આ બદલો છે. જ્યાં અમૃત મૂક્યું હતું ત્યાં કદાચ એનો થોડો અંશ રહી ગયો હોય એમ માનીને સાપોએ કુશ ચાટવા માંડ્યું. એમ કરવાથી એમની જીભના બે ટુકડા થઈ ગયા. ત્યારથી પવિત્ર અમૃતનો સ્પર્શ થવાથી કુશ 'પવિત્રી ' તરીકે જાણીતા થયા. આ પ્રકારે મહાન ગરુડે દેવલોકમાંથી અમૃતનું હરણ કર્યું, સાપો સુધી પહોંચાડ્યું, સાથે સાથે સાપોને બે જીભાળા બનાવ્યા. ત્યાર પછી સુંદર પાંખવાળા ગરુડ અત્યન્ત પ્રસન્ન થઈને માતાની સાથે રહેવા લાગ્યા અને એ વનમાં ઇચ્છાનુસાર ઘૂમવા લાગ્યા. સાપોનું ભોજન કરનારા, પક્ષીઓ દ્વારા સન્માનિત થયેલા, પોતાની ઉજ્જવળ કીર્તિ પ્રસારતા ગરુડ મા વિનતાને આનંદ આપવા લાગ્યા.

જે મનુષ્ય આ કથાને શ્રેષ્ઠ બ્રાહ્મણોની ગોષ્ઠીમાં સદા વાંચશે, સાંભળશે તે પક્ષીરાજ ગરુડના ગુણગાન કરવાથી પુણ્યનો ભાગીદાર થઈ નિશ્ચિતપણે સ્વર્ગે જશે.

(સંપૂર્ણ)

## સુરેશભાઈનો શૈશવકાળ / ભૂપેન્દ્ર ઉપાધ્યાય

સુરેશભાઈને એમના બાળપણમાં સૌ બાબુ કહેતા, નાનેરાઓ મોટાભાઈ કહેતા. એમનો જન્મ મોસાળ સુરત જિલ્લાનાં વાલોડમાં થયો. પિતા મુંબઈમાં રેલવેની નોકરીમાં હતા. પિતામહ ગાયકવાડી રાજ્યના કિલ્લે સોનગઢની બહુલક્ષી શાળામાં 'હેડમાસ્ટર' હતા. સુરેશભાઈનું પ્રાથમિક શિક્ષણ સોનગઢમાં, માધ્યમિક શિક્ષણ નવસારીમાં તથા કૉલેજ શિક્ષણ મુંબઈમાં થયું. એમ.એ. થયા પછી થોડા મહિના મુંબઈમાં સરકારી નોકરી કર્યા બાદ કરાંચી કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા. દેશના ભાગલા પડતાં આણંદ પાસે, તેવામાં શરૂ થયેલી વલ્લભ વિદ્યાનગરની કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે થોડાંક વર્ષો કાર્ય કરી વડોદરા યુનિવર્સિટીમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા ને ત્યાંથી જ નિવૃત્ત થયા. વડોદરા નિવાસ ચાલુ રહ્યો.

સુરેશભાઈના પિતા મુંબઈ હોવાથી એમનું શિક્ષણ પ્રગતિશીલ મહાનગર, મુંબઈમાં થાય એ સ્વાભાવિક હતું પરંતુ એમનું પ્રાથમિક શિક્ષણ પછાત ગણાતા નાનકડા ગામ સોનગઢમાં દાદાની છત્રછાયામાં થયું. આ માટે બે-ત્રણ કારણો હતાં. એક તો મુંબઈ જેવા શહેરમાં શાળાએ જવા આવવાનું જોખમ. મુંબઈના વાતાવરણ અને શાળામાં મળતા સંસ્કાર અને શિક્ષણ વિશે આશંકા. સોનગઢમાં દાદાજી શિક્ષક હોવાથી ભણતર ઉપર પૂરું ધ્યાન આપી શકે એ લાભ પણ ખરો. આ ઉપરાંત એક ત્રીજું કારણ પણ હતું. સુરેશભાઈનાં એક ફોઈ બે વર્ષના પુત્રને મૂકી મૃત્યુ પામ્યાં હતાં. એ બાળકનો ઉછેર સોનગઢમાં

થતો હતો. સુરેશભાઈ કરતાં એ એકાદ મહિના નાનો હતો. એને સોબત મળી રહે અને બંને ભાઈઓ સાથે રહીને ભણે એ દૃષ્ટિએ સુરેશભાઈ પિતામહને ત્યાં સોનગઢ આવ્યા. બંને ભાઈઓ સાથે રમતા, ફરતા ને ગામ પરગામ જવાનું થાય ત્યારે સાથે જ જતા. 'બાબુ-ભાણા'ના સંયુક્ત નામે તેમનો ઉલ્લેખ થતો. પ્રાથમિક શિક્ષણ પૂરું થતાં બંને ગંગાધરા અને નવસારીની શાળામાં ભણ્યા. મેટ્રિક થયા પછી સુરેશભાઈ મુંબઈ પિતાને ત્યાં ગયા ને એલફિન્સ્ટન કોલેજમાંથી ગુજરાતી અને સંસ્કૃત વિષય લઈ પહેલા વર્ગમાં બી.એ. અને એ જ વિષયમાં બીજા વર્ગમાં એમ.એ. થયા. બીજા ભાઈ સુરતની કૉલેજમાં એ જ વિષયો સાથે બી.એ.ના પહેલા વર્ગમાં અને એમ.એ.ના બીજા વર્ગમાં પાસ થયા. મુંબઈમાં ભણનાર સુરેશભાઈએ મુંબઈ બહાર ગુજરાતીના અધ્યાપક તરીકે આજીવન કાર્ય કર્યું તો સુરતમાં ભણેલા ભાઈએ મુંબઈની કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું. કૉલેજ-શિક્ષણ દરમિયાન જુદા પડ્યા પછી બંનેને હળવા-મળવાનું ઓછું થતું. છતાં સ્નેહસંબંધ જળવાઈ રહેતો.

સોનગઢનું બાળપણ માતાપિતા સાથે ન હોવા છતાં સુખ, સુવિધા, શાંતિ અને આનંદમય હતું. બસો છાત્રોની બોર્ડિંગના વિશાળ પરિસરમાં મધ્યભાગે હેડમાસ્ટરનું મોકળાશવાળું નિવાસસ્થાન હતું. સાથે મનોહર ઉદ્યાન હતું.
ાતરાણીના પુષ્પછોડો અને લતાઓ
ટાઓ ફેલાયેલી રહેતી. કિલ્લાની
કિલ્લાનો બહોળો પડછાયો પડતો.
ની સંખ્યા ઓછી હતી. દાદાજીના
કદી કદી ફોઈઓ ને માતાપિતા
પછી બે મહિનામાં મૃત્યુ પામ્યા
પૌત્રી, પત્ની, પુત્રી, જમાઈ
થતાં ગમગીની વ્યાપેલી રહેતી.
દાદાજી મોટી સંસ્થાના સંચાલનમાં વ્યસ્ત રહેતા છતાં આખું ગૃહતંત્ર વ્યવસ્થિત ગોઠવાયેલું હતું ને તેમની સતત નજર રહેતી. બ્હેરા-મૂંગા ફોઈ કાબેલ હતાં ને ઘરનું તંત્ર ચલાવતાં. બંને ભાઈઓના કાર્યક્રમ સરળતાથી ચાલ્યા કરતો.

લડવા-ઝગડવાનું ન હતું. ઉપદેશ, ધમકી, ઠપકાનો અભાવ હતો. કોઈનો ઊંચો સાદ સાંભળવાનો ન હતો. બધી જરૂરિયાત પૂરી પાડતી. માંગવાની જરૂર પડતી નહિ. નોકર–ચાકરો પૂરતા હતા ને ઘરના માણસની જેમ વર્તતા. આ આનંદમય વાતાવરણમાં રાત પડતી. રાત્રે બંને ભાઈઓ એક ઓરડામાં સૂઈ જતા ને પાસેના વનમાં રહેતા વાઘ, કિલ્લાના બૂરજ ઉપરથી ત્રાડ નાંખતા સાંભળતા. કદીક ભય પામતા, પરંતુ અહીં સયાજીરાવ મહારાજાની આણ પ્રવર્તે છે; વાઘ અંદર આવી શકે જ નહિ એવી ધરપત રાખી નિરાંતે વાતો કરતા કરતા નિદ્રાધીન થતા.

શાળામાં સુરેશભાઈ હોંશિયાર ગણાતા, મોટે ભાગે પહેલો નંબર રાખતા. 'હેડમાસ્ટર'ને ત્યાંના હોવાથી ગામના મોટેરાઓમાં અને વિદ્યાર્થીઓમાં બંને આદરપાત્ર ગણાતા. સુરેશભાઈ શાળાના મેળાવડામાં ગીત ગાતા, 'સંવાદ'માં અભિનય કરતા, તે વખણાતા. દાદા સોનગઢના પુસ્તકાલયના મુખ્ય સંચાલક હોવાથી પત્રો, પત્રિકાઓ, પુસ્તકોની ખૂબ સગવડ હતી. સુરેશભાઈ ખૂબ વાંચતા. તેમની તેજસ્વિતાથી બધા અંજાતા ને દાદાના પરિચિતો કહેતા કે 'સુરેશને તમે આઈ.સી.એસ. થવા લંડન મોકલજો.' સુરેશભાઈ પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિમાં તથા ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિમાં ભાગ લેતા. આવી જાહેરપ્રવૃત્તિ સોનગઢ છોડ્યા પછી અટકી ગઈ ને પાછળથી સુરેશભાઈએ રસ લીધો હોવાનું જણાતું નથી. શાળાની સાથે સુથારી, વણાટ, ખેતીકામ શીખવાના વિભાગો હતા. એ વિભાગો વિદ્યાર્થીને તાલીમ આપવા માટે હતા છતાં બંને ભાઈઓ એનો લાભ લેતા. દાદા સાથે સરકારી ફાર્મ પર જતા. સોનગઢ છોડ્યા પછી એ તાલીમ છૂટી ગઈ ને તેમાં રસ લેવાનું પણ બન્યું નહીં.

દાદાજી છંદમાં કાવ્યો રચતા. વિષય મોટે ભાગે રામાયણ મહાભારતના પ્રસંગોનો રહેતો. દાદાજી એક કડી રચતા ને સુરેશભાઈને આગળ કડી રચવાનું પ્રોત્સાહન આપતા. પછી તો નવસારીમાં સુરેશભાઈ, કાવ્યો, નિબંધો લખતા. દાદા બધું વાંચતા અને રાજી થતા. પરંતુ એક વાર દાદા ગુસ્સે થયા હોય એમ લાગ્યું. એમણે તમાચો મારવા હાથ ઉગામ્યો. આની પાછળ શું કારણ હોઈ શકે? એક તો આનંદ પ્રગટ કરવાનો એ એક પ્રકાર હતો. બીજું કારણ એ હતું

કે સુરેશભાઈના નાનાકાકા બી.એ. થયેલા હતા, ને કેળવણી ખાતામાં નાની વયે અધિકારી બન્યા હતા. તેમણે એક નવલકથા ઉપરાંત ઘણું લખ્યું હતું. તેમનું નાની વયે, ૨૮મે વર્ષે અવસાન થયું. સુરેશભાઈ પણ એવા તેજસ્વી હતા. તેમને આવું કોઈ દુર્ભાગ્ય નડે નહિ એવી ચિંતા દાદાને હતી. સુરેશભાઈએ ત્યાર પછી સાહિત્યક્ષેત્રે જે અર્પણ કર્યું તે જોવા દાદાજી રહ્યા ન હતા.

સોનગઢમાં પારિવારિક જીવન મર્યાદિત હતું. માતાપિતાની અનુપસ્થિતિમાં એકાકીપણું લાગતું ને એકબીજાના સાથમાં અને બહોળા મિત્રમંડળને કારણે સહ્ય બનતું. તદ્દન નજીકની અનેક ઓરડીઓમાં તેમાંના કેટલાક સમવયસ્ક અને સહપાઠી હતા. તેમની સાથે ફરવાનું કે રમવાનું થતું. તેઓ તેમના તળપ્રદેશની કથાઓ કહેતા ને લોકગીતો સંભળાવતા. તેમની સાથે ભળવામાં બાધ ન હતો. તેમનું જીવન શિસ્તવાળું હોવાને કારણે હંમેશ તેમનો સાથ મળે એમ બનતું નહિ. ગામના સજ્જનો દાદાને કહેતા કે 'બાબુ-ભાણા'ને રાનીપરજ વચ્ચે નહિ પરંતુ ગામના ઊંચા વર્ણના છોકરાઓ સાથે દોસ્તી બાંધવા દો. દાદા એને બહુ મહત્ત્વ આપતા નહિ ને કહેતા કે આ રાનીપરજ છાત્રો શિસ્તમાં હોવાથી બીડી પીતા નથી ને કહેતા કે ગાળો બોલતા નથી. આ બંને ગામના ઉચ્ચ વર્ણના છોકરાઓ પાસે આ બધું નહીં જ શીખે એની ખાત્રી છે? ને એમ કશી રોકટોક વગર મિત્રોની સોબત મળતી રહી.

સોનગઢ ગામના બે મુખ્ય વિભાગ હતા. જૂનું ગામ ને નવું ગામ. બંનેની વચ્ચે 'બોર્ડિંગ' હતી. પાસે સૈયદ મિયાંનું ઘર હતું. તે સમવયસ્ક અને સહપાઠી હતો. તે સોનગઢના વનપ્રદેશો અને ખંડેરોનો ભોમિયો હતો. ખંડેરો અને કિલ્લા સાથે સંકળાયેલી વાતોનો એની પાસે ભંડાર હતો. સુરેશભાઈનો એ ગાઢ મિત્ર બની રહ્યો. સુરેશભાઈને સોનગઢનાં વનોમાં ને ખંડેરોમાં એણે ફેરવ્યા ને જાતજાતની અદ્‌ભુત કથાઓ સંભળાવી. મિત્રો સાથે તે તેમને જંગલોમાં લઈ જતો ને જાતજાતનાં વૃક્ષો અને તેની ખાસિયતોનો પરિચય કરાવતો. આ ખરીખોટી વાતોનો સુરેશભાઈ પર સારો પ્રભાવ પડ્યો. સોનગઢ, વનરાજી અને પ્રકૃતિના જે ઉલ્લેખો સુરેશભાઈના વર્ષો પછી લખાયેલા નિબંધોમાં મળે છે તેમાં સૈયદ મિયાનો ફાળો મહત્ત્વનો ગણાય.

સોનગઢ છોડ્યા પછી તેમના રાહ જુદા પડી ગયા. પછી ભાગ્યે જ મળવાનું થતું. સુરેશભાઈ ઉચ્ચ શિક્ષણ લઈ સાહિત્યકાર પ્રોફેસર બન્યા ને સૈયદ મિયા છ ચોપડાં ભણી નાની એવી સરકારી નોકરીમાં જોડાઈ ગયા. આ કારણે અંતર પડી ગયું ને સંપર્ક નહિવત્ થઈ ગયો.

સોનગઢની બોર્ડિંગના મેદાનની સામે સરકારી ઇમારત હતી. તેમાં સરકારી કચેરીઓ બેસતી. પરંતુ ગાયકવાડ મહારાજા કે યુવરાજ પ્રતાપસિંહ સોનગઢના જંગલમાં શિકારે આવતા ત્યારે તે ઇમારત રાજમહેલ બની રહેતી. યુવરાજ સાથે હાથી, ઘોડાનો રસાલો આવતો. એ દરબારી ઠઠેરો જોવા સુરેશભાઈ અને મિત્રો મેદાનમાં બેસી રહેતા. યુવરાજ શિકાર કરી આવે ત્યારે મૃત વાઘ કે મગર જોવા બધા ભેગા થતા. તેમના રસાલામાં એક હાથી હતો જેના પર બેસી યુવરાજની મંડળી શિકારે જતી. હાથીને જોઈ સુરેશભાઈએ કહ્યું કે 'આપણને હાથી ઉપર બેસાડી સહેલ કરવા લઈ જાય તો કેવી મઝા આવે ?' યુવરાજના કર્મચારીએ આ સાંભળ્યું ને યુવરાજને વાત કહી. યુવરાજે ત્યાં ઉપસ્થિત બાળકોને હાથી ઉપર ફેરવવાનું કહ્યું : બધાને વારાફરતી હાથી ઉપર બેસાડી અર્ધો માઈલ જેટલું ફેરવ્યા: યુવરાજ કે હાથી કરતાં સુરેશભાઈને વધારે શાબાશી મળી !

એક ધોરણ પૂરું થતાં નવા ધોરણનાં પુસ્તકો આવતા - દાદાજી તેના ઉપર 'બ્રાઉન પેપર'ના પૂઠાં ચઢાવી આપતા. કોરા કાગળની નોટ બનાવતા તેના ઉપર પણ બ્રાઉન કલરનું પૂઠું લગાવતા. સુરેશભાઈને આ 'બ્રાઉન કલર' વિશે મમતા બંધાઈ. તેમનાં એકબે પુસ્તકો અને 'એતદ્'ના 'બ્રાઉનપેપર'નાં આવરણો રાખ્યા હતા. દાદાજી આસ્તિક હતા પરંતુ જડ વિધિનિયમો કે કર્મકાંડને સ્થાન ન હતું. સુરેશભાઈ ગીતા કે 'વિષ્ણુસહસ્ર'નો પાઠ કરતા પરંતુ સોનગઢ પછી તે ક્રમ જળવાઈ રહ્યો નહિ.

પ્રાથમિક શિક્ષણ પૂરું થતાં આગળના શિક્ષણ માટે મુંબઈ જઈ શકાય એમ હતું. મુંબઈમાં જગા નાની. ત્રણ બહેનો અને બે ભાઈઓનો સમાવેશ થાય એમ ન હતું. વળી ત્યાં અંગ્રેજી ચોપડીથી શરૂ કરવું પડે એમ હતું. એક વર્ષમાં અંગ્રેજી ત્રણ ચોપડી કરી અંગ્રેજી ચોથામાં દાખલ થવાની સગવડ વડોદરા રાજ્યમાં હતી. બંને ભાઈઓએ એક વર્ષમાં એ અભ્યાસ પૂરો કર્યો.

ચોથા ધોરણમાં દાખલ થવા પાસેના વ્યારાની શાળામાં જવાનું હતું. ત્યાં ચોથા ધોરણને યોગ્ય છે કે કેમ તેની પરીક્ષા લેવામાં આવી પરંતુ બંનેને એ પ્રવેશ માટે અયોગ્ય ઠરાવી દાદા ઉપર એ પ્રકારનો પત્ર હાથોહાથ આપવા માટે આવ્યો. સોનગઢ જતાં રસ્તામાં એ પત્ર વાંચતા તેઓ સ્તબ્ધ થઈ ગયા. સુરેશભાઈએ કહ્યું : 'આ તદ્દન ખોટું છે, આપણને બધું આવડ્યું હતું.' સુરેશભાઈએ પત્ર તરત જ ફાડી નાંખ્યો. સુરેશભાઈ સ્વમાની હતા. ખોટું ચલાવી લેતા ન હતા. એ જ જુસ્સામાં દાદાજીને વાત કરી ને તેમણે એ વાત સ્વીકારી. પછી થોડેક દૂરની ગંગાધરા હાઈસ્કૂલમાં ચોથા ધોરણમાં દાખલ કરવા મોકલ્યા. યોગ્ય જણાતાં બંનેને ચોથા ધોરણમાં દાખલ કર્યા. પાસેના બારડોલીમાં બીજા ફોઈને ત્યાં રહી બંને રેલવે ટ્રેઈનમાં ગંગાધરા આવ-જા કરતા. ત્યાં સુરેશભાઈની ગણના હોંશિયાર વિદ્યાર્થીમાં થઈ. વાર્ષિક પરીક્ષામાં પહેલો નંબર મેળવ્યો. આ વાત વ્યારાના હેડમાસ્તરને જણાવવાની વાતને દાદાજીએ પ્રોત્સાહન આપ્યું નહીં. ગંગાધરામાં એક વર્ષ અભ્યાસ કર્યો પરંતુ તે દરમિયાન 'રસકુંજ' નામનું હસ્તલિખિત પત્ર શરૂ કરાવ્યું ને તેની બધી જવાબદારી લીધી. આ પ્રવૃત્તિ પછીના વર્ષમાં 'ફાલ્ગુની', 'સુધાસંઘપત્રિકા', 'વાણી', 'મનીષા', 'ક્ષિતિજ', 'ઊહાપોહ', 'એતદ્' જેવા શિષ્ટમાન્ય પત્રોનાં પ્રકાશનો દ્વારા વિકાસ પામી.

ગંગાધરામાં ચોથું ધોરણ પૂરું થયું એટલામાં દાદાની બદલી નવસારી થઈ, એથી શિક્ષણનો પ્રશ્ન ઉકલી ગયો. મુંબઈ જવાનું રહ્યું નહિ. બંને ભાઈઓ નવસારી મેટ્રિક સુધી ભણ્યા. નવસારીમાં મદ્રેસા હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં દાખલ થયા. બે ત્રણ મહિના પછી માસિક ફી ભરવામાં થોડુંક મોડું થવાથી વર્ગશિક્ષકે – જે કવિ કાંતના ભત્રીજા હોવાનું વારંવાર કહેતા – ફી ન ભરવા વિશે અઘટિત શબ્દો કહ્યા. દાદાની સંમતિથી આ વિશે હેડમાસ્તરને ફરિયાદ કરી ત્યાંથી દાખલો કઢાવી લીધો ને ગાંધીવાદી શિક્ષકોએ તે સમયે શરૂ કરેલી 'નવસારી હાઈસ્કૂલ'માં દાખલ થયા. ને ત્યાંથી 'મેટ્રિક' થયા. નવસારી હાઈસ્કૂલમાં 'વક્તૃત્વ સ્પર્ધા'માં તથા શાળાના સામયિક 'અંકુર'માં એમણે અગ્રગણ્ય ભાગ લીધો. નવસારીમાં સુરેશભાઈને બંગાળી ભાષા તથા રવીન્દ્રનાથ ટાગોરના સાહિત્યના પરિચયમાં આવવાનું થયું. નવસારીના

સાર્વજનિક પુસ્તકાલયમાં એ જતા ને પુસ્તકો વાંચતા. સ્વામી વિવેકાનંદના ગ્રંથોનો એમના ઉપર ત્યારે પ્રભાવ પડ્યો. પુસ્તકાલયમાં એમણે ટાગોરનાં 'Gardner' અને 'Fruit gathering' નામના કાવ્ય અનુવાદોને 'Agriculture' - 'ખેતીવાડી' વિષયમાં મૂકેલા જોઈ એ વિષે ગ્રંથપાલને કહ્યું. ગ્રંથપાલમાં ખેલદીલી ઓછી, એટલે એમણે કહ્યું : 'કાલથી આવો ને બધાં પુસ્તકોનું વર્ગીકરણ તમારી અક્કલ પ્રમાણે કરી આપો ને પછી આ મારી ખુરશી ઉપર બેસી જાવ.' આ એમનાથી સહન થયું નહિ. ગ્રંથપાલ તરફ આદરથી જોવાનું તેમને માટે પછી બન્યું નહિ.

નવસારીમાં ખરીદી કરવાનું રહેતું પરંતુ સુરેશભાઈને એમાં રુચિ ન હતી. જીવનભર એ વૃત્તિ જળવાઈ રહી. સુરેશભાઈ ઉપર એમના પિતાનો પ્રભાવ જણાતો નથી, પિતા સાથે રહેતા થયા ત્યારે તેઓ કોલેજમાં હતા, હોંશિયાર ગણાઈ ચૂક્યા હતા એટલે પિતા-પુત્ર વચ્ચેના પ્રેમસંબંધમાં આદરનો ભાવ ભળ્યો હતો. પિતા જ્ઞાતિપ્રવૃત્તિમાં ભાગ લેતા પરંતુ સુરેશભાઈએ રસ લીધો નહિ.

નવસારી હાઈસ્કૂલમાંથી મેટ્રિક થયા પછી સુરેશભાઈ માતાપિતાને ત્યાં મુંબઈ પહોંચ્યા ને એલફિન્સ્ટન કોલેજમાંથી એમ.એ. થયા. ગુજરાતીના અધ્યાપક થયા તેમજ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે મહત્ત્વનું કાર્ય કર્યું. સોનગઢ જેવા પછાત વિસ્તારમાં, મુખ્યત્વે રાનીપરજ છાત્રોની વચ્ચે રહેનાર આ ભાઈઓનો 'બોર્ડિંગિયાં' 'રાનીપરજ' જેવો ઉલ્લેખ થતો આ કારણે જ્ઞાતિના ગામો કે સ્વજનો એમની બાલ્યાવસ્થામાં ઉપહાસ કરી લેતા. પરંતુ એમણે જે સિદ્ધિ અને વિદ્વત્તા પ્રાપ્ત કર્યા તેથી પછીથી આદરપાત્ર બન્યા. વડોદરા નિવાસ પછી જૂના સંબંધો તથા કૌટુંબિક સંબંધો ઓછા થયા ને એ રમ્ય ભૂતકાળ સ્મૃતિની વસ્તુ બની રહી.

## મંજુ ઝવેરી સાથે એક મુલાકાત / શરીફા વીજળીવાળા

પ્ર. : તમારો જન્મ, શિક્ષણ, વ્યવસાય સઘળું મુંબઈમાં જ ?

ઉ. : હા, મારો જન્મ, શિક્ષણ, વ્યવસાય બધું જ મુંબઈમાં. કહેવાય કે હું સૌરાષ્ટ્રની છું. પણ ખૂબ ઓછું સૌરાષ્ટ્ર જોયું છે અને તે પણ ખૂબ ટૂંકા ગાળા માટે. વતન પોરબંદર, પણ પોરબંદર જોયું સુધ્ધાં નથી. ગામડું તો નહિ, પણ નાનું શહેર પણ શું કહેવાય એની પૂરી જાણ કે ખબર નથી. નહેરુના જમાનામાં ગામડાઓના વિકાસ અર્થે community projects ચાલતા. એક વખત એવા પ્રોજેક્ટસમાં કામ કરવાની ધૂન સવાર થયેલી. ચાંપાનેર પાસે કોઈ શિવરાજપુર (નામ જો બરાબર યાદ હોય તો) ગામમાં મારા બનેવી સાથે ત્યાં એ માટે ગઈ પણ હતી. પણ જે રીતે કોઈ પરદેશી સ્ત્રીને જોતા હોય એમ ગામના લોકો ટીકી ટીકીને જોવા લાગ્યા તેથી એ માહોલથી ગભરાઈ પાછી આવી ગઈ હતી.

પ્ર. : તમારો અભ્યાસ કયા વિષય સાથેનો અને ક્યાં સુધીનો ?

ઉ. : મેં અર્થશાસ્ત્ર વિષય લઈ બી.એ. કર્યું હતું. મોડેથી બોમ્બે લાયબ્રેરી એસોસિયેશનનો લાયબ્રેરી સાયન્સનો ડિપ્લોમા મેળવ્યો હતો. અર્થશાસ્ત્ર બિલકુલ મારા રસનો વિષય નહોતો. પણ તે વખતે માર્ક્સવાદી રાજકારણમાં ગળાડૂબ હોવાને કારણે મને થયું કે અર્થશાસ્ત્રનો અભ્યાસ મને રાજકારણ સમજવામાં મદદરૂપ થશે. પણ એ તદ્દન વ્યર્થ ગયું. રાજકારણ તો વધારે ન જ સમજાયું, પણ અર્થશાસ્ત્રમાં રસ પડતો ન હોવાથી એળે ગયું. મારે તત્ત્વજ્ઞાન વિષય પસંદ કરવો જોઈતો હતો.

સાર્વજનિક પુસ્તકાલયમાં એ જતા ને પુસ્તકો વાંચતા. સ્વામી વિવેકાનંદના ગ્રંથોનો એમના ઉપર ત્યારે પ્રભાવ પડ્યો. પુસ્તકાલયમાં એમણે ટાગોરનાં 'Gardner' અને 'Fruit gathering' નામના કાવ્ય અનુવાદોને 'Agriculture' - 'ખેતીવાડી' વિષયમાં મૂકેલા જોઈ એ વિષે ગ્રંથપાલને કહ્યું. ગ્રંથપાલમાં ખેલદીલી ઓછી, એટલે એમણે કહ્યું : 'કાલથી આવો ને બધાં પુસ્તકોનું વર્ગીકરણ તમારી અક્કલ પ્રમાણે કરી આપો ને પછી આ મારી ખુરશી ઉપર બેસી જાવ.' આ એમનાથી સહન થયું નહિ. ગ્રંથપાલ તરફ આદરથી જોવાનું તેમને માટે પછી બન્યું નહિ.

નવસારીમાં ખરીદી કરવાનું રહેતું પરંતુ સુરેશભાઈને એમાં રુચિ ન હતી. જીવનભર એ વૃત્તિ જળવાઈ રહી. સુરેશભાઈ ઉપર એમના પિતાનો પ્રભાવ જણાતો નથી, પિતા સાથે રહેતા થયા ત્યારે તેઓ કોલેજમાં હતા, હોંશિયાર ગણાઈ ચૂક્યા હતા એટલે પિતા-પુત્ર વચ્ચેના પ્રેમસંબંધમાં આદરનો ભાવ ભળ્યો હતો. પિતા જ્ઞાતિપ્રવૃત્તિમાં ભાગ લેતા પરંતુ સુરેશભાઈએ રસ લીધો નહિ.

નવસારી હાઈસ્કૂલમાંથી મેટ્રિક થયા પછી સુરેશભાઈ માતાપિતાને ત્યાં મુંબઈ પહોંચ્યા ને એલફિન્સ્ટન કોલેજમાંથી એમ.એ. થયા. ગુજરાતીના અધ્યાપક થયા તેમજ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે મહત્ત્વનું કાર્ય કર્યું. સોનગઢ જેવા પછાત વિસ્તારમાં, મુખ્યત્વે રાનીપરજ છાત્રોની વચ્ચે રહેનાર આ ભાઈઓનો 'બોર્ડિંગિયાં' 'રાનીપરજ' જેવો ઉલ્લેખ થતો આ કારણે જ્ઞાતિના ગામો કે સ્વજનો એમની બાલ્યાવસ્થામાં ઉપહાસ કરી લેતા. પરંતુ એમણે જે સિદ્ધિ અને વિદ્વત્તા પ્રાપ્ત કર્યા તેથી પછીથી આદરપાત્ર બન્યા. વડોદરા નિવાસ પછી જૂના સંબંધો તથા કૌટુંબિક સંબંધો ઓછા થયા ને એ રમ્ય ભૂતકાળ સ્મૃતિની વસ્તુ બની રહી.

## મંજુ ઝવેરી સાથે એક મુલાકાત / શરીફા વીજળીવાળા

પ્ર. : તમારો જન્મ, શિક્ષણ, વ્યવસાય સઘળું મુંબઈમાં જ?

ઉ. : હા, મારો જન્મ, શિક્ષણ, વ્યવસાય બધું જ મુંબઈમાં. કહેવાય કે હું સૌરાષ્ટ્રની છું. પણ ખૂબ ઓછું સૌરાષ્ટ્ર જોયું છે અને તે પણ ખૂબ ટૂંકા ગાળા માટે. વતન પોરબંદર, પણ પોરબંદર જોયું સુધ્ધાં નથી. ગામડું તો નહિ, પણ નાનું શહેર પણ શું કહેવાય એની પૂરી જાણ કે ખબર નથી. નહેરુના જમાનામાં ગામડાઓના વિકાસ અર્થે community projects ચાલતા. એક વખત એવા પ્રોજેક્ટસમાં કામ કરવાની ધૂન સવાર થયેલી. ચાંપાનેર પાસે કોઈ શિવરાજપુર (નામ જો બરાબર યાદ હોય તો) ગામમાં મારા બનેવી સાથે ત્યાં એ માટે ગઈ પણ હતી. પણ જે રીતે કોઈ પરદેશી સ્ત્રીને જોતા હોય એમ ગામના લોકો ટીકી ટીકીને જોવા લાગ્યા તેથી એ માહોલથી ગભરાઈ પાછી આવી ગઈ હતી.

પ્ર. : તમારો અભ્યાસ કયા વિષય સાથેનો અને ક્યાં સુધીનો?

ઉ. : મેં અર્થશાસ્ત્ર વિષય લઈ બી.એ. કર્યું હતું. મોડેથી બોમ્બે લાયબ્રેરી એસોસિયેશનનો લાયબ્રેરી સાયન્સનો ડિપ્લોમા મેળવ્યો હતો. અર્થશાસ્ત્ર બિલકુલ મારા રસનો વિષય નહોતો. પણ તે વખતે માર્ક્સવાદી રાજકારણમાં ગળાડૂબ હોવાને કારણે મને થયું કે અર્થશાસ્ત્રનો અભ્યાસ મને રાજકારણ સમજવામાં મદદરૂપ થશે. પણ એ તદ્દન વ્યર્થ ગયું. રાજકારણ તો વધારે ન જ સમજાયું, પણ અર્થશાસ્ત્રમાં રસ પડતો ન હોવાથી એળે ગયું. મારે તત્ત્વજ્ઞાન વિષય પસંદ કરવો જોઈતો હતો.

પ્ર. : જે નગરમાં તમે આટલાં વર્ષોથી રહો છો તેણે તમને શું શું આપ્યું છે? બદલામાં ત્યાં રહેવાથી કશાની ખોટ ગઈ હોય એવું તમને લાગે છે?

ઉ. : નગરના શ્વાસોચ્છ્વાસમાં હું જીવી છું. એની વિશાળતા અને પચરંગીપણાને કારણે મળતી પ્રાઈવસી, કોઈને કોઈ વિશે તમા નહીં - એ મારી પ્રકૃતિને અનુકૂળ આવે છે. અહીં જાતભાતના લોકો રહે છે, રૂઢિવાદી - અરૂઢિવાદી, વિલાસી-અવિલાસી, ધર્મિષ્ઠ-અધર્મિષ્ઠ, સાદા-ફેશનેબલ. ઝડપી જિંદગીને કારણે વાતાવરણમાં એક પ્રકારની ચપળતા છે. પણ જે મેં ગુમાવ્યું છે તે ગ્રામસંસ્કૃતિની પરંપરા. ગ્રામજીવનમાં મારાં મૂળિયાં નથી. બાલ્યકાળ કે કિશોરકાળ ગામડામાં વીતાવી જે શહેરમાં સ્થાયી થયા છે તેમનું જીવન દેશની દૃઢ સંસ્કૃતિ ઉપર છે. લોકકથાઓ-લોકગીતો, સંસ્કૃતનું પારાયણ વગેરે એમને ગળથૂથીમાંથી મળ્યું છે. ગ્રામપરિવેશને ધબકતો મેં માત્ર પુસ્તકો કે ઉત્તમ ફિલ્મો દ્વારા અનુભવ્યો છે. એ અભાવ જરૂર રંજ જગાડે છે.

પ્ર. : બહુ થોડા લોકો પસંદ કરે એવા ભારેખમ વાચન-લેખન તરફ તમે કંઈ રીતે વળ્યાં? નાનેથી જ તમે આવું વાંચતા?

ઉ. : મને ભારેખમ શબ્દથી નવાઈ લાગે છે. મને નથી લાગતું કે હું વાંચું છું તે ભારેખમ હોય. ઊલટું એકેડેમિક ભાષા કે શબ્દાળુતાથી તો હું દૂર ભાગતી હોઉં છું. નાનપણમાં તો ખૂબ કથાઓ અને નવલકથાઓ જ વાંચી. ક્યારેય પદ્ધતિસરનું વાંચન કર્યું નથી. પિતાએ પેટી ભરીને રાખેલાં તે વખતે નીકળતાં સામયિકો જેવાં કે 'કૌમુદી', 'માનસી' વગેરે પણ ફેંદી વળી હતી. તે વખતે મને યાદ આવે છે કે મેં 'કાન્ત' અને 'કલાપી' વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર પણ વાંચેલો. અંગ્રેજીમાં વાંચવાની શરૂઆત મેરી કોરેલી, પર્લ બક, એલેક્ઝેંડર ડ્યુમા, જેન ઑસ્ટિન, સમરસેટ મૉમ વગેરેથી કરી હતી. કોલેજકાળમાં નીલ, દોસ્તોએવ્સ્કી, ટૉલ્સ્ટૉય, ફ્રોઈડ, નહેરુ, ટ્રૉટ્સ્કી વગેરે વાંચ્યા. તે વખતે કેટલું સમજી એ જુદી વાત છે. પુસ્તકોનો લગાવ ભારે એ વાત સાચી, એમને જોવાં-અડવાં સુધ્ધાં ગમે, રોમાંચિત કરે, પણ હું પુસ્તકોનો કીડો નથી. મને જીવન માણવું ગમે છે. એક જ વિષય પાછળ પડી અભ્યાસ કરવાની ગંભીરતા કે રુચિ નથી. મારે માટે વિદુષી કે વિદ્વાન જેવા શબ્દો વાપરવામાં આવે છે તે બિલકુલ બરાબર નથી.

પ્ર. : તમે કઈ ઉંમરે લખવાનો આરંભ કરેલો ? મોટા ભાગે લોકો કવિતાલેખનથી લખવાનો પ્રારંભ કરતા હોય છે. તમે સૌ પ્રથમ શું લખેલું તે યાદ આવે છે ? સૌ પ્રથમ છપાયેલ લેખ કયો ? ક્યાં ?

ઉ. : સાચું પૂછો તો લખવાનો શોખ મને ક્યારેય થયો નથી. એ કદાચ હવે થોડો કેળવાતો જાય છે, પણ બહુ તો નહીં જ, વધારે ફરજ રૂપે. પણ લખું પછી એના પ્રતિસાદમાં મને મઝા આવે છે તે કબૂલ કરવું રહ્યું. મારી દીકરીના જન્મ પછી એટલે કે ૧૯૬૪-'૬૫ કે એ દરમિયાન આડત્રીસ કે એવી ઉંમરે બ્હાર નોકરીએ જવાને અસમર્થ હતી એથી ઘેર બેસી કમાવા માટે મેં યુએસઆઈએસે સોંપેલાં કેટલાંક અંગ્રેજી પુસ્તકોના અનુવાદ કર્યા હતા. લગભગ એ જ ગાળામાં 'ગ્રંથ' સામયિકમાં કરસનદાસ માણેકની લઘુનવલ 'સિંધુનું સ્વપ્ન'ની સમીક્ષા કરી હતી. બસ, પછીનું સાહસ ફાર્બસ ત્રૈમાસિક જ છે.

પ્ર. : આમ તો તમારા વાંચનનો વ્યાપ વિશાળ છે. પરંતુ સર્જનાત્મક સાહિત્યમાંથી તમારી પ્રથમ પસંદગી શું ?

ઉ. : નવલકથાઓ, કથાઓ માત્ર વાંચવાનો પુષ્કળ શોખ છે અને એટલો જ શોખ જીવનવૃત્તાંત-આત્મકથાઓનો છે.

પ્ર. : સમય પસાર કરવા ક્યારેય હળવાં લખાણો કે રહસ્યકથાઓ પાસે જાવ ખરાં ? આમાં તમારા ગમતા લેખકો કેટલા ?

ઉ. : હા, જરૂર જાઉં. રહસ્યકથાઓ - થ્રીલરો વાંચવી ખૂબ ગમે. ઘણી વાંચી કાઢી છે. હવે આ ઉંમરે બધાં નામો યાદ આવશે કે કેમ એ શંકા છે. નાનપણમાં 'બહુરૂપી' સામયિકના અંકોમાં આવતી રહસ્યકથાઓ વાંચી છે. મને લાગે છે કે એમાં ચિત્રગુપ્ત નામનો ડિટેક્ટિવ આવતો હતો અને એનો સાથી મનહર હતો. કદાચ શેરલોક હોમ્સના અનુકરણમાં એ વાતો લખાતી હતી. અગાથા ક્રિસ્ટી, અર્લ સ્ટેન્લી ગાર્ડનર, સિમેનોન, જેમ્સ હેડલી ચેઈઝ, રોબર્ટ લુડલમ વગેરે ઘણાં વાંચ્યાં છે. હમણાંની એક અંગ્રેજી લેખિકાને પણ વાંચી છે, પણ નામ યાદ આવતું નથી. ગાર્ડનરને તો વાંચી વાંચીને કેલિફોર્નિયાની ભૂગોળ પણ આવડી ગઈ.

પ્ર. : વાંચવા-લખવા સિવાયના શોખ ?

ઉ. : મને હળવું સંગીત સાંભળવું ગમે છે અને એની કેસેટો ભેગી કરવાનો

પ્ર. : જે નગરમાં તમે આટલાં વર્ષોથી રહો છો તેણે તમને શું શું આપ્યું છે ? બદલામાં ત્યાં રહેવાથી કશાની ખોટ ગઈ હોય એવું તમને લાગે છે ?

ઉ. : નગરના શ્વાસોચ્છ્વાસમાં હું જીવી છું. એની વિશાળતા અને પચરંગીપણાને કારણે મળતી પ્રાઈવસી, કોઈને કોઈ વિશે તમા નહીં – એ મારી પ્રકૃતિને અનુકૂળ આવે છે. અહીં જાતભાતના લોકો રહે છે, રૂઢિવાદી - અરૂઢિવાદી, વિલાસી-અવિલાસી, ધર્મિષ્ઠ-અધર્મિષ્ઠ, સાદા-ફેશનેબલ. ઝડપી જિંદગીને કારણે વાતાવરણમાં એક પ્રકારની ચપળતા છે. પણ જે મેં ગુમાવ્યું છે તે ગ્રામસંસ્કૃતિની પરંપરા. ગ્રામજીવનમાં મારાં મૂળિયાં નથી. બાલ્યકાળ કે કિશોરકાળ ગામડામાં વીતાવી જે શહેરમાં સ્થાયી થયા છે તેમનું જીવન દેશની દૃઢ સંસ્કૃતિ ઉપર છે. લોકકથાઓ-લોકગીતો, સંસ્કૃતનું પારાયણ વગેરે એમને ગળથૂથીમાંથી મળ્યું છે. ગ્રામપરિવેશને ધબકતો મેં માત્ર પુસ્તકો કે ઉત્તમ ફિલ્મો દ્વારા અનુભવ્યો છે. એ અભાવ જરૂર રંજ જગાડે છે.

પ્ર. : બહુ થોડા લોકો પસંદ કરે એવા ભારેખમ વાચન-લેખન તરફ તમે કંઈ રીતે વળ્યાં ? નાનેથી જ તમે આવું વાંચતા ?

ઉ. : મને ભારેખમ શબ્દથી નવાઈ લાગે છે. મને નથી લાગતું કે હું વાંચું છું તે ભારેખમ હોય. ઊલટું એકેડેમિક ભાષા કે શબ્દાળુતાથી તો હું દૂર ભાગતી હોઉં છું. નાનપણમાં તો ખૂબ કથાઓ અને નવલકથાઓ જ વાંચી. ક્યારેય પદ્ધતિસરનું વાંચન કર્યું નથી. પિતાએ પેટી ભરીને રાખેલાં તે વખતે નીકળતાં સામયિકો જેવાં કે 'કૌમુદી', 'માનસી' વગેરે પણ ફેંદી વળી હતી. તે વખતે મને યાદ આવે છે કે મેં 'કાન્ત' અને 'કલાપી' વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર પણ વાંચેલો. અંગ્રેજીમાં વાંચવાની શરૂઆત મેરી કોરેલી, પર્લ બક, એલેક્ઝેંડર ડ્યુમા, જેન ઑસ્ટિન, સમરસેટ મૉમ વગેરેથી કરી હતી. કોલેજકાળમાં નીલ, દોસ્તોએવ્સ્કી, ટૉલ્સ્ટોય, ફ્રોઈડ, નહેરુ, ટ્રૉટ્સ્કી વગેરે વાંચ્યા. તે વખતે કેટલું સમજી એ જુદી વાત છે. પુસ્તકોનો લગાવ ભારે એ વાત સાચી, એમને જોવાં-અડવાં સુધ્ધાં ગમે, રોમાંચિત કરે, પણ હું પુસ્તકોનો કીડો નથી. મને જીવન માણવું ગમે છે. એક જ વિષય પાછળ પડી અભ્યાસ કરવાની ગંભીરતા કે રુચિ નથી. મારે માટે વિદુષી કે વિદ્વાન જેવા શબ્દો વાપરવામાં આવે છે તે બિલકુલ બરાબર નથી.

ન મળવાની બીક પણ કોઈક વાર આવો નિર્ણય લેવડાવતી હોય છે. તો કોઈક વાર ખ્યાતનામના પ્રભાવ નીચે આવીને પણ ખોટો નિર્ણય લેવાયો જ છે. પણ આ બધું ઓછું બન્યું છે. ઘણા લેખો દૃઢતાપૂર્વક પાછા પણ કરાયા જ છે.

પ્ર. : 'ફાર્બસ'ના આંતર-બાહ્ય સ્વરૂપથી તમને સંપૂર્ણ સંતોષ છે? જો 'ના' તો તમને ગમે એવા ફેરફારો શક્ય નથી?

ઉ. : કેટલોક જવાબ ઉપર આવી જાય છે. સંપૂર્ણ સંતોષ તો ક્યાંથી હોય? ગંભીર વિષયોવાળા લેખોની ભાષા વિશદ અને સહજગ્રાહ્ય હોય એવી સતત મનમાં ઇચ્છા રહે. પણ એ ઇચ્છા હમેશાં સંતોષાતી નથી હોતી. કેટલાક વિષયો જ બહોળા ભાવકવર્ગ માટે અગ્રાહ્ય રહેવાના. છતાં બને એટલી ક્લિષ્ટતા ઓગાળાય એવી મનમાં ઇચ્છા રહ્યા કરે.

પ્ર. : ધારો કે તમે સંસ્થાનું સામયિક ન ચલાવતા હોત... ને સ્વતંત્ર સાહસ કર્યું હોત તો... તો એ સામયિક કેવું હોત? એનું સ્વરૂપ કેવું હોત?...

ઉ. : બેન, આ સામયિક ચલાવવામાં મને કોઈ દખલગીરી જ નથી, પૂર્ણપણે સ્વતંત્ર છું. હા, સંસ્થાના સામયિક માટે આમ માની ન શકાય. પણ વાત સાચી છે. જે કંઈ છે તે તમામ ખૂબી મર્યાદાઓ સમેત તમારી સમક્ષ છે. આ કામમાંથી મુક્ત થઈશ એટલે બસ મુક્ત જ. નવું કરવાની કોઈ તાકાત, સમય કે ઇચ્છા બાકી નહીં રહી હોય.

પ્ર. : એક સંપાદક તરીકે જોડણી-આંદોલન સંદર્ભે તમારો અભિગમ કેવો છે? તમને નથી લાગતું કે આમાં સ્વૈચ્છિક નહીં પણ લાંબાગાળાની અને જાણકારોની વિચારણા જરૂરી છે?

ઉ. : સંપાદક તરીકે પૂર્વવત્ જોડણી જ ચાલુ રાખી છે. મને ઇ-ઉની આડેધડ ફેરફારની વાતો બેસતી નથી. ઘણાં ભયસ્થાનો લાગે છે. બરાબર છે, સર્વાંગી વિચાર કરવા માટે જાણકારોની સમિતિ રચાવી જોઈએ. મને એક દેવનાગરી લિપિ બધી પ્રાદેશિક ભાષાઓ સ્વીકારે એ વાત લોભામણી લાગે છે. આથી કોઈ પણ પ્રાદેશિક ભાષા શીખવી સહેલી થઈ જાય.

પ્ર. : ગુજરાતી ભાષા અને અન્ય ભાષાના તમારા પ્રિય સર્જકો કોણ? એમની કઈ વિશિષ્ટતાઓ તમને સ્પર્શી ગઈ?

ઉ. : મુશ્કેલ સવાલ છે. સૌથી પહેલાં પરદેશી નામો યાદ આવે છે એની વાત કરું. જ્યોર્જ બર્નાડ શૉ, દોસ્તોએવસ્કી, ટૉલ્સ્ટોય, સાર્ત્ર, સ્ટિવન ઝવાઈગ, આર્થર કોસ્લર, આંદ્રે જિદ, ફ્રાન્ઝવાં મોરિયાક, સ્ટિવન સ્પેન્ડર વગેરે. કોણ ક્યાં ગમી ગયું એ કહેવા તો પાછી થોડી ઘણી ગ્રંથ-યાત્રા કરવી પડે. આ બધું આત્મસાત્ થઈ જતું હોય છે. પણ મારી પસંદગી જોઈને થોડો ઘણો ખ્યાલ આવી જ જાય. ઊભા થતાં કથાવિશ્વનું મને અતૂટ આકર્ષણ છે. વાસ્તવિકતાનાં અનેક રૂપો કલ્પનાશીલતા વડે અને સહજસ્ફુર્ત રીતે આકલન થતા આવે એ અચંબોભર્યો આનંદ મને આપે છે અને નવો ઉઘાડ થતો અનુભવ છે. વર્ષો પહેલાં સ્ટિવન સ્પેન્ડરની આત્મકથા World Within World વાંચી હતી ત્યારે લાગ્યું હતું કે દુનિયાને ફરી એની એ દૃષ્ટિથી નહીં જોવાય. મનોવૈજ્ઞાનિક અને અસ્તિત્વના પ્રશ્નો લઈને લખાયેલી કથાઓ મને વધારે સ્પર્શી જાય છે. ધબકતા સામાજિક પરિવેશનું પણ એટલું જ આકર્ષણ છે. ગુજરાતીમાં મુનશી-રમણલાલ દેસાઈથી માંડીને તબક્કે તબક્કે પ્રિય સર્જકો રહ્યા છે. પન્નાલાલ પટેલ, મેઘાણી, મધુ રાય, રઘુવીર ચૌધરી, જયંતિ દલાલ, મોહમ્મદ માંકડ, ઈવા ડેવ, માય ડિયર જયુ, ધ્રુવ ભટ્ટ, સરોજ પાઠક, ધીરુબેન પટેલ, કુંદનિકા કાપડિયા – કેટલાંનાં નામ લઉં. કિશોર જાદવ અને રાધેશ્યામ શર્માની પ્રયોગશીલતા મને જરૂર આશ્ચર્યચકિત કરી દે છે, પણ છતાં પણ મારા અંતરમનમાં પ્રવેશ નથી કરી શકતી. અલબત્ત, એમનાં સભર સાહિત્યિક વ્યક્તિત્વ પ્રત્યે મને આદર અને લગાવ છે. હમણાં હમણાં ગુજરાતી ટૂંકી વાર્તાએ ઘણું કાઠું કાઢ્યું છે. અહીં અલગ નામો આપતી નથી. કવિતાઓ જરૂર ગમે છે અને આડેધડ વાંચું છું, પણ મને એમાં આત્મવિશ્વાસ નથી. સુરેશ જોષીની 'તથાપિ'ની કવિતાઓ ગમી ગઈ હતી. પછી ચન્દ્રકાન્ત ટોપીવાળાએ કે કોઈએ એ કવિતાઓને ઊંચો આંક આપ્યો ત્યારે આત્મવિશ્વાસ વધ્યો હતો. બાકી કવિતાની બાબતમાં તો હું શિખાઉ જ છું. કલાપી ગમતો હોય તેને માટે બીજું શું કહેવાય? બિનગુજરાતીઓમાં મને શરદબાબુ, ટાગોર, મહાશ્વેતાદેવી, નિર્મલ વર્મા, ગોવિન્દ મિશ્ર પ્રિય છે. હમણાંની નવલકથાઓની વાત કરવી હોય તો અરુંધતી રોયની 'ગોડ ઓફ સ્મોલ થીંગ્ઝ' અને શ્રીલંકાના રોમેશ ગુનેસેકેરાની 'સનગ્લાસ' ઘણી

ગમી ગઈ. ગુનેસેકેરાની નવલકથા તો હમણાં ૧૯૯૮માં જ પ્રગટ થઈ છે. ૧૯૯૮ની તાજી તમતમતી અંગ્રેજી ભાષા અને સિલોનીઝ માનસ અને પરિવેશ ખૂબ જ સ્પર્શી ગયાં.

પ્ર. : ગુજરાતી ભાષા અને અન્ય ભાષાનાં તમારાં પ્રિય પુસ્તકો કયાં ? શા માટે ?

ઉ. : આનો જવાબ ઉપરના જવાબમાં થોડો આવી જાય છે. કેટલાં પુસ્તકોનાં નામ આપું ? બેચાર હોત તો કહી શકાત. મારાં બે પ્રકાશનો, 'નીરખને' અને 'પ્રતિસાદ'માં જે પુસ્તકો પ્રતિભાવો સમેત આવરાયાં છે તેમાંનાં ઘણાં મારાં પ્રિય છે. કદાચ કોઈને રસ પડે તો જોઈ શકાય.

પ્ર. : તમારા પ્રિય ચિંતક કોણ ? શા માટે ?

ઉ. : આમ તો ઘણા બધા ચિંતકોએ મને અનેક રીતે પ્રભાવિત કરી છે. થોડાંક નામ આપું. લિયો ટ્રોટસ્કી, અર્ન્સ્ટ ફિશર, એરિક ફ્રોમ, એનલ વૉટ્સ, પિટર ડ્રકર, બોનો, જૉસેફ કેમ્પબેલ, ફ્રોઇડ, આશિષ નાંદી, જે. કૃષ્ણમૂર્તિ, યુ.જી.કૃષ્ણમૂર્તિ, રજનીશજી વગેરે. ગાંધીજી ચુસ્ત પરિભાષામાં ચિંતક ન કહેવાય, પણ જો કોઈ એક વ્યક્તિનો મારા પર સૌથી વધારે પ્રભાવ હોય તો એ ગાંધીજી છે. એમનું લખાણ જ્યારે પણ વાંચું છું ત્યારે મોટે ભાગે તાજગીસભર લાગ્યું છે. પોતે જે માનતા હોય એને તત્કાળ આચરણમાં મૂકી સાહસભેર એ જીવ્યા અને કોઈક રીતે માનવજાત ઉપર પ્રેમ કર્યો. સતત પ્રયોગશીલ રહ્યા અને ઉત્ક્રાન્ત થતા ગયા. બહોળા ફલક ઉપર એક વિરલ અપ્રતિમ સાધક રહ્યા અને ગુરુપણું કર્યું નહિ. નેતાગીરી એમને સહજ પ્રાપ્ત થઈ, પણ એમનાં તમામ કાર્યો એમની સાધના રૂપે રહ્યાં. એમની સતત પ્રયોગશીલતાને કારણે મને એક પ્રકારની મોકળાશ એમની સાથે લાગી છે. એમના વિચારો સાથે સમ્મત થવાનું મને અગત્યનું નથી લાગ્યું. એમને ઓસ્ટેરિટી, કઠોર સાદગી પ્રત્યે અપ્રતિમ આકર્ષણ હતું. ઓછામાં ઓછી જરૂરિયાતો સાથે કઠોરમાં કઠોર જીવન જીવવું એમને માટે પ્રકૃતિસહજ હતું અને એમને આત્મતૃપ્ત કરનારું હતું. હું તો એવા અપરિગ્રહની કલ્પના જ ન કરી શકું અને મને બિલકુલ જચે નહીં, છતાં મારી વિચારણામાં મારી રીતના અપરિગ્રહને સ્થાન છે. એટલું જ કહી શકાય કે ગાંધીજીના વિરલ વ્યક્તિત્વે

મને અનુપ્રાણિત કરી છે. શબ્દશઃ નહીં, ગાંધીજી પ્રત્યે મારો ગતિશીલ અભિગમ રહ્યો છે.

પ્ર. : પોતાની ભાષાની કોઈ કૃતિ વાંચ્યા પછી ન સમજાઈ હોય એવું બન્યું છે ખરું? એવું થાય ત્યારે તમારી પ્રતિક્રિયા કેવી રહે?

ઉ. : અનેક વાર ન સમજાઈ હોય એવું બન્યું છે. આધુનિક કવિતાઓમાં ખાસ એવું બન્યું છે. ત્યારે થાય કે વધુ સજ્જતા મેળવવી જોઈએ અને ક્યારેક એમ પણ લાગે કે ક્યાંક ક્યાંક એમની પણ મર્યાદાઓ છે. પણ આપણી ભાષાની વાત ન કરું અને ચિંતનકક્ષાએ વાત કરું તો આજનો ભાષાભિગમ સમજવો મને બહુ મુશ્કેલ લાગે છે. જેમકે, લકાંના કે રિકરના, ફ્રોઇડ તરફના ભાષાભિગમમાં મને ગમ પડતી નથી, હતાશ થઈ જવાય. આ બધું વિશદ કરતા લેખો પણ મળતા નથી. વૈજ્ઞાનિક સંશોધનક્ષેત્રે પણ એવું જ છે. ગણિત આવડતું નથી. અતિ પ્રાથમિક કક્ષાની થોડી ઘણી મથામણ કરું છું.

(અપૂર્ણ)

## દર્શક ફાઉન્ડેશન

### દર્શક ઇતિહાસનિધિ

આપણાં સમાજમાં ઇતિહાસભાવના કેળવાય અને ઐતિહાસિક અધ્યયન, સંશોધન અને અધ્યાપનનું મહત્ત્વ સમજાય તે હેતુથી દર્શક ઇતિહાસનિધિની સ્થાપના થઈ છે. ગુજરાતના ઇતિહાસનાં ભિન્ન પાસાંઓ ઉપર મૌલિક શોધ માટે નિધિ ફેલોશીપ એનાયત કરશે. આ વર્ષ માટે નીચેના વિષયોની પસંદગી કરવામાં આવી છે.

**૧. ગુજરાતનો વિદેશ વેપારનો ઇતિહાસ ૨. સૌરાષ્ટ્રનો ઇતિહાસ (૧૮૦૦ થી ૧૯૪૮) ૩. સૌરાષ્ટ્રનો જમીન સુધારણાનો ઇતિહાસ**

અનુસ્નાતક પદવી / પી.એચ.ડી. તેમંજ ઇતિહાસ સંશોધન અને લેખનનો અનુભવ ધરાવનાર વ્યક્તિ ફેલોશીપ માટે લાયક ગણાશે. વિશિષ્ટ સંજોગોમાં શૈક્ષણિક લાયકાતમાં છૂટછાટ અપાશે. ફેલોશીપની રકમ માસિક આશરે રૂા.૧૦,૦૦૦/- રહેશે. વિશિષ્ટ સંજોગોમાં આ રકમમાં વધ-ઘટ થઈ શકાશે.

આ ફેલોશીપની ઇચ્છા ધરાવતી વ્યક્તિઓએ આ જાxખ પ્રકાશિત થયાના ૧૫ દિવસમાં નીચેના સરનામે પત્ર લખવો. આ પછી તેઓને ફેલોશીપના વિસ્તૃત નિયમો તથા ફેલોશીપ માટેનું અરજીપત્રક મોકલવામાં આવશે.

**ત્રિદીપ સુહૃદ, માનદ મંત્રી, દર્શક ઇતિહાસનિધિ,**
**C/o. રાષ્ટ્રીય ડિઝાઈન સંસ્થાન, પાલડી, અમદાવાદ–૩૮૦ ૦૦૭**

# સમાચાર

• સુમાત્રામાં વિનાશકારી ભૂકંપથી પચાસથી વધારે લોકોનાં મૃત્યુ થયાં છે.

• સોલોમન ટાપુમાં પણ બળવો થયો છે અને વડાપ્રધાનના રાજીનામાની માંગણી કરવામાં આવી છે.

• શ્રીલંકાના ઉગ્રવાદીઓ સાથે વાટાઘાટો કરવાનો ત્યાંના પ્રમુખ ચંદ્રિકા કુમારતુંગેએ ઇન્કાર કર્યો છે.

• પેટ્રોલ-ડીઝલમાં ભેળસેળ કરનાર સામે હવેથી જલદ પગલાં લેવા માટે કેન્દ્ર સરકારે રાજ્યસરકારોને સૂચના આપી છે.

• ભારતનાં જંગલોમાં છેલ્લાં ૫૦ વર્ષોમાં ૧૨.૫%નો ઘટાડો થયો છે.

• કેરળ રાજ્યમાં આવતા વરસથી શાળાઓમાં સાતમું ધોરણ ભણતાં બધાં જ વિદ્યાર્થીઓને કોમ્પ્યુટરનું શિક્ષણ આપવામાં આવશે.

• ગુજરાતના કેટલાક વિસ્તારોમાં વરસાદ પડ્યો છે.

• દેશમાં સરકારી ગોડાઉનોમાં ઘઉંનો ભારે ભરાવો થયો છે.

# કંકાવટી

જુલાઈ, ૨૦૦૦

અંજુમ વાલોડી
રતિલાલ 'અનિલ'
શિરીષ પંચાલ
પુ.લ.દેશપાંડે
બાલમુકુંદ પ્ર. પરીખ
શરીફા વીજળીવાળા
મંજુ ઝવેરી

# કંકાવટી

જુલાઈ, ૨૦૦૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૮૪

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન

યુયુત્સુ પંચાલ

૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક

શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

ગઝલ / 'અંજુમ' વાલોડી

નિજવાસમાંય એટલા કાયર બની ગયા,
હાલી જરીક ડાળ તો પંખી ઊડી ગયાં !

વૃક્ષોને સ્થાને ઊંચાં મકાનો બની ગયાં,
હિજરત કરીને પંખી બધાં વન ભણી ગયાં.

ફરતો રહે છે શ્વાનની સાથે અહીં વરુ,
જંગલ હવે તો શ્હેર સુધી વિસ્તરી ગયાં.

દુર્ભાગ્ય તો જુઓ કે વમળમાંથી નીકળી,
કાંઠે અમે ગયા તો કળણમાં ધસી ગયા.

કેવું ગજબ કરે છે આ કિસ્મત, કે સ્વપ્નમાં,
આવ્યું કોઈ તો ઊંઘનાં પંખી ઊડી ગયાં !

મેંદી લગાવી અંગ પર આવ્યાં'તા પાન, પણ
આવ્યો ન લાલ રંગ તો પીળાં પડી ગયાં !

પથિકોમાં પણ હશે કોઈ સંબંધ, એટલે
પગલાં બધાં ગૂંથાઈને પગથી બની ગયાં !

હા, એમ તો હતા અમે પથ્થરના વંશના
પામ્યા જો તારો સ્પર્શ તો હીરા બની ગયા !

આંસુ ન જે વહી શક્યાં સાગરની આંખથી,
સીંચાઈ જઈને છીપમાં મોતી બની ગયાં.

## દર્ભાસને કેરી ! / રતિલાલ 'અનિલ'

આ કેરી દર્ભાસને બેઠી છે એ જોઈને આરણ્યક ઋષિની છબિ તાજી થઈ જાય છે. ઋષિપત્ની પણ દર્ભાસને બેસતાં હશે પણ એમનો એવો ઉલ્લેખ મળતો નથી. પડછાયાની જેમ નહીં, જ્યોતિની પાછળ જ્યોતિની જેમ રહેનારને એવા ઉલ્લેખના અભાવમાં ઉપેક્ષા નહીં દેખાય. ઘરમાં ત્રણેક સ્થાને કેરીના ઘાસ પર પથારા હોય ત્યારે એ ઓરડો તો આશ્રમકુટીરનો એક ભાગ લાગે. ચકલીએ ઘર નહીં, માળો કર્યો ત્યારથી આ પૃથ્વી તૃણનો ગ્રહ છે એવું સમજાઈ જ ગયેલું ! આ પૃથ્વી પર ચકલી છે ત્યાં સુધી, ઘરમાંયે ઘાસનાં તરણાં હશે ચકલીને દાંત નથી એ એના પક્ષે છે ! એ ચાંચમાં તરણું લઈને આવે છે ત્યારે એનો વેગ અને જુસ્સો વિજેતા જેવો લાગે છે ! મારી પાસે આ ઘાસના તરણાં સત્ય છે. માણસ સિમેન્ટ કે કોંક્રીટનાં ઘર બાંધે પણ મારો માળો તો ઘાસે ગુંથાયેલો જ રહેશે. અરણ્યની તૃણસભ્યતા ચકલીએ ચાંચ અને પાંખના સાથે બરાબર સાચવી રાખી છે. કેરી દર્ભાસને બેઠી છે ત્યારથી એને સરળતા થઈ ગઈ છે. પાકી કેરીને ચાંચ માર્યા વિના ચકલી બેચાર તરણાં 'તારી હૂંફ ઓછી નહીં થાય' એવો સંકેત કરી ઘાસ તરણાં લઈ જાય છે. માળાનાં ન બળાં ઘાસતરણાં કદાચ બદલે છે.

એકાદ ઘરમાં ચીનાઇ ઘાસની ચટાઈ હતી. તો, શાનદાર ઘાસ પણ હોય છે ! એને વાળી શકાતી, ગમે ત્યાં લઈ જઈ પાથરી શકાતી. હવે પેલો યુ.પી.નો ભૈયો ઘાસની ચટાઈ લઈને ફેરી કરતો નથી. એ ગૂંથેલી ખુરશી લઈ ફરે છે. આ સભ્યતા ભૂમિઆસનેથી ઊંચા આસને આવી ગઈ છે એની એને જાણ

થઈ ગઈ લાગે છે ! ઘાસની ચટાઈ પર હરણ છાપેલું હોય એટલે અરણ્યનો એક જીવંત ભાગ તાજો થઈ જતો ! એ હરણ ચટાઈ છોડી જતું નહીં ! હવે બળદ, ઘોડા શહેર છોડી ગયા છે કે એમને હદપાર કરવામાં આવ્યા છે ત્યારથી શિયાળે પણ શહેરમાં ઘાસનું ગાલ્લું આવતું નથી. ઘાસના પૂળાનો ભાવ સોએ થાય, એટલે ગાડાવાળો ઘાસના પૂળા નાખે ત્યારે, એક, એક, બે, બે, ત્રણ, ત્રણ બોલતો એ સાંભળવાનો આનંદ ગયો. એકથી સો માત્ર પ્રાથમિક શાળાના ખંડમાં જ બોલાય. એ યોગ્ય તો ન જ કહેવાય. ગાય, ઘોડા, બળદ શહેરથી દૂર થયા એથી કંઈ ચકલીને જરૂરી ઘાસતરણાંની કદી ખોટ લાગી નથી. વૃક્ષ ઉદાર થઈને પોતાનાં કોઈ કોઈ પાંદડાંને માત્ર સુકાઈ જવાની જ નહીં, ખરી જવાની સ્વતંત્રતા આપે છે. તેમ, કોઈ અવાવરુ જગ્યાએ ઊગી નીકળેલું લીલું ઘાસ પોતાની કેટલીક સળીને સુકાઈ જવાની રજા આપે છે. ચકલીને માળા માટેનાં ઘાસતરણાં આખર મળવાં જ જોઈએ ! શહેર આસપાસ સોસાયટીને નામે નવા વસવાટો થવા લાગે છે. બધું જ ટાઈલ્સ ને પથરે મઢી લેવા કરતો થોડો ભૂમિભાગ ખુલ્લાં રાખવાની ઉદારતા એમણે કેળવી છે – બસ, ચકલીને ત્યાંથી માળાનાં તરણાં મળી જાય છે. વિધાતાએ ચકલીને દાંત આપ્યા જ નથી એ ચાંચમાં તરણું લે છે ત્યારે પરાજિતને બદલે વિજેતા જેવી લાગે છે !

ટાઢના દિવસોમાં ગાંધીજીએ પથારીના ખોળિયામાં છાપાં ભરીને હૂંફ માણેલી, કદાચ એની અદૃશ્ય પ્રેરણાએ અમે છાપાની હૂંફે ગયા અને નવરા પડ્યા ત્યાં સુધી રહ્યા. ગાંધીજીને મળેલી હૂંફ ફિક્સ હતી, કારણ કે કાષ્ટ પોતાનો ગુણ બદલતું નથી. તેને વ્યવસાયનું અંગ થવું પડે છે ત્યારે તે સ્વતંત્ર રહેતું નથી. નાનપણમાં કોઈ તુક્કો મા પાસે લઈ જતો ત્યારે તે કહેતી : એને શું ઓઢવા પાથરવાનું છે ? પણ છાપાના ગોડાઉન પાસે માણસોને છાપાના કાગળ ઓઢી પાથરીને સૂતેલા જોયા છે. છાપાના કાગળ આરણ્યક નાગરિક થઈ ગયાના સંકેત કરે છે. શહેરમાં ઘાસનો અભાવ થવાનો સંકેત આપતી હોય તેમ માએ એક વાર કહેલું : દાંત ખોતરવાની ઘાસની સળી રહી નથી...

પેલી હાફૂસ કંઈ સરેઆમ ખુલ્લી ન આવે. કરંડિયામાં અને વળી ભર્યા ભર્યા ઘાસની હૂંફમાં ! કેરીના કરંડિયા અને કાચના ગ્લાસના

તે પણ કરંડિયામાં ઘાસની ભરી ભરી હૂંફમાં આવે ! ઘાસમાં ઢબૂરાઈને, એની હૂંફમાં આવે તો જ એ અખંડ રહે ! ઘાસનો મહિમા આરણ્યક ઋષિએ કર્યો તે પછી આ કેરી, કાચનાં વાસણ અને ચકલીએ સાતત્ય જાળવી રાખ્યું છે ! અમારાથી શિયાળે લીલા ઘાસના મેદાન પર ખુલ્લા પગે ફરવા જઈ શકાયું નથી, છતાં કઈ લીલપ હશે કે મા કહેતી. 'મૂઆ, આંખ ન ફોડ, તું ઘી ખાતો નથી.' ઘી ખાય તે આંખ ફોડે એટલે કે વાંચ્યા કરે પણ એથી કંઈ આંખ ફૂટી નહીં એટલે વર્ષો સુધી છ છ કલાક પ્રૂફ વાંચી આંખ ફોડી ! એ ફૂટેલી આંખમાંથી હજી થોડું થોડું દેખાય છે !

૪ : ૨૦૦૦, જુલાઈ

કંકાવટી

## નામ પાડ્યા વગરના સંબંધો / રતિલાલ 'અનિલ'

ગિરનારના જંગલમાં જોયું કે મોર ખરેલાં પીંછાં સામે જોતોયે નથી ! કોઈ વાર એ અણધાર્યો, જમીન પરથી વૃક્ષ પર જવા ઝપાટાભેર ઊડે છે એ વખતે એકાદ પીંછું ખરી પડે તો તેની સામે નહીં, જેને કારણે એને ઊડીને જમીન પરથી એકાએક ઊડીને વૃક્ષ પર જવું પડ્યું તે અજાણ્યા આગંતુકને જુએ છે. એ મારી શોભાનો રળિયામણો અંશ હતો એવો વિષાદ કરતો નથી, આગંતુક ગયા પછી એં 'ટેહૂક' પણ કરે છે. મોરને સ્મૃતિ ન હોય એવું તો નહીં હોય, તે આપણી દૃષ્ટિએ મર્યાદિત પણ એને માટે પૂર્ણ હોય – સ્મૃતિ ન હોય તો એ એના મૂળ પ્રિય વૃક્ષ પર પાછો ન ફરે ! મર્યાદિત હોવું પણ પૂર્ણ હોવું ! શૂન્ય તેનામાં પૂર્ણ છે ! કશું નથી અને પૂર્ણ છે એ તથ્યમાંથી મને રોમાંચ થાય છે !

મોર જાણે છે કે મારા શરીરને જરૂરી એટલાં પીંછાં અનાયાસ રહે છે. એક ખરે છે તો બીજું ફૂટે છે. પોતાને વિશે પૂર્વગ્રહ રાખવો એ કદાચ માણસની વિશેષતા છે. એટલે એનાં પીંછાસ ખરે ત્યારે એ પોતાને વધારે બોઝીલ અનુભવે છે ! તેનો મોહ અને પ્રયત્ન તો પીંછાંમાં ઉમેરો કરવાનો હોય છે. ઘણી બધી ડિગ્રી ધરાવનારા ગૌરવના ભારે કેવા ભારેખમ અને બોઝીલ લાગે છે ! મોર બોઝીલ હોય તો ભારેખમ લાગે, રળિયામણાં પીંછાંનો શરીરે ખાસ્સો ભારો હોય તો પણ – મને મોર ન તો હળવો, ન તો ભારેખમ લાગ્યો – બસ, સાહજિક. અલબત્ત જીવનમાં સ્પર્શ અને તેય જીવનનો સ્પર્શ આપી ગયા હોય એવા હવે દૂરના બનેલા સંબંધ ક્યારેક સાંભરે છે. જીવનની એક અવસ્થા હોય છે, જ્યારે સંબંધો અને સંબંધો જ હોય છે. હાજરીપત્રકની

બહાર, નામાવલિની બહાર, ગુડબુકની બહાર, પીળી બુકની બહાર – સ્વતંત્ર. એ જીરવવા અને સૌને ભોગવવાનો ઉત્સાહ અને જોમ પણ હોય છે. બાળક કોઈ ઉદ્યાનમાં પતંગિયા પાછળ દોડે છે ત્યારે એણે આગલા સંબંધમાંથી એકને ઓછો કર્યો હોય એવુંયે નહીં, નવા સંબંધ બીઝી રાખશે એવું યે નહીં, બસ કોઈનીયે ભલામણ, કોઈનાયે આદેશ, માર્ગદર્શન, સદ્બોધ વિના અનાયાસ ગમ્યું તેને પાછળ કોઈ પણ ગણતરી વિના દોડે છે. હું કહું કે મોઢામાં ઘાસની સળીની હવામાં લકીર દોરી જતી ચકલી સાથે મને સંબંધ છે તો હસશો નહીં, એમ તો નાળિયેરી કે ખજૂરી હોય અને તેનું તોતિંગ પાન છતિયું – કારણ કે એ છત પર રહે છે ! – ખરી જાય તો એના અવાજ બધું પડતું મૂકીને જોવા બહાર નીકળું. એની સાથે મારે અણલખ્યો સંબંધ છે. સમગ્ર પરિવેશને કારણે હું મને અનુભવું છું, એમાં કશું ઘટે, બને તેની સાથે મને અણલખ્યો સંબંધ હોય છે. એવા સંબંધમાં લગ્નકરાર, મૈત્રીકરાર જેવું કશું નથી હોતું. ચકલી કે પેલું છતિયું તો મને જાણતુંયે ન હોય, પણ હું તો એમને જાણું છું – એમની સાથે ભાવસંબંધ ધરાવું છું. એવા માનવસંબંધ પણ મારે છે, અલબત્ત, એકપક્ષી. એના દ્વારા મને કંઈક મળતું રહે છે. નહીંતર કેવળ દાળભાત શાકથી મારું પોષણ થાય છે એમ માનવું તે તો મૂર્ખાઈ છે. સંબંધો જાણવા, બતાવવા અને ગણવા માટે નથી હોતા. મેં મારી યુગલછબિ નથી પડાવી, કારણ કે એ સંબંધ પુરવાર કરવો પડે એવો નથી. આપણા ભાવસંબંધો વ્યાપક ન હોય તો આપણે ભર્યું ભર્યું જીવન જીવી શકીએ નહીં. ક્યારેક અન્યમનસ્ક થઈ જવાય છે, તે ખરેલાં પીંછાંને કારણે નહીં, પણ માનવીય સંબંધ એકપક્ષીય થઈ જાય ત્યારે. આપણે એ ખોટને સ્મૃતિથી પૂરવાનો પ્રયત્ન નથી કરતાં – અનાયાસ કોઈ યાદ તાજી થઈ જાય છે. કોઈ પાગલ કહે એવું હસીયે પડાય. પરિણામ એકાએક લાગે પણ અનાયાસ હોય તો એ સંબંધસૂચક હોય છે. બધાં નામો સંબંધવાચક હોય છે – પાંચસો રૂપિયાની નોટ – એ નામ પણ સત્તાવાર સંબંધવાચક નામ છે. મૂલ્યવાચક નામ છે, મૂલ્ય સાથે સંબંધ ધરાવે છે પણ એનો પોતાનો સંબંધ ફરતો, પ્રવાહી હોય છે. એવો પ્રવાહી કે હોય ત્યાં હોય, ન હોય ત્યાં ન હોય, પણ જે હાજર નથી તેની સાથે સંબંધ હોઈ શકે અને તેનું મૂળ કેવળ અંગત હોઈ શકે. જે

વેચાઈ શકે છે તે બધે વહેંચાઈ શકે છે અને શબ્દમાં સંબંધી બની શકે છે. દૃશ્ય રૂપે સૌથી અલિપ્ત દેખાવા છતાં 'મારે શું?' એવું કહેવાનો ગુનો ન થઈ જાય તો સારું એવી આંતરિક સમજ રહે છે. ઘણા માણસોમાં એકલા પડવાનું ગજબનું દુઃસાહસ હોય છે! તે બોલી દે છે. મારે શું? આપણે હિજરાવા માટે પોતે જ એકલા પડી જઈએ? કોઈ કારણ વિના એકલા હસી પડો, ઉદાસ થઈ જાઓ તો તે સંબંધસૂચક હોય છે. તે ઈનામ રૂપે મળ્યા વિશે કે કશું સ્થૂળ ખોવાઈ જવાને કારણે હોય એવુંયે નહીં. આપણું જાગ્રત મન નહીં જાણતું હોય એવા સંબંધો પણ હોઈ શકે છે. ઘણાં ખરાં સ્વપ્નનાં સંબંધ માનસશાસ્ત્રી આરોપે તે સિવાય શબ્દોમાં વર્ણવી શકાય એવા નથી હોતા. ક્યા અજાણ્યા સંબંધથી આપણે સમૃદ્ધ થતા રહીએ છીએ તે આપણે જાણતા નથી, ક્યો અજાણ્યો સંબંધ ઓછો થયો તે પણ આપણે અજાણી ઉદાસીનતામાં જાણતા નથી. પણ જીવન સાથેનો સંબંધ તો સૂચવે છે. અને જીવન તો સમગ્ર પૃથ્વી પર છે. ક્યાંક દૂર દૂર ધરતીકમ્પ થયાનું જાણી અનાયાસ મૌન આવે છે, પૂછાય તેના ટૂંકા જવાબ અપાય છે, નહિ જેવું, ન કહેવાય એવું સ્વૈચ્છિક કામ તો થયા કરે છે. તેયે યંત્રવત્ નહીં, છતાં હું વસું છું એ જ ધરતીના એક ભાગમાં ભીષણ કમ્પ અને તે પરની રચના, વસ્તી અસ્તવ્યસ્ત થઈ છે – હું કહી શકતો નથી, મારે શું? ધરતી પરના જીવન સાથે મારો સંબંધ છે જ, કારણ કે મારું જીવન આ જ ધરતી પર છે. અનિવાર્યતા જીવનની છે અને જીવન સમગ્ર પૃથ્વી પર છે, અનેક રૂપે વિસ્તરેલું છે. આપણે કંઈ અમુક શરતો પાળીને જીવતા નથી, શરતો નક્કી કરનારા આપણે કોણ? આપણે પોતાની સ્વતંત્રતાને પ્રતિબંધિત કરી શકીએ નહીં અને સ્વતંત્રતા એ સ્થૂળ રૂપે અલગ એવા સૌ સાથેનો ભાવસંબંધ હોય તે. તે એકપક્ષી હોય તોયે તેને જીવનનો પક્ષ હોય છે.

આ હું શા માટે લખું છું એ હું જાણતો નથી – હેતુ અને આશય આરોપ્યા વિના પણ કશુંક કરવું ગમે છે, તે જીવનવિરોધી નથી, એટલી સમજ હોય તો – બીજા કોઈ કારણની જરૂર હોતી નથી. રેતીનો રચેલો કિલ્લો, અનાયાસ રેતી પર આંગળીથી કોરેલા શબ્દોનો અર્થ જાણવાનો વિચારેય ક્યાં કર્યો હતો? કેટલીક નિર્હેતુક ક્રિયામાં જીવન અનુભવાય તો એટલો અર્થ પૂરતો છે.

## કથા ઉર્વશી-પુરુરવાની / સંકલન : શિરીષ પંચાલ

પુરુરવા : હે નિષ્ઠુર પત્ની, તું ચિત્તમાં પ્રેમ આણીને સ્થિર થા, આજે આપણે અરસપરસ મળીને સવેળા કામની વાતો કરીએ, શું અત્યારે આપણે અંદર અંદર જે ચર્ચા કરીએ છીએ તે ભવિષ્યમાં સુખકારક નહીં નીવડે ?

ઉર્વશી : માત્ર આ વાતચીતથી કયો અર્થ સરશે ? હું ઉષાની જેમ તારી પાસેથી ચાલી આવું છું. એટલે હે પુરુરવા ! તું ફરી ઘેર પાછો જા. હું વાયુની જેમ દુષ્પ્રાપ્ય છું.

પુરુરવા : મારા ભાથામાંથી વિજયપ્રાપ્તિ માટે બાણ નથી નીકળતું, શત્રુઓ પાસેથી ગાયોને, અનંત સમૃદ્ધિને પણ નથી આણી શકતો. વીરત્વ ન દાખવવાને કારણે મારું સામર્થ્ય પ્રકાશતું નથી. વિસ્તૃત સંગ્રામમાં શત્રુઓને ધ્રૂજાવી દેનારા વીર પણ સિંહનાદ કરી નથી શકતા.

ઉર્વશી : હે ઉષા દેવી ! સસરાને ઉત્તમ ભોજન જમાડવાની ઇચ્છા કરતી આ ઉર્વશી જ્યારે તેને પતિસુખની કામના થાય છે ત્યારે પતિના શયનકક્ષમાં જાય છે. જ્યાં તે દિવસરાત પ્રેમ કરે છે અને પતિની સાથે રમણ કરતાં કરતાં આનંદપૂર્ણ રહે છે.

હે પુરુરવા, તું દિવસમાં ત્રણ વાર મને પુરુષદંડથી મારતો હતો. સપત્ની સાથે મારે કોઈ સ્પર્ધા ન હતી, આ જ આશા રાખીને હું તારા આશ્રયે આવતી રહી; હે વીર, તું મારા શરીરનો તે વખતે સ્વામી બનતો હતો.

પુરુરવા : સુજૂર્ણિ, શ્રેણિ, સુમ્નઆપિ, હ્રદેચક્ષુ : આ ચાર સખીઓની સાથે ઉર્વશી તું આવી હતી, પરંતુ તારા આવ્યા પછી એ અરુણ વર્ણવાળી અપ્સરાઓ

શૃંગાર કરીને આવતી ન હતી. નવપ્રસૂતા ગાયો જેવો ધ્વનિ કરે તેવો ધ્વનિ હવે તે કરતી નથી.

ઉર્વશી : હે પુરુરવા, જે સમયે પુરુરવાનો જન્મ થયો તે સમયે દેવપત્નીઓ એને જોવા આવી હતી. વહેતી નદીઓએ એનું પોષણ કર્યું. મહાન સંગ્રામ માટે અને દસ્યુઓનો વધ કરવા માટે દેવતાઓને તને સામર્થ્ય અર્પ્યું.

જ્યારે આ પુરુરવા પોતાનું રૂપ ત્યજીને દેવસ્વરૂપા અપ્સરાઓ મનુષ્ય રૂપે જતો હતો ત્યારે આ અપ્સરાઓ ભયભીત થઈને દૂર ચાલી જતી હતી, જેવી રીતે કામિની હરણી ભયભીત થઈને ભાગી જાય કે રથમાં જોડાયેલા ઘોડા ભાગે તેવી રીતે.

જ્યારે આ દેવલોકવાસિની અપ્સરાઓની સાથે મનુષ્યદેહધારી પુરુરવા અત્યંત પ્રેમથી વાતો કરવા જતો કે કશુંક કાર્ય કરવા જતો ત્યારે તે પોતાનું શરીર દેખાડતી નહીં અને અદૃશ્ય થઈ જતી, દાંત વડે લગામને કરડતા રમતિયાળ અશ્વોની જેમ તે ભાગી જતી. મેઘમાં ઉત્પન્ન થતી નીચે પડનારી વીજળીની જેમ ચમકતી એ ઉર્વશીએ મારા બધા મનોરથ પૂર્ણ કર્યા હતા ત્યારે તેના ગર્ભથી કર્મકુશળ અને મનુષ્યનું હિત કરનાર પુત્ર જન્મ્યો હતો, ઉર્વશી એને દીર્ઘાયુ અર્પે.

આમ તું પૃથ્વીની રક્ષા કરવા પુત્રરૂપે જન્મ્યો છે. પુરુરવા, તેં મારામાં ગર્ભ મૂક્યો હતો. હું જ્ઞાનવતી થઈને એ દિવસોમાં તને કહ્યા કરતી હતી પણ તેં મારી વાત સાંભળી નહીં, માની નહીં. હવે શા માટે સંતાપ કરે છે?

પુરુરવા : ક્યારે તારો પુત્ર જન્મ લેશે અને મને ચાહતો થશે? અને એ મને ઓળખીને રડતાં રડતાં આંસુ નહીં રેલાવે? એવો કયો પુત્ર છે જે પરસ્પરને ચાહતા પતિપત્નીને વિખૂટા પાડે? ક્યારે તારો અગ્નિમય ગર્ભ સાસરવાસે ચમકી ઊઠશે?

ઉર્વશી : હું તારી વાતનો ઉત્તર આપું છું. તારો પુત્ર જ્યારે રડશે ત્યારે હું એની શુભકામના કરીશ, એ ન રડે એનું ધ્યાન રાખીશ. જે તારું બાળક છે એને તારી પાસે મોકલીશ, હવે તું તારે ઘેર પાછો જા. મૂર્ખ, તું હવે મને મેળવી નહીં શકે.

પુરુરવા : તારો આ પતિ આજે જ ધરા પર ઢળી પડે, અથવા અરક્ષિત થઈને—

દૂર દૂર પરદેશ જવા પ્રયાણ કરે અથવા આ પૃથ્વી પર દુર્ગતિ પામતો મૃત્યુ પામે અથવા તેને વનનાં બળવાન પ્રાણીઓ ફાડી ખાય–

ઉર્વશી : હે પુરુરવા, તું મૃત્યુને ન પામીશ, અહીં ઢળી ન પડીશ, તને અશુભ વૃક ખાઈ ન જાય, તારો નાશ ન કરે. સ્ત્રીઓની મૈત્રી સ્થાયી નથી હોતી, એમનાં હૃદય તો જંગલી વરુઓનાં હૃદય જેવાં હોય છે.

જ્યારે હું વિવિધ રૂપધારી મનુષ્યરૂપ લઈને માનવીઓમાં ઘૂમી ત્યારે મેં ચાર વર્ષ તારી સાથે ભોગ ભોગવ્યા, દિવસમાં એક વાર ઘીનો સ્વાદ લીધો છે, એનાથી જ હું આમ સંતૃપ્ત થઈને તને ત્યજીને દૂર જઉં છું.

પુરુરવા : અન્તરીક્ષને પૂર્ણ કરવાવાળી અને ઉર્વશીને હું પુરુરવા વશ કરું છું. ઉત્તમ કર્મ કરવાવાળો પુરુરવા તારી પાસે રહે, મારું હૃદય પ્રજ્વળે છે, એટલે પાછી આવ.

ઉર્વશી : હે ઇલાપુત્ર, આ બધા દેવ તને કહી રહ્યા છે કે તું મૃત્યુના વશમાં આવીશ એટલે તું તારે યોગ્ય દેવતાઓની પૂજા કરીને અને સ્વર્ગમાં આવીને સુખ તથા આનંદ પામીશ.

(ઋગ્વેદ-મંડળ : ૧૦ / સૂક્ત ૯૫)

અપ્સરા ઉર્વશી ઇડાના પુત્ર પુરુરવાને પ્રેમ કરતી થઈ. તેણે લગ્ન વેળા કહ્યું હતું કે ત્રણ વારથી વધારે મને આલિંગન ન આપવું, મારી ઇચ્છા વિરુદ્ધ કશું કરવું નહિ, મારી આંખે તારી નગ્ન કાયા નજરે પડવી ન જોઈએ. આ જ સ્ત્રીઓનો ઉપચાર છે.

તે ઘણા દિવસો પુરુરવા સાથે રહી, સહવાસ દરમિયાન તે ગર્ભવતી પણ થઈ. ત્યારે ગંધર્વોએ કહ્યું : આ ઉર્વશી તો ઘણા દિવસો માનવલોકમાં રહી છે. કોઈ એવી યુક્તિ વિચારી કાઢો કે તે ફરી આપણી પાસે આવી જાય. ઉર્વશીના પલંગ પાસે એક ઘેટી બે ગાડરાં સાથે બાંધેલી રખાતી હતી. ગંધર્વો તેમાંથી એક ગાડરાને ચોરી ગયા.

ઉર્વશીએ કહ્યું, 'આ મારા પુત્રને લઈ જાય છે, જાણે અહીં કોઈ વીર નથી, કોઈ મનુષ્ય નથી.' તેઓ બીજા ગાડરાને પણ લઈ ગયા, ત્યારે પણ તેણે આમ જ કહ્યું.

ત્યારે પુરુરવાએ મનમાં વિચાર્યું, જ્યાં હું હોઉં તે સ્થળ વીરહીન કે મનુષ્યહીન કેવી રીતે હોઈ શકે? એટલે તે તો નગ્નાવસ્થામાં જ તેમની પાછળ દોડ્યો. ઘણો વખત વિચારતો પણ રહ્યો કે વસ્ત્ર પહેરી લઉં. તે જ વખતે ગંધર્વોએ આકાશમાં વીજળી ચમકાવી અને ઉર્વશીએ તેને દિવસના અજવાળામાં જોતી હોય તેમ જોયો. એટલે એ તરત જ અદૃશ્ય થઈ ગઈ. તે વિલાપ કરતો કુરુક્ષેત્રમાં ઘૂમવા લાગ્યો. ત્યાં એક અન્યતઃ પ્લક્ષા નામનું સરોવર છે. તે એના કિનારા પર રખડવા લાગ્યો. ત્યાં અપ્સરાઓ હંસરૂપે તરતી હતી.

ઉર્વશી તેને ઓળખી ગઈ ને બોલી : 'જેની સાથે હું રહેતી હતી તે માનવી આ રહ્યો.' તેઓ બોલી, 'એમ ? આપણે એની સામે પ્રગટ થઈએ.' તેણે કહ્યું : 'ભલે.' અને તે પ્રગટ થઈ ગઈ.

પુરુરવાએ તેને ઓળખી લીધી અને પ્રાર્થના કરી :

'હે ક્રૂર મનવાળી, તું ઊભી રહે. આપણે થોડી વાતો કરીએ. આ આપણી વાતો જ્યાં સુધી કહેવાશે નહીં ત્યાં સુધી ભવિષ્યમાં ચેન નહીં પડે.

ઉર્વશીએ ઉત્તર આપ્યો : 'તારી સાથે એવી વાતોનો શો અર્થ ? હું પહેલી ઉષાની જેમ ચાલી આવી. હે પુરુરવા, હવે તું ઘેર જા. હાથમાં ન ઝલાય એવા વાયુના જેવી હું છું. જે મેં તને કહેલું તે તેં કર્યું નહીં. હવે દુષ્પ્રાપ્ય વાયુ જેવી છું, તું ઘરે જા.'

તે દુઃખી થઈને બોલ્યો :

'આ તારો મિત્ર ઘેર ગયા વિના જતો રહેશે, દૂર દૂરના પ્રદેશમાં અથવા મૃત્યુને ભેટીશ અથવા વરુઓ મારું ભક્ષણ કરી જશે.'

ઉર્વશીએ ઉત્તર વાળ્યો : 'હે પુરુરવા, મૃત્યુ પામીશ નહીં, ભાગી ન જઈશ, વરુ તને ખાઈ ન જાય. સ્ત્રીઓ સાથે મૈત્રી સારી નહીં. એમનાં હૃદય વરુ જેવા નિષ્ઠુર હોય છે. તું એની પરવા ન કર. સ્ત્રીઓ સાથેની મૈત્રી યોગ્ય નથી, તું ઘેર પાછો વળ.

જ્યારે રૂપ બદલીને ચાર શરદ ઋતુઓની રાત્રિઓમાં મનુષ્યોની વચ્ચે રહી ત્યારે નિત્ય થોડું ઘી ખાતી હતી. એનાથી જ હું સંતુષ્ટ રહી છું.'

આ પંદર મંત્રોવાળો વાર્તાલાપ બહ્વૃચા લોકો બોલતા આવ્યા છે. તેનું હૃદય પીગળી ગયું.

તે ઉર્વશી બોલી : 'આજથી વરસ પછી છેલ્લી રાત્રે મારી પાસે આવજે અને મારી સાથે સૂઈ જજે. તને પુત્ર થશે.' તે વરસ પછીની અંતિમ રાતે આવ્યો. જોયું તો સોનાનો મહેલ છે. ત્યાં લોકોએ માત્ર એટલું જ કહ્યું : 'ચાલ્યો આવ', પછી ઉર્વશીને એની પાસે જવા દીધી.

ઉર્વશીએ કહ્યું : 'આવતી કાલે સવારે ગંધર્વો તને વરદાન આપશે. તો તું વર માગજે.' પુરુરવાએ કહ્યું : 'તો હું શું માગું તે તું જ કહે.' તે બોલી : 'તું માગજે હું તમારામાંનો જ એક થઈ જાઉં.'

ગંધર્વોએ બીજે દિવસે એને વરદાન માગવા કહ્યું. તેણે વર માગ્યો. 'હું તમારા જેવો થઈ જાઉં.'

તેઓ બોલ્યા : 'અગ્નિનું યજ્ઞયોગ્ય રૂપ મનુષ્યોમાં નથી, તો યજ્ઞ કરીને આપણે એક થઈ શકીએ.' તેમણે થાળીમાં અગ્નિ પ્રજ્વલિત કર્યો અને કહ્યું : 'તું આનાથી યજ્ઞ કર, અમારા જેવો થઈ જઈશ.' તે એ અગ્નિ અને પોતાનો પુત્ર લઈને ચાલી આવ્યો. તેણે વનમાં અગ્નિ મૂક્યો અને માત્ર પુત્રને લઈને નગરમાં આવ્યો.તે બોલ્યો જ હતો, 'આ આવ્યો.' એટલામાં અગ્નિ અદૃશ્ય થઈ ગયો, જે અગ્નિ હતો તેમાંથી અશ્વત્થ વૃક્ષ બની ગયું, જે થાળી હતી તે શમીવૃક્ષ બની ગઈ. તે પાછો ગંધર્વો પાસે ગયો.

તેમણે કહ્યું : 'આખું વરસ ચાર માણસ માટેનો ભાત રાંધ. આ પીપળાની ત્રણ ત્રણ ડાળીઓ ઘીમાં ડુબાડી રાખ, મંત્રોનું પઠન કર અને જ્યારે સમિધ્ અને ઘૃત શબ્દ આવે ત્યાં આ ડાળીઓ મૂકજે. જ્યારે તે અગ્નિ પ્રગટશે ત્યારે જેની તને જરૂર છે તે અગ્નિ જ એ હશે.'

તેમણે કહ્યું : 'પણ એ તો પરોક્ષ કાર્ય છે. પીપળામાંથી ઉત્તર અર્ચણ બનાવ, શમીમાંથી અરણિ બનાવ. એ બંનેનું ઘર્ષણ કર. એમ કરવાથી જે અગ્નિ પ્રગટશે તે અગ્નિ એ જ હશે.'

પુરુરવાએ પીપળામાંથી ઉત્તરઅર્ચણ બનાવી, અશ્વત્થમાંય જ અધર-અરણિ. જે અગ્નિ પ્રગટ્યો તે એ જ અગ્નિ. એમાં યજ્ઞ કરવાથી ગંધર્વ થઈ જવાય છે.

(શતપથ બ્રાહ્મણ, ૧૧ : ૫ : ૧)



## હયાતી : વાર્તાવિશેષાંક / શરીફા વીજળીવાળા

થોડા સમય પહેલાં પ્રગટ થયેલા ।વિ।ના દલિતવાર્તા વિશેષાંકમાં સંપાદક અજિત ઠાકોરે દલિત સાહિત્યની સંજ્ઞા સ્પષ્ટ કરવા સાથે આ સાહિત્યે પ્રતિબદ્ધ રહી કળાત્મકતા સિદ્ધ કરવાની છે એવી જિકર કરેલી. વાર્તાઓની તટસ્થ તપાસ પણ કરેલી. આવા અંકો પ્રગટ થતા રહે, એ નિમિત્તે ચર્ચા થતી રહે, મતભેદો પ્રગટતા રહે તો જ જળ થંભી ન જાય. આમ પણ વિવાદથી જ વિભાવના તરફ ગતિ કરી શકાય. 'હયાતી'નો માર્ચ ૧૯૯૯નો વાર્તાવિશેષાંક આવી ચર્ચાઓને અવકાશ આપવા જ પ્રગટ કરવામાં આવ્યો હશે. જોકે આ વિશેષાંકના તંત્રી હરીશ મંગલમે નર્યા રંગદર્શી અભિનિવેશથી તાતું તીર મારવાની વાત કરી છે. કોઈ ગંભીર મુદ્દાને સ્પર્શ્યા વગર જરાક શબ્દરમત કરી તેઓ વાર્તાઓની વાત પર જઈ ચડ્યા છે. લગભગ બધી (નબળી વાર્તા હોય તો પણ) વાર્તાઓની એમણે વિધેયાત્મક દૃષ્ટિકોણથી જ વાત કરી છે. સાહિત્યકૃતિની પ્રથમ પ્રતિબદ્ધતા કળાતત્ત્વ પરત્વેની છે એ વાત હવે લગભગ બધા દલિત સાહિત્યકારો પણ સ્વીકારતા થયા છે તે છતાંય અહીં કલાતત્ત્વની દૃષ્ટિએ સાવ પાંખી વાર્તાઓ સ્થાન પામી છે. (પ્રતિબદ્ધતા અને કલાત્મકતામાં પ્રતિબદ્ધતા બાજુ ઢળનાર દરેકે વર્જિનિયા વૂલ્ફની આ વાત ગાંઠે બાંધવા જેવી છે : 'સભાનપણે પોતાનો અસંતોષ વ્યક્ત કરવો કે ન્યાય મેળવવા માટે પ્રયત્ન કરવો ઘાતક છે... કોઈ પણ પ્રકારની પ્રતિબદ્ધતા સાથે સર્જાયેલ સાહિત્ય શાપિત હોય છે.' આ વાત વુલ્ફે ભલે નારીવાદીઓ માટે કહી હોય પણ લાગુ તો બધાને પડે...) જોકે એક સમયે દલિત લેખક,

દલિત પાત્ર, પ્રતિબદ્ધતા વિશે વાત કરનાર મોહન પરમાર હવે સ્પષ્ટ શબ્દોમાં દલિત વાર્તામાં કળાત્મકતાની જિકર કરે છે. 'હયાતી'ના માર્ચ, ૨૦૦૦ના અંકમાંનું સંપાદકીય લખનાર મોહન પરમાર એમના બદલાયેલ વલણની પ્રતીતિ કરાવે છે. આ અંકમાં એમણે પ્રચારાત્મક બની રહેતા દલિત વાર્તાકારો સામે નામ સાથે આંગળી ચીંધી છે. (કુલડીમાં ગોળ ભાંગવાની રમત રમવા કરતાં આવું કરવું વધારે સારું) દલિત જ દલિત સાહિત્ય લખી શકે કે પાત્ર દલિત હોવું જ જોઈએ એવી સાંકડી સમજમાંથી હવે આ વાર્તાકારો બહાર આવી રહ્યા છે એના આનંદ સાથે વિશેષાંકની વાત કરીએ.

આ વિશેષાંકમાં દલિત, અદલિત સર્જકોએ લખેલી કુલ ૧૯ વાર્તાઓ છે. જેમાં 'પ્રવેશ', 'ભૂખ', 'શબવાહક', 'અદલબદલ', 'ભોગ', 'ભાગોળ', 'ના ખપે' સારી વાર્તાઓ છે. માય ડિયર જયુની 'પ્રવેશ' આ વિશેષાંકની સૌથી સારી વાર્તા છે. જે લોકો ગામડામાં રહ્યા છે એમને આ વાર્તાની સચ્ચાઈ વિશે જરાકેય શંકા નહીં જાગે. ગાંધીજીએ ભારતને આઝાદી અપાવવા જેટલું જ મોટું કામ હરિજનોને જાહેર સ્થળોએ પ્રવેશ અપાવવાનું કરેલ. પણ એ 'પ્રવેશ' સરકારી નિયમો પૂરતો મર્યાદિત રહી ગયેલ એ વાત જરાય અજાણી નથી. સરકારી નિયમ પ્રમાણે હરિજનોને શાળાપ્રવેશ અપાવવાની બાબતે સવર્ણોની પ્રતિક્રિયાને વાર્તાનો વિષય બનાવાયો છે. વાર્તાકથક વડો નિશાળિયો આખો તાલ આપણી સમક્ષ રજૂ કરે છે ને ધીરે ધીરે વાર્તા ઊઘડતી આવે છે. ગામ તો ઠીક, શિક્ષકો પણ સરકારના નિર્ણયથી અકળાયેલ છે. રામભાઈ માસ્તર ધુંવાફુંવા થતા રાજીનામું આપી દેવા સુધીના બરાડા પાડે છે. મોટા માસ્તર બધાને ઘડીકનું નાટક નભાવી લેવા સમજાવે છે પણ રામભાઈ તતડી ઊઠે છે : 'હરિજન ? ઢેઢાં હરિજન ? બ્રહ્મા ખોટો ને તમારો ગાંધી સાચો એમ ? પ્રથવીની ઉત્પત્તિથી આ વર્ણવ્યવસ્થા કરી છે એ અમસ્થી ?' મૂંછોના આંકડા પર કડપ ફડફડાવતા દરબાર આ ધર્મસંકટનો કેટલો સહેલો ઉપાય શોધે છે ? 'રાતોરાત ઢેઢવાડો ખાલી કરીને બધાં વગડામાં ભાગી જાવ. ને બાર પંદર દિ' દેખાણાં તો ખેર નથી.'(૬) પણ સરકાર કૃતનિશ્ચય હતી ને એટલે થાણેદાર લાચાર હતા. પ્રવેશ આપ્યા વગર છૂટકો નથી એવું લાગતા બે કલાક આ નાટક નભાવી લેવું ને પછી નિશાળ ધોઈ

નાખવી એવું નક્કી થયું. હરિજનવાસના મોટેરાઓને આ પ્રમાણે સૂચના પણ અપાઈ ગઈ. દરબારને જોઈને ગાદ પણ ગળામાં જ દબાઈ જાય એવા કફના હેવો મેતર વગેરે તો સામેથી વગડામાં ભાગી જવાની તૈયારી બતાવે છે. સર્જકે વાતાવરણનો વાર્તાના ક્રિયાશીલ ઘટક તરીકે ઉપયોગ કર્યો છે. આરંભે દરબારની મૂછોના આંકડા પર કાપ કડકતો હતો. વાતાવરણ વાદળોથી ગોરંભાયેલ હતું. ભય, કશુંક અઘટિત બનવાની આશંકા તોળાઈ રહી હતી. ને ગોરંભાયેલ આભ અચાનક જ વરસી પડ્યું. અને પેલા બધાને નિશાળની બહાર જ રાખી નાટક પૂરું કરવાના મનસૂબા પર પાણી ફરી વળ્યું. ગમગમ વરસતા વરસાદમાં ઇન્સ્પેક્ટરની સાથે જ અકસ્માતે બધાને શાળાપ્રવેશ મળી જાય છે. ને મેરાભાઈ જેવા ચાટી નાખું - બાળી નાખુંના દેકારા પાડનારા નિશાળ બહાર નીકળી જાય છે. દરબારની મલળેલી મૂછો લબડી પડે છે. સરકારની સાથે પ્રકૃતિએ હાથ મિલાવીને શાળાપ્રવેશ સરળ કરી આપ્યો. નાટક પૂરું થતાં બધા જવા નીકળે છે. પણ વડા નિશાળિયાએ જે સ્વસ્થ, શાંત છોકરાની ખાસ નોંધ લીધેલી એ શિવો જવાની ના પાડે છે. 'મારે ભણવું છે' કહેતા શિવાને, નિશાળ છોડી મૂકી ઘરભેળો તો કર્યો પણ હવે કરવું શું ? પછી શું થતું એની કથા એ સમયગાળામાં ગામડે ગામડે જાણીતી હતી એટલે કહેવાની જરૂર નો'તી. ગાંધીની ચિનગારી એકાદ શિવામાં આગ લગાડે પછી હરિજનવાસો બળે એની ઝાઝી ચિંતા ન હોય. અહીં કથકની શિષ્ટ ભાષા વચ્ચે દરબારની કરપવાળી, સત્તાધીશોની રોફભરી, ને હરિજનોની બોલી પ્રયોજતા લેખક પાત્રાનુસાર ભાષા પ્રયોજી શક્યા છે.

'સંબંધ' સંગ્રહમાં માત્ર હથોટીનો પરિચય આપી શકનાર રાઘવજી માધડની 'ભૂખ' વાર્તા વાંચીને એવું કહેવાની ઇચ્છા થાય કે દસ-પંદર નબળી વાર્તાઓ ઘસડવાને બદલે એકાદ આવી પાણીદાર વાર્તા પાકે ત્યાં સુધી સર્જકે ધીરજ રાખવી જોઈએ. ગામે કરેલા વાસના બહિષ્કારને કારણે મજૂરી મળતી બંધ થઈ. મેઘાના ઘરમાં ખાવા કંઈ જ નથી. ગામ, મરેલું ઢોર પણ આ લોકના હાથે ન ચડે એટલું દૂર ફેંકી આવે છે. છોકરાવની ભૂખ ન સહેવાતા મેઘો રાતનું અંધારું માથે લઈ, બકડિયું લઈ નીકળી પડે છે. પગમાં વાગેલા કાંટાની કાળીઝાળ પીડા ઉપરાંત ભયાનક બીક. ગામની તો ખરી જ, પણ વાસના

ચાડિયાઓની પણ એટલી જ બીક. ભૂખની તીવ્રતા અને મેઘાની લાચારી નિરૂપતા સર્જક ચીતરી ચડે એ હદે બીભત્સ રસ નિરૂપી શક્યા છે. કૂતરાએ ઠોલી ખાધેલા ભાગમાંથી દુર્ગંધ ફેલાઈ રહી છે, ચામડું ઢીલું પડી ગયું છે અને છરી ન ચાલે એટલી હદે બુઠ્ઠી છે. વળી ભૂખ્યા હાથમાં તાકાતેય નથી બચી. મહાપરાણે એ બકડિયું ભરે છે. પણ પાછા વળતા બીકે પોતાનો પંજો બરાબરનો ફેલાવ્યો છે. ભણકારાથી પણ ભાગતો મેઘો, બાવળની તીરમાં ખમીસ ભરાતા બોકાહો નાખી જાય છે. ખાલી ભણકારા જ કે ખરેખર કશુંક પીઠમાં અફળાયું ? બીકનો માર્યો આંધળાની જેમ ભાગતો મેઘો મોંભરિયા પડ્યો ને નેફામાં ભરાવેલી છરીનો ખાલી હાથો જ બહાર દેખાતો હતો. ભૂખ કરતાં પણ બીક વધુ ભૂંડી નીકળી. બાપદાદાના ઢોર ચીરવાના કામથી સુગાતા જાતભાઈઓ, બદલામાં ગામે કરેલ બહિષ્કાર વગેરે ઘટનાક્રમમાં બદલાતા સમાજનું આબેહૂબ ચિત્ર આલેખાયું છે.

'શબવાહક' વાર્તાના વાર્તાકાર દિનેશકુમાર હડિયેલની વાર્તા વિકસાવવાની કળા નીવડેલ વાર્તાકાર જેવી છે. પેટ ખાતર શબવાહિનીના ચાલક તરીકે નોકરી લેતા કથકને ધીરે ધીરે લાશોની, રોકકળની, સાથીઓની હલકી હરકતો અને મજાકની આદત થતી ગઈ. એની પત્ની આ નોકરીને ધિક્કારે છે. મડદાંને પોસ્ટમોર્ટમ ને કોલ્ડરૂમની ગંધ લઈ ઘરમાં પ્રવેશતા કથકની પત્ની મોં ફેરવી લે છે, એનાથી એ ગંધ સહન નથી થતી એટલે છણકા કરતી રહે છે. હંમેશા આઘો ઠેલતી ટાઢીબોળ પત્ની પર જરાકવાર ગુસ્સો આવે છે પણ આખી જિંદગી શબ સાથે જ ગાળવાની છે ને માની સમાધાન સ્વીકારી લે છે. બહાર શબ અને ઘરમાંય શબની વક્રતા સામે ભૂતકાળનો નિષ્ફળ પ્રેમ વિસરાતો નથી. ઊંચ-નીચના રિવાજોએ ખોઈ નાખેલી જડી હવે નથી જડવાની એની ખબર હોવા છતાય કોઈ પણ સ્ત્રીની લાશને જોઈ કંપે છે... આટલાં શબો વચ્ચે રહેનાર એક વધુ શબને જોવા જાણે કે તલસે છે... જીવંત પ્રેમનો એના નસીબે છે નહીં. વાર્તાની ગૂંથણી, પાત્રાનુસાર ભાષા, વાર્તાને સફળ બનાવે છે. ખાસ તો ગૌણ પાત્રોની રેખાઓ પણ ધારદાર બનાવી શક્યા છે લેખક.

ધરમાભાઈ શ્રીમાળીની 'ભોગ' વાર્તાની માવજત પણ ગમી જાય એવી

છે. ગામ આખાને નવા મંદિરે જમવા જવાનું છે. ઘરમાં અન્ન અને દાંતને વેર હોવા છતાય કંકુ નથી જતી. દીકરો જાય એવું પણ નથી ઇચ્છતી. પતિની છબિ સામે જોતા ભૂતકાળમાં સાથે જોયેલાં સપનાંઓ આંખમાંથી આંસુ થઈને ખરી પડે છે. રમવા ગયેલા દીકરાને તેડવા જાય છે ત્યારે મંદિરમાં ગામના લોકોએ આપેલા ભોગની યાદી બોલાઈ રહી છે. એનો દીકરો ટોળા વચ્ચે ઘેરાઈને ઊભો છે. રમતા રમતા થઈ ગયેલા એના રસોડાપ્રવેશથી મહારાજ ધુંવાપુંઆ થયેલા છે. એક બાજુ ભોગ ધરાવનારાની યાદી વંચાઈ રહી છે ને સમાંતરે આ દૃશ્ય ભજવાઈ રહ્યું છે. કોઈ પૂછે છે 'કોનો છોકરો છે ?' છોકરો બાપનું નામ આપે છે. કંકુના કાન ભોગની યાદી સાંભળવા તરફ સરવા થાય છે ત્યાં એના કાને પડે છે. 'ના ઓળસ્યો ? આ મંદિરમાં જ શલ્યા નેંચે દબઈ મર્યો'તો એ... દેવલો હરિજન !' ને કંકુ દીકરાને ઘસડતી મંદિર બહાર નીકળી ગઈ. મંદિરમાં ભોગ ચડાવનારામાં કંકુના દેવાનું નામ ન જ હોય એ કંકુને કેમ ન સમજાયું ? અહીં એક પ્રશ્ન થાય. આ વાર્તામાં કે દલપત ચૌહાણની 'ના ખપે' વાર્તામાં બાકીના લોકો પણ અભડાઈ માર્યુન, કુનો સઅ, તમાર અ ચ્યમ સઅ' જેવી ભાષા પ્રયોજે ત્યારે નવાઈ લાગે. અત્યાર સુધી દલિત-અદલિત પાત્રની ભાષા અલગ રહેતી... આ વાર્તાઓમાં બધા પાત્રો આ જ ભાષા બોલે છે. આ અંતે 'અ' આવે એવી ભાષા આ પ્રદેશમાં દરેક વ્યક્તિ બોલે છે ખરી ?

રજનીકુમાર પંડ્યાની 'અદલબદલ' વાર્તા બદલાતા જમાનાની છબિ ઝીલે છે. 'ન હીન જન્મે હીન માનવ'વાળી વાત આપોઆપ સ્ફુટ થાય છે. સવર્ણો જ ભણે ને મોટા માણસ થાય એ જમાના ગયા. સાહેબને અમાર ચામુંડનો દીકરો ડાક્ટર થયો એનું આશ્ચર્ય છે. મનમાં સમાંતરે પોતાના દીકરાની લીલાઓ નોંધાતી જાય છે. વિચારો કેડો નથી છોડતા. આવું કેમ બને ? કર્મનાં ફળ ? પણ મન ચગળવી ગમે એવી એક કલ્પનામાં રાચી ઊઠે છે. આ લોકો તો ઉજળિયાત ઘરમાં કામ કરવા જાય એટલે... બાકી ચાર ચોપડી ભણેલાનો દીકરો ડૉક્ટર ? ને જાણે તાળો મળી ગયો. પણ અટકચાળા મને તરત વળતો પ્રશ્ન કર્યો. તો પોતાનો દીકરો આવો નપાવટ કેમ પાક્યો ? જોકે સાહેબની રહેણીકરણી ને વિચારો પરથી વાચકને તો

એનો તાળો પણ મળી જાય છે. પોતાની જાણ બહાર જ સાહેબ પૂછી બેસે છે : 'દીકરાની અદલાબદલી કરવી છે, ચામુંડ ?' વાર્તા અહીં પૂરી થઈ હોત તો સારું થાત. કારણ પછીનું વાક્ય 'સાયબ, એના કરતાં કરોની આખા જન્મારાની !' ચામુંડનું ઓછું ને લેખકનું વધારે લાગે છે.

આરંભે બિનજરૂરી લંબાયેલી દલપત ચૌહાણની 'ના ખપે' વાર્તામાં વર્ષોનો દબાયેલો આક્રોશ ઠલવાયો છે. ગામડામાં અસ્પૃશ્યતાનું ચલણ હજીયે એવું ને એવું જ રહ્યું છે એ બધા જાણે છે. શહેરમાં નોકરી કરતો કથક આ ભેદભાવ વિસરી ગયેલો. પણ ગામમાં ઘર બંધાવવા જતા 'તમારા ઘરની ચા અમને ના ખપે'વાળી વાતે મગજ ફેરવી નાખ્યું. મકાન ચણનારના ભાવ કરતાં બીજાના ઘરે કરાવવાની ચા વધુ મોંઘી પડે... શહેરમાંથી મજૂર લાવી મકાન ચણાવતા કથકને બાળપણનો ગોઠિયો રામજી આવું કરવાનું કારણ પૂછે છે. નાનપણમાં રામજીના ઘરની છાશ બહુ પીધી છે કથકે... રામજીને જવાબ આપવાને બદલે મનોમન એ 'ના ખપે'વાળા પ્રસંગને યાદ કરે છે, ને કડવાશ ઊભરાય છે. ચા આવતા વિચારોમાંથી બહાર આવે છે. રામજી 'તમારી ચા મને ના ખપે' કહી ઊભો થાય છે. પણ ઊભા થતા છાશ લઈ જવાનું કહે છે. એ સાંભળતા જ કથકનો આગલો પાછલો બધો આક્રોશ ઠલવાય છે : 'જા ને દિયોર તારી છાશ અમને ના ખપે.'

આ બધી વાર્તાઓ વચ્ચે મોહન પરમારની 'ભાગોળ' વાર્તા નોખી ભાત પાડે છે. ધર્મ કે ધર્મસ્થાન પ્રત્યેની દરેક માણસની ભાવના નિર્મળ જ હોય છે. અહીં રજૂ થયેલા બાવા જેવા અંતિમવાદીઓ જ એ નિર્મળ લાગણીમાં ઝેર રેડતા હોય છે. હુસનઅલીના મનની લીલાને નિરૂપતા સર્જક વાચાળ ન બન્યા હોત તો પણ વાર્તા પોતાનો પ્રભાવ પાડી જ શકત. મંદિર પાસેની જગ્યામાં ભાગોળે જવા બેઠેલા હુસેનઅલીને બાવાએ પડકાર્યા એનો વાંધો નથી પણ સબકો કુછ નહિ કહેતા ઓર મેરે પીછે ક્યું પડા હૈ'નો ગુસ્સો છે. ઘરે આવ્યા પછી પણ 'મને જ કેમ ?' મનમાં ઘુમરાતું રહે છે. ક્યાંય ચેન નથી પડતું. આજ સુધી ગામમાં કોઈએ મિંયા પ્રત્યે નફરત વ્યક્ત નો'તી કરી ને આ બાવો ? બાવો કંઈ બોલે તો બાખડવાનો નિશ્ચય કરી મંદિર બાજુ ગયા તો બાવો દેખાયો જ નહીં. કોઈને પૂછતા ખબર પડી કે માત્ર સાંજે જ

દર્શન આપે છે. મિંયાને 'આ જમીન તેરે બાપકી નહિ હૈ' એટલું ન સંભળાવે ત્યાં સુધી ચેન પડે એમ નો'તું. મિંયા અકળાય છે અંતે મંદિરમાં જવાનું નક્કી કરે છે. જાતભાઈઓથી સંતાતા મિંયા મંદિર જાય છે. ત્યાંનું નિર્મળ વાતાવરણ મનમાં ઉભરાતા ક્રોધ, વેરને ભૂસી કાઢે છે. મનોમન રોજ મંદિરે જવાનું નક્કી કરે છે. ગામના માણસો પણ આવકારે છે. બીજી સવારે બાવાને જોઈ ડબલા સમેત ઉમળકાભેર એની બાજુ વળે છે પણ બાવો તો કાળઝાળ થઈ 'હમારે મંદિરમેં આનેકી તેરી હિંમત કૈસે હુઈ...' કહી લાત મારી ડબલુ ઢોળી તળાવે ચાલ્યો જાય છે. જિંદગીમાં પહેલી વાર હુસેનઅલીનું કોઈએ આવું અપમાન કર્યું હતું. તળાવમાંથી ડબલા ભરી બાવાને નવડાવતા મિંયા અને કાળઝાળ બાવાના મિંયાને પકડવાના હવાતિયાં વાર્તામાં એક હળવાશ લાવે છે... નાસતા મિંયા મંદિર તરફ હાથ જોડવાનું નથી ભૂલ્યા... અહીં મિંયાની હિંદી અને બાવાની હિંદી વચ્ચે સૂક્ષ્મભેદ કરવા જેવો હતો. ગામડાના મુસ્લિમની હિંદી લેખક બરાબર પકડી શક્યા છે પણ બાવામાં જરાક થાપ ખાધી છે.

વિનોદ ગાંધીની 'અભરખો' વાર્તા એવી છાપ પાડી શકે છે કે ધારે તો આ લેખક સારી વાર્તા લખી શકે. બધું સ્પષ્ટ કરવાની જફામાં ન પડે તો એકંદરે વાર્તાને ફાયદો થાય. જીવુભા પાંત્રીસ વરસે પરણ્યા વગરના રહી ગયેલા છે. વાસવાળીઓ ગરબે રમવા આવે એમાં આભડછેટ લાગે એટલે વાસમાં જઈ ધમકી આપી આવે છે. પણ વાસવાળીઓએ નોખો ગરબો કર્યો એ બહુ અકારું લાગ્યું. આંખને ગમી ગયેલી વાસવાળી નથી આવતી એ પાછું નથી રુચતું. 'આપણી દીકરી વહુઓ વચ્ચે રમવા પેહે એ ના સહન થાય !' કહેતા જીવુભા પેલીને નહીં જોવાથી આકળવિકળ થઈ મનોમન બબડે છે : 'મૂઈ આ જાત ને પાત ! મનેખ બધા હરખા ! હું ઉજળી વરણ ન અ .. હું મેલી વરણ !' રાત આખીના ઉજાગરા પછી બીજા દિવસે શહેરમાં જતી બસમાં પેલી બાઈને જોઈ હરખાઈ ઊઠે છે. અજાણતા એનો હાથ અડતા પુલકિત થઈ ઊઠે છે. પણ કંડક્ટરે પેલીને પોતાની જગા દેતા સ્પર્શસુખથી વંચિત્ જીવુભા કોઈ પર ગુસ્સો કાઢી બેસે છે. તો પેલો સામો બરાડે છે : 'હાથ અડ્યો એમાં અભડાઈ જ્યો ? હું ય બાપુ છું...' આ વક્રતા વાર્તાને આસ્વાદ્ય બનાવે છે.

બહાદુરભાઈ વાંકની 'ગુફાવાસીઓ' વાર્તામાં સંસ્કૃતિનો વિકાસ ઊર્ધ્વ દિશામાં થવાના બદલે ~ ~ોગતિએ થયો તેની વાત છે. જોકે ગુફાવાસી આટલો નિર્લજ્જ -નિર્મમ ~તો એ યાદ રાખવું પડે. મુદ્રારાક્ષસે આખા અંકમાં દાટ વાળ્યો છે પણ આ વાર્તામાં તો હદ જ કરી છે. દા.ત.

| છપાયું છે | હોવું જોઈએ |
| --- | --- |
| બાજ ગઈ, સરસ ગઈ | લાજ ગઈ, શરમ ગઈ (૨૪) |
| જુહાપ્સા | જુગુપ્સા (૨૪) |
| સુધરન | સુપરત (૨૬) |
| ધરકમ્મા | પરકમ્મા (૨૬) |
| ધડપકડ | ધરપકડ(૨૭) |

જેસિંગભાઈ સોલંકીની 'ગરજ' વાર્તામાં સવર્ણોની 'ગરજ સરી ને વૈદ વેરી'વાળા વલણની વાત થઈ છે. માવજત સારી છે પણ આવા ચવાઈ ગયેલા વિષયવસ્તુમાંથી કશું નવીન સિદ્ધ ન થઈ શકતું હોય તો વાર્તાકારે એને છોડવા જ રહ્યા. મૌલિક બારેજાની 'સદ્‌ગતિ' વાર્તાની કલ્પના જરીક નહીં પણ ઝાઝી ફિલ્મી લાગે છે.

કેશુભાઈ દેસાઈની 'ઉચાળા' વાર્તામાં વાત તો એની એ સવર્ણોના ત્રાસની જ છે પણ અહીં નિરૂપાયેલ માનવીય સંબંધો અને અવચળ રઘાનું પાત્ર સ્પર્શી જાય છે.

મણિલાલ ન. પટેલની 'બદલો' વાર્તા પણ બદલાયેલા જમાનાનું પ્રતિબિંબ ઝીલે છે. વર્ષો પહેલાં લગ્નમાં વધેલું લેવા આવેલા દલિત છોકરાને મોહન કરશને પાઈનો કરી નાખેલો. જમાનો બદલાયો. વર્ષો પછી અધિકારી બનેલા પેલા દલિત છોકરાને જ દીકરાની નોકરી માટે હાથ જોડવા પડે છે. જોકે ચૌહાણ પાસે બદલો નહીં લેવડાવી લેખકે વાર્તાને બચાવી લીધી છે.

સંપાદકે જેને સંઘેડાઉતાર વાર્તા કહી છે તે માવજી મહેશ્વરીની 'તાપણું' વાર્તામાં શીર્ષક સમેત કશું સિદ્ધ થઈ શક્યું નથી. બે વાર્તા જોડવાની કોશિશમાં રેણ કાચું રહી જવાથી સાંધા છૂટા દેખાય છે. અંતે આવતી ચમત્કૃતિ નથી તો વાર્તાને બચાવતી કે-નથી એને દલિત વાર્તા સિદ્ધ કરતી. 'કાંતિયો જીતી

ગયો પણ સમસમીનો' (૧૪) જેવું વિધાન વાર્તાકારે ભૂલમાં કર્યું હશે ? જે.કે.મારૂની 'બોઘરણું' વાર્તા સીધાસાદા કિસ્સાથી આગળ નથી વધતી. બી.કેશરશિવમ્‌ની 'રામભરુહે' વાર્તા એના વેરવિખેરપણાને કારણે કોઈ પ્રકારની છાપ છોડી શકતી નથી. માત્ર અનામત આંદોલન, સવર્ણ, દલિત કે પથ્થરબાજી જેવું કંઈક લાવો એટલે દલિત વાર્તા થઈ જાય એવું કોણે કહ્યું ? અરવિંદ વેગડાની 'સૂરજ ઊગવાની વેળા' માત્ર દલિત સમાજની વાત નથી. ગામડા ગામમાં ઘણી જગ્યાએ દાક્તરને બદલે ભૂવાને બોલાવાય છે ને પરિણામે વાત વણસી જતી હોય છે. જો કે આ લેખકને વાતમાંથી વાર્તા બનાવતા નથી આવડ્યું એ નોંધવું પડે. બળદેવ પટેલની 'લીલી ફર્નાન્ડિઝ' વાર્તારસ પૂરતી ઠીક બાકી અનંતને વાર્તા કહેતો ધમો જે વિગતો કહે છે તે કઈરીતે શક્ય બને ? કૈલાસ આંટીએ તો કોઈને ખબર ન પડે એની કાળજી લીધી છે તો એના મનમાં શું થયું એ ધમો કઈ રીતે જાણી ગયો ? જાત છુપાવવાની પીડા લીલી દ્વારા આવી હોત તો કદાચ વાર્તા બનત. ચંદ્રાબેન શ્રીમાળીની 'બિયાબારું' વાર્તા નર્યા કથનથી આગળ નથી વધતી. કિસ્સાથી જરાય આગળ નહીં વધી શકતી વાર્તાઓ અહીં કયા કારણે સ્થાન પામી હશે ?

કોઈ સામયિક જ્યારે વિશેષાંક પ્રગટ કરી રહ્યું હોય ત્યારે એના સંપાદકની જવાબદારી વધી જાય છે. જવાબદારીપૂર્વકનું સંપાદકીય, પસંદગીનું કડક ધોરણ અને શુદ્ધ છપાઈ બાબતે લેશમાત્ર બાંધછોડ ન કરી શકાય. આ ત્રણેય જરૂરી બાબતો પરત્વે આ વિશેષાંકના સંપાદક બેધ્યાન રહ્યા છે એની નોંધ લેવી રહી.

*(હયાતી : ગુજરાત દલિત સાહિત્ય અકાદમીનું મુખપત્ર, માર્ચ-૧૯૯૯, સંપાદક : હરીશ મંગલમ્)*

## નામુ ધોબી / શ્રી પુ.લ.દેશપાંડે

અનુવાદ : બાલમુકુન્દ પ્ર. પરીખ

'નામુ, નીકળ અહીંથી ! ફરીથી તારું ડાચું બતાવતો નહીં !' નામુ ધોબી માટે મારા આ શબ્દોની નવાઈ નથી. એના હાથે મારાં કપડાં ફાટવાં અથવા ગુમ થવાં જોઈએ એવા મારી કુંડલીમાં પડેલા ગ્રહોને લીધે દર મહિને ઓછામાં ઓછું બે એક વાર તો એ આ શબ્દો સાંભળે છે અને પછી શાંતપણે કહે છે, 'વૈની, કાપડાં કાઢો !' આ ઈસમ સંત થવાને બદલે ધોબી કેમ થયો તે વિચારમાં હું પડું છું. આવો નિઃસંગ માણસ બીજો કોઈ તો મારા જોવામાં આવ્યો નથી.

નામુની ગાંઠ મારે કોલ્હાપુરમાં એક ચિત્રપટકંપનીમાં પડી. 'આપણે ને પી.યલ.સાહેબ એક હાથે જ ફિલ્મિંડસ્ટ્રીમાં આવ્યા' એમ તેણે મારી પાછળ દશબાર ઠેકાણે કહ્યું હશે તે મને હજી પણ યાદ છે. પ્રત્યેક પ્રશ્નનો તે જેટલો સ્વચ્છ ઉત્તર આપે છે તેટલાં જ સ્વચ્છ કપડાં ધોતો હોત તો શું બગડી જવાનું હતું ? પણ ના. એણે ઈસ્ત્રી કરેલાં કપડાંને જેટલી કરચલીઓ હોય છે તેના દશમા ભાગની પણ ચહેરા ઉપર ન પડવા દેતાં તે ગમે તે અઘરી પરિસ્થિતિનો સામનો કરે છે. એકાદા નટના ઠાઠથી 'મારી પાંહે અત્યારે આઠ પિચ્ચર સે' એમ તે એંટથી કહેતો હોય છે એટલે કે આઠ ચિત્રપટમાંનાં નટનટી અને ડાયરેક્ટર-કેમેરામેનનાં કપડાં, નામુની ભાષામાં 'કાપડાં', તે ધોતો હોય છે. મેં ચિત્રપટ છોડી દીધાં. નામુ માત્ર હજી ફિલ્મલાઈનમાં જ છે. કોલ્હાપુરથી અત્યારે એનું પુનામાં સ્થળાંતર થયું છે. દિગ્દર્શકોને પાન-સિગારેટ લાવી

આપનારા 'આશિષ્ટન્' માણસો 'ડાયરેક્ટર' થયાનું તેણે જોયું છે. તેમાંના કેટલાક આગળ ખૂબ પ્રખ્યાત થયા છે. તો પણ નામુ માટે તો કોઈ 'ચિમ્યા' છે તો કોઈ 'અંત્યા' છે. ધોબીઓ કપડાંનાં બટન તોડી નાંખે તે આપણે સમજી શકીએ છીએ. ખરું કહીએ તો બટનો તોડવાં એ ધોબીઓના હાથનો ખેલ જ છે પરંતુ નામુની લીલા ખૂબ ઊંચા દરજ્જાની છે. એક વાર હું અને એક દિગ્દર્શક કોઈ કથાનક ઉપર ચર્ચા કરતા બેઠા હતા. નામુ કપડાંનો ગાંસડો લઈને આવ્યો. તેના શરીર ઉપર ભપકાદાર શર્ટ હતું. અમારું ધ્યાન તેના શર્ટ ઉપર ગયું. હું કંઈ પૂછું એ પહેલાં તો દિગ્દર્શક તાડૂક્યા,

'નામલા, નામુડા, ગધેડા, મારું શર્ટ?'

'બરોબર બેહી ગયું મારા ખભા પર – ' કપડાંને શાંતિથી ગડી પાડતાં નામુએ કહ્યું.

'શરમ નથી આવતી? મૂકી દે એ કપડાં! નીકળ અહીંથી.'

'અરે પણ... સાહેબ. નવો કંત્રાટ મલ્યો સે તમને. આવાં ડઝન શર્ટ હિવડાવોને તમે...'

'અરે પણ પૂછ્યા ગાછ્યા વિના શર્ટ ઓરવું એટલે ...' ગુસ્સાને લીધે દિગ્દર્શકને સંપૂર્ણ ડાયલોગ સૂઝતો નહોતો.

'સાહેબ, ચોર્યું હોત તો તે પહેરીને તમારી હામે હા માટે આવ્યો હોત – પી.યલ.સાહેબ, તમે જ કહો!'

'હું શું કહું? અલ્યા, બીજાનું શર્ટ બારોબાર ઉપાડી જવા માટે તને નીમ્યો છે?'

'ખરાની દુનિયા નથી સાહેબ!'

'ખરાની દુનિયા સાથે તારે શું લાગેવળગે?'

'હું ડ્વાયલાક બોલ્યો સાહેબ!' નામુના હિસાબે કંઈક ચતુર બોલવું એટલે 'ડ્વાયલોક' બોલવો.

શાનો ડાયલોગ?'

'સાયબના નવા પિચ્ચરનું નામ 'ખરાની દુનિયા' સે ને?'

'આ ડાયલોગ છે?'

'સ્ટોરી કોમિક સે કે પસી રડારડ?'

'તારે શું કામ છે?'

'બાકી તો તમે ષ્ટોરી લખનાર એટલે કામિકપણાની જ હોહે! સાહેબ, કાપડાં કાઢો.'

'કપડાં બપડાં કંઈ નહીં મલે.'

કાષ્ટમાં કોણ? પી.યલ.સાહેબ, સુલોચના કે હંસાબાઈ...'

'તને જ રોકી લઈને પિક્ચર ઉતારવાનો છું – '

'તમારાં બધાં ય પિચ્ચરમાં સું જ તો!'

આ પણ ખોટું નહોતું! નામુએ અનેક મૉબસીનમાં કામ કર્યું છે. ક્યાંક પાનવાળાના ઘરાકોના ટોળામાં, તો ક્યાંક થિયેટરમાંના ઓડિયન્સમાં કોઈનો પણ ધોવા માટે આવેલો સૂટ પહેરીને, તો કોઈ ઐતિહાસિક ચિત્રપટમાં 'હર હર મહાદેવ' કરતો હાથમાં ઢાલતલવાર લઈને નામુ હાજર જ હોય. નિર્માતા પણ એક 'એકસ્ટ્રા'ના પૈસા બચ્યા માનીને ખુશ! આ નામુ એટલે મારા માટે એક કોયડો છે, આટલો નફ્ફટ માણસ મેં હજી બીજો કોઈ જોયો નથી. ઠરાવેલા દિવસે કપડાં લઈ આવ્યો હોય એવું કદી બન્યું નથી. ફક્ત બહારગામ જવાનું છે એમ દશબાર વખત ઠરાવી ઠરાવીને કહ્યું હોય તો કદાચ સમયસર આવે! તે પણ મોટા ભાગે તો ગાડી છૂટવાના સમયે! છેલ્લી ઘડીએ પ્લેટફોર્મ ઉપર કપડાં લઈ આવીને પંચાત ઊભી કરવામાં તો તેને કંઈ કેવોયે આસુરી આનંદ આવતો હશે!

'કાલ કપડાં લઈ આવવાનું કહ્યું હતું ને તો કેમ આવ્યો નહીં?'

ચહેરા ઉપરની ગડી ન બગડવા દેતાં નામદેવરાવે કહ્યું, 'કાલે જરા વધારે પડતી...'

'શું વધારે પડતી?'

આ પ્રશ્નનો ઉત્તર અક્કડ અંગૂઠો મોં તરફ લઈ જઈને આપ્યો.

'નામુ, તારાં માબાપે તને કંઈ લાજલજ્જા, શરમ જેવું કંઈક હોય છે એવું કોઈ દિવસ કહ્યું નથી?'

'સાયબ, પ્યાંટી નવાં હિવડાવો. આવતી વખતે ધોવામાં ચાયણી થઈ જહે.'

'ત્રણ જ મહિનામાં પેંટની ચાળણી શાની થાય?'

'પ્યાંટની સીટ ખૂબ જ જરી ગઈ સે –' પેંટને બંને બાજુથી ટાંગીને બતાવતાં નામુએ પોતાના વિધાનનો પુરાવો આપ્યો.

'તારે એનું શું કામ છે ?'

કપડાંનો હિસાબ તે કદી રાખતો નથી. નામુ આવે એટલે લગભગ અર્ધો કલાક અગિયાર કપડાં કે તેર એના માટે મારી પત્નીનો અને એનો વાદ ચાલે છે. દર વખતે ગુમ થયેલાં કપડાંના પૈસા ધોલાઈમાંથી વાળી લેવાની ધમકી આપવામાં આવે છે. એટલે પછીની ખેપમાં ગુમ થયેલાં ચાદર, ઓછાડ વગેરે હાજર થાય છે.

'તો પછી ગઈ ખેપમાં કેમ ના પાડતો હતો ?'

'મોણહ એટલે ભૂલ થવાની જ. છેવટે માણવ એ અપૂર્ન – '

'બસ !' આગળનું વાક્ય મને ખબર છે, કારણ કે મેં જ લખેલો એક ચિત્રપટનો તે સંવાદ છે. નામુને આવા અસંખ્ય સંવાદો અને ગીતો મોઢે છે. એને ચિત્રપટની બધી જ પરિભાષા ખબર છે અને ગમે ત્યાં તે વાપરે છે.

'સાહેબ – યમ.ડી.સાહેબનું નવું પિચ્ચર જોયું ?'

'ના.'

'યકદમ ફોગ સે.'

'શું છે ?'

'ફોગ !' ક્યાંક અને ક્યારેક કેમેરામેનને મોઢેથી ફિલ્મનો સ્ટૉક 'ફોગ' નીકળ્યાનું તેણે સાંભળ્યું હશે. ત્યારથી 'ખરાબ' માટે અંગ્રેજી શબ્દ 'ફોગ' છે એમ તે સમજે છે. 'આક્ટિંગ ફોગ – ગાયનો તો યકદમ ફોગ...'

'એમ – '

'પહેલા વીકમાં જ હોલ્ડોર ફીગરની નીચે ગયું સાહેબ !'

'હોલ્ડઓવર ફીગર શું છે તે તને શી ખબર ?'

'મિણર્વાના મેણિજરનાં કાપડાં આપણી પાંહે જ સે ને, સાહેબ. તેમણે જ કહ્યું.

'મિન્હર્વાના મેનેજર પીક્ચરનો બીઝનેસ કેવો જાય છે તેની તારી સાથે ચર્ચા કરતા હોય એમ લાગે છે.'

'તેમના ડીસ્ટ્રીબ્યૂટરને કહેતા હતા. આપણે ચોરીને હાંભળ્યું.'

ચોરીને સાંભળવું, કપડાં ચોરવાં, દારૂ પીને વધારે થવાથી પડવું, આપેલા શબ્દો ન પાળવા, વારંવાર ઉછીના પૈસા માગવા, તે પાછા ન આપવા – એ બધા માટે ઓછામાં ઓછું લાજ તો આવવી જોઈએ એવું કશું આ ઈસમના ખ્યાલમાં પણ નથી. આ ધોબી કશાથી જ ખરડાતો નથી. સદૈવ સ્વચ્છ ! ચિત્રપટના મુહૂર્ત વખતે અત્યંત આગળવેડા કરીને બધામાં પહેલો નામુ ! કચેરીમાં કોઈ કથાની ચર્ચા અગર ઇતર વ્યવહારની વાત ચાલતી હોય ત્યારે તેણે પોતે ત્યાં ઊભા રહેવાનું કંઈ જ પ્રયોજન નથી એ તેની જાણમાં જ નથી. ઠીક, પ્રતિષ્ઠિતપણાની હોંશ પણ નથી. પીઠ ઉપર કપડાંનો ગાંસડો લઈને ગામ આખામાં ફરે છે. પોતે 'ધોબી' છે એવી ક્યાંક લઘુતાગ્રંથિ છે એટલે ધોબીધોયાં કપડાંવાળા સંભાવિત લોકોમાં ભળવાનો પ્રયત્ન કરે છે એમ કહેવાય, તો તેવું પણ નથી. આ માણસ વિધિનિષેધની પેલી પાર ગયેલો છે. તેની એ લોકવિલક્ષણ સહજતાની મને ઈર્ષ્યા પણ આવે છે. પીઠ ઉપરના કપડાંના બોજા સિવાય તેને બીજા કોઈ દબાણની જાણ પણ નથી.

કોઈ એક અંગ્રેજી ચિત્રપટ જોવા મારી પત્ની સાથે હું ગયો હતો. કોઈ પણ મધ્યમવર્ગીયના ડરપોકપણાને છાજે એવી ઉપલા વર્ગની ટિકિટ કાઢીને અમે બેઠા હતા. અંધારામાં જ થોડી વાર પછી મારી જાંઘ ઉપર કોઈએ થાપટ મારી હોય તેવો મને ભાસ થયો. અંધારામાં જ મેં ચમકીને બાજુએ જોયું.

'પી.યલ. સાહેબ, પાન ખાશો ?' અવાજ જાણીતો લાગ્યો.

ચિત્રપટગૃહના અંધારામાં થોડી વાર પછી આપણને દેખાવા માંડે છે. બાજુમાં જ બુશશર્ટ અને પેંટ (અર્થાત્ બીજાનાં જ) પહેરીને નામુરાવ બેઠા હતા. મેં ચુપચાપ પાન લીધું.

'તમાકુ આપું ?'

'ના – થૂંકવાની પંચાત થાય છે.'

'ખુરશીની નીચે પિચકારી મારવાની.' નામુની સલાહ.

'ચૂપ !'

'શૂડડડ' સામેથી કોઈએ સાદ કર્યો.

'જો તો વળી – ડાકુમેંટ્રીમાં વળી હું જોવાનું સે ? મેન પિચ્ચર ઈંટર્વલ પડ્યા પસી હરૂ થાય સે.'

થોડી વાર પછી ઈંટર્વલ પડ્યો. નામુની બાજુમાં અમારા જ ચિત્રપટમાં કામ કરનારી, મધ્યમ વયની એક્સ્ટ્રામાંની એક બાઈ પાલવ માથે ઓઢીને એકાદ અમીરજાદીની જેમ બેઠી હતી. મને જોઈને એણે મોટા ઠાઠથી નમસ્કાર કર્યા.

'વૈની, અમારી ફયામિલી !'

નામુએ અમારા ઘર સાથે તેની ઓળખાણ કરી આપી. કોલ્હાપુરમાં એક વાર એણે અમને સત્યનારાયણ માટે બોલાવ્યા હતા. તે વખતે આણે તેની 'ફેમિલી' જોઈ હતી.

'હા, કોલ્હાપુરમાં ભેટો થયો હતો.' મારી પત્ની પણ નામુને આણછાજતા સભ્ય સ્તર ઉપર લાવતાં બોલી.

'તે નિરાળી – આ સ્ટેપની.'

ક્યાંય સંકોચનો લવલેશ પણ સ્પર્શ નહીં. અમે બંને સંકોચના માર્યા આડું જોઈ ગયા. કોઈ સાંભળતું નથી ને તેની ખાતરી કરી લીધી.

'નામુ – ' મેં એકદમ જ વિષય બદલતાં કહ્યું, 'ઈંગ્લિશ પિક્ચરમાં તને શું સમજાય છે રે ?'

'ફોકટ પાસ સે !'

'આ મેનેજરનાં કપડાં પણ તું જ ફાડતો લાગે છે !'

'ના, ડોરકીપરનાં ! સાહેબ, પણ પિચ્ચર મસ્ત સે હોં. કેવા કેવા લવશીન લીધા સે. ટ્રોલી ફક્ત ગર ગર ગર ફરે સે.'

મારા સારા નસીબે અંધારું થયું, અને ચિત્રપટ શરૂ થયું. વચમાં વચમાં એ અંધારામાં નામુ મને કોણી મારીને 'લાંગશાટ', 'ક્લોજપ' વગેરે સમજાવતો હતો.

નામુના ગ્રહયોગ કેવા છે તે સમજાતું નથી. પણ તેના ઘરાકો તેને નભાવી લે છે. ધોબીના ઘરાણાના બધા જ દોષો તેના એકલામાં એકઠા થયા છે પણ આયુષ્યમાં તેની ચાલ ભલતી જ, સહજ છે. ખાસ ગુરુવારે સાંજે કાકા હલવાઈના સામેના દત્તમંદિર આગળની ભીડાભીડમાંથી એકાદો ભડ તેલની ઉઘાડી પવાલી માથા ઉપર મૂકીને સાયકલ ઉપર સીટી વગાડતો વગાડતો રસ્તો કાઢતો જાય તો જોનારાને જે થાય તે આ નામુને જોઈને થાય છે. તેના

ખાતામાં કોઈ પણ ઠેકાણે કોઈ પણ તકરારની નોંધ નથી. આટલાં વર્ષોના તેના પરિચયમાં એ કોઈને માટે ચિડાઈને બોલ્યો હોય તેવું પણ યાદ આવતું નથી, તો આનંદથી ફુલાઈ ગયાનું પણ યાદ આવતું નથી. તારઑફિસમાંનું કડકટ કરનારું યંત્ર જેમ મૃત્યુના સમાચારના અને પુત્રજન્મની વધાઈના તાર એક જ સૂરમાં નિર્વિકારપણે કડકટે છે એમ આ નામુ બોલે છે. સિનેમાનો સ્ટુડિઓ એટલે ખરીખોટી ખાનગી વાતોનો ભંડાર ! નામુના મોઢેથી કોઈ પણ વાત સાંભળીએ ત્યારે ગોખલેના અંકગણિતમાંના ઉદાહરણ જેટલી 'સાફ' થઈને તે આવે છે.

'સાહેબ, કાલે અન્નાસાહેબને હાથકડી થઈ !'

'કોણ અણ્ણાસાહેબ ?'

'આપણા નૌયુગના !'

'કેમ ?' મેં આશ્ચર્યથી પૂછ્યું. ખરું જોતાં તો આ 'અન્ના'ને ક્યારેક તો આ મિજબાની માણવી પડશે એવો મારો અંદાજ હતો જ. પણ આ મુહૂર્ત આટલું જલદીથી આવશે તેમ મેં ધાર્યું નહોતું. બીજા પ્રોડ્યુસરની માલિકીના રૉ સ્ટૉકના ડબા ચોરીને વેચી મારવા, તેની જગાએ સ્ટોરમાંના ખાલી ડબા મૂકવા, કોઈના કાળા પૈસા ધોળા કરી આપવાનું કહીને પૈસા દેનારાના ડોળા ધોળા કરી નાંખવા, ખોટો હિસાબ માંડવો, એક્સ્ટ્રા લોકોના પૈસા હાથોહાથ ઉડાવી દેવા વગેરે તેનાં ઘણાં બધાં પરાક્રમો હતાં. કપાળ ઉપર દત્તની વિભૂતિ લગાડીને પગલે પગલે 'વિઠ્ઠલા પાંડુરંગા' એમ વિલક્ષણ રીતે ગળગળા થઈને બોલનારા અણ્ણાસાહેબના હાથમાં બેડીઓ પડવાનું દૃશ્ય મારી સમક્ષ ઊભું થવાથી મને હસવું જ આવ્યું.

'સ મ્હૈના જહે વધારેમાં વધારે !' નામુએ મારા શર્ટનાં બટન કાઢતાં કહ્યું.

'શાના ઉપરથી ?'

'તો વળી બીજા ચેટલા ? દારૂ પીવા માટે પકડ્યા છે ?'

'હેં ? અણ્ણા સાહેબને દારૂ પીવા માટે પકડ્યા છે ?'

'વૅની, ચાદર ફાટેલી સે. અત્યારે જ કહી દઉં સું – '

'તેં જ ફાડી નાંખી હશે.' અંદરથી વહિનીનો જવાબ આવ્યો.

'નામુ, ચાદર જવા દે – પણ અણ્ણા સાહેબ દારૂ પીતા હતા ?'

'રોજ ! કાપડાં માંડો.'

'અમને ખબર નથી ! કોણ દારૂ પૂરો પાડતો હતો એને ?'

લ્યાબ્રોટ્રીનો ગનપત. બે લેંઘા, સ ન્હેરૂ શર્ટ – ' બધાં જ વાક્યો એક જ સૂરમાં.

'નામુ, કપડાં બાજુએ મૂક. લેબોરેટરીનો ગણપત તે – '

'યક ડોળો કાચનો સે તે. પાયજમાને નાહું નથી. જોઈ લો – '

'અરે, પણ ગણપત દારૂ ક્યાંથી પૂરો પાડતો હતો ?'

'સ્ટુડિઓની પછીતે ભઠ્ઠી ગાળીને.'

'તને શી ખબર ?'

'હું પણ ત્યોં જ પીઉં સું.'

આગળ હું શું બોલવાનો હતો ? મનની આ સમાનતા આગળ પડતા સંતોમાં પણ મેં જોઈ નથી. ત્રણ ચાર શબ્દોમાં તેનું વાક્ય પૂરું. જે વાત સ્ટુડિયોના માણસો મમળાવી મમળાવીને કહેતા હોય તેને નામુ ત્રણચાર વાક્યોમાં પતાવી દે છે.

'સાહેબ, કુલ્કળણી મરી ગયો !' એક સવારે નામુએ કપડાંની ગડી કરતાં ત્રણ જ શબ્દોમાં કુલકર્ણીને ઉડાડી દીધો. વાસ્તવિક કુલકર્ણીની કથા અતિશય હૃદયદ્રાવક હતી. આવો વાંસળી વગાડનારો ચતુર કલાવંત ચિત્રપટધંધામાં તો બીજો કોઈ મારા જોવામાં આવ્યો નથી. સંગીત દિગ્દર્શકે એક વાર ચાલ સંભળાવી છે કે શ્યામુ કુલકર્ણીએ તે ઉપાડી જ છે એવો અચૂક સ્વર સાધનારો ! નાજુક, ઠીંગણા સરખો શ્યામુ ઘણાં વર્ષોથી ચિત્રપટોમાં વાંસળી વગાડતો હતો. અત્યંત અબોલ. હસમુખો. એકાદ ચાલ સરસ ગઈ હોય ત્યારે શ્યામુનો ચહેરો જોવા જેવો. તેની આંખો ચમકતી અને ઓઠ થરથરતા હોય તેમ લાગે. એકાદ મીઠી મજાક ઉપર તો શ્યામુનું માથું ગાનારી છોકરીની જેમ ડોલી ઊઠતું. બધાને ગમતા આ છોકરાએ ગળે ફાંસો ખાઈને આત્મહત્યા શા માટે કરી તે ખરેખર તો કોઈને સમજાયું નહોતું. ચિત્રપટ વ્યવસાયમાંના દુર્જન અને સુજન બધા જ હલમલી ગયા હતા. એક અત્યંત ઘંટ તરીકે નામચીન નિર્માતાએ તો તેના મરણ પછી તેની બાકી ત્રણસો–ચારસો રૂપિયાની રકમ

શ્યામુની ઘરડી માને ઘેર પહોંચતી કરી હતી. બે-ત્રણ દિવસ તો શ્યામુની આત્મહત્યા એ જ બધાના બોલવાનો વિષય હતો. કેટલાક તો તેની આત્મહત્યાનું ખરું કારણ પોતાને ખબર છે, પણ નાહકનું શા માટે કહેવું, એવો ભાવ ચહેરા ઉપર દેખાડતા હતા. નામુએ 'કુરકળણી મરી ગયો' એવો એના માટે એકદમ કોરોધાકોર અભિપ્રાય વ્યક્ત કર્યો એટલે હું થોડો ચિડાયો જ.

'નામુ, કુલકર્ણી મરી ગયો, શું કહે છે ? શી વાત છે ?'

'તઈણ દી થયા !'

'તે મને ખબર છે ! તેણે આત્મહત્યા કરી. બિચારાને શું દુ:ખ હતું એ તો દેવ જાણે !'

'કમલે એને ફસાવ્યો. ખિસ્સામાં માચીસ રહી ગઈ સે – ' ધોવા નાંખેલા લેંઘામાંથી દીવાસળીની પેટી કાઢીને મારી સામે મૂકતાં નામુએ કહ્યું.

'કોણ કમલ ?'

'માણેમાના યષ્ટ્રામાંની !'

કોલ્હાપુરમાં મામાનો ફક્ત મા થાય છે – માને મામાનો માનેમા. શિંદેમા, સાઠેમા, લેલેમા વગેરે મરાઠી ચિત્રપટસૃષ્ટિમાં ખૂબ નામવંત 'મા' થઈ ગયા છે.

'કોણ કમલ ? તે ગોરી સરખી – '

'હા ! ધોળી ઓંખોવાળી ! 'લાલ ખંદીલ' પિચ્ચરમાં સાઈડ હિરોઈનનું કોમ કર્યું હતું તે !'

'તને આખા ગામની ખબર હોય છે !'

'કુરકળણી આપણો ઘરાક સે.' કુલકર્ણી 'મરી ગયાનું' હવે નામુ ભૂલી ગયો હતો. 'મેં એક વાર તેને ચેતવ્યો હતો – '

'શાના માટે ?'

'કમલ માટે ! તેં ...' કદી નહીં ને તે વખતે એક અસલ પાંચ મણની ગાળ ચોપડીને નામુએ તે જ જોશમાં કપડાંનો ગાંસડો બાંધ્યો, 'તેને હવે બાંબેના ઈંડષ્ટ્રીમાં ચાન્સ મલ્યો સે. ડેક્કણમાં તે ફંજાબી પાર્ટી આઈ તી તેના બે દીના શૂટીંગમાં, એના ડાયરેક્ટરે નેસ્ટ પિચ્ચરની આફર આપી તેને.

સ્ટુડિઓના ખૂણેખાંચરે ચાલતા સંવાદો જેવા કાને પડ્યા હતા તેવા જ અત્યંત નિર્વિકારપણે નામુ બહાર પાડતો હતો.

'પણ એમાં કુલકર્ણીએ જીવ આપવા જેવું શું થયું?'

'બીકણ, એની માને – ' ગાંસડો પીઠ ઉપર નાંખીને નામુએ ચાલવા માંડ્યું.

તે પછી તો નામુનો અને મારો વસ્ત્રાનુબંધ તૂટી ગયો. તે હજી ઈંડસ્ટ્રીમાં જ છે. હું ત્યાંથી નીકળી ગયો. ઈંડસ્ટ્રી છૂટી પણ મારા જૂના સ્નેહી-સહકારી છૂટ્યા નથી. હજી પણ જૂના અડ્ડામાં જઈને બેસું ત્યારે થોડાં વર્ષો પહેલાં સાંભળેલા સંવાદો તેવા જ કાને પડે છે. કોના કૉન્ટ્રેક્ટ ક્યાં સાઈન થયા, કોની સ્ટોરી કોણે લીધી, કોના ફાઈનાન્સનું ઠેકાણું પડ્યું છે, કયો ડીસ્ટ્રીબ્યુટર કયું પિક્ચર લે છે – આવી વાતોમાં નવા માણસો પણ એટલા જ ઉત્સાહથી રંગ પૂરે છે તે ટોળીમાં હવે હું થોડો બહારનો થયો છું. થોડા જૂના સ્નેહી માત્ર ચીટકીને હજી તે જ ધંધામાં ટકી રહ્યા છે. હજી પણ સાંજે 'જીવન'માં કેટલાંય વર્ષોથી આસિસ્ટંટ રહેલી મંડળી ચહાના કપ ઉપર સહસા સફલ ન થનારા મનસૂબાઓમાં રંગ પૂરે છે. ઘણાં વર્ષો પછી હું હમણાં પૂના ગયો હતો. એક ટેબલ ઉપર અડ્ડો જામ્યો હતો.બધાએ ખૂબ જ ભાવથી ખબરઅંતર પૂછ્યા. એટલામાં 'આવો નામદેવરાવ !' એકે અંદર આવતા એક ભરાવદાર મૂછોવાળા અને એટલા જ ભરાવદાર શરીરવાળા માણસને આવકાર્યો, 'પી.યલ. સાહેબ, ઓળખ્યો કે નહીં?' નામુને ઓળખવામાં મને એકાદ મિનિટ લાગી.

'રામરામ સાહેબ– '

'નામુ? પ્રોડ્યુસર બ્રોડ્યુસર થયો છે કે શું?'

'હેં !' નામુ એ મૂછોમાં કંઈ કેવો જ દેખાતો હતો !

'મૂછો ખરી છે કે પછી જાવડેકરે ચોંટાડી છે?'

'તાણી જુઓ !' અડ્ડામાં જોરદાર હાસ્ય ફેલાયું.

'ભલતો જ જાડો થયો છે ને?'

'આ મૈંના તેરહ પડ્યો '

'તમને ખબર નથી કે પી.એલ. ?' મારા એક જૂના આસિસ્ટંટ ડાયરેક્ટરે પૂછ્યું.

'શું ?'

'નામદેવરાવ યાત્રાએ જઈ આવ્યા.'

'ક્યાં ?'

'યરવડામાં.'

'યરવડા નહીં – નાશિક.'

'જેલમાં જઈ આવ્યો ?'

'સ મ્હૈના !'

'શાને લીધે ?'

'ભઠ્ઠી ગાળી હતી એટલે !'

'અલ્યા, તારી કાયમની ભઠ્ઠી છોડીને આ ભઠ્ઠીમાં ક્યાં પડ્યો ?'

'સાહેબ, ચાલી હોત તો પિચ્ચર કાઢ્યું હોત !'

'તો અત્યારે પેલી ભઠ્ઠી બંધ છે કે શું ?'

'તે ચ્યમ બંદ કરાય ? તો જુઓ હાયકલ ઉપર ગોંહડો સે !' બહાર પડેલી એક નવીનકોર સાયકલના કેરિયર ઉપર કપડાંનો ગાંસડો બાંધેલો હતો.

'નવી લીધી લાગે છે સાયકલ ?' કોઈએ પૂછ્યું.

'હા.'

'કેટલામાં પડી ?'

'હાથ રૂપિયામાં. ડાયમોનાના વીહ શેપરેટ પડ્યા.'

'સાઠ રૂપિયામાં ? ચોરીની લાગે છે.'

'હાસ્તો. તે વના હાઠ રૂપિયામાં નવી હાયકલ ચિયો આપવાનો હતો ?' પાંપણના વાળને સહેજ પણ ન હલવા દેતાં નામુએ કહ્યું.

'સાહેબ, ચેટલા દી મુકોમ ?'

'એક અઠવાડિયા સુધી તો છું.' છ મહિના તુરંગમાં રહીને પણ તેવા જ રહેલા આ ઈસમે મારા મનને ચકડોળે ચડાવ્યું હતું.

'ચ્યોં ઊતર્યા સો ?'

'અહીં જ જીવનમાં.'

'કાપડાં લેવા આવું ને ?'

'ના. લોંડ્રીમાં આપીશ. વેળાસર આપે નહીં તો પંચાત થાય.'

'આર્જંટ લાવીશ.'

'ના – ન લાવ્યો તો તારે શર્ટ દિલ્હી મોકલવાં પડશે.'

'દિલ્હી હું કેમ મોકલવાનોં ? તમારો શર્ટ હવે મને બરોબર થઈ રહેહે. તમારા જેટલો જ જાડો થયો સું હવે.'

અને તો પણ મેં ચુપચાપ નામુને શર્ટ ધોવાં આપ્યાં. આઠ દિવસ પછી મેં પૂના છોડ્યું ત્યાં સુધીમાં તે લાવ્યો નહોતો. ચોક્કસ અત્યારે તે વાપરતો હશે. હું ફરીથી પૂના જઈશ ત્યારે નિશ્ચિત તે મને મળશે. નફ્ફટાઈથી 'તમારો શર્ટ વાપરી નાંખ્યાં, સાહેબ' એવું કહેશે. તેનું ડાચું હવે હું જોવાનો નથી એમ હું કહીશ. અને આવું કહ્યા પછી પણ ફરીથી મારાં શર્ટ તેને ધોવા આપીશ.

તે હરામખોરમાં એવો કયો ગુણ છે તે મને કદી સમજાશે તેમ મને લાગતું નથી. સદૈવ કપડાંની દુનિયામાં રહેનારો છતાં આટલો નાગો માણસ બીજો કોઈ તો મારા જોવામાં આવ્યો નથી. મારા ઉજળિયાત અને કડક ઇસ્ત્રીવાળા સંસ્કારોને તેના ઉપર ગુસ્સો પણ આવે છે અને તેની ક્યાંક ઈર્ષ્યા પણ થાય છે – તેમાં જ મારું નામુ તરફનું આકર્ષણ છુપાયું હશે !

*(શ્રી પુ.લ.દેશપાંડેના મરાઠી પુસ્તક 'વ્યક્તિ આણિ વલ્લી'માંથી 'નામૂ પરીટ'નો અનુવાદ પ્રકાશક શ્રી પુ.ભાગવતના સૌજન્યથી)*

કૃતિઓની સુચારુ ભાત પાછળ દરિદ્રતા પણ છુપાતી નજરે પડે. ઊંડાણ વગરના એકના એક વિષયો કે પેટાવિષયો અને તીક્ષ્ણ નિરીક્ષણોનો અભાવ પણ એટલો જ કઠે. સર્જકત્વની જગ્યા ક્યારેક કેવળ ક્રાફ્ટસમેનશીપે લીધી હોય એમ પણ બન્યું.

પ્ર. : આપણી ચોપાસનું હતાશ કરી દેનારું વાતાવરણ – તમામ ક્ષેત્રે દેખાતો શતમુખ વિનિપાત, તળેઉપર થઈ ગયેલાં જીવનમૂલ્યો. આ બધાંનો પડઘો આપણા સર્જનમાં કેમ નથી પડતો? આપણા સર્જકનું વિશ્વ વધુ પડતું મર્યાદિત હોય એવું તમને લાગે છે ખરું?

ઉ. : શુદ્ધ સાહિત્યની વિચારણા અસ્તિત્વમાં આવતા ઘણા લાભો થયા અને થોડા ગેરલાભો પણ પરિણમ્યા. ગાંધીયુગના સાહિત્યને ફેંકી દીધું એની સાથે એમને ગાંધીજીને પણ ફેંકી દીધા. એટલે કે ગાંધીજીને સ્વીકાર્યા કે ન સ્વીકાર્યા એમ નહીં, પણ એ કુતૂહલનો વિષય જ ન રહ્યો. સર્જકોએ પોતાને શુદ્ધ સાહિત્ય પૂરતા સીમિત કરી દીધો. સાર્ત્ર એમણે અપનાવ્યો ખરો પણ અડધો. સાર્ત્રના અસ્તિત્વવાદે એમને આકર્ષ્યા, પણ સાર્ત્રનો માર્ક્સવાદ કે એની બીજી રાજકીય નિસબતો એમને સ્પર્શી નહીં. દર્શકના સર્જનના ટીકાકાર રહ્યા, પણ એમની 'સદ્ભિઃ સંગ' વાંચી પણ નહીં, વિવેચન પણ કર્યું નહીં. આધુનિક સાહિત્યના સિદ્ધાંતો અને તત્ત્વચર્ચામાં એમણે ખૂબ પ્રવીણતા મેળવી અને ઊંડાણ પ્રાપ્ત કર્યું, પણ એની બહાર એમનું મન ઉદ્યુક્ત ન થયું. એમનું મનોવિશ્વ સીમિત બની ગયું. 'મીં ગોડસે બોલતોય' નાટકની આસપાસના ઊહાપોહ ઉપર કેટલા ગુજરાતી સાહિત્યકારોએ ચર્ચા કરી?
'ભૂમિપુત્ર' કેટલા વાંચતા હશે, અલ્લાહ જાને. ભૂમિપુત્ર માત્ર દૃષ્ટાંત રૂપ છે. હમણાં આનંદ થયો કે કાન્તિભાઈ પટેલે એનું લવાજમ ભર્યું છે.

પ્ર. : 'શબ્દસૃષ્ટિ'ના દીપોત્સવી વિશેષાંકમાં તમે પત્રચર્ચા સહી ન શકે એવા આળા લેખકો સંદર્ભે આડકતરો ઉલ્લેખ કર્યો છે. તમને નથી લાગતું કે પોતાની કૃતિ વિશે સારું જ લખાય એવો મોહ સર્જકે ત્યજવો જોઈએ?

ઉ. : ટીકાત્મક લખાણ કદાચ કોઈ સહન નથી કરી શકતું. પણ જો ટીકા અંગત ન હોય, ઊંચા મંચ ઉપરથી ન થઈ હોય તો વિચારને સ્તરે થતી ટીકા સહન કરવા આપણે આપણી જાતને કેળવવી રહી. બને એવું કે કદાચ કોઈ

વાંચનારાઓની સંખ્યા ઘટી હોઈ શકે. આમ તો દૃશ્યમાધ્યમોના આક્રમણે વાચન માત્ર, અંગ્રેજી કે ગુજરાતી ઉપર અસર પહોંચાડી છે. છતાં એક બહોળો વાચકવર્ગ હંમેશ રહેવાનો. એક પ્રકારના લોકો હોય છે જેમને પુસ્તકો હંમેશા આકર્ષતા રહેવાનાં. હું નથી માનતી કે ઇન્ટરનેટ કૉમ્પ્યુટર એની જગા લઈ શકે.

પ્ર. : દૃશ્ય માધ્યમ કલ્પનાશક્તિને ખલાસ કરી નાખે છે એ વાત સાવ સાચી હોવા છતાંય વધારે ને વધારે લોકો પુસ્તકો છોડીને એ બાજુ વળી રહ્યા છે એવું નથી લાગતું ?

ઉ. : મને નથી લાગતું કે ખરા પુસ્તકચાહકો પુસ્તકો છોડી દૃશ્યમાધ્યમો પાસે જતા હોય. જે નથી વાંચતા એમને આમેય ફેર નથી પડતો. તમારી કલ્પનાશક્તિની વાત બરાબર છે. ઘણી વાર બીજી રીતે બેનમૂન અપીલ કરતી ફિલ્મો પણ મને પુસ્તકો જેટલી સંતર્પક નથી લાગી. પુસ્તકમાં કલ્પનાશીલતાએ ઊભું કરેલું સંકુલ કથાવિશ્વ ફિલ્મમાં સીમિત થઈ જાય છે, કંઈક સપાટી પરનું રહી જાય છે એવું અનુભવાયું છે.

પ્ર. : તમારી પેઢીનું માતબર વાચન, વાચનવ્યાપ પર માન થઈ જાય. તમને અમારી પેઢીની હાલત જોઈ ચિંતા થાય ખરી ?

ઉ. : નવી પેઢીની હું તો ઘણી રીતે પ્રશંસક છું. હિમ્મતથી અને આત્મવિશ્વાસપૂર્વક જે રીતે સ્ત્રીઓ બહાર આવી રહી છે તે જોવાનું મને ગમે છે. અમારા જમાનામાં કેટલાં બધા ઇનહિબિશન્સ હતાં ! આજે ટેલિવીઝન પર છોકરા-છોકરીઓને મુક્તપણે અભિવ્યક્ત થતા જોઉં છું ત્યારે દિલ ખુશ થઈ જાય છે. નિખાલસ પણ વધુ બન્યા છે. સાથે સાથે મધ્યમવર્ગનો કેટલોક બેવકૂફ વર્ગ પણ ઊભો થયો છે એની ના નહીં. બાકી દરેક આગલી પેઢીને પોતાની પેઢી વધુ સારી લાગતી હોય છે. આ ચક્ર ચાલ્યા જ કરવાનું.

પ્ર. : આપણા સાહિત્યિક વર્તુળમાં અધ્યાપન સાથે સંકળાયેલાઓની મોટી સંખ્યા સંદર્ભે ઘણી વાર ઘસાતું લખાય છે. સંપાદક તરીકે અને બુદ્ધિજીવી તરીકે તમે આ સંદર્ભે શું માનો છો ?

ઉ. : આવું હું નથી માનતી. તમે પ્રાધ્યાપક છો, પણ અરૂઢ છો ને. હા, એટલું ખરું કે કોઈ પણ રીતે સાહિત્ય સાથે ન સંકળાયેલો ધંધો કે નોકરી

કરતો હોય અને સર્જન કરતો હોય એ કરતાં વર્ગમાં સાહિત્ય સાથે પનારો પાડતા પ્રાધ્યાપકોને કમ્પલસન્સ વધારે રહે. પણ આખરે તો ગમે તે ક્ષેત્રમાં હો, મૂળ તો વ્યક્તિના કૌવત ઉપર આધાર રાખે.

પ્ર. : તમે ધર્મમાં માનો કે ઈશ્વરતત્ત્વમાં ? મને હંમેશાં ઈશ્વર ગમ્યો છે પણ ધર્મ કદી ગમ્યો નથી એટલે જ પૂછું છું.

ઉ. : ઈશ્વર કે ધર્મ એ રીતે મૂકવા કરતાં હું બીજી રીતે મૂકીશ. મને એટલી ચોક્કસ પ્રતીતિ છે કે આ દેખાય છે એટલું જ વાસ્તવ નથી, બીજું ઊંડું વાસ્તવ - અ ડીપર રીઆલિટી છે, પછી એને તમે ઈશ્વરતત્ત્વ કહો કે ન કહો. સારા અસ્તિત્વને પામવાની તો મારી ઝંખના, મથામણ હોય છે. મારાં લખાણોની પાછળ વાસ્તવનાં અનેક રૂપો અનેક રીતે જાણવાની ઈચ્છા મુખ્યત્વે પડેલી છે.

પ્ર. : લગ્નજીવન સાથે સંકળાતી જવાબદારીઓ તમારા વ્યક્તિગત વિકાસ/ શોખ/ વાંચન વગેરે કશે નડી હોય હોય એવું તમને લાગે છે ? આવી જવાબદારીઓ ન હોત તો તમે આ કે તે કરી શક્યા હોત એવું કદી તમને લાગ્યું છે ખરું ?

ઉ. : સાચું કહું તો ચાર પાંચ સરસ મિત્રોની સાથે ગપ્પાંગોષ્ઠી કરવી અને મન પડે તે વાંચવું એથી મોટી મહેચ્છા જ મને નહોતી. એક રીતે જોઉં તો મારી સ્વતંત્ર પ્રકૃતિ જોતાં મને પૂર્ણ સ્વતંત્ર જીવન ગમ્યું હોત એમ લાગે. પણ મને માફક ન આવ્યું હોત. કંઈક ઇન્ટ્રોવર્ટ હતી એટલે એકાકી થઈ ગઈ હોત. સારે નસીબે મારા લગ્નજીવનમાં હું અને હિમ્મત જે રીતે જીવીએ છીએ એમાં મને ખાસ્સી સ્પેસ અને સ્વતંત્રતા મળી રહે છે. મને નથી લાગતું કે લગ્નબાહ્ય મારો વધારે વિકાસ થયો હોત. કોઈ પણ રીતની જિંદગીમાં કંઈ પણ પૂર્ણપણે મળે છે ? કંઈક મેળવવું તો કંઈક ગુમાવવું એ જ જિંદગી.

(સંપૂર્ણ)

## સાભાર સ્વીકાર

*

<u>સ્ટેફાન ત્સ્વાઇક : ત્રણ કથા</u> : અનુવાદ : શરીફા વીજળીવાળા, પ્ર.ઈમેજ પબ્લિકેશન્સ, ૧-૨ અપર લેવલ, સેન્ચ્યૂરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬, મૂ.૧૦૦ રૂપિયા

<u>અર્જંપોત્સવ : ગઝલ સંગ્રહ</u> : 'અંજુમ' વાલોડી, પ્રાપ્તિસ્થળ : કંકાવટી પ્રકાશન, ૧૩-૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ, ઉધના, સુરત-૩૯૪ ૨૧૦, મૂ. ૭૦ રૂપિયા

<u>મયુરાક્ષી : કાવ્યસંગ્રહ</u> : પિયુષ પંડ્યા, 'જ્યોતિ', પ્રકા. પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, મ્યુ.કોર્પો.સામે, ઢેબર રોડ, રાજકોટ-૧, મૂ.૪૦ રૂપિયા

<u>કેફ : ગઝલસંગ્રહ</u> : દિનેશ દેસાઈ, પ્રકા. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨, મૂ. ૫૦ રૂપિયા

<u>મારી ગઝલ : ગઝલ સંગ્રહ</u> : હિરાલાલ 'ચિરાગ', પ્રકા. પોતે, ૧૫૦, તરુણ નગર, છાણી જકાતનાકા, વડોદરા-૩૯૦ ૦૦૯, મૂ. ૩૦ રૂપિયા

# સમાચાર

• વડાપ્રધાન અટલ બિહારી બાજપેયીએ પત્રકારોને જણાવ્યું હતું કે કાશ્મીરની સ્વાયત્તતાનો ઠરાવ શક્ય નથી. ફારુખ અબ્દુલ્લા એન.ડી.એ.માંથી છૂટા થવા માંગતા હોય તો તેમને અમે રોકીશું નહીં.

• કોંગ્રેસ પક્ષના ખજાનચીપદેથી એહમદ પટેલે રાજીનામુ આપ્યું છે.

• આંતરરાષ્ટ્રીય ટેલિફોનના દરોમાં ૨૦%નો ઘટાડો કરવામાં આવશે.

• ભુવનેશ્વરના પ્રાણીસંગ્રહાલયમાં વિશ્વમાં દુર્લભ એવા ૧૦ વાઘનું મૃત્યુ ડૉક્ટરોની બિનકાળજીને કારણે થયું છે.

• સૌરાષ્ટ્ર અને કચ્છમાં ઠેર ઠેર સંતોષકારક વરસાદ થયો છે.

• જાહેર ક્ષેત્રની બેંકોના ૮૪ હજાર કર્મચારીઓને માટે સ્વૈચ્છિક નિવૃત્તિ યોજના અમલમાં મુકાશે.

• સોફટવેરની નિકાસોમાં ગયા વર્ષની સરખામણીમાં ૫૧%નો વધારો થયો છે.

• મોટા ભાગની હડકવાવિરોધી રસીઓ હલકી ગુણવત્તાવાળી પુરવાર થઈ છે.

## પદપ્રાંજલિ / હરીશ મીનાશ્રુ

૧

સાધો, ચલ કંદરની અંદર
મેં બોલા : ગોરખ આયા, તું બોલા : ચેત મછંદર

ધડક ધડક ધડકે તે ધણી
બેધડક ધસે તે બંદા
મુકુલ મનોહર શયનકક્ષમાં
કેલિ કરે મકરંદા

ગર્ભગૃહમાં પેઠાં તે ક્ષણ મંદર હુવા સમંદર

તમે તર્જની ધરો ને
પ્હોંચો પકડે તે પરખંદા
પ્હોંચો ધરો તો પ્હોંચાડી દે
નિજ નગરી આણંદા

એ જ સિકંદર, કદરદાન અનહદનો મસ્ત કલંદર

२

સાધો, પેઢી જાય છો ફૂલી
મહાજન મટીને મનવા મારા, થઈ જા તું મામૂલી

વખત અને વખની સાથે
ના કરીએ કદી અખતરા
ગજા બહારનું મહંત માફક
ગણગણ કરે મગતરાં

મઠાધીશને કોણ ચિરંતન ચીંધે એક મઢૂલી

ત્રિભુવન આખું લીધું ટાંચમાં
ભલભલાને ભૂ પાઈ
ધૂળ ચાટતાં કરી દીધાં
પરબ્રહ્મ તણા પિતરાઈ

મુરશિદ ગર્જે, રમણીરંડા, તું કિસ ખેતકી   લી

૨ : ૨૦૦૦, આગસ્ટ

૩

સાધો, કડું અને કરિયાતું
કોણ અરધિયા વડે ખંતથી અમરત અમને પાતું

હિકમત ખેલે હકીમ ને
હાકેમ હુકમ ફરમાવે
મુરશિદ બંનેની ઉપરવટ
જઈ ધાર્યું કરી લાવે

ચઢઊતર ના કરે એવડા પ્રેમથી શું ચઢિયાતું

તંત ન છોડું, સંત ભલેને
વાત ચડાવે ટલ્લે
જાત રોકડે ફટકારીને
હરિ પધરાવું ગલ્લે

અમે શરાફી પેઢી ખોલી જ્યાં મુફલિસનું ખાતું

૪

સાધો, કપૂરનાં વૈતરિયાં
સંત કનેથી લઈ છિપોલી, અમે ઉલેચ્યા દરિયા

સૂર જોગિયાનો સૂણતાં તો
જોગવટો લઈ લીધો
અહો સૂરાવટ સુરા બની
ચકચૂર પિયાલો પીધો

વિજોગણી કાયા પર કામણ કરે તાવ ને તરિયા

છપ્પનભોગે અભરે ભરી
તુલસીદલની પતરાળી
સ્વાતિનાં ટીપાંથી તરસી જિહ્વા
અમે પલાળી

ભજનભોજમાં અમે સહુને હાકેટમ નોંતરિયા

ગઝલ / અંજુમ 'વાલોડી'

ગોંધાઈને રહે તો ભલા ક્યાં સુધી હવા,
ફુગ્ગાને ફોડી દઈને જુઓ નીકળી હવા.

ઝરણાં, પહાડ, બાગ, વનો, રોશની હવા,
મારી સફરમાં સાથ નથી એકલી હવા.

મેં સાંભળ્યું ખરું, પણ હું સમજી શક્યો નહીં,
જાણે શું એની વાતમાં કહેતી હતી હવા.

આખર સુધી એ સાથ નહીં મારો છોડશે,
હું જ્યાં સુધી જઈશ, જશે ત્યાં સુધી હવા.

પામે એ ઉડ્ડયનની મઝા શી રીતે ભલા?
જ્યારે કે એની પાંખને લાગી નથી હવા.

ક્યારેક મનના બારણે ખખડાટ સાંભળી,
જોયું બહાર જઈને તો જાણ્યું, હતી હવા.

'અંજુમ', થયો છે શહેરની આબોહવાથી તંગ,
આવે ન યાદ કેમ પછી ગામની હવા.

## પ્ર-પંચતંત્ર / પ્રાણજીવન મહેતા

એક

સિંહે ચોણીઆની નાડી જરી કસીને બાંધી
ઉપર પહેરેલ બંડીના ખુલ્લા બુટાન
એક પછી એક બીડ્યા.
એક નજર પોતા મેર કરી વિચાર્યું :
બધું ઠીકઠાક લાગે અબ તો ભલા.
પણે સજીધજી નવી નવેલી નવોઢાશી બેડી
સિંહણ સામે તીરછી નજરે નિહાળી,
વાંકા વળી ફેર અરીસે જોયું.
માથું મૂછ ઠીકઠાક મઠાર્યા.

દરબારગઢથી બહાર નિસરી
સિંહ-આસને બિરાજમાન થયો.
વાત એમ કે –
આજ સહુ પશુગણ સમક્ષ
એનું સંભાષણ યોજાયેલ.
તેની પૂર્વ તૈયારી સ્વરૂપે વરુ શિયાળ
સિંહની અડખેપડખે ઘૂમી – ફરી રહ્યા.

થોડી પળમાં તૈયારી થઈ ચૂકી.
શિયાળના હાથમાં પ્રવચન-પ્રત ફરફરી રહી.
વરુ પણે વ્યવસ્થાતંત્રમાં અટવાતો વ્યસ્ત ફરતો રહ્યો.

પશુગણ એકઠું થાવા મંડ્યું.
જ્યાં જોગજગા મળે ત્યાં તેમ ગોઠવાઈ બેસતું.
એવામાં સિંહને ઊધરસ ઉપડી.
ઊધરસ જરા આકરી – સિંહના સ્વભાવ જેવી –
એટલે ગર્જના થઈ હોય એવો ભાસ સહુને થયો.
પશુગણે ગણગણ પટમાં પડતી મેલી, સ્વસ્થ થઈ
ચૂપચાપ સરવા કાને સંભાષણ સુણવા તત્પર થયા.

મૂળે વાત જાણે એમ હતી કે –
શિયાળના સૂચનથી સિંહે શિકાર-સંશોધનસત્ર યોજેલું
એ ઉપક્રમે આ આજની સભાનું આયોજન થયેલું.
સિંહે પણે સિંહ-આસને બેઠાં બેઠાં એક નજર
સામે બેઠેલા પશુગણ તરફ કરી;
શિયાળ સામે જોયું શિયાળ સમજી ગયું.
એણે સભાને પ્રારંભિક ઉદ્‌બોધન કરી
પ્રવચનપ્રત સિંહને સુપરત કરતાં કહ્યું
હવે સિંહમહોદય એમનું વક્તવ્ય રજૂ કરશે.

સિંહે થોડું વિચારી પ્રવચનપ્રતમાં ડોકિયું કર્યું.
શિયાળના અક્ષર એની લાળી જેવા લાંબાટૂંકા
અને એની ચાલ જેવા વાંકાચૂકાં સિંહને જણાયા.
અક્ષર ઉકેલી વાંચવાની તકલીફ થાતાં પડખે ઊભા
વરુ કનેથી ચશ્મો માંગી આંખે ચડાવ્યો.
ફેર બધું ઉકેલવા યત્ન કરી જોયો પણ ઠેરનું ઠેર.

ચશ્મેથી પ્રતમાનું ઉકેલવામાં સિંહને મૂંઝવણ નડી.
એટલે ખોંખારો ખાઈ, ખિજવાઈ
શિયાળને પ્રત પરત કરતાં કહ્યું :
: લે, બાંડિયા, તું જ વાંચ આ બધું તારું બખડજંતર;

લાળી જેવા ઉટપટાંગ આ અખ્ખરને ઉકેલ
ને બધું ઉકાળ; આટોપ ઝટ હવે :
શિયાળે હસીને પ્રવચન-પ્રત હાથમાં લીધી.
પશુગણસભા સમક્ષ શરૂઆત કરી :

: અહીં એકત્ર થયેલ સહુ જણગણજન
તમે સારી પેઠે જાણો આપણે શાને ભેગા થયા છીએ તે અંગે.
છતાં થોડી ચોખવટ જરૂરી
આપણે શિકાર સંશોધન સત્રના ઉપક્રમે
કશુંક ઠોસ વિચારવા, વિચારી વિચારને નક્કર સ્વરૂપ
આપવા એકઠા થયા છીએ અત્રે.
મૂળ મુદ્દો એ કે
હવે વન જંગલઝાડી સઘળું ઘસાવા માંડ્યું.
તમે સહુ જાણો છો, દિવસો મારી લાળી જેવા લાંબા
તો વળી રાતો આ ટાંટિયા જેવી ટૂંકી થાવા મંડી.
આવા કપરા સમોમાં શિકાર શોધવા રોજેરોજ
અહીંથી ત્યાં ને ત્યાંથી વળી ક્યાં આથડવું ભટકવું
એ હવે બધું ગત-યુગનું ગણાય મારે મન :

શિયાળ થોડું અટકી જરી સિંહ સામે મલકી, પછી સભાગણ સમક્ષ
નજર કરી ફરી પ્રતમાં ડાચું ઘાલી આગળ બોલ્યું :

: ઉમેરવાનું એટલું જ કે
અમારે મત શિકાર જાતે જ સ્વસ્થ મન-શરીરે

શિકારી કને જઈ જાત સમર્પી દે.
આજના આ આધુનિક વન-યુગમાં આપણે એકઠા મળી
આગળ વિચારી એ મુજબ વર્તવું રહ્યું.
તમારા સહુની અનુમતિ-સહમતિની હું અપેક્ષા રાખું :

હોઠને ખૂણેથી ટપકતી લાળને ગળે ઉતારી
શિયાળ આગળ વધ્યું :

: વળી સહર્ષ ઉમેરવાનું કે, વધુ વિચારણાને અંતે
એવું પણ નક્કી કર્યું છે
કે આ ઉપક્રમેથી શાકાહારી – ફલ – ઘાસાચારી
પશુપ્રાણીઓને બાકાત રાખવા.
ગાયબળદ ભેંસપાડો બકરાંઘેટાં સહુ ઘાસપાનચારી
પ્રાણીગણને આ શિકારસત્ર વિચારણાથી અળગા તારવવા.
જે શિકાર કરતું નહીં કદી
કદા શિકાર તેનો થાય તે શેં વળી, ભલા ?
અંતે ફરી ઉમેરું, આશા રાખું આ યુગપ્રવર્તક
સત્રવિચારણામાં આપ સહુ એકત્ર થયેલ મન-તનપૂર્વક
સહમત થશો જ થશો.

શિયાળે આખરે પ્રવચન પૂરું કર્યું
ઘડીપળ પશુગણસભામાં સોંપો પડી ગયો.
સહુ એકબીજાના કાનમાં કશું ગણગણી રહ્યા.
સહમતિ-અનુમતિ પ્રશ્ને એકમત થઈ શક્યા નહીં.
તુરંત લોંકડીના અધ્યક્ષપદે એક અલગ સભાનું આયોજન થયું.
સર્વાનુમતે ઠરાવ પસાર થતાં બધા
સિંહ-શિયાળ સમીપ આવી ઊભા.
સર્વ વતી સસલું બોલ્યું :

: વનરાજ, અમારી એક અરજ સુણો.
અમે સહુ આપની પ્રજા.

આજથી પ્રતિજ્ઞા લઈ જાહેર કરીએ છીએ
કે અમે પશુગણ પણ આજથી જ ઘાસચારી ફલાહારી
જીવન વિતાવશું. શિકાર સૂંઘમાં કે ઊંઘમાં પણ નહીં તે નહી.
મનવચન કર્મકાયાથી શાકાહારી જીવન આ ભર્યાભાદર્યા વનમાં વીતાવશું.
અમને આપની આ શિકારવિચારણા સત્રથી તુરંત
મુક્ત કરો, અમારી આપને આજીવ-ભરી વિનંતિ છે.

સસલા વચન સિંહ શિયાળ વરુ સુણી રહ્યા.
થોડી વાર સભામાં સોંપો પડી ગયો.
શિકાર વિચારણાસત્ર સભા વિખેરાઈ
ધુવાંપુંવા થતું શિયાળ
સસલા પર ધસી જવા તત્પર થયું.
સિંહે પંજાની આડશે શિયાળને વાર્યું.
વરુ પણે ગૂપચૂપ કંઈક ગોઠવી રહ્યું.

છેવટ, શિયાળે પડખે પડેલ સૂક્કું તણખલું ઉપાડી,
પ્રવચન-પ્રતપાને ભેરવી
પ્રત સિંહને પરત સોંપી
શિયાળ કશું કહેવા જતું હતું
પણ સિંહને વિચારગ્રસ્ત ભાળી થંભી ગયું.

આસને બેસી
પ્રતમાં ભેરવેલું તણખલું કાઢી
દાંત ખોતરતો, પાંપણ પટપટાવતો
સિંહ સૂનમૂન કંઈક વિચારી રહ્યો.

બે

સાવ માંયકાંગલો કરોળિયો ઝાડડાળે બે પાંદડા વચ્ચે
જાળું બાંધવા યત્ન કર્યા કરે.
માંડ એક તાર સામે છેડે મેળવે ત્યાં ત્રણ તૂટેલા ભાળે.
અંતે થાકી જઈ અધબાંધેલા જાળા ખૂણે ભરાઈ બેઠો વિચારે.
– શું કરવું હવે ?

એવામાં ત્યાંથી જનગણમન ગણગણતું મચ્છર પસાર થયું.
મચ્છરનું ધ્યાન કરોળિયા પર પડતાં
એ થોડે દૂર એક પાંદડે જઈ બેઠું
કરોળિયાને સંબોધી કહ્યું.

: એલા કરોળિયા, આમ ભલા કેટલા દિ તું ખૂણો પાડીશ ?
કાંક જાત સામે જો તો ખરો.
સૂકાઈ કેવો સળી સમાન થઈ ગયો છે તે તો ભાળ તું તને.
અરીસે ઊભી તારી જાતને જોઈશ
તો તું તને ક્યાંય નહીં ભળાય, ભોળારામ.
કંચન જેવી કાયાનો વળી કાંક તો વિચાર કર.
આમ દિ આખો લાળ કાઢી જાળ ગૂંથવા જાય
તે તો ઠીક પણ તાંતણા તૂટતાં જાય ને કાયા ઘસાતી ચાલે,

તેનું તો વિચાર, વા'લા. :
કરોળિયો એકચિત્ત મચ્છરને સાંભળી રહ્યો.
પૂછ્યું : તારી વાત સોળ આના ને ચારપાઈ સાચી.
પણ મારે કરવું શું તે તો કે' ભલા ? :

મચ્છર ઉત્તર આપતાં બોલ્યું :
તારી આ જાળમાં માખીવંદા, કીડીમકોડા આવી અટવાય
ક્યારેક વળી માખી જેવા ભોળાભટ્ટ બુદ્ધિના બેલ આવી ફસાય.
તેથી તારી કાયામાં કાંઈ ફેર ના પડવાનો તે નક્કી જાણ.
એ બધાં માંદા મૂડદાલ મૂવેલને ચૂસી તારું શરીર સુધરી રીયું.
મને એક વાત સૂઝે. તને ઠીક લાગે તેમ કર :
કરોળિયો મચ્છર ભણી કાન માંડી એકીટશ જોઈ રહ્યો.
મચ્છરે આગળ ઉમેર્યું.
: પહેલાં તારું શરીર થોડું જમાવ.
હાડ-પાંસળીએ થોડો મેદ મલાવ,
પછે એક મસ મોટું જાળું બાંધ; નીચે થડ બખોલે.
હં, પછી જો તને કાનમાં કહું –

અહીંથી હાથીઘોડા પસાર થાય રોજબરોજ.
એકદિ લાગ જોઈ ફસાવ એકને.
એકાદ હાથી કે ઘોડો કે છેવટ ટટ્ટુ વા ખચ્ચર
ફસાયે તારું જીવનભરનું દળદર ફીટી જાશે ફટ્ટ દેતું;
તે તું નક્કી જાણ.
કરોળિયો મચ્છરવાત સાંભળી મુંઝાયો, પૂછ્યું :
: પણ એલા એ, હાથી ઘોડાને ફસાવવા કેમ
તે તો કે' મને જરી ?

મચ્છરે કરોળિયાની મૂંઝવણ દૂર કરતાં કહ્યું :

: એ બધું તું મારી પર છોડ. તું પહેલાં તારું શરીર કેળવ.
જાળું બાંધ પછી મારો જાદુ જો. હું છું ને –
કહેતુંક મચ્છર ત્યાંથી છૂમંતર ભણી ગયું.
કરોળિયો મચ્છર ચીંધ્યા કામે લાગી ગયો.
થોડા દિ વિત્યે મચ્છર આવી પૂગ્યું. મચ્છરને જોઈ
કરોળિયાએ પોતાની જાળરચના દાખવી.
મચ્છર કરોળિયાના ખંત તેમ જ ધીરજને મનોમન વખાણી રહ્યું.
અગાઉ ગોઠવ્યા મુજબ એ તો ફરરર ઊપડ્યું.
દૂરથી આવતા હાથી ઝૂંડને ભાળી ગણગણતું મચ્છર
હાથીસૂંઢે બેસી ડંખ્યું.
હાથી ખીજવાયો. સૂંઢ હવામાં આમતેમ ફેરવી ફંગોળી
મચ્છરને મહાત કરવા પ્રયત્ન કર્યો.

મચ્છર પણ સજાગ.
જરા આગળ ઊડે, પાછો હાથી સૂંઢે ગોઠવાય.
લાગ જોઈ ડંખે, આમ કરતાં બંને ઝાડબખોલ પાસે આવી પૂગ્યા.
મચ્છર તો પછી ઊડી જઈ
ઊંચી ડાળે પાંદડે બેસી હીંચકા ખાવા મંડ્યું.

હાથીને પોતાની જાળ ભણી આવતો ભાળી
કરોળિયો હરખાયો.
ખીજવાયેલા હાથીએ સૂંઢ ઉપર તળે કરી.
મચ્છર તો ક્યાંય આટલામાં હાથીને દીસે નહીં.
ખીજમાં ને ખીજમાં હાથીએ એક ઊંડો શ્વાસ લીધો.
સૂંઢમાં ભરી મેલેલ પાણીની એક ફૂંકે
બખોલને પખાળી-ફૂંકી દીધી.

કરોળિયો અચાનક આવી ચડેલ વંટોળથી

ડઘાઈ જ ગયો.
પળમાં એ તો જાળાથી દૂર ફંગોળાઈ દૂર પટમાં જઈ પટકાયો.
જાળું તૂટી વેરણછેરણ વેરવિખેર થયું.
પણે મચ્છર ઉપલી ડાળે બેઠું નિરાંતે આંખો મીંચી હીંચી રહ્યું.

હાથીને પેલી ગમ જતો ભાળી
કરોળિયો કરોડરજ્જુના મણકા
માંડમાંડ ગોઠવતો
પાછો બખોલ તરફ જવા સરક્યો.

## બે રચના / નિર્મિષ ઠાકર

### બે જ ભાષા

દિન-પ્રતિદિન આપણી વચ્ચેનું કમ અંતર થશે
મન-નયન એ બે જ ભાષા છે, ને ભાષાંતર થશે

રૂપ તારું તો તરંગિત થઈ જશે, મારો પ્રણય –
એ જળે ડૂબી જનારો ક્ષણજીવી કંકર થશે

છે કલા ! જોખી શકાશે શ્રેષ્ઠતાના ત્રાજવે ?
લાસ્યરૂપે પાર્વતી, ને તાંડવો શંકર થશે

શ્હેરની એ સભ્યતાઓ રાતભર જાગ્યે જશે
ગામડાની કોઈ ગોરીનું હૃદય જંતર થશે

'હું નથી'ની હદ પછીયે હોય છે અસ્તિત્વ, જે –
જલ, અગન, વાયુ, કદી પૃથ્વી, કદી અંબર થશે.

## તે હું જ છું

વાદળે, તેજે, વિહંગે વ્યક્ત છે, તે હું જ છું
આસમાની હર પ્રસંગે વ્યક્ત છે, તે હું જ છું.

મૌન છો, તો થાય છે પ્રતિબિંબ શાને બોલતાં ?
આપનાયે રૂપરંગે વ્યક્ત છે, તે હું જ છું

આંખ મીંચો ને પછી દેખાઉં ના એવું બને ?
કલ્પનોનાં અંગઅંગે વ્યક્ત છે, તે હું જ છું.

લાગણીઓ શબ્દદેહે છાપતાં દેખાઉં ના
હર ઉદાસીને ઉમંગે વ્યક્ત છે તે હું જ છું.

રિક્તતાઓ જઈ ઢળે છે અશ્રુઓનાં ગાનમાં
સાંજની એ જલતરંગે વ્યક્ત છે, તે હું જ છું.

નામ 'નિર્મિષ'થી નથી હોતો કદી અભિવ્યક્ત હું
હર સ્વયંભૂ શબ્દસંગે વ્યક્ત છે, તે હું જ છું.

૧૬ : ૨૦૦૦, ઑગસ્ટ — કંકાવટી

## વિનતાપુત્ર ગરુડની કથા : પૂર્વ ભૂમિકા / સંકલન : શિરીષ પંચાલ

સોમ દ્યુલોકમાં હતા અને દેવતાઓ આ લોકમાં. દેવોએ ઇચ્છા કરી કે સોમ અમારી પાસે આવે, અને આવેલા સોમ સાથે યજ્ઞ કરીએ. તેમણે બે માયા સર્જી : સુપર્ણી અને કદ્રૂ. સુપર્ણી એટલે વાણી અને કદ્રૂ એટલે પૃથ્વી. તેમણે બંને વચ્ચે ઝઘડો કરાવ્યો.

બંને ઝઘડવા લાગી : 'આપણામાંથી જે સૌથી વધારે દૂરની વસ્તુ જોઈ લેશે તે બીજી પર વિજય મેળવશે.' કદ્રૂએ કહ્યું : 'ભલે.'

સુપર્ણીએ કહ્યું : 'આપણામાંથી જે સૌથી વધારે દૂરની વસ્તુ જોઈ લેશે તે બીજી પર વિજય મેળવશે.' કદ્રૂએ કહ્યું : ભલે, જો.

સુપર્ણીએ કહ્યું : 'આ પાણીની પેલે પાર એક શ્વેત અશ્વ થાંભલા પાસે ઊભો છે. હું એને જોઉં છું. શું તું પણ એને જુએ છે ? '

કદ્રૂએ કહ્યું : 'હું જોઉં છું. એનું પૂછડું લટકી રહ્યું છે. પવન એને હલાવી રહ્યો છે એ હું જોઉં છું.'

હવે જ્યારે સુપર્ણીએ કહ્યું કે 'આ પાણીની પેલે પાર'તો પાણી (સલિલ)નો અર્થ વેદી. એ વેદીનો નિર્દેશ કરવા માગતી હતી. 'થાંભલા પાસે એક શ્વેત અશ્વ ઊભો છે' બોલી ત્યારે શ્વેત અશ્વ એટલે યજ્ઞ અને થાંભલો એટલે યૂપ. કદ્રૂએ જ્યારે કહ્યું કે 'એનુ પૂંછડું લટકી રહ્યું છે અને એને વાયુ હલાવે છે. એ હું જોઉં છું.' ત્યારે એ માત્ર દોરડું જ હતું.

ત્યારે સુપર્ણીએ કહ્યું : 'ચાલો ત્યાં સુધી ઊડીએ અને કોણ વિજયી થયું છે તે જોઈએ.'

સુપર્ણી ત્યાં સુધી ઊડી અને કદ્રૂએ જે કહેલું તે સાચું નીકળ્યું. જ્યારે તે પાછી આવી તો કદ્રૂએ પૂછ્યું : 'તું જીતી કે હું ?' તેણે કહ્યું : 'તું'. આને સૌપર્ણીકા દ્રવ વ્યાખ્યાન કહે છે. ત્યારે કદ્રૂએ કહ્યું : 'ખરેખર મેં તને જીતી લીધી. દ્યુલોકમાં સોમ છે, દેવોને માટે તું લઈ આવ, અને દેવોના ઋણમાંથી મુક્ત થા.' 'ભલે.' તે છંદ લઈ આવી અને એ ગાયત્રી દ્યુલોકમાંથી સોમને લઈ આવી. એ સોમ બે સુવર્ણપાત્રો વચ્ચે હતો. પલક માત્રમાં એ પાત્ર તેજકિનાર દ્વારા બંધ થઈ જતાં હોય છે. એ પાત્ર હતાં દીક્ષા અને તપ. એની રક્ષા સોમરક્ષક ગંધર્વો કરતા હતા. એ જ ધિષ્ણી અને એ જ હોતા.

તેણે એમાંથી એક પાત્ર ખોલીને દેવોને આપ્યું. તે દીક્ષા હતી. દેવોએ એના વડે પોતાને દીક્ષિત કર્યા.

હવે બીજું પાત્ર ખોલ્યું, દેવોને આપ્યું. તે તપ હતું. દેવોએ એનાથી તપ કર્યું.

[શતપથ બ્રાહ્મણ (૩ : ૬ : ૨)]

મનુ પાસે એક બળદ હતો. તેમાં અસુરને તથા શત્રુને મારનારી વાણી પ્રવેશી ગઈ. જ્યારે એ હુંકારતો અને બરાડતો ત્યારે અસુરો મરી જતા હતા. ત્યારે એ અસુરોએ કહ્યું : આ બળદ તો આપણો ભારે અનર્થ કરે છે. એને કેવી રીતે મારવો ? અસુરના ઋત્વિજ કિલાત અને આકુલિ હતા.

એ બંને બોલ્યા 'કહે છે કે મનુ શ્રદ્ધાળુ છે. એની પરીક્ષા લઈએ.' તેઓ મનુ પાસે ગયા અને બોલ્યા 'હે મનુ, તમારા માટે યજ્ઞ કરવો છે'

'શાના વડે ?'

'આ બળદ વડે.'

'ભલે.' બળદ મૃત્યુ પામ્યો એટલે વાણી ચાલી ગઈ.

તે મનુની પત્નીમાં પ્રવેશી. તેને બોલતી સાંભળીને અસુરો મરી જતા હતા ત્યારે અસુરો બોલ્યા, 'આ તો વધારે ખરાબ થયું. માનવી વધારે બોલે છે.' કિલાત અને આકુલિએ કહ્યું, 'મનુ શ્રદ્ધાળુ છે. એની પરીક્ષા લઈએ'. તેઓ મનુ પાસે ગયા અને બોલ્યા કે 'હે મનુ, તમારા માટે યજ્ઞ કરવો છે'

'શાના વડે ?'

'તારી પત્ની વડે.'

'ભલે.'

એ મરી ગઈ એટલે વાણી તેમાંથી ચાલી ગઈ.

હવે તે યજ્ઞ અને યજ્ઞપાત્રોમાં પ્રવેશી, પેલા બંને તેને કાઢી શક્યા નહિ. અસુર અને શત્રુને મારનારી વાણી આ પથ્થરોમાંથી નીકળે છે, જે આ વાત જાણે છે તેને માટે જ્યારે આ અવાજ કરવામાં આવે છે ત્યારે તેમના શત્રુઓને નુક્સાન પહોંચે છે, જ્યારે તે આ મંત્ર ભણીને પથ્થરો અથાડે છે કે 'તું મીઠી વાણીવાળો કૂકડો છે' ત્યારે વાસ્તવમાં તે દેવો માટે મીઠી વાણીવાળો અને અસુરો માટે વિષયુક્ત વાણીવાળો હોય છે. એટલે તે કહે છે 'જેવો તું દેવોને માટે હતો તેવો તું અમારા માટે પણ થા.' ફરી તે કહે છે અમારા માટે રસ અને શક્તિ લાવ.

## ખર્યું પાન / રતિલાલ 'અનિલ'

પવનનો હેલારો આવ્યો અને ડાળને વળગી રહેલું સૂકું પાંદડું ખરી પડ્યું નહીં. અલગ થઈને પવનની ગતિએ અને દિશાએ દોડવા માંડ્યું... એ 'સૂકા ઉલ્લાસ' પણ નિરખવા યોગ્ય બન્યો. પાન પણ ઘરડાં થાય છે, એમને પણ વૃક્ષવિરહ નજીક હોવાનું અનુભવાતું હશે, શું તેઓ એ કારણે ઉદાસ થઈ જાય છે? લીલાં પાન વચ્ચે સૂકું પાન પોતાની હાજરી વિચિત્ર જેવી અનુભવતું હશે? પેલું પાન ખરી પડ્યું ત્યારે લીલાં પાન સૂર્યપ્રકાશે ચળકતાં અને પવનના પ્રવાહમાં તણાવાનો આભાસ રચતાં હતાં. નદીકાંઠે પાણીમાં પડેલો કાંઠેના વૃક્ષનો પડછાયો પાણીના પ્રવાહમાં તણાવાનો દેખાવ કરે છે, પણ હોય ત્યાં જ રહે છે! પવનના પ્રવાહમાં તણાવાનો આભાસ રચતાં લીલાં પાન પોતાનું સ્થાન છોડતાં નથી. સૂકું પાન ઉલ્લાસે દોડી ગયું ત્યારે લીલાં પાન માત્ર તણાવાનો આભાસ રચતાં હતાં.

હવે મને પણ ખર્યું પાન કહેવામાં આવે છે પણ મેં કાળના પ્રવાહમાં દોડવા માટે સ્થાન છોડ્યું નથી! કદાચ એ મારો નિર્ણય બની શકે એમાં સમયના તેડાગરને કોઈ વાંધો તો શું, સંમતિયે નહીં હોય!

માણસ સ્મૃતિએ વળગેલો હોવા છતાં છૂટો હોય છે. પાંદડાં કેવાંનસીબદાર કે એ જ્યાં ફૂટ્યાં ત્યાં જ એમને જીવનભર પોષણ મળતું રહે છે, પણ માણસ માટે એવી કોઈ બાંયધરી નથી, લંબાયેલી ડાળે ચમકતાં ફરકતાં પાંદડાંઓને એક હાથની કેવી 'બાંયધરી' મળી ગઈ છે. સંસારવૃક્ષની ઉપમા યોજનારા વિજ્ઞાની જેવા ચોક્કસ લાગતા નથી. દિવસની લીલા જુઓ તો માણસ ઘર

છોડી જીવાઈ માટે બહાર જાય અને પાછો વળે. આ માણસના જીવનને સરિતાની ઉપમા પણ અપાય છે, પણ સરિતા સરતી રહે છે પણ સરી જતી નથી, 'રહે' છે ! એનો પંથ ખાસ્સો લાંબો અને પથ્થરિયો, જંગલિયો ય હોય છે, એણે પોતે જ પોતાનો માર્ગ કર્યો હોય છે. મારે ગાંધી માર્ગે ચાલવું કે ટિળક માર્ગે ચાલવું એવો સંકલ્પ એને કરવાનો હોતો નથી, નદીઓ પોતે જ પોતાનો માર્ગ કરે છે, એના પ્રવાહવેગથી કે જીવનબળથી, તે પછી એ માર્ગ બદલતી નથી. નદી કદાચ મહાપુરુષો જેવી હશે, જેઓ ચાલે છે તે જમીન, દિશા 'રસ્તો', 'માર્ગ' થઈ જાય છે. જેઓ પોતે પોતાનો માર્ગ કરી શકતા નથી તેઓ કોઈ આદર્શ માર્ગે જવાનો સંકલ્પ કરે છે. દૂરની વાત કરે છે કે નિશ્ચય કરે છે, કદાચ પરંપરાનું નિર્વહણ કરે છે અને ખરી પડવાનો સમય આવે ત્યારે પેલા નિશ્ચયના લેખાંજોખાં લેતો નથી. વૃક્ષ પોતે જ નિશ્ચય હોય છે ! એણે સંકલ્પ કરીને પોતાથી દૂર ક્યાંય જવાનું હોતું નથી. વૃક્ષ જીવે ત્યાં સુધી પોતે જ સ્થિર સંકલ્પ હોય છે. ઓછા પોષક તત્ત્વોવાળી જમીન મળી, જમીનમાં પાણીનું તળ ઊંચું છે કે નીચું – એ અંગે એ મૌન પાળે છે, માત્ર મૂળિયાં પોષણની દિશામાં અંધારે ઊલટી કહેવાય એવી દિશામાં ચૂપચાપ પ્રવૃત્ત હોય છે. અમારે અંધકારમાં ક્યાં કેવી રીતે આગળ વધવું એવી ફરિયાદ એ કરતાં નથી. એમને મૌનવ્રત પાળવાનો સંકલ્પ લેવાનો હોતો નથી ! પાગલ પવન વૃક્ષને હચમચાવે છે કે કોઈ દિશામાં તાણવાનો પુરુષાર્થ (ના, એ પ્રયાસ નથી હોતો ! પવન ઘણી વાર 'પુરુષ' અનુભવાય છે ! ) એ વહે છે ત્યારે વૃક્ષરવ આવે છે અને એ રવ ભાષા બને છે કે કેમ તે માણસ હજી નક્કી કરી શક્યો નથી. એ રવ માત્ર સ્વર કે એને વ્યંજનો ખરાં ? અરે પવન જ સ્વર બને છે અને વૃક્ષરવ પર્ણરવ કરતું હોવાનો ભાસ રચે છે. એ 'જીવનરવ' હોય છે. લીલાં, સૂર્ય તેજે ચમકતાં લીલાં પાન તો પ્રકાશ વિશે કશું કહેતાં નથી, પણ વૃક્ષનાં મૂળો અંધકાર વિશે શું કહે છે તે જાણવાનો ભારે ઉમળકો છે પણ એ ભૂમિ છોડી ભૂમિની બહાર નહીં આવે અને હું અંધારી ભૂમિમાં

શ્વાસ લેવાનું હજી શીખ્યો નથી એટલે ઉમળકો બહુ તો કલ્પના સુધી પહોંચે. વૃક્ષ મૂળ માછલી ન બની શકે.

જીવન એક ગતિ છે (અને મરણ ગતિ નથી ?) પણ વૃક્ષ તો જાણે દિશાઓ જાણતું જ નથી એવા મર્મમાં એક જ સ્થાને ઊભું છે, એની જીવનગતિ તો છે પણ આકાશની દિશામાં ! આ 'દિશા' આપણી, માણસની ભાષા છે, કારણ કે એ પૃથ્વી પર અહીંથી તહીં જાય છે. ગયો હોય ત્યાંથી પાછોયે ફરે છે. પોતાની આવ-જાની સમજ બીજાને આપવા એ દિશા અને 'માર્ગ' શબ્દોનો પ્રયોગ કરે છે. વૃક્ષને ગાવું નથી પડતું 'દશે દિશા જાગીરી યે !' માણસે દિશાઓ નક્કી કરી એટલે કબીરને 'દશે દિશા જાગીરીમેં' એવો ઉલ્લેખ કરવો પડ્યો.

ખરેલાં પાંદડાંને કોઈ દિશા હોતી નથી, દિશા પવનની હોય છે અને તે તો ક્યારેક મારી મા મને કહેતી એવા 'વંચર' પણ હોય છે. (આ 'વંચર' શબ્દ 'વનચર'નો અપભ્રંશ હશે ?)

અષાઢ છે, વર્ષા નથી છતાં પવન એકધારો, ચાલતાં ચાલતાં અદૃશ્ય ઠેકડા મારતો એકધારો દોડે છે. નવું ઘર પવનની દિશામાં નહીં, માર્ગમાં આવેલું લાગે છે ! ઊતરતી ગ્રીષ્મનો બેચેન, વિહ્વળ કરી મૂકતો અનુભવ એણે થવા દીધો નથી. એ બારીમાંથી આવી ચોપડાં, ચોપાનિયાંને એમના સ્થાનેથી ઉપાડીને પોતાની દિશામાં સાથે લઈ જવાનો પુરુષાર્થ કરે છે, એને વારવા ગતિ સાથે ગતિ ન કરે એ માટે સૌને વજનમાં, 'દાબમાં' રાખ્યાં છે, જોકે કોઈનેય દાબમાં રાખવાં એ કંઈ ઠીક ન કહેવાય. હું યે 'વજન' હોઈશ એટલે એકધારા વહેતા પવન વચ્ચે કોઈ કોઈ વાર આમતેમ 'મચડાતો – સ્થિર' બેઠો છું, છતાં મને 'ખર્યું પાન' કહેવામાં આવે છે ! પેલું ખરેલું પાન તો કોણ જાણે ક્યાં હશે ? હશે ખરું ? પાંદડું કે પાંદડાં જીવન કે મૃત્યુની દિશા નક્કી કરતાં નથી અને ખરેલાં પાંદડાં તો બધી દિશામાં હોય – વૃક્ષ જોતું હશે કે જીવન અને મરણની ભૂમિ જુદી નથી હોતી. આ તો માણસે પોતાની ગતિની નોંધ રાખવા માટે, ગતિની ઓળખ માટે ભાષા રચવાનો પ્રપંચ કર્યો એની શબ્દલીલા લાગે છે !

## માંદા હોવું / રતિલાલ 'અનિલ'

માંદા હોવું એટલે ? માંદગીના બિછાને બેસીને વિચારું છું ત્યારે જમીન પર સાદી પથારી પર અને એન્જિનની જેમધફ્ધફ્ થતો કિશોર મને જોઉં છું. નવાં ઘરે પણ સરનામું મેળવી આવી ગયો છે. એને નાઈટડ્યુટી પસંદ હોય તેમ લાગે છે. મચ્છર પોતે જાદુગર હોય છે. આપણી નજરે પડે અને પ્રતિકાર માટે કંઈ પણ કરીએ ત્યાં અદૃશ્ય થઈ જાય. તમે શાંત થાવ ત્યાં મચ્છરની હાજરી અનુભવાય એનું ઠેકાણું શોધી કાઢો ત્યારે તે ઠેકાણું છોડી ગયો હોય. એકલો હજારને હરાવી દીયે એમ બારોટ કહે છે. તે આ મચ્છર માટે જ હશે. હજાર આવે તો તો એ કેવળ અપરાજિત થઈ જાય. કાનમાં કહેવાની કળા મચ્છર જાણે છે. પોતે હાજર છે એ કહેવા કાન પાસે આવે ત્યારે આપણે માત્ર પોતાનો કાન જ પકડી શકીએ ! નાનપણથી કોઈ અતૂટ સાથી રહ્યો હોય તો આ મચ્છર ! શહેરમાં પાંચ જગ્યા બદલી તો નવા કોઈ ઠેકાણે ક્યાંથી સરનામું મેળવીને આવી જ જાય છે અને કાનમાં કહે છે હું આવી ગયો છું !

પેલો જમીન પરની ગોદડી પર પડ્યો સસડે છે, શરીર આપોઆપ ઊંચુંનીચું થાય છે 'એ તો તાવ ઊતરી જશે' એવું આશ્વાસન મળે. આવું તો આને ને ઘરમાં સહુ કોઈને કોઈ કોઈ વાર થાય જ છે. મુદતિયો છે તે મુદત પૂરી થતા ઊતરી જશે. આવું સામાન્ય જ્ઞાન ! વાત પણ ખરી આજે સસડીને આવ્યો તો કાલે નહીં આવે પણ પરમ દિવસે અચૂક આવવાનો ! મુદતિયા એટલે ત્રીજિયો – દર ત્રીજા દિવસે અચૂક આવતો તાવ.

'આવ્યો છે તે ઊતરી જશે' એવું આશ્વાસન પણ ફરી ક્યારે મળશે તે

કોઈ નહીં જાણે ! બહુ તો માથે ટાઢા પાણીનાં પોતાં મુકાય. જે કંઈ પીવા અપાય તેની ઊલટી. બરફમાં પંખાવાળો આવ્યો હોય તો તેની પાસે ખરીદેલા બરફનો ગાંગડો ચૂસવા મળે. હાડકાં હચમચાવી નાંખનારો એ તાવ એક અંગત અનુભૂતિ, સાક્ષાત્કાર. ઈશ્વરનો સાક્ષાત્કાર તો જીવનમાં ન થયો પણ આ મેલેરિયા તાવનો સાક્ષાત્કાર દર ચોમાસે અને કોઈ વાર એડવાન્સ જેવો ઉનાળે પણ આવે. ઘરના ઉપાયો થાય. કાળી ચા, તુલસીનાં પાન નાખેલી કાળી ચા, કોઈ કડવો કાઢો, તાવ ઊતરી ગયે મરણતોલ થયેલા પોતાને મળે તે મોઢામાં મૂકે કે મોં તેને કાઢી મેલે. 'કશું ટકતું નથી' આટલું જ નિદાન, કાળી ચા આપો. તાવ ઊતરી ગયેલ, લોથપોથ નહીં પણ સાવ લોથ ! હાથ ઊંચકાય નહીં ! બસ શૂન્ય નજરે કણસતા માળની છત સામે જોયા કરો. એક સાક્ષાત્કારને મૂંગા મૂંગા સમજ્યા કરો ! એવી લોથને શેરીના ડૉક્ટર પાસે લઈ જવાય પણ નાઝી સોલ્જરને પોલાંડ કે ફ્રાન્સવાળા હાંકી કાઢી શક્યા છે ? આ તો તાવ લંબાયો એવું નક્કી થઈ જાય ત્યારે મોંઘા ડૉક્ટરને ત્યાં લઈ જવાનું વિચારાય. મામલો ગંભીર થઈ જાય ત્યારે છ આનાવાળા ડૉક્ટરને પાંચ રૂપિયાવાળો બનાવી ઘરે તેડવો કે કેમ તેની અવઢવ ચાલે. પાંચ રૂપિયા એટલે ? પાંચ મણ બારસી જુવારનો કોથળો આવે. ઘરનાને ઠીક લાગે (પોતાને નહીં !) ત્યારે છ આનાવાળા ડૉક્ટરને ત્યાં લઈ જવાય. અંગ્રેજ લોર્ડ જેવો, એવું જ કમરની ય ઉપર પહોંચતું અને ખભા પરના પટાએ ઊંચકી રાખેલું ભવ્ય પાટલુન. સફેદ કોલરવાળું, સોનાના બટનવાળું ખમીસ. આંખે સોનેરી ફ્રેમના ચશ્મા. લોર્ડ સ્ટાઇલની માવજતથી વધારેલી, સાચવેલી દાઢી, માયાળુ તોયે સત્તાવાહી સાદ, બહુ ઓછું બોલે. બે-ચાર જ જરૂરી પ્રશ્નો પૂછે અને જે પ્રવાહી દવાને ટીકડી મળે તેમાં ક્વીનાઇન જ હોય ! ઘરમાં 'એગ્યુમીક્ચર'ની બાટલી તો હોય જ. તે ડૉક્ટરે આપેલી દવા જેવી – મોઢામાંથી પાછી આવે. એક વાર તો મુદતિયો એટલે એકવીસ દિવસે ઊતર્યો. છ આનાવાળા ડૉક્ટર પાંચ રૂપિયાવાળા ડૉક્ટર થાય તે ઓછું હોય તે નાડ હાથમાં લેતા જ કહે : ગરમ પાણી મૂકો. ઇન્જેક્શનની સિરિંજને ગરમ પાણીમાં શુદ્ધ કરવાની ! રડવા જેટલું પાણીયે દર્દીની આંખમાં ન હોય ! પોતાની સાથે શું થાય છે તે માત્ર જોયા કરવાનું, ક્યારેક ચીસ પાડવાની !

અનુભવો સૂની આંખે જોયા કરો અને શરીર ઉત્પાત કરવા માંડે તેના આત્મભાવે સાક્ષી થાઓ ! માંદા પડવું એટલે... એક નામ પાડી ના શકાય તેવો મૂંગો સાક્ષાત્કાર. અકથ્ય, અવ્યક્ત. હોસ્પિટલે થતા ઓપરેશન તો પીડારહિત હોય છે... આ પીડા એટલે, એટલે, આઠ-દસ વર્ષનો બાળક શું કહે ? ક્ષીણ સાદે 'બહુ દુઃખ થાય છે' એટલું કહે. મૃત્યુની નજીક પહોંચી જઈને પાછા ફરવું તે માંદા પડવું... બસ, સૂની આંખે સહુને મોટે ભાગે આખી રાત માળની છતને જોયા કરો. કણસો તો કહે અલ્યા, 'અમને તો સૂવા દે !' મામલો લંબાય ત્યારે ખબર લેવા આવનાર શરૂ થાય. ઘરના સાથે વાતો કરે અને કોઈ તો 'આવા તાવમાં મરી ગયો' એવું બેધડક કહે ! મરી જવું એટલે શું એ જાણવાનું તો બાકી હતું. તાવે એવો અને ક્વીનાઇને એવો બહેરો કરેલો કે સંભળાય નહીં એટલે સમજાય પણ નહીં. તાવ ઊતરે ત્યારે પછેડી રેબઝેબ (દર્દી નહીં) એટલે બદલવા જેવી લાગે. ખબર કાઢવા આવેલા મોસંબી લઈ આવે. 'કુમાર'માં લખેલા વાક્ય 'ગરીબનો દીકરો માંદો પડે તો મોસંબી જુએ' તેનું મૂળ આવા સાક્ષાત્કારમાં. ગ્લુકોઝના બાટલા ? અરે પાવડર ગ્લુકોઝ પણ નહીં. ત્યારના ડૉક્ટર બહુ પ્રભાવિત, દર્દ પારખવામાં, ઉપચાર કરવામાં સીન્સીયર. 'ગરીબનું ઘર જુએ એટલે કાંજી, કોફી, ફ્રુટસ એવા શબ્દોયે ન બોલે. ફરજ પ્રત્યે ખૂબ ગંભીરત એટલે તો એક વાર કાળા પડી ગયેલા ચહેરાના કંકાલ રૂપે પણ માંદગીમાંથી ઊઠ્યો. શું નામ પાડીશું એ માંદગીનું ? મૂઢ કરી દે એવો સાક્ષાત્કાર ! માંદગીમાંયે તાવ ઊતરી ગયે સૂની આંખે મૂઢ ભાવે બસ જોયા કરો... એકધારું જોયા કરો... ત્યારે શહેરમાં પાકી ગટર નહીં એટલે દર ચોમાસે મેલેરિયા થાય. કોઈ પકડીને લઈ જવાનો પ્રયત્ન કરે અને ઊંચકીને લઈ જવાનું સાહસ કરે ત્યારે શરીર કચકચ કરે. 'માંદા પડવું એટલે' – ઠેઠ સિત્તેર વર્ષ પાછળ જવું પડે ! આ તો કાંઈ માંદગી છે. તમે નામ પાડી શકો છો. શું થાય છે એ કહી શકો છો... આ કંઈ માંદા પડવું છે ? ક્વીનાઇને બહેરું કરી નાંખેલું કાળું પડી ગયેલું બાળકંકાળ... આવા છોકરાને જરા સારું લાગે એટલે કામે ધકેલવાનો... આજે એવું નથી, એમને કહી પેલી ઝુપડપટ્ટીમાં મેલેરિયામાં પટકાઈને પડ્યા છે તે સીત્તેર વર્ષ પરનો હું જ છું. કેટલા કોને માટે સમય અને ડૉક્ટરી સાયન્સ આગળ વધતા જ નથી !

૧૯૪૨માં સાબરમતી જેલમાં ગયો તો ત્યાં પણ આ મેલેરિયાનો મચ્છર મારું સરનામું શોધતો આવી ગયો. બેરેકમાંથી જેલના બીજે છેડે હોસ્પિટલ કહેવાતા દવાખાને લઈ ગયો અને પૂરા બે માસ રાખ્યો. મોટે ભાગે હું એકલો જ, બીજો જુવાન સુરતના સામા ખાટલે આવ્યો તેને મરતો જોયો ! પણ ન મને ભય કે મરી જવાનો અંદેશો. મૂઢતા તો ન કહું એટલે 'સાક્ષીભાવ' કહું છું. સૂનકારને શ્વસું કે સૂંઘું નહીં, બંને અનાયાસ ચાલ્યા કરે ! રાત્રે બે કેદી વોર્ડરની પગચંપી કરે, મારે માટે તો બસ એનિમા અને લાલ પાણી એ ઉપચાર હતો ! જેલને છેડે સાવ અટૂલું દવાખાનું. રાત્રિનો સૂનકાર સૂની આંખે જોયા કરું. સમજવા મથું પણ નર્યો મૂઢ... જીવનનાં એકાંતોમાંની જેલનું આ બે માસનું એકાંત હજી સ્મૃતિમાં લંબાયા કરે છે... દવાખાનાનો સ્ટાફ બનેલા બે કેદી અને લાંબી સજા પામેલો વોર્ડર ! ન્યાય જુઓ. જે ગંભીર ગુનાસર પાંચ-સાત સાલની કેદ પામ્યો હોય તે વોર્ડર થાય ! એ ખૂની કે બહારવટિયો પણ હોય. એવો ખૂંખાર માણસ જ કેદીને વશમાં રાખી શકે એવું ગણિત ! કોઈ બોલાશ નહીં, પેલા ડૉક્ટર કે સ્ટાફ બનેલા બેની બહુ ઓછી હરફર, વાત કરે તે દૂર જઈને. ચકલી ખરી પણ એ તરફ નહીં. છોટા ચક્કર તરફ. ત્યાં અનાજના દાણાનો અણસાર ખરો. ગૃહસ્થ જીવન નહી એટલે કબૂતર ક્યાંથી હોય ? પણ કબૂતરના વંશનું, શરીરે ટપકાવાળું, કબૂતરના નાના કદનું પક્ષી... જિંદગીમાં પ્રથમ વાર ત્યાં જોયું, માણ્યું પણ ખરું. દિવસના દવાખાના તરફના એકાંતમાં એનું 'પ્રભુ, તું !' પ્રભુ તું !' સંભળાયા કરે. આ 'પ્રભુ તું' નામ કાકાસાહેબે પાડેલું છે ! જેલ છોડ્યા પછી એ પક્ષીને જોયું નથી તો બોલતું સાંભળું તો ક્યાંથી ? દક્ષિણ ગુજરાતમાં એ ક્યાંક હશે તો ખરું, બલકે છે, પણ એ છે ત્યાં હું નથી. જેલનો સાથી વોર્ડરને વીનવીને સમજાવી શકે તો મને 'જોવા આવે !' બે માસમાં એકાદ વાર શરૂઆતમાં આવ્યો હશે. જેલમાં કાગડો ખરો. કાગડો માત્ર જંગલમાં જ ન હોય એ સમજવા પાંચ વર્ષ ગિરનારના જંગલમાં પછી ગાળેલા ! રાત્રિના એકાંતને જાગતો રહી સમજવા પ્રયત્ન કરું પણ સમજાય નહીં ! કાચા કામના કેદી હોય તો કાચા જ્ઞાનના કેદી ન હોય ? દિવસે જેલ પરના આકાશ પરથી પોપટનું ટોળું સાદ કરતું ચાલ્યું જાય, નજીકમાં સાબરમતી સ્ટેશન એટલે ટ્રેઇનની

આવ-જા. શન્ટીગ, સિસોટી, વરાળ છૂટવાનો અવાજ રાત્રે ક્ષીણ થઈને જેલછેડેના દવાખાને આવે. વસ્તી જેવું લાગે. બે માસમાં મને સાથ આપવા ચારેક જણ આવેલા ! એક તો સામા ખાટલે વળી સુરતનો જુવાન મરણ પામ્યો, બીજા એક-બે દિવસ. બબ્બે માસ જેલના ખરેખરા એકાંતનો એકલો સાથી હું જ ! 'જીવાદાંડ'નવલ બેળે બેળે વાંચી અને એક દિવસ તો એનું પાત્ર જ સામા ખાટલે આવી ગયું એટલે એકાંત ભરીને વાતો કરી... ચરોતરી ભાષા અને ઉચ્ચારનો અનુભવ નહીં, સાક્ષાત્કાર કર્યો. તે માટેની તમામ અનુકૂળતા હતી.

હવે જેલની બહાર જીવતો આવ્યો તેની વાત કરવાની રહે છે. દાદાસાહેબ માવળંકર રોજ દવાખાને આવે અને 'કેમ, રૂપાવાલા શેઠ !' એવો ટોળ કરે. જીવ હળવો કરી નાખે. એ બી ક્લાસના કેદી એટલે પોતાને મળતા દૂધ અને પાઉં દવાખાને મોકલી આપે ! તે સિવાય તો કેદીને સવારે કોઠો સાફ કરવા કાંજી અપાય તે જ પીવા જેવી અને બરાબર પીતો... બાકી બાજરાના કાળા બે રોટલા અને પાણીવાળી ભાજી, દરદી માટે પણ ! જેલમાં ડૉક્ટરો પણ પકડાઈને આવેલા. દાદાસાહેબે એક ડૉક્ટરને મારો કેસ સોંપેલો. યુદ્ધકાળમાં જેલ બહાર ક્વીનાઇન ન મળે પણ દાદાસાહેબે રાજ્યના ગવર્નર સાથે લખાપટ્ટી કરીને પોતાના ખર્ચે કહે છે કે કિલો ક્વીનાઇન મેળવેલું ! બીજા વિશ્વયુદ્ધના સમયે જેલ બહાર પણ ક્વીનાઇન અપ્રાપ્ય હતું. દાદાસાહેબ સવારે રાઉન્ડ મારી જાય. એ જ જાણે હોસ્પિટલના હેડ ડૉક્ટર ! એમના ગયા પછી ડૉક્ટર આવે. ભેટો થઈ જાય તો આ કેસ કેવો છે તો એની તપસીલ પૂછે જ. તાકીદ પણ કરે. એ ડૉક્ટર આજે આ પડખે, તો કાલે બીજા પડખે ક્વીનાઇનનું ઇન્જેક્શન આપી જ જાય ! નહીં જેવી વાત કરે. મામલો જાણે પછી શું પૂછે ? અને હુંયે એવો બાઘો (રીઝર્વ નહીં !) કે પૂછું નહીં ! જેલમાંથી છૂટવાના થોડા દિવસ પહેલાં હોસ્પિટલેથી છુટ્ટી મળી ત્યારે લંગડાતો લંગડાતો બેરેકે ગયો ! જેલમાંથી છૂટ્યા પછી મહિનાઓ સુધી પલાંઠી વાળીને બેસાય નહીં. બંને પડખે દોઢેક માસ સુધી મળેલો ક્વીનાઇનનાં ઇન્જેક્શનો સીધો ચાલવા ન દે કે પલાઠી વાળીને બેસવા ન દે એટલાં કઠે. માત્ર બેરેકનો વોર્ડન લેવા આવેલો ! એની સાથે લંગડાતો બેરેકે, ભવ્ય એકાંત છોડીને ભરી

વસતીમાં આવ્યો... માંદગીની બીક, દર્દ અને મૃત્યુનો ભય સાવ અજાણ્યા રહ્યા. એનું આજેય આશ્ચર્ય થાય છે છતાં કહેવું જોઈએ કે એ મૂઢતા નહોતી. ઘરે પણ માંદગીની જાણ નહી ! ગભરાટ છૂટે એવી કપરી સ્થિતિ હતી અને મૃત્યુને પણ અવકાશ હતો... અને છતાં ગભરાટ કે ભયનો કશો ભાવ નહીં ! એક નવા સઘન અનુભવ તરીકે જ એ માંદગીને એન્જોય કરી. વધેલી ઉંમરે, વધેલા જ્ઞાને વારંવાર માંદગી આવી અને હવે તો એ સ્ત્રીલિંગી છેવટ સુધી મિત્ર લાગે છે. જ્ઞાન એ માત્ર જાણકારી ન રહેતા અમુક સ્થિતિમાં સૂક્ષ્મ કે ઘેરો ભય બની જાય છે. બહુ વખણાતું જ્ઞાન આવું છે !

૨૮ . ૨૦૦૦, ઓગસ્ટ કંકાવટી

## છોકરાંવ ભણો છોવ કે... / તારિણીબહેન દેસાઈ

'છોકરાંવ ભણો છોવ કે ટેપણાં ફાડો છોવ.'

આમ બોલતાં બોલતાં દાદાજીનો દિવસ ઊગે. બધાં છોકરાંઓને સવારે તો દાદાજીને જવાબ આપવાની જરાયે નવરાશ જ નહીં. કારણ બાળકોની સવાર તો સ્કૂલમાં જવા માટે તૈયાર થવામાં જાય અને મમ્મીની સવાર બાળકોને તૈયાર કરવામાં. પણ... સાંજે આવીને છોકરાંઓ તરત જ દાદાજીને પૂછે –

'દાદાજી ! ઓ... દાદાજી ! અમે તો જાણે ભણવા ગયા, પણ... તમે તો ટીપણાં જ ફાડ્યાંને ?'

આનો જવાબ દાદાજી ક્યારેય ના આપે. પણ... ટીપણાં ફાડવાં લખ્યા તો કરે જ. હા... થોડા હસે પણ ખરા. બસ... છોકરાંઓની અને દાદાજીની આટલી જ વાત. બાકી દાદાજી તો આ છોકરાંઓનાં મમ્મી-પપ્પાનાં પણ દાદાજી જ હતા. તેઓ પોતાનાં પૌત્રને ઘેર રહેતા હતા. પૌત્ર અને પૌત્રવધૂ બંને – એમની ખાતિરદારી કર્યા કરે. બસ... એટલું જ, બાકી દાદાજીને તો એ બંને સાથે વાત કરવાની ફુરસદ જ નહીં. વળી એ બંનેને તો ફુરસદ ક્યાંથી જ હોય... બીજાં કામોને લીધે ?

દાદાજીની ઉંમરનાં કેટલા બધા માણસો – બાગબગીચે બેસવા જાય, ક્લબમાં જઈ પાનાં રમે, દરિયાકિનારે વૉક લેવા જાય અને તાજી હવાને માણી ઓક્સિજનવાળી હવા શ્વાસમાં ભરી તંદુરસ્તીથી જીવે. ત્યારે દાદાજીને તો એવું કશું જ નહીં. જાય ક્યારેક બહાર પોતાની રીતે, અત્યાર સુધી એમનાં કોઈ દોસ્તદારો છે એવું છોકરાઓએ તો જાણેલું જ નહીં. કોઈને ઘેર એ

ગયેલા પણ નહીં. તેથી છોકરાંઓ પણ એમ જ માનતા થઈ ગયેલા કે જુવાનીમાં જ મિત્રો હોય બુઢાપામાં ના હોય. કારણ હોય તોયે આટલે વર્ષે તો મરી જ ગયા હોય ને ? જો મરી ના ગયા હોય તો... મોતિયાને લીધે આંખે દેખતા ન હોય, વાને લીધે ચલાતું ના હોય, આંતરડાં નબળાં પડી ગયાં હોય એટલે બરાબર ખવાતું ના હોય – તેથી અશક્તિને લીધે ચાલીને અહીં આવી કેવી રીતે શકે ?

પણ... દાદાજી આખો દિવસ લખતા હોવાને લીધે ઘરનાં બધાંને જ કુતૂહલ ખરું – એમનાં લખવા બાબંતનું. કારણ જ્યારે પોતે પેશાબપાણી કરવા આઘા ગયા હોય ત્યારે પણ તરત જ પોતાનાં ઈસ્કોતરામાં એ લખાણ મૂકી તાબડતોબ એને તાળું મારી દે. તેથી ઘણી વખત એમની પાસે જઈને લખાણ જોવાનું મન પણ થાય. પછી તરત જ થાય કે એ જે કરતા હશે તે કરતા હશે. એમાં આપણને શું ? એટલું તો ઉત્તમ છે કે આપણને ડીસ્ટર્બ નથી કરતા. હવે આપણે જો એમને ડીસ્ટર્બ કરીએ તો પછી આપણને જ ડીસ્ટર્બન્સ થઈ જાય. હા... થોડા ઘણાં પૈસા ખરચ થાય છે... પેનનાં અને શાહીનાં તેમજ પેપરનાં. પણ... એ તો બધું ઠીક છે. એમનાં પેન્શનમાંથી ખરચે છે. બાકી બીજી કોઈ લત હોત તો... કેટલો બધો ખર્ચો થાત ! એ બધો ખર્ચો કાંઈ એમનાં પેન્શનમાંથી ના નીકળત ! વળી એવી તેવી કોઈ ઊંધી-છતી લત હોય તો... આપણને ખબર પણ કેવી રીતે પડે ? એમને પૂછે પણ કોણ ? એ તો જો દાદીમાં હોત તો... એ બધું સંભાળી શકે.

પણ... છોકરાંઓને, ઘેર આવનાર બધા મહેમાનોને થતું –

'દાદાજી લખે છે શું ?'

ઘરનાં લોકો બહારનાને તો કહી જ દેતા કે એમને જે ગમે છે તે લખે છે. અમે એમને એમનાં લખવામાં ડીસ્ટર્બ નથી કરતા. પણ બહારનાના પૂછવાથી ઘરનાને પણ બહુ જ મન થયું જાણવાનું. પણ હવે જાણે કેવી રીતે ? એમનાં કોઈ મિત્ર જીવતા હોય તો... બધું ખબર હોય – એમનો સ્વભાવ તેમ જ એમની રુચિ. ઘરનાને વિચાર આવ્યો કે બાજુમાં ઘણાં વર્ષોથી એક કુટુંબ રહે છે. તેમાં એક વૃદ્ધ પણ છે. તેમની પાસેથી થોડુંઘણું જાણવા પૌત્ર અને પૌત્રવધૂ બંને પહોંચ્યા એમને ઘેર. ત્યાં જઈને પૂછ્યું –

'ભાઈ ! તમારા દાદાજી ઘરમાં છે ?'

આ બંને અત્યાર સુધી એમને ઘેર આવેલા નહીં તેથી ઘરનાં બધાં થોડા વિચારમાં પડ્યા. પણ... પછી એમને પોતાનાં દાદાજીની પ્રવૃત્તિનો થોડો ઘણો ખ્યાલ આપ્યો. તેથી ઘરવાળા ભાવથી બંનેને બીજા રૂમમાં બેઠેલ પોતાનાં દાદાજી પાસે લઈ ગયા. ત્યારે દાદાજીતો ધ્યાનથી માળા ફેરવતા હતા. એમની માળા પૂરી થયા પછી 'જયશ્રીકૃષ્ણ' કહી વાત શરૂ કરી. પોતાના દાદાજીની સતત લખવાની વાત કાઢી. કેમ આમ આખો દિવસ લખ્યા કરે છે તે અમારે જાણવું છે, વળી એમના મિત્રો ક્યાં છે, અને કોણ કોણ છે તે પણ જાણવું છે. 'પાડોશમાં રહેતાં હોવાથી તમારી સાથે પણ મિત્રતા તો હશે જ ને.'

એના જવાબમાં વડીલ બોલ્યા –

'જો... દીકરા ! જતા આવતા અમારે સાહેબજી થાય. બસ... એટલો જ અમારો સંબંધ. પણ... એમનાં એક મિત્ર રેસકોર્સ પાસે રહે છે તેમ જ બીજા રાણીબાગના સર્કલ પાસે. બાકીના બધા મિત્રો તો મરી ગયા લાગે છે.'

'ઠીક તો... દાદાજી અમે જઈએ ? જયશ્રીકૃષ્ણ... અમે આપને ઘણાં ડીસ્ટર્બ કર્યા. કારણ અમે જરા વિચારમાં પડ્યા છીએ કે દાદાજી આટલું બધું લખે છે શું ?'

'જો... ભાઈ ! હવે જવાનો સમય આવી ગયો છે. જે કાંઈ કરીએ તે ઓછું જ છે. ભગવાને જુદા જુદા માણસોને જુદી જુદી પ્રવૃત્તિમાં રાખ્યા છે. તે પ્રમાણે એ કરે રાખે છે. જુઓને... ભાઈ ! હું આખો દિવસ માળા ફેરવ્યા કરું છું. તમારા દાદાજી આખો દિવસ લખ્યા કરે છે. એમ દિવસ પૂરો થાય છે.'

'આભાર વડીલ ! અમે હવે બીજે જઈશું થોડી ઘણી તપાસ કરવા.'

'નમસ્તે... નમસ્તે' કરી બધા છૂટા પડ્યા – એમનાં ભાઈબંધનાં નામ-સરનામાં લઈને. પછી બંને પેલા રેસકોર્સવાળા મિત્રને ત્યાં ગયા. તો ખબર પડી કે તેઓ તો ક્લબમાં ગયા છે, બ્રીજની ટુર્નામેન્ટ છે તેથી. ત્યાંથી પછી પેલા રાણીબાગવાળાને ત્યાં ગયા તો... તેઓ પણ બહાર ગયા છે નાટક જોવા. એમણે જ પાછળ પડીને નાટક જોવાનું કહ્યું એટલે ઘરનાં એમને લઈ ગયા છે. વળી રસ્તામાં એમના ત્રીજા મિત્ર મળ્યા. જેમને આ લોકો ઓળખતા

હતા. તેઓ બહારગામથી આવી રહ્યા હતા. બંનેએ એમને પૂછ્યું –

'ક્યાં જઈ આવ્યા કાકા ?'

'દીકરા ! અત્યારે તો હું બદ્રીકેદારથી આવ્યો છું. પણ... મારું ઊતરવાનું સ્ટેશન આવશે ત્યાં સુધી તો મારે ભ્રમણ જ કરવાનું છે ને ?'

આમ બધાની પોતાની રીતની ફિલસૂફીને સાંભળવાની મઝા તો આવી જ. પણ... દાદાજી માટેની તો કાંઈ જ ખબર પડી નહીં. બંનેને પાછો વિચાર આવ્યો –

'દાદાજી ભગવાનના જપ તો નહીં લખતા હોય ને ? કારણ ઘડપણમાં તો બધા ગોવિંદ જ ગાય છે. પણ... ક્યાં ગોવિંદનું સ્મરણ કરતા હોય છે એ જ બસ... જોવાનું.'

આમ તો આ લોકો વૈષ્ણવ હોવાથી 'શ્રી કૃષ્ણ શરણં મમ' લખતા હોય, કે પછી 'ઓમ્ નમઃશિવાય' પણ.. કારણ એમનાં ખાસ મિત્ર શંકરભક્ત હતા. વળી એમનો નાનપણનો લંગોટિયો મિત્ર ગાયત્રી મંદિર કરીને બેઠો હતો અને એણે મૂર્તિની નીચે એક ભોંયરું કર્યું હતું જ્યાં આવા જપ લખીને લોકો મૂકતા હતા. તો શું દાદાજી ગાયત્રીમંત્ર –

'ઓમ્ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યમ્, ભર્ગોદેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ।'

ત્યાં ભોંયરામાં મૂકવા માટે તો લખતા નહીં હોય ને ? વળી એમનાં માશી રામભક્ત હતા એટલે દાદાજી રામભક્તિમાં લીન હોઈ 'શ્રીરામ જયરામ જયજયરામ' લખીને પણ મંદિરે આવતા હોય. પણ એ બંનેને તેમનાં બાપુજીએ કહેલું યાદ આવ્યું કે તેઓ ભણવામાં ઘણાં નબળા હતા તેથી કોઈ મહારાજે એમને ગુરુનો મંત્ર – બોલવાનો કહ્યો હતો પણ એ મંત્ર – 'દેવાનામ્ ચ ૠષિણામ્ ચ' તો ઘણો અઘરો મંત્ર છે... તેઓ એ મંત્ર તો બોલી જ શકતા નહોતા તો લખી શું શકે ? બે ચોપડી ભણેલો માણસ ?' ખરેખર તો તેઓ કોઈ ભગવાનનાં ભક્ત છે કે નહીં તે પણ ખબર નથી. પણ... ઘરડાં માણસો સામાન્ય રીતે ભગવાનનું કાંઈ ને કાંઈ કરતા હોય છે તેથી બંનેએ દરેક મંદિરે જઈ પૂછવાનું વિચાર્યું. પહેલાં તો બેઠક મંદિરના પૂજારીને જ વાત કરી. એમને પૂછ્યું –

'પૂજારી મહારાજ ! કરુણાશંકર બાપાલાલ પરીખ અહીં દર્શને આવે છે કે ?'

'જુઓ... ભાઈ ! એવા તો ઘણા ભક્તો આવે છે, પણ... અમે કાંઈ એમને નામ પૂછતા નથી. દર્શન કરીને જતા રહે. ઘણાં તો રોજ જ આવે છે.

છેવટે પોતાનાં મનનાં સમાધાન માટે – અંબામાતા, શંકર ભગવાન રામચંદ્રજી હનુમાનજી રણછોડજી ગાયત્રીમાતા આમ જેટલાં મંદિર યાદ આવ્યા તેટલાં મંદિરે ગયા. તો પહેલા જેવો જ જવાબ મળ્યો. તેથી તેઓ બંને હારીથાકીને ઘેર આવ્યા. જોકે એ નિમિત્તે દરેક ભગવાનનાં દર્શન થયાં એ ખરું.

આ લોકોને – પોતાનાં મનમાં સવાલ હતો તેનાથી વિશેષ બીજા લોકો પૂછે છે તેઓને જવાબ શું આપવો એ હતો. કારણ 'તેઓ શું લખે છે તે ખબર નથી' એમ કહેવું વાહિયાત લાગતું; કુટુંબનાં માણસ માટે તેમજ તેઓ શું લખે છે તેવું એમને પોતાને જ પૂછવું તે પણ પાછું યોગ્ય લાગતું નહોતું. વળી બંનેને એમની લખવાની લીંક તોડવી નહોતી. જોકે લીંક જેવું તો ખાસ કશું નહોતું. પણ જે કાંઈ હતું તેમાં ખલેલ પહોંચાડવી નહોતી. આમ દિવસો જતા ગયા.

એક દિવસ દાદાજી ઊઠ્યા. તૈયાર બેયાર થયા અને કશેક જવા ઊપડ્યા. આમ તો થોડે થોડે દિવસે બહાર જતા ખરા. પણ... એમનો સ્વભાવ એવો હતો કે એ ક્યાં જાય છે તે કોઈ દિવસ કોઈએ એમને પૂછવાનું નહીં. એ તો ટોક્યા કહેવાય. એવું પૂછવાથી કામ થતું નથી. એમને પૂછવાની કોઈની હિંમત પણ ચાલતી નહીં. ને દાદાજી તો ગયા. પણ... ટીનેજર છોકરાંઓને ઘણું કુતુહલ થયું – નિનાદ અને નિખિલ, મોના અને ટીના બધાને જ. આ વખતે દાદાજી જ્યારે બહાર ગયા ત્યારે એમનો ભાઈબંધ નિખિલ ઘરમાં જ હતો. તે જરા ચાંપલો હતો, એણે દોસ્તદારોને કહ્યું –

'મારા દાદાજી છે ને તે પણ આમ જ કોઈને કહ્યા કારવ્યા વગર બહાર જતા રહે. પછી અમે તેમની તપાસ કરી કે ક્યાં જાય છે તે... તમારે પણ એમને માટે જાણવું જોઈએ.'

'ના... રે... ના, આપણે શી જરૂર છે એમનું જાણવાની...'

'કેમ જરૂર નહીં ? અમારા દાદાજીનું તો અમે શોધી જ કાઢ્યું.'

'શું… શોધી કાઢ્યું નિખિલ… તારા દાદાજીનું…'

'એ… કે તેઓ નદી કિનારે જતા હતા તે…'

'હા… તે જાય એમાં શું થઈ ગયું ! પાછા પણ આવતા હોય ને સમયસર ?'

'હા… તે પાછા તો આવે જ ને ક્યાં જાય બીજે… પણ નદી કિનારે શું કરતા હતા તે ખબર છે ?'

'કહે ને… નિખિલ… શું કરતા હતા તારા દાદાજી તે….'

'રહેવા દે… નિનાદ ! વખત આવે વાત… પણ તારા દાદાજી આખો દિવસ શું લખલખ કર્યા કરે છે તે ખબર કાઢી ?'

'ના… રે… ના નિખિલ ! એવા ઘરડા માણસની પાછળ પડ્યા કરવાનું ? ઘરડા લોકોનું બધું રહસ્યમય જ હોય છે !'

'ગાંડી વાતો છોડ નિખિલ, પાછા મમ્મી-પપ્પા આવી જશે તો… આપણને વઢશે ?'

'વઢે કે ના વઢે… પણ આપણે ભણીશું નહીં તો પછી પરીક્ષામાં ઉકાળીશું શું ? દાદાજીની જિંદગી તો હવે પતી ગઈ છે.' મોના ટહુકી.

'અરે… પતી જ ગઈ છે શું – હવે જ શરૂ થઈ હોય એમ લાગે છે. જોને તમારા બધા સાથે બોલતા નથી પણ… લખવા કેવા બેસી જાય છે ! શું યે લખતા હશે !'

એટલી વારમાં દાદાજી આવ્યા. કોઈની સાથે બોલ્યાચાલ્યા વગર બાથરૂમમાં ગયા. એમના પગ તરફ છોકરાંઓની નજર પડી. જોયું તો એ માટીથી ખરડાયેલા હતા તે નિખિલે તરત જ નિનાદને બતાવ્યું. એને નિખિલની વાત સાચી લાગી. એના દાદાજીની માફક મારા દાદાજી પણ નદીકિનારે જતા લાગે છે. હવે રહસ્ય શું છે ? નિખિલની પાછળ પડવાથી એણે કહ્યું :

'મારા દાદાજી છે ને તે તો… નદી કિનારે જઈ ત્યાં નહાતા બૈરાંઓને સીટી મારે છે અને પજવે છે. તો તારા દાદાજી પણ એવું જ કરતા હશે… જોયું ને પગ કેવા…'

અને નિનાદને થોડો વહેમ તો પડ્યો. થયું –

ધારો કે દાદાજી નદી તરફ ગયા, બૈરાંઓની પાછળ સીટી વગાડી પણ.. લખતા શું હશે ?

'ગાંડિયા નિનાદ ! પછી શું લખવાનું હોય બીજું... પ્રેમનું વળી, મારા દાદાજી કરતાં તારા દાદાજી તો આગળ નીકળી ગયા !'

હવે બધાને જ દાદાજીનો ઇસ્કોતરો ખોલવાનું મન થયું. પણ એ તો પેશાબ કરવા જાય છે ત્યારે પણ એને તાળું મારે છે. હવે તે ખોલવો ક્યારે ? એ સંડાસ ગયા હોય ત્યારે જુદી જુદી ચાવી લગાડી ખોલી શકાય પણ – ત્યારે તો સ્કૂલમાં જવાની ઉતાવળ હોય ને ? અને દાદાજી બહાર ગયા હોય ત્યારે મમ્મીપપ્પા ઘરમાં હોય એટલે તો... વિચારો ચાલતા હતા બાળકોનાં મનમાં.

થોડા દિવસ પછી દાદાજી પાછા બહાર ગયા. ફરીને પાછા આવ્યા ત્યારે એમના પગ પાછા કાદવમાં ખરડાયેલા હતા. મમ્મી-પપ્પાને છોકરાંઓએ આ બતાવ્યું. 'એવી કોઈ વસ્તીમાં જતા હશે કે પછી નિખિલનાં દાદાજીની માફક નદી કિનારે ?'

આ પ્રશ્નથી મમ્મી-પપ્પા ખૂબ ચિઢાયા. રસ્તામાં ક્યાંક કાદવમાં પગ પડી ગયો હશે ! 'ઊલટું તમારે તો તેમની કાળજી રાખવી જોઈએ તેને બદલે તમે આવું ખરાબ વિચારો છો ?'

'અમે શું એમની કાળજી રાખીએ, એ જ અમારી કાળજી રાખવા પૂછ્યા કરે છે –

'છોકરાંવ ભણો છોવ કે ટેપણાં ફાડો છોવ ?'

પણ... બધાં છોકરાંઓનાં મગજમાં તો પાકી ખાત્રી જ થઈ ગઈ કે દાદાજી ચોક્કસ જ નદી તરફ જ જતા હશે. પણ મમ્મી-પપ્પાને હતું કે એમને નદી તરફ જવાની જરૂર શી છે ?

બીજે દિવસે દાદાજી પાછા બહાર જવા તૈયાર થયા. ઘણાં ખુશમાં હતા, રોજ કરતાં થોડા વધારે. એમણે હોંશથી બાળકોને કહ્યું પણ ખરું –

'છોકરાંવ તમે ભણજો હોવ... ટેપણાં ફાડશો નોવ.'

દાદાજી આ વખતે જુદું બોલ્યા. 'ભણો છોવ કે ટેપણાં ફાડો છોવ' ને બદલે – 'ટેપણાં ફાડશો નોવ.'

તેથી છોકરાંઓ લહેરમાં આવી ગયા. તરત જ બોલ્યા –

'દાદાજી ! અમને ભણવાનું કેમ કહો છો ? તમે હંમેશ ટીપણાં જ ફાડ્યાં છે માટે કે...'

હા... હા... હા... હા... હા... કરતા દાદાજી તો બહાર ગયા અને બધા પોતાનાં કામમાં પડી ગયા. ત્યાં જ એક માણસ આવ્યો. તેણે પૂછયું –

'દાદાજી છે ?'

'ના... ભાઈ ! એ તો બહાર ગયા છે.'

હજી એનો જવાબ પૂરો થયો ન થયો અને બીજો આવ્યો. પછી ત્રીજો પછી ચોથો... એમ ચાલ્યા કર્યું, વારે વારે લોકોનાં એકના એક સવાલથી છોકરાઓ કંટાળ્યા. 'જવાબ આપવા સિવાય આપણે બીજું કાંઈ કામ ખરું કે નહીં ?' હજીયે માણસો પૂછવા આવ્યે જતા હતા. એમને જવાબ આપ્યા વગર અટકાવીને ઊભા રાખ્યા. તરત જ પાટિયું બનાવીને લટકાવી દીધું. એમાં લખ્યું –

'દાદાજી ઘરમાં નથી, બહાર ગયા છે.'

અને પછી ઊભા રાખેલા લોકોને વંચાવ્યું. એટલી વારમાં તો... સો બસો માણસો આવી ગયા. છોકરાંઓને થયું –

'સારું થયું ને કે પાટિયા ઉપર લખીને રાખી દીધું છે. નહીં તો... બોલી બોલીને જીભનો કૂચો વળી જાત...'

અડધો એક કલાક થયો હશે ત્યાં જ... છોકરાંઓ પોતાનાં મિત્રોને મળવા જવા ઘરની બહાર નીકળ્યા. બહાર નીકળીને જોયું તો... બારણાં આગળ એક માણસ આવ્યો. હજી તો એ કાંઈ પણ પૂછવા જાય ત્યાં જ તો આખું ધાડું આવી પહોંચ્યું. એ લોકો પણ બારણાં પાસે ઊભા રહ્યા. પાટિયુ વાંચ્યું ના વાંચ્યું ત્યાં તો પાછળથી એક માણસ આવી બધાને સંબોધીને બોલ્યો –

'ચાલો... ચાલો... ભાઈ ! નદી તરફ...'

એટલે બીજો પણ બોલ્યો –

'હા... હા... ચાલોને જલદી – નદી તરફ'

છોકરાંઓ આ લોકોને જોતા જ રહ્યા મનમાં વિચારતા –

'ચાલો... નદી તરફ... એમ કેમ બોલે છે ?'

અને સાજનમાજન જવા માંડ્યા નદી તરફ. આગળ ને આગળ વધતા ગયા. કુતૂહલવશ થઈ લોકોની પાછળ છોકરાઓ પણ ગયા નદી તરફ. તો... તો... આ શું... દાદાજી પણ દેખાય નહીં અને નદીમાં નહાતાં બૈરાંઓ પણ નહીં...

અરે... પણ આ... શું... આ ક્યાં નદી છે ! આ તો છે કાગળોનો સમુદ્ર. બધે મોટા-લાંબા કાગળો જ કાગળો. કાગળની જમીન હોય તેમ લાગ્યું. પછી થયું કે કાગળોની જમીન છે કે જમીન ઉપર કાગળો છે ! ત્યાં જ... કાગળો જરા હાલ્યા. હવાથી જ હાલેલા લાગ્યા. નીચે પાણી દેખાયું. એટલે થયું – ચોક્કસ નદી જ છે. પણ... નદી પાસે દાદાજી પણ નહીં અને નદીમાં નહાતા બૈરાઓ પણ નહીં, નિનાદે ચિઢાઈને નિખિલને કહ્યું –

'નિખિલ ! કેવું ખોટું બોલતો હતો તું ? ક્યાં છે એ બધું તું કહેતો હતો તે... ?'

નિખિલ તો પોતે કહેલું બધું શોધતો જ રહ્યો.

હકડેઠઠ મેદની જામી હતી. બધા આગળ ને આગળ જતા હતા. પણ... ક્યાંયે ધક્કામુક્કી નહીં. બધા ધીમેથી – જાણે કે એક પરેડમાં ચાલતા હોય તેમ શિસ્તબદ્ધ ચાલતા હતા. તે પણ સામાન્ય લોકો દૂર કશું દેખાતું જ નહોતું. એક ગામનાં લોકો નહીં પણ... હજારો ગામના લોકો ઊમટ્યા હતા.

છોકરાંઓએ હાંફળાફાંફળા થઈ આજુબાજુ જોવા પ્રયત્ન કર્યો તો માણસોનો મહેરામણ જ. પછી બધા લોકો સ્થિર થઈ બોલવા માંડ્યા એક સાથે – હાથ જોડી –

'સંત કરુણાશંકર મહારાજની જે... સંત કરુણાશંકર મહારાજની જે.'

કરુણાશંકર તો દાદાનું નામ. તો પછી દાદા ચોક્કસ જ અહીં હશે. ધ્યાનપૂર્વક જોયું તો... દૂર એક ચોરસ ચણતર કર્યું હતું અને એના ઉપર કોઈક બેઠું હતું. હવે તો ઈંતેજારી વધી. થયું – આ બેઠેલ માણસ કરુણાશંકર હશે ? પણ... એ કોઈ બીજા કરુણાશંકર હશે. દાદા ના હોય... એ તો ઈસ્કોતરા સામે બેસીને લખતા હશે. અત્યારે પણ... આગળ વધી જોયું તો... ખરેખર જ... દાદા જેવો જ કોઈક માણસ બેઠેલો હતો – ચણતર કરેલી જગ્યા ઉપર હાલ્યા ચાલ્યા વગર. આવેલી મેદની એમને સાષ્ટાંગ

દંડવત્ પ્રણામ કરતી હતી. સામે બેઠેલ માણસ કરુણાશંકર તો હતો જ : પણ... કયો કરુણાશંકર... એ શોધવાનું હતું.

નિખિલ અને નિનાદ છેક ચણતર સુધી પહોંચી ગયા અને જોયું તો... ખરેખર દાદા જ. જરાય હાલતા નહોતા. આંખ પણ મિચકારતા નહોતા. આશીર્વાદની મુદ્રામાં હતા. લોકો તો એમનાં આશીર્વાદથી ગદ્‌ગદિત થઈ ગયા. કેટલીક સ્ત્રીઓ તો મોટેમોટેથી રડવા માંડી. એમને સમજાવતા કોઈ અનુભવી માણસે કહ્યું –

'કળિયુગમાં કેટલાં વર્ષો પછી આવા સંત થયા છે.'

'પણ... આ ડોસા સંત છે એમ કેવી રીતે કહી શકાય ?'

એક ચોવટિયાએ ખણખોદ કરતાં કહ્યું.

એટલે પેલા અનુભવીએ કહ્યું –

'સંત જ સમાધિ લઈ શકે. બીજા બધાનું તો એવું ગજું જ નહી.'

અને બધા વિખરાયા. નિખિલ અને નિનાદની આંખો પહોળી થઈ ગઈ. બંને ઘેર જવા માંડ્યા. ઘેર આવતાંની સાથે મમ્મી અને બહેનો પૂછવા માંડી–

'શું... નિખિલ ! તું કહેતો હતો તેમ દાદાજી બૈરાંઓ નહાતા હતા ત્યારે સીટી વગાડી પાછળ પડતા હતા કે ?'

આવું ગમ્મતનું સાંભળી નિનાદે ચિઢાઈને બેચાર થપ્પડ મારી દીધી બંને બહેનોને... અને બંને સીધા અંદરનાં રૂમમાં ગયા – ઇસ્કોતરાને જોવા માટે. આજુબાજુ... ખૂણે ખાંચરે બધે જ જોયું. પણ... ઇસ્કોતરો ક્યાંય નહીં.

આશ્ચર્યચકિત થઈ બંને રૂમની બહાર આવ્યા. મમ્મીને એ બાબત પૂછવા જતા હતા ત્યાં જ દાદાજી પાછળથી આવ્યા ને બોલ્યા –

'છોકરાંવ ! ભણો છોવ કે ટેપણાં ફાડો છોવ !'

આ સાંભળી નિનાદ અને નિખિલ દોટ મૂકીને ભાગ્યા –

'ઓ બાપરે... ઓ બાપરે...' બોલતા બોલતા.

અને બહેનો આશ્ચર્યચકિત થઈ થપ્પડ મારેલા ગાલને પંપાળવા માંડી. જ્યારે મમ્મી બનેલી બીનાને એક ખેલ સમજી જોઈ રહી હતી.

## સાભાર સ્વીકાર

*

અનુબોધ : વિવેચન લેખસંગ્રહ : પ્રમોદકુમાર પટેલ, પ્રકા. યોગેશ પ્રમોદકુમાર પટેલ, ૨૬/બી, અક્ષરધામ સોસાયટી, પ્રોડક્ટિવિટી રોડ, અકોટા ગાર્ડન સામે, વડોદરા-૩૯૦ ૦૨૦, મૂ.૧૬૦

પ્રથમ ચરણ : વાર્તાસંગ્રહ : સતીશ પંડ્યા, પ્રકા. પોતે, એમ.જી.રોડ, પંજાબ નેશનલ બેંકની સામે, નવસારી-૩૯૬ ૪૪૫, મૂ. ૭૫ રૂપિયા

પલ્લવ : ગઝલસંગ્રહ : એહમદહુશેન એહમદ, પ્રકા. પોતે, પીરામીતાર મહોલ્લા, કીર્તિસ્તંભની પાસે, રાજમહેલ રોડ, વડોદરા-૩૯૦ ૦૦૧, મૂ.૧૪૦ રૂપિયા

# સમાચાર

- તામિલનાડુ અને કર્ણાટક સરકારે વીરપ્પન સામે નમતું જોખીને તેની મોટા ભાગની માગણીઓ સ્વીકારવાની તૈયારી બતાવી છે.
- પૃથ્વી સિવાયના ગ્રહો પર જીવસૃષ્ટિ છે કે નહીં તે શોધવાને માટે બસો લાખ ડોલરની કિંમતનું ટેલિસ્કોપ શોધાયું છે.
- અમરનાથ યાત્રીઓની સુરક્ષામાં થોડી કચાશ રહી ગઈ હોવાની કબૂલાત સંરક્ષણપ્રધાન જ્યોર્જ ફર્નાન્ડીઝે કરી છે.
- પંદરમી ઑગસ્ટે દેશના વિવિધ ભાગોમાં હિંસાની આશંકા વ્યક્ત કરવામાં આવી છે.
- બિહારમાં ભારે વરસાદને કારણે ત્યાંની નદીઓમાં પૂર આવ્યાં છે.
- રૂપિયા ૧૧૫ કરોડના ખર્ચે નર્મદાનું પાણી વડોદરાને આપવાના પ્રોજેક્ટને મંજૂરી આપવામાં આવી છે.
- એક મહિનામાં કેન્દ્રિય સ્વાસ્થ્ય મંત્રાલય ગુટકા અને તમાકુ પર પ્રતિબંધ મૂકશે.
- જાપાનમાં ભારતીય સોફ્ટવેર ઇજનેરોની માગ વધી રહી છે.

પદપ્રાંજલિ / હરીશ મીનાશ્રુ

૧

સાધો, લખી એકડે એકો
છક થઈને સૌ જુવે છટાથી અમે જ માર્યો છેકો

સંખ્યા સાંખ્ય નહીં સાંખે
એ પ્રબળ શૂન્યની સત્તા
સુવાસનો આસવ પાતી
જ્યાં વસંત વાસવદત્તા

બુલંદ મૌને મુરશિદ ગાતા, વાહ ગજબનો લ્હેકો

ગણિકા તે નહીં ગર્ભગૃહે
જોગણ તે નહીં ઝરૂખે
મેઘાડંબર મ્હેણું શોભે
કેવળ મોરને - મુખે

ગોવર્ધન તું તોળ, અમારો પુંકેસરનો ટેકો

૨

સાધો, અમને તો ઘીકેળાં
તૃપ્ત થઈને લંબી તાણી, અમે ય મુરશિદ ભેળાં

અધૂરિયાંને અડધો ટુકડો
અમને પૂરણપોળી
તાંદુલની ગઠરી છલછલતી
ચાંદનીમાં ઝબકોળી

માણિકઠારી મન લઈ આવો તમે ય સાંજુક વેળા

મોતીનાં ગાડાં ઠલવાયાં
ઘટ ભીતર કોઠારે
મૂઠે મૂઠે વહેંચ્યાં મબલખ
વારે ને તહેવારે

ઝાકળના ટીપામાં તરતા કલહંસોના મેળા

૨ : ૨૦૦૦, સપ્ટેમ્બર

૩

સાધો, ટીપે ટીપે ટળવળિયાં
મોરની નમણી ડોકે બાંધ્યાં મલારનાં માદળિયાં

ઉમડઘુમડ ઘનઘોર ઘટા
મોતીના મેહા બરસે
ઢેલ ગાભણી થવા પરમસ્નેહીનાં
આંસુ તરસે

ભગવા રંગે મોરનાં ઈંડાં શીદ ચીતરે શામળિયા

હરિનો પંજો ઝળહળ ઝળહળ
ખિસકોલીના વાંસે
કરી નેજવું જુવે સબૂરી
ઝંખા સાઁસ ઉસાઁસે

ગુરુકુંજી મનમાં, અંતરના વણવાખ્યા આગળિયા

૪

સાધો, રચે લીલા રઢિયાળી
ઘરું સહજ હું ઈલાયચી તો હરિ યાચે વરિયાળી

ફૂલફગરના તકિયે મુરશિદ
તકિયાકલામ તૂં હિ
ગાઢ સુગંધે જઈ પહોંચી
તુર્યાવસ્થામાં જૂહી

અલોપ વન આખું ને કેવળ વસંતઘન વનમાળી

કપૂરની પૂતળી ઝંખે તે
આ જ વેળ ગોધૂલિ
લિયે આશકા લીલાપુરુપ
ભભકે પાંચે અંગૂલિ

અગનલગનની રમઝટ રાસે, અહીં તાળી તહીં તાળી

### તે દિવસો / પ્રાણજીવન મહેતા

૧

અંડવે પગ અડાયા વીણવા જતી મા ભેળો
આંગળ ઝાલી હું પણ સીમ ખૂંદવા જતો.

સીમ ખૂંદી અધમૂઉં થઈ જવાય
તોય તે માને માથે ખોડાયેલ સૂંડલો
અડાયે ભરાયો ના હોય.

પોદળાનો જરી અમથો અણસાર ભાળી
મા પેલી મેર દોટ મૂકે.

મારું અળવીતરું મન
સીમમાં હડિયાંપટ્ટી કાઢે.
અલાણું ફલાણું જોઈ
જાણે અશરફી મળી હોય તેમ ગજવે ઘાલું.
બાવળ શૂળને બુઠ્ઠી કરી કાને મેલું
– બાપુ જેમ અધપેટવી બીડી મેલે તેમ –
આવળ ફૂલને ફરફરતી બાબરીએ બાંધું'

– મા જેમ અંબોડે ફૂલગજરો ક્યારેક
બાંધે તેમ –

ઢેંફે ઢેંફે અફડાઉં અથડાઉં
લોહીટશર ફૂટે પગઅંગૂઠે
ત્યારે મા દોડતી આવે કને
પૂછે મને, પટમાં પોદળા જેમ બેઠેલો ભાળી –
– અલ્યા, તેં તો મારાથીય અદકેરાં
અડાયા પોદડા વીણ્યા લાગે.

મારે માથે સૂંડલો અધભરેલો અધખાલી
ને તું તો આખેઆખી સીમ
ગજવે ઘાલી બેઠો.

હું રાજીનો રેડ.
મા અધૂરે સૂંડલે મારા હરખને ભરે
સૂંડલો ભારે ભારે
હું હળવો કરેણફૂલ.

૨

રોજ રાતે મા-બાપુ ભેળો
વાળુ કરવા બેસું.

થાળીમાં પડેલો હાથ રોટલો ફંફોસે
ને હું વાદળમાં સંતાકૂકડી રમતો ચાંદો.

પૂનમે તો ચાંદો
માએ બે હથેળી વચ્ચ ટપટપ ટીપી
ઘડેલા મધમીઠા રોટલા જેવો.

ચાર છ દિ' વીત્યે વળી જોઉં'તો
ચાંદને કોઈ બટકાં ભરી ગયું હોય તેમ
અરધપરધ તૂટ્યા રોટલા જેવો ભાળું.

કુતૂહલ થાય ઘડીક.
હું રોટલે બટકું ભરું ને રોટલો ઘડીક
જરીક જરીક થતો જાય
આ પણે ચાંદાને કોણ બટકાં ભરે
રોજ રોજ તે વિચારું.
વિચારમાં ને વિચારમાં આંખો ચાંદા મેર
ને હાથ થાળીમાં રોટલો ફંફોસ્યા કરે.
મા-બાપુ મારા ચાળા જોઈ રહે,
ક્યારેક પૂછવાનું મન થાય આ બધું
ઘડી વળી થાય પાછું
મા તો કદાચ કહેશે કશું સાચું ખોટું
પણ બાપુ બચકાં ભરશે પાછા મને જ.
મન વાળું વાળુ તરફ.
રોટલો બટકું બટકું ખાઉં
ત્યાં વળી વાદળમાં ચાંદાને
ફાનસના ઉજાસે ઓલવતો જોઉં.

૩

અડકોદડકો રમતાં રમતાં
ભેરુ ભેળો છેક પાદરમાં પૂગી ગયો.
પાદરમાં પાળિયા ભાળી
ભેરુ થૂઈ-થપ્પો કરી ઘડીક ઊભા રહ્યા.

સહુ ભેળા મળી વિચારે વળી
પાળિયા થવાય કેમ તે –
– પરાક્રમ કરે તે પાળિયો થાય –
વડા ભેરુએ ફોડ પાડી કહ્યું સહુને
પરાક્રમ તે શું ને વળી કેવું
એ વિચારમાં ભેરું બધાં ગૂપચૂપ.
કોકને પાછો વિચાર આવ્યો
તે વળી મને કહે –
– અલ્યા એ, તું બેસ પણે
ને થા પાળિયો –
મને તરત તો જાણે કંઈ
સમજાયું જ નહીં.

સમજતાં જરી, મૂંઝવણમાં ભેરુને કહ્યું –
– મેં તો ક્યાં કંઈ કોઈ પરાક્રમ કર્યું છે કાંઈ
તે હું વળી શાને પાળિયો થાઉં –
સહુ ભેરુ વગર સમજ્યે એક સાથે બોલ્યા –
– અરે ઘેલા
પાળિયા થાવું એ જ તો પરાક્રમ મોટું –
હું સમજ્યો ખોટું
ને પાદરેથી દોટ મૂકી ઘેર મેર
શ્વાસ હેઠે બેઠો ત્યારે સમજાયું સાચું
પરાક્રમ એટલે શું.

દુહા/સોરઠા/પંડપિંડ પરખના / પ્રાણજીવન મહેતા

સોરઠા

ખેલ્યા ખેલ અપાર પોત પરખવા પંડનો બેઠા
પાદર ઢાળ ખાંભી ખોડી પિંડમાં

અકળ-વિકળ સહુ ગાત- છે કળવો કઠિન પંડને
ભડભડ બાળી જાત લો પલિતો મેલ્યો પિંડમાં

પીડ પરખવી કેમે ? - રગમાં ઊકળે આયખું
પિંડે બળતી લા'ય (ને) પંડ પદારથ પીગળે

બાતી ને અજવાસ પિંડ ફંફોસું પંડમાં
ઝોંખપ બેઠી આંખ-પરખાયે ના પોત પણ

છેદી દસ- અવતાર (ને) કીધ ઉમેરો પંડનો
રમણ થયા ના રામ - અમથો કીધો અભરખો

આવરદા - ઇતિહાસ - ઘટખટપટ - આ આટલો
ઝટ ઝાટકવી જાત (ને) વધઘટ શોધો સૂપડે.

દુહા

થરથર થાતા કાંગરા(ને) કાગળ કિલ્લો - ભૂસ
અખર વિયાણા વાસણા (તું) ગત - વિગત વહી ઘૂંસ

લઈ પોત હવે, લૂંછ તું દરપણ પેઠો ડાઘ
પળ પરખ જરી જાતને પંડે પેટવ આગ

તરડ પડી છે પિંડમાં (ને) હાડે શોધું ફાટ
ઠીકર થ્યાં છે ઠામણાં (ને) ઘડવા બેસું ઘાટ

પડ મેદાને એકલો, ચોપડ પંડે પીડ
કાખે ઘર તું તણખલું, શોધ હવે તું નીડ

ઈંધણ બાળું અંગનાં - અખિયન મેલી ચાંપ
ચૂલે મેલી ઠીબલી, માંહે ઓરી આંચ

શબદો સહુ ખરખર ખરે વંચા ચાવે પાન
અધર પર ધરી ઓચરે - વાચ-કવાચ ગનાન

સમડાં ઊડે આભમાં, ગીધાં ગીતાં ગાય
ચાંચ પરોવે પિંડમાં પણ પંડ ન પરખાય

## જનગણમન / રવીન્દ્રનાથ ઠાકુર

જણગણમન-અધિનાયક જય હે ભારતભાગ્યવિધાતા
પંજાબ સિંધ ગુજરાટ મરાઠા દ્રાવિડ ઉત્કલ વંગ
વિંધ્ય હિમાચલ યમુના ગંગા ઉચ્છલ જલધિતરંગ
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જયગાથા.
જનગણમંગલદાયક જય હે ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી
હિન્દુ બૌદ્ધ શિખ જૈન પારસિક મુસલમાન ખૃસ્ટાની
પૂરબ પશ્ચિમ આસે તવ સિંહાસન-પાશે,
પ્રેમહાર હય ગૉથા.
જનગણ-ઐક્યવિધાયક જય હે ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
પતન-અભ્યુદય-બંધુર પંથા, યુગ-યુગ-ધાવિત યાત્રી –
હે ચિરસારથિ, તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ.
દારુણ વિપ્લવ-માઝે તવ શંખધ્વનિ બાજે
સંકટદુઃખત્રાતા.

---

સામાન્ય રીતે આપણાં બંને રાષ્ટ્રગીતો લોકોમાં તો અપૂર્ણ સ્વરૂપે જ જાણીતાં છે, અહીં આ બંનેનો પૂર્ણ પાઠ આપવામાં આવ્યો છે.

જનગણપથપરિચાયક જય હે ભારતભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
ઘોર તિમિરઘન નિવિડ નિશીથે પીડિત મૂર્છિત દેશે.
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નતનયને અનિમેષે
દુઃસ્વપ્ને આતંકે રક્ષા કરિલે અંકે
સ્નેહમયી તુમિ માતા.
જનગણ દુઃખત્રાયક જય હે, ભારતભાગ્યવિધાતા
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
રાત્રિ પ્રભાતિલ, ઉદિલ રવિચ્છવિ પૂર્વ-ઉદયગિરિભાલે,
ગાહે વિહંગમ, પુણ્ય સમીરણ નવજીવનરસ ઢાલે.
તવ કરુણારુણરાગે નિદ્રિત ભારત જાગે
તવ ચરણ નત માથા.
જય જય જય હે, જય રાજેશ્વર ભારતભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.

(હે જનમનગણઅધિનાયક ભારતભાગ્યવિધાતા, તારો જય હો ! પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા, દ્રાવિડ, ઉત્કલ, બંગ, વિન્ધ્ય, હિમાચલ, યમુના, ગંગા અને ઊછળતા જલધિ તરંગો – સૌ તારા શુભ નામે જાગે છે, તારા શુભ આશિષ માગે છે અને તારી જયગાથા ગાય છે. હે જનગણમંગલદાયક ભારતભાગ્યવિધાતા, તારો જય હો ! જય હો, જય હો, જય હો, તારો જયજયકાર હો !

રોજ રોજ તારું આહ્‌વાન પ્રચારિત થાય છે; તારી ઉદાર વાણી સાંભળીને હિંદુ, બૌદ્ધ, શિખ, જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી – બધા પૂર્વ અને પશ્ચિમ બાજુએથી તારા સિંહાસન પાસે જ આવે છે અને પ્રેમનો હાર ગૂંથાઈ જાય છે.

હે જનગણઐક્યવિધાયક ભારતભાગ્યવિધાતા, તારો જય હો ! જય હો, જય હો, જય હો, તારો જયજયકાર હો !

રસ્તો પતન-અભ્યુદયનો ખાડા ટેકરાવાળો છે, યાત્રીઓ યુગયુગથી દોડી રહ્યા છે ! હે ચિરસારથિ, તારો રથના ચક્રથી રાત ને દિવસ રસ્તો ગાજી રહ્યો છે. દારુણ વિપ્લવની અંદર, સંકટ અને દુઃખનો ત્રાતા એવો તારો શંખધ્વનિ વાગે છે. જનગણને રસ્તાનો પરિચય કરાવનાર, હે ભારતભાગ્યવિધાતા, તારો જય હો, જય હો, જય હો, જયજયકાર હો.

ઘોર તિમિરથી ભરેલી ગાઢ મધ્ય રાત્રિએ પીડિત મૂર્છિત દેશમાં તારું અવિચલ મંગલ, નીચી ઢળેલી અનિમેષ આંખે જાગતું હતું. દુઃસ્વપ્નમાં અને આતંકમાં હે સ્નેહમયી માતા, તેં ખોળામાં લઈને રક્ષણ કર્યું છે. હે જનગણદુઃખત્રાયક ભારતભાગ્યવિધાતા, તારો જય હો, જય હો, જય હો, જયજયકાર હો !

રાતની સવાર થઈ. પૂર્વ ઉદયગિરિના લલાટ પર રવિની છબિ પ્રગટી. વિહંગો ગાય છે, પુણ્ય સમીરણ નવજીવનરસ ઢોળે છે. તારા કરુણ અરુણ રંગે નિદ્રિત ભારત જાગે છે – તારા ચરણમાં માથું નમેલું છે. હે રાજરાજેશ્વર ભારતભાગ્યવિધાતા, તારો જય હો ! જય હો, જય હો, જય હો, તારો જયજયકાર હો!)

## વન્દે માતરમ્ / બંકિમચન્દ્ર ચટોપાધ્યાય

વન્દે માતરમ્.
સુજલાં સુફલાં મલયજશીતલાં
        શસ્યશ્યામલાં માતરમ્.
શુભ્ર-જ્યોત્સ્ના-પુલકિત-યામિનીમ્,
ફુલ્લ કુસુમિત દ્રુમદલશોભિનીમ્,
સુહાસિનીં સુમધુરભાષિણીમ્,
સુખદાં વરદાં માતરમ્.
સપ્તકોટિકણ્ઠ-કલકલ-નિનાદ કરાલે,
દ્વિસપ્તકોટિભૂજૈધૃત-ખર-કરવાલે,
અબલા કેન મા એત બલે.
બહુબલધારિણીં નમામિ તારિણીમ્
રિપુદલવારિણીં માતરમ્.
તુમિ વિદ્યા તુમિ ધર્મ,
તુયિ હૃદિ તુમિ મર્મ,
ત્વં હિ પ્રાણાઃ શરીરે.
બાહુતે તુમ મા ભક્તિ,
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઈ પ્રતિમા ગડિ મન્દિરે-મન્દિરે ।
ત્વં હિ દુર્ગા દશપ્રહરણધારિણી
કમલા કમલદલવિહારિણી
વાણી વિદ્યાદાયિની, નમામિ ત્વાં
નમામિ કમલાંમમલાંમતુલામ્
વન્દે માતરમ્.
સુજલાં સુફલાં માતરમ્
શ્યામલાં સરલાં સુસ્મિતાં ભૂષિતામ્
ધરણીં ભરણીં માતરમ્.

કથા હરિશ્ચન્દ્ર, રોહિત અને શુનઃશેપની / સંકલન : શિરીષ પંચાલ

ઇક્ષ્વાકુ વંશના હરિશ્ચન્દ્ર રાજા નિઃસંતાન હતા. તેમને સો પત્નીઓ હતી પરંતુ એમાંથી એકેને પુત્ર ન થયો, તેમને ઘેર એક વેળા પર્વત અને નારદ ઋષિ આવી ચઢ્યા, નારદને રાજાએ પૂછ્યું :

'જે વિવેકબુદ્ધિ ધરાવે છે અને જે ધરાવતા નથી તે સૌ પુત્ર ઝંખે છે ! તો એ પુત્રથી શો લાભ થાય છે ? હે નારદ, તમે મને એ કહો.'

નારદે એક ગાથાના પ્રશ્નનો ઉત્તર દસ ગાથા વડે આપ્યો :

'જો પિતા જીવનકાળ દરમિયાન સુખપૂર્વક પુત્રમુખ જોઈ લે તો તે પોતાના ઋણને પુત્રમાં સ્થિર કરે (પોતે ઋણમુક્ત થાય) અને તે પોતે અમરત્વને પામે.

પૃથ્વી પર પ્રાણીઓ માટે જેટલા ભોગ છે, જેટલા ભોગ અગ્નિમાં છે, જેટલા ભોગ જળમાં છે એ બધાથી વધુ પિતા માટે તો પુત્રમાં છે.

સર્વદા માબાપ પુત્ર દ્વારા પુષ્કળ દુઃખને પાર કરી જાય છે, પિતા પોતે જ પોતા વડે પુત્રમાં પોતાને સર્જે છે. એટલે તે પુત્ર સારી રીતે પાર કરાવતી અન્નયુક્ત નૌકા જેવો છે.

મલ(અર્થાત્ ગૃહસ્થજીવન) શું સુખ આપશે ? મૃગચર્મ (અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમ) શું સુખ આપશે ? દાઢીમૂછ (અર્થાત્ વાનપ્રસ્થાશ્રમ) શું સુખ આપશે ? તપ (અર્થાત્ સંન્યાસાશ્રમ) શું સુખ આપશે ? એટલે હે બ્રાહ્મણો, (તથા બીજા) પુત્રની ઇચ્છા કરો... કારણ કે એ પુત્ર દોષરહિત હોવાથી અનિન્દનીય છે.

અન્ન જ પ્રાણ છે, વસ્ત્ર જ આશ્રય છે, સુવર્ણરૂપ છે, પશુવિવાહ વિશેષ છે, પત્ની સખારૂપ છે, પુત્રી દૈન્ય છે, પણ પુત્ર તો જ્યોતિઃસ્વરૂપ છે, એટલે તે ઉત્કૃષ્ટ આકાશમાં છે.

પતિ પત્નીમાં પ્રવેશે છે, અને જન્મદાતા માતામાં ગર્ભરૂપ ધારણ કરે છે, એ માતામાં ફરી નૂતન (બાળક) બની દસમા મહિને ઉત્પન્ન થાય છે.

કારણ કે આમાં તે ફરી જન્મે છે એટલે તે જાયા કહેવાય છે. પતિ જ એમાં બીજનો પ્રક્ષેપ કરે છે.

દેવોએ અને ઋષિઓએ પોતાના મહાન રેત (સત્ત્વ)ને પુત્રોત્પાદન માટે સ્ત્રીને સંપાદિત કરી છે, મનુષ્યોને કહ્યું : 'હે મનુષ્યો, (પુત્રને જન્મ આપે છે) માટે તે જનની કહેવાય છે.

જેને પુત્ર નથી તેને માટે ઇહલોક નથી. આને બધા પશુઓ પણ જાણે છે, એટલે જ પશુઓમાં પુત્ર માતામાં કે બહેનમાં પુત્ર માટે સત્ત્વાધાન કરે છે.

પુત્રવાન શોકરહિત છે એટલે સુખના અનુભવ રૂપ માર્ગને પામે છે, એ માર્ગનું ગાન મહાન લોકો કરે છે, આ વાત પશુપક્ષી જાણે છે એટલે તેઓ માતા સાથે સમાગમ કરે છે.'

આમ કહીને (નારદે વાત પૂરી કરી).

૨

આમ કહ્યા પછી તેને નારદે કહ્યું : 'રાજા, વરુણને પ્રાર્થના કરો કે જો મને પુત્ર થશે તો એનાથી હું યજ્ઞ કરીશ.'

'ભલે', કહીને રાજાએ વરુણદેવને પ્રાર્થના કરી 'જો મને પુત્ર થશે તો તેનાથી હું યજ્ઞ કરીશ.' 'તથાસ્તુ' તેને રોહિત નામનો પુત્ર થયો.

તેણે (હરિશ્ચન્દ્રને) કહ્યું : 'તને પુત્ર જન્મ્યો, હવે એના વડે યજ્ઞ કર.' તે (હરિશ્ચન્દ્ર) બોલ્યો : 'યજ્ઞ કરવા માટે પશુ પણ દસ દિવસનું થાય ત્યારે યજ્ઞયોગ્ય બને છે. એટલે આ પુત્ર દસ દિવસનો થશે ત્યારે યજ્ઞ કરીશ.' 'ભલે.'

તે જ્યારે દસ દિવસનો થયો ત્યારે તેણે કહ્યું : 'આ દસ દિવસનો થઈ ગયો, તો યજ્ઞ કર.' તે બોલ્યો : 'જ્યારે પશુને દાંત આવે ત્યારે તે યજ્ઞયોગ્ય

બને છે. એટલે એને જ્યારે દાંત આવશે ત્યારે યજ્ઞ કરીશ.' 'ભલે.'

તેને દાંત આવ્યા; તેણે કહ્યું : 'હવે આના દાંત આવ્યા, એના વડે યજ્ઞ કર.' તે બોલ્યો : 'જ્યારે પશુના દાંત પડી જાય છે ત્યારે તે યજ્ઞયોગ્ય બને છે, એટલે આના દાંત પડી જશે ત્યારે યજ્ઞ કરીશ.' 'ભલે.'

તેના દાંત પડી ગયા, તેણે કહ્યું : 'આના દાંત પડી ગયા છે. એટલે એનાથી તું યજ્ઞ કર.'

તે બોલ્યો : જ્યારે પશુને નવા દાંત આવે છે ત્યારે તે યજ્ઞયોગ્ય બને છે. આના દાંત જ્યારે ફરી આવશે ત્યારે તમારો યજ્ઞ કરીશ.' 'ભલે.'

તેને બીજા દાંત આવ્યા, તેણે કહ્યું : 'હવે આના દાંત ફરી આવ્યા છે, હવે એનાથી તું યજ્ઞ કર.' તે બોલ્યો : 'જ્યારે ક્ષત્રિય શસ્ત્રધારી થાય ત્યારે તે યજ્ઞયોગ્ય બને છે. તે શસ્ત્રધારી થઈ જાય ત્યારે યજ્ઞ કરીશ.' 'ભલે.'

હવે તે શસ્ત્રધારી થયો. તેણે કહ્યું : 'હવે તે શસ્ત્રધારી થયો છે તો એનાથી તું યજ્ઞ કર.' 'ભલે ત્યારે.' કહીને તેણે પુત્રને આમન્ત્ર્યો. 'હે પુત્ર, તને આ દેવે આપ્યો છે. હવે હું તારા વડે એમનો યજ્ઞ કરીશ.'

તે 'ના, ના એમ નહીં' કહીને ધનુષ્ય લઈને વનમાં ચાલ્યો ગયો, તે એક વરસ સુધી વનમાં ઘૂમતો રહ્યો.

૩

હવે ઇક્ષ્વાકુ વંશજ ને વરુણે ગ્રહી લીધો, તેને જળોદર થયો. એ રોહિતે જાણ્યું, એટલે તે અરણ્યમાંથી ગામમાં આવ્યો, પુરુષનું રૂપ ધરાવતા ઇન્દ્રે તેને કહ્યું :

'હે રોહિત, અવિશ્રાન્ત રહેનારને સંપત્તિ પ્રાપ્ત થાય છે એવું અમે સાંભળ્યું છે, શ્રેષ્ઠ પુરુષ તુચ્છ બને, ભ્રમણ કરતા કરતા ઇન્દ્ર સખા રૂપે મળશે, એટલે ભ્રમણ કર.'

આ બ્રાહ્મણે મને કહ્યું છે કે ભ્રમણ કર. એટલે બીજે વર્ષે તેણે અરણ્યમાં ભ્રમણ કર્યું; પછી તે અરણ્યમાંથી ગામમાં આવ્યો, પુરુષનું રૂપ ધરાવતા ઇન્દ્રે તેને કહ્યું :

'ભ્રમણ કરનારની સાથળ પુણ્યયુક્ત થાય છે, આત્મા વૃદ્ધિ પામી ફળયુક્ત બને છે. (તેમ) આવાનાં બધાં પાપ શ્રમથી નષ્ટ થાય છે, માટે ભ્રમણ કર.'

આ બ્રાહ્મણે મને કહ્યું છે કે ભ્રમણ કર, એટલે ત્રીજે વર્ષે તેણે અરણ્યમાં ભ્રમણ કર્યું, પછી તે અરણ્યમાંથી ગામમાં આવ્યો, પુરુષનું રૂપ ધરાવતા ઇન્દ્રે તેને કહ્યું :

'કળિ સૂતેલો રહે છે, દ્વાપર જાગતો રહે છે, ત્રેતા ઊભેલો રહે છે. સત્ય ભ્રમણ કરતો રહે છે, માટે ભ્રમણ કર.'

આ બ્રાહ્મણે મને કહ્યું છે કે ભ્રમણ કર, એટલે પાંચમે વર્ષે તેણે અરણ્યમાં ભ્રમણ કર્યું, તે અરણ્યમાંથી ગામમાં આવ્યો, પુરુષનું રૂપ ધરાવતા ઇન્દ્રે તેને કહ્યું.

'ભ્રમણ કરતાં કરતાં મધુ અને મિષ્ટ ઉદુમ્બર પ્રાપ્ત થાય છે, સૂર્યને જો, તે કદી આળસ કરતો નથી. માટે ભ્રમણ કર.'

આ બ્રાહ્મણે મને કહ્યું છે કે ભ્રમણ કર, એટલે છઠ્ઠે વર્ષે અરણ્યમાં ભ્રમણ કર્યું; સૂયવસના પુત્ર ઋષિ અજીગર્તને તેણે અરણ્યમાં અન્ન વિના પીડાતો જોયો.

તેને ત્રણ પુત્રો હતા શુનઃપુચ્છ, શુનઃશેપ, શુનોલાંગુલ. તેણે ઋષિને કહ્યું : 'હે ઋષિ, હું તમને સો (ગાય) આપીશ, આમાંથી એક દ્વારા હું મને છોડાવીશ.'

તેણે મોટા પુત્રને પાસે બોલાવીને કહ્યું : આને તું ન લે. માતાએ નાના પુત્રને માટે કહ્યું : આને ન લે. એ બંને વચલા પુત્ર શુનઃ શેપને માટે તૈયાર થઈ ગયા, એટલે તેને સો (ગાય) આપીને તે એને લઈને અરણ્યમાંથી ગામમાં આવ્યો.

તે પિતા પાસે જઈને આમ બોલ્યો, 'આનંદ છે કે મેં દ્રવ્યથી આત્માને છોડાવ્યો છે.' તે (રાજા) વરુણ પાસે જઈને કહ્યું : 'હું આના વડે તમારો યજ્ઞ કરીશ.' 'ભલે, ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ મને અધિક પ્રિય છે.' તેમણે રાજસૂય યજ્ઞવિધિ કહ્યો; યજ્ઞસ્થળે અભિષેચનીયમાં શુનઃશેપ પુરુષરૂપપશુનું આલંબન લેવાનું ઠરાવ્યું.

૪

તેમના (યજ્ઞમાં) વિશ્વામિત્ર હોતા, જમદગ્નિ અધ્વર્યુ વસિષ્ઠ બ્રહ્મા અને અયાસ્ય ઋષિ ઉદ્‌ગાતા છે. પણ ઉપાકરણથી સંસ્કૃત થયેલો એવો કોઈ એને

યૂપમાં બાંધનારો ન મળ્યો; ત્યારે સૂયવસપુત્રે (અજીગર્તે) કહ્યું : 'જો મને બીજી સો (ગાય) આપો તો હું એને બાંધી આપીશ.' ત્યારે બીજી સો મળી એટલે તેણે પુત્રને યૂપમાં બાંધ્યો.

ઉપાકરણથી સંસ્કૃત થઈને યૂપમાં બંધાયા પછી અગિયાર મંત્રોના પાઠ પૂરા થયે તથા પર્યગ્નિકરણ બાદ. એનો વધ કરનાર ન મળ્યો. ત્યારે સૂયવસુપુત્ર અજીગર્તે કહ્યું – જો મને બીજી સો (ગાય) આપો તો હું એનો વધ કરીશ. તેમણે સો ગાય આપી. પછી તલવાર લઈને એની ધાર કાઢવા લાગ્યો

પછી શુનઃશેપે મનમાં વિચાર્યું કે આ લોકો મનુષ્યેતરની જેમ મને મારી નાખશે; આ તો કષ્ટદાયક, એટલે હું દેવતાઓને પ્રાર્થું, દેવતાઓમાં પ્રથમ પ્રજાપતિ પાસે હું કોનું નામ – કયા દેવતાનું નામ પોકારું ? એમ કહેવા લાગ્યો.

પ્રજાપતિએ તેને કહ્યું : દેવતાઓમાં અગ્નિ બધાની નિકટ છે. તો તું એની પાસે જા.' એટલે તે અગ્નિ પાસે જઈને 'હું અગ્નિને પોકારું છું.' એમ કહેવા લાગ્યો.

અગ્નિએ તેને કહ્યું : 'પ્રેરક રૂપે સવિતા બધાં કાર્યોના સ્વામી છે. તું એની પાસે જા.' તે સવિતા દેવ પાસે 'હે રક્ષા કરનારા દેવ' કહેતો કહેતો ગયો.

સવિતાએ કહ્યું : 'તું રાજા વરુણ માટે બંધાયો છે, તું એમની પાસે જા.' એટલે તેણે વરુણ રાજા પાસે જઈને બીજી ૩૧ ઋચાઓ ગાઈ.

વરુણે તેને કહ્યું : 'આ અગ્નિ દેવતાઓનું મુખ છે, અને તે સહૃદય છે. એટલે તું એમની સ્તુતિ કર. અમે તને છોડી દઈશું.' એટલે તેણે બીજી બાવીસ ઋચા દ્વારા અગ્નિની સ્તુતિ કરી.'

અગ્નિએ તેને કહ્યું : 'વિશ્વ દેવોને સ્તુતિ કરો. અમે તને છોડી દઈશું. હું મહાનને, નાનાને – બધાને નમું છું – વગેરે...'

વિશ્વદેવોએ તેને કહ્યું : 'દેવતાઓમાં ઈન્દ્ર ઓજસ્વી, બળવાન, સહિષ્ણુ, સત્ત્વશાળી, પાર ઉતારનારા છે. એટલે તું એમની સ્તુતિ કર. અમે તને છોડી દઈશું.' તેણે 'તમે સોમપાન કરનારા, સત્યવાદી છો.' એમ આ સૂક્ત વડે તથા પછીના સૂક્તની પંદર ઋચા વડે પ્રાર્થના કરી.

પ્રાર્થનાથી સંતુષ્ટ ઈન્દ્રે મનોમન સુવર્ણમય રથ આપ્યો, શશ્વદિન્દ્ર ઋચા દ્વારા તેણે એનો સ્વીકાર કર્યો.

ઇન્દ્રે તેને કહ્યું : 'અશ્વિનોની સ્તુતિ કર. અમે તને છોડી દઈશું.' તેણે અશ્વિનોની સ્તુતિ પછીની ઋચાઓ વડે કરી.'

અશ્વિનોએ તેને કહ્યું : 'ઉષાની સ્તુતિ કર. અમે તને છોડી દઈશું.' તેણે ઉષાની સ્તુતિ પછીની ઋચાઓ વડે કરી.

એક એક ઋચા પાઠથી તેનાં બંધન ખૂલતાં ગયાં, ઇક્ષ્વાકુ(રાજા)નું પેટ નાનું થતું ગયું. છેલ્લી ઋચા સાથે બંધન ખૂલી ગયાં, ઇક્ષ્વાકુ (રાજા) નિરોગી થયા.

૫

ઋત્વિજોએ તેને કહ્યું : 'તું અમારી અહ્ન સંસ્થા(સમાપ્તિ)ને પ્રાપ્ત કર. (અનુષ્ઠાન કર) એટલે શુનઃશેપે તેના (સોમયાગના) સરલ માર્ગે સોમરસ કાઢવાની વિશેષ વિધિનું દર્શન કર્યું. સોમને ચાર ઋચાઓથી અભિસિક્ત કરી. પછી એને (સોમને)વડે દ્રોણકળશમાં મૂક્યો.

પછી તેણે શુનઃશેપના શરીરનો સ્પર્શ કર્યો અને શરૂઆતના ચાર મન્ત્રો વડે સ્વાહાકાર સાથે સોમયાગ કર્યો. પછી યજ્ઞના અન્તિમ કૃત્યને ધ્યાનમાં રાખીને બધાં સાધનો આણીને 'ત્વં નો અગ્નિ' વાળી ઋચાઓથી અગ્નિનો યાગ કર્યો. પછી શુનઃશેપને હજારો રૂપવાળા યૂપથી છોડાવ્યો હતો એ ઋચા વડે હરિશ્ચન્દ્ર પ્રતિ પ્રેર્યો.

હવે શુનઃશેપ વિશ્વામિત્રના ખોળામાં બેસી ગયો; ત્યારે સૂયવસપુત્ર અજીગર્તે કહ્યું : 'હે ઋષિ, મારા પુત્રને ફરી સોંપો', વિશ્વામિત્રે કહ્યું : 'ના. દેવોએ તે મને સોંપ્યો છે.' આમ તે દેવરાત નામનો વિશ્વામિત્રનો પુત્ર બન્યો, તેના કપિલ ગોત્રવાળા બભ્રુ ગોત્રવાળા બંધુઓ થયા.

સૂયવસપુત્ર અજીગર્તે કહ્યું : તું અમારે ત્યાં આવ, વિશેષરૂપે બોલાવીએ છીએ.' ફરી સૂયવસપુત્ર અજીગર્તે કહ્યું :

'તું જન્મથી આંગિરસ (અંગિરાગોત્રવાળો) છે, અજીગર્તપુત્ર રૂપે જાણીતો છે. એટલે હે ઋષિ, તું પિતા-પિતામહના વંશનો ત્યાગ ન કર. ફરી અમારી પાસે આવ.'

એટલે શુનઃશેપે કહ્યું : 'તમારા હાથમાંની તલવાર બધાએ જોઈ, જેને કોઈ

શૂદ્ર પણ ઉપાડતો નથી, હે અંગિરસી, તમે ત્રણસો ગાયો પણ લઈ લીધી.'

સૂયવસપુત્ર અજીગર્તે કહ્યું :

'મેં કરેલા પાપથી મારું મન સંતપ્ત છે. હું એ પાપ નિવારું છું. પ્રાપ્ત કરેલી સેંકડો ગાય તારી.'

ત્યારે શુનઃશેપે કહ્યું :

'જે એક વાર પાપ કરે છે તે બીજી વાર પણ કરી શકે છે, અવિચારી થઈને તમે કામ કર્યું છે.'

'હા, (આમાંથી) નિવૃત્તિ ન થઈ શકે.' એમ વિશ્વામિત્રે કહ્યું : 'સૂયવસપુત્ર હાથમાં તલવાર લઈને ઊભો હતો ત્યારે ખૂબ ભયાનક લાગતો હતો, એટલે તું આનો પુત્ર ન બન, મારો પુત્ર જ રહેજે.'

શુનઃશેપે કહ્યું : 'હે રાજપુત્ર (વિશ્વામિત્ર), અંગીરસગોત્રમાં જન્મેલા અમે કેવી રીતે તમારા પુત્ર થઈએ તે અમને કહો.'

ત્યારે વિશ્વામિત્ર બોલ્યા, 'મારા પુત્રોમાં તું સૌથી મોટો થા; તારી સંમતિ શ્રેષ્ઠ થાય. મને દેવતાઓએ જે અર્પેલ છે તે માટે હું તને આમંત્રું છું.'

શુનઃશેપે કહ્યું : 'મારા સૌહાર્દ અને ધનલાભ વિશે તમે તમારા પુત્રોને જણાવો. હે ભરતવંશમાં શ્રેષ્ઠ, જેવી રીતે હું (પુત્રતા) પ્રાપ્ત કરું તેમ તમારા પુત્રો સામે મને સ્વીકારો.'

એટલે વિશ્વામિત્રે પોતાના પુત્રોને બોલાવ્યા :

'હે મધુચ્છન્દા, ઋષભ, રેણુ, અષ્ટક, સાંભળો. બીજા જે ભાઈઓ છે તે બધા આનાથી (શુનઃશેપથી) પોતાને શ્રેષ્ઠ ન સમજે.

૬

તે વિશ્વામિત્રના ૧૦૧ પુત્રો હતા; પચાસ મધુચ્છંદાથી મોટા અને પચાસ નાના. તેમાં મોટાઓએ તેનો સ્વીકાર ન કર્યો, ત્યારે તેમણે (વિશ્વામિત્રે) કહ્યું, તમારી સંતતિ નીચ જાતિની થશે. આમ અન્ધ્ર, પુણ્ડ્ર, શબરા, પુલિન્દા, મૂતિબ જાતિઓ થઈ, દસ્યૂઓમાં નીચ જાતિના લોક વિશ્વામિત્રના સંતાન થયા.

નાના પચાસ સાથે મધુચ્છન્દાએ કહ્યું : 'આપણા પિતાએ જે કાર્યને જાણીને

સ્વીકાર્યું છે તેને અમે સ્વીકારીએ છીએ. અમે બધા તને સ્વીકારીએ છીએ, અમે તારું અનુસરણ કરીશું.'

એટલે વિશ્વામિત્રે વિશ્વસ્ત થઈને પુત્રોની સ્તુતિ કરી.

'તમે મારા મતને અનુરૂપ થઈ મને શૂરવીર પુત્રોવાળો બનાવ્યો એવી જ રીતે ઘણા પશુવાળા અને અનુકૂળ પુત્રોવાળા થાઓ.'

'હે ગાધિપુત્રો, દેવરાત સાથે વીરવાન પુત્રોવાળા થઈને બધામાં આરાધ્ય બનો. આ (દેવરાત) સન્માર્ગનું વિશેષ વાચન કરાવશે.'

'હે કુશિકવંશીઓ (કુશિક પિતામહ હતા), આ દેવરાતનું અનુગમન કરો, તે તમને પામશે અને આપણે જે વિદ્યા જાણીએ છીએ તે એ પ્રાપ્ત કરશે.'

'વિશ્વામિત્રના પુત્રો તથા ગાથિપુત્રો, તમે સમીચીન બુદ્ધિવાળાએ તેના (દેવરાતની) આશ્રયમાં પોતાનું પાલનપોષણ તથા શ્રેષ્ઠતા સ્વીકાર્યા છે.'

'સ્મૃતિકારો કહે છે કે દેવરાત બંને ઋષિ (અજીર્ગત અને વિશ્વામિત્ર)ના ધનનો વારસ છે. જહ્નુવંશીઓ તથા ગાથિના વંશજોમાં ઉત્પન્ન થનારાના સ્વામિત્વને યોગ્ય આ દેવરાત છે, દેવ સંબંધી કર્મમાં, વેદમાં તે સમર્થ છે.

આમ સો ઋચાઓથી વધારે ગાથામાં શુનઃશેપ આખ્યાન કહેવાયું છે.

રાજ્યાભિષેક સમયે હોતા આ (આખ્યાન) કહે છે.

સુવર્ણનિર્મિત સૂત્રથી બનેલા આસન પર બેસીને કહેવું જોઈએ, સુવર્ણના આસન પર અધ્વર્યુ પ્રગિગરણ કરે છે. વસ્તુતઃ સુવર્ણ યશ છે. આવી રીતે તેને યશથી સમૃદ્ધ કરે છે.

એટલે અયજમાન (રાજસૂયયજ્ઞ વિનાના) રાજા પણ વિજયી થાય તો તેણે આ શુનઃશેપનું આખ્યાન કહેવડાવવું જોઈએ. આમ કરવાથી બધાં પાપ નાશ પામશે.

હોતાને હજાર ગાયો, અધ્વર્યુને સો ગાયો આપવી જોઈએ. બંને આસન આપવાં જોઈએ. હોતાને શ્વેત, અશ્વયુક્ત રથ આપવો જોઈએ.

પુત્રકામનાવાળાએ શુનઃશેપ આખ્યાન સાંભળવું જોઈએ. એ રીતે તેમને પુત્રપ્રાપ્તિ થાય છે.

## દેવધમ્મ જાતક / સંકલન : શિરીષ પંચાલ

પ્રાચીન કાળમાં કાશી દેશમાં વારાણસી નગરમાં બ્રહ્મદત્ત નામનો રાજા હતો. તે સમયે બોધિસત્ત્વે એ રાજાની પટરાણીના પેટે જન્મ લીધો. નામકરણના દિવસે તેનું નામ મહિંસાસ કુમાર રાખ્યું. એ હજુ રમતોગમતો હતો તે સમયે રાજાને બીજો પણ એક પુત્ર જન્મ્યો. તેનું નામ ચંદ્રકુમાર પાડ્યું. હજુ તે નાનો હતો તે જ વખતે બંને ભાઈઓની માતા મૃત્યુ પામી. રાજાએ બીજી રાણીને પટરાણી બનાવી. તે રાજાની માનીતી હતી અને રાજાને અનુકૂળ થઈને રહેતી હતી. તેને પણ એક પુત્ર જન્મ્યો. તેનું નામ સૂર્યકુમાર પાડ્યું. રાજા તેને જોઈને સંતુષ્ટ થયો અને બોલ્યો, 'ભદ્રે; હું તારા પુત્રને વરદાન આપવા માંગું છું.' દેવીએ ઉત્તર આપ્યો, 'મને જ્યારે ઈચ્છા થશે ત્યારે આ વર માગી લઈશ.' અને એ રીતે વરદાન અનામત રાખ્યું. એ પુત્ર જ્યારે મોટો થયો ત્યારે તેણે રાજાને કહ્યું, 'તમે મને આ જન્મ્યો ત્યારે વરદાન આપ્યું હતું તો એ પ્રમાણે મારા પુત્રને રાજગાદી આપો.'

'પ્રજ્વલિત અગ્નિપુંજ જેવા તેજસ્વી મારા બે પુત્રો છે એટલે તારા પુત્રને રાજગાદી આપી શકતો નથી.' એમ કહીને રાજાએ ના પાડી. પરંતુ રાણીએ વારંવાર માગણી કરી એટલે રાજાએ વિચાર્યું, 'આ રાણી મારા પુત્રોનું અકલ્યાણ પણ વિચારી શકે.' એમ વિચારી પુત્રોને બોલાવીને કહ્યું, 'તાત, મેં સૂર્યકુમાર જન્મ્યો ત્યારે વરદાન આપ્યું હતું. હવે તેની માતા એ વરદાન દ્વારા તેને માટે રાજગાદી માગે છે. મારે એ ગાદી આપવી નથી પરન્તુ સ્ત્રીજાતિ પાપી હોય છે. એ તમારું ભૂંડું પણ ઈચ્છી શકે એટલે અત્યારે તો તમે વનમાં

ચાલ્યા જાવ. મારા મૃત્યુ પછી આ કુળને અધીન રહી અહીં રાજ કરજો.' એમ કહી રડતાં રડતાં રાજકુમારોના મસ્તકને ચૂમીને તેમને વનમાં મોકલી દીધા.

પિતાને પ્રણામ કરીને તેઓ રાજમહેલમાંથી ઊતરતા હતા ત્યારે તેમને જોઈને સૂર્યકુમારને બધી વાત ખબર પડી ગઈ. 'હું પણ ભાઈઓની સાથે જઈશ.' એમ વિચારી તે પણ તેમની સાથે નીકળી પડ્યો.

તેઓ હિમાલયમાં પ્રવેશ્યા. બોધિસત્ત્વે કેડી પરથી દૂર સરીને, એક વૃક્ષ નીચે બેસીને સૂર્યકુમારને બોલાવીને કહ્યું, 'તાત, સૂર્ય, આ તળાવ પર જા. ત્યાં સ્નાન કરજે. પાણી પીજે અને અમારે પીવા માટે પણ કમળના દડિયામાં પાણી લઈ આવજે.' એ તળાવ કુબેરે એક જળરાક્ષસને આપ્યું હતું..અને કુબેરે એને કહી રાખ્યું હતું કે જેઓ દેવધર્મ જાણતા હોય એ સિવાયના જે કોઈ આ તળાવમાં ઊતરે તે બધા તારું ભક્ષ્ય બને, જે ન ઊતરે તે તારા ભક્ષ્ય નહીં બને.'

ત્યારથી એ રાક્ષસ જેઓ તળાવમાં ઊતરતા તેમને દેવધર્મ પૂછતો. જે ન જાણતા તેમને તે ખાઈ જતો. સૂર્યકુમાર તે તળાવ પર પહોંચ્યો. વગરવિચાર્યે તેમાં ઊતર્યો. રાક્ષસે તેને પકડીને પૂછ્યું, 'તને દેવધર્મની જાણ છે?'

તેણે ઉત્તર આપ્યો, 'હા જાણું છું. ચન્દ્ર અને સૂર્ય દેવધર્મ કહેવાય.'

'તું દેવધર્મ જાણતો નથી.' કહીને પાણીમાં પ્રવેશી તે સૂર્યને પોતાના નિવાસસ્થાન પર લઈ ગયો અને ત્યાં રાખ્યો. બોધિસત્ત્વે આટલી બધી વાર લાગી એટલે ચન્દ્રકુમારને મોકલ્યો. રાક્ષસે તેને પકડીને પૂછ્યું, 'તું દેવધર્મ જાણે છે?'

'હા જાણું છું. ચારે દિશાઓ દેવધર્મ કહેવાય.' રાક્ષસે એને પણ પકડી લીધો, 'તું દેવધર્મ જાણતો નથી.'

એને પણ મોડું થયું એટલે 'કોઈ આપત્તિ આવી પડી લાગે છે.' એમ વિચારી બોધિસત્ત્વ તે તળાવ પર જઈ પહોંચ્યા. બંનેના તળાવમાં પ્રવેશ્યાનાં પદચિહ્ન જોયા, 'આ તળાવ રાક્ષસના અધિકારમાં હોવું જોઈએ.' એમ વિચારી તલવાર કાઢી અને તીરકામઠું તૈયાર કર્યું. જળરાક્ષસે જોયું કે બોધિસત્ત્વ પાણીમાં ઊતરતો નથી. તેણે વનમાં કામ કરવાવાળા મનુષ્યનું રૂપ લઈને

બોધિસત્ત્વને પૂછ્યું, 'મહાશય, રસ્તામાં તમે થાકી ગયા હશો. આ તળાવમાં ઊતરીને નાહીધોઈ, પાણી પી, ફૂલમાળા પહેરીને સુખેથી કેમ રહેવાની ઇચ્છા થતી નથી ?'

બોધિસત્ત્વે તેને જોઈને વિચાર્યું કે આ જ રાક્ષસ હોવો જોઈએ. તેમણે પૂછ્યું, 'શું તે મારા ભાઈઓને પકડી રાખ્યા છે ?'

'હા, મેં પકડી રાખ્યા છે.'

'શા માટે ?'

'આ તળાવમાં જે ઊતરે તેમના પર મારો અધિકાર છે.'

'શું બધા પર અધિકાર છે ?'

'જે દેવધર્મ જાણે તેમને પકડતો નથી, બાકી બધાને પકડું છું.'

'શું તું દેવધર્મ જાણવા માંગે છે ? જો તારી ઇચ્છા હોય તો હું તને દેવધર્મ કહું.'

'તો કહે, હું દેવધર્મ સાંભળીશ.'

'હું દેવધર્મ કહેવા તૈયાર છું પણ નાહ્યોધોયો નથી.'

યક્ષે બોધિસત્ત્વને સ્નાન કરાવ્યું, ભોજનપાણી કરાવ્યાં, ફૂલમાળા પહેરાવી, સુગંધી દ્રવ્યોનો લેપ કર્યો અને પછી શણગારેલા મંડપની વચ્ચે આસન આપ્યું. બોધિસત્ત્વ તે આસન પર બેઠા, યક્ષ તેમના પગ પાસે બેઠો. અને 'સાંભળ ત્યારે, દેવધર્મ.' એમ કહી દેવધર્મ કહેવા માંડ્યો. 'લજ્જા અને નિંદા-ભયથી યુક્ત, શુભકર્મોવાળા લોકોને શાંત અને સત્પુરુષ દેવધર્મા કહે છે.' બોધિસત્ત્વના મોઢે દેવધર્મની વાત સાંભળીને યક્ષ પ્રસન્ન થયો અને બોધિસત્ત્વને કહ્યું, 'હે મહાપંડિત, હું તારા પર પ્રસન્ન થયો છું, તારા એક ભાઈને હું છોડી દઈશ, બોલ કોને છોડું ?'

'નાના ભાઈને છોડી મૂક.'

'પંડિત, તું દેવધર્મ જાણે છે પણ એ પ્રમાણે આચરણ કરી શકતો નથી.'

'કેમ ?'

'કારણ કે તું મોટાને બદલે નાનાને છોડાવીને તું મોટાનું ગૌરવ કરતો નથી.'

'યક્ષ, હું દેવધર્મ જાણું છું અને એ પ્રમાણે આચરણ કરું છું. આ ભાઈને

કારણે અમને વનવાસ મળ્યો. એને જ કારણે અમારા પિતા પાસે એની માતાએ રાજ્ય માંગ્યું. અમારા પિતાએ એને વરદાન ન આપ્યું પણ અમારી રક્ષા માટે અમને વનવાસ જવાની આજ્ઞા કરી. હવે જો આ કુમારને લીધા વિના અમે પાછા ફરીશું તો, 'આને વનમાં એક યક્ષ ખાઈ ગયો' એવી અમારી વાત ઉપર કોઈ વિશ્વાસ નહીં મૂકે એટલે હું નિંદાથી ડરીને એને છોડાવવા માંગું છું.'

'ધન્ય ધન્ય પંડિત, તું દેવધર્મ જાણે છે અને એ પ્રમાણે આચરણ કરે છે.' એમ કહી યક્ષે બોધિસત્ત્વને બંને ભાઈઓ પાછા સોંપી દીધા.

ત્યારે બોધિસત્ત્વે તેણે કહ્યું, 'હે સૌમ્ય, તું પૂર્વજન્મના પાપને કારણે બીજાઓનું લોહીમાંસ ખાનાર યક્ષની જાતિમાં પેદા થયો. અત્યારે પણ તું પાપ કરે છે, એ પાપ તને નરકમાં લઈ જશે. એટલે તું હવે પાપમાંથી મુક્ત થા અને પુણ્ય કર.' બોધિસત્ત્વે એ પ્રમાણે યક્ષને સંયમ શીખવાડ્યો. અને તે યક્ષની રક્ષા કરતા ત્યાં જ રહ્યા.

એક દિવસ નક્ષત્ર જોઈને પિતાના મૃત્યુના સમાચાર જાણ્યા અને યક્ષને સાથે લઈને તેઓ વારાણસી પહોંચ્યા. રાજ્યગાદી સ્વીકારીને ચંદ્રને સહાયક બનાવ્યો અને સૂર્યકુમારને સેનાપતિ બનાવ્યો. યક્ષને માટે એક સુંદર જગ્યાએ આયતન બનાવડાવ્યું અને તેને નિયમિત રીતે શ્રેષ્ઠ માળા, શ્રેષ્ઠ પુષ્પ અને શ્રેષ્ઠ ભોજન મળતાં રહે એવી વ્યવસ્થા કરી. ધર્માનુસાર રાજ્ય કરીને તેઓ પોતાના કર્મ પ્રમાણે પરલોક ગયા.

## કેટલીક ગુજરાતી વાર્તાઓ વિશે / જયંત પારેખ

### *રાક્ષસ : સુરેશ જોષી*

બારીના કાચ પર કાંકરો અથડાય છે, દાન્તેની બિયેટ્રિસની જેમ નાયિકા નાયકને દોરી જાય છે ને એની વનયાત્રા શરૂ થાય છે, એની દીક્ષા શરૂ થાય છે. આનું વર્ણન પહેલા ભાગમાં થાય છે – પરીકથાની રીતે, કલ્પનસમૃદ્ધ ભાષામાં. નાયિકાની સાથે સાથે નાયક પ્રકૃતિની લીલા નીરખે છે. ત્યાં કાળનું ખણ્ડ ખાણ્ડ રૂપે નહીં, અનન્ત અસ્ખલિત પ્રવાહરૂપે દર્શન થાય છે; ત્યાં સતત વિકાસ થાય છે, સાતત્ય જળવાય છે; ત્યાં સતત રૂપાન્તર થાય છે, વિશેષરૂપે સર્જન થાય છે. જ્યાં રૂપાન્તરની પ્રક્રિયા અનન્ત ચાલતી હોય ત્યાં મરણ કેવું ! નાયિકાએ આ પ્રક્રિયા આત્મસાત્ કરી છે, એ વાસ્તવિકતાનું કપોલકલ્પિતમાં, અદ્ભુત ને ભયાનક આસાનીથી રૂપાન્તર કર્યા જ કરે છે. ભૂવાનું તાવીજ, પરીનું હાસ્ય, અન્ધકારનું વસ્ત્ર, સીતાફળ – આ બધાંમાં રૂપાન્તરની પ્રક્રિયા ચરિતાર્થ થતી જુએ છે. શેવાળની અંદર પુરાઈ રહેલા જળમાંથી એક આગવી સૃષ્ટિ રચે છે, લાખા વણઝારાની ઘટનાનું કથામાં રૂપાન્તર કરે છે. પરંતુ નાયકની દીક્ષા હજી પૂરી થઈ નથી, રૂપાન્તરની પ્રક્રિયા એણે હજી પૂરેપૂરી આત્મસાત્ કરી નથી એથી એ ભય પામે છે, ભયાનક રસ માણી શકતો નથી.

વર્ષો પછી નાયિકા ક્ષયનો ભોગ બને છે ત્યારે બંનેનું ફરીથી મિલન થાય

છે. આનું વર્ણન બીજા ભાગમાં થાય છે – હકીકતના બયાનની રીતે, કલ્પનવિહીન ભાષામાં. આ મિલનનું સ્થળ, વાતાવરણ સાવ નિરાળાં જ છે. ત્યાં કાળનું વિભાજન છે, સતત ક્ષય થાય છે, અન્ત આવે છે; જરા, વ્યાધિ ને મરણ પીડે છે. ત્યાં મરણનો પ્રતિકાર થાય છે, નિવારણ થઈ શકતું નથી; પ્રકૃતિ પાસે છે તેવો સતત રૂપાન્તરનો કીમિયો માનવી પાસે નથી. એ મરણને હાથે સતત પરાજય પામે છે. હૉસ્પિટલના પ્રતીકમાંથી આવી વ્યંજના નિષ્પન્ન થાય છે.

પ્રકૃતિ ને માનવી, ભૂતકાળ ને વર્તમાનકાળ, વિકાસ ને ક્ષય, સાતત્ય ને અન્ત – આવા અનેક વિરોધ સૂચવી શકે એવી વ્યંજનાસભર યોજના સુરેશ જોષી બંને ખણ્ડોની કરે છે. એટલું જ નહીં, વાસ્તવિક ને કપોલકલ્પિત, કઠોરતા ને મૃદુતા, પ્રચુરતા ને ન્યૂનતા – આ બધું યથેચ્છ પ્રગટ કરી શકે એવી ભાષાનો વિનિયોગ પણ કરે છે ને ઊંડી કળાસૂઝની પ્રતીતિ કરાવે છે.

'રાક્ષસ'માં એ માત્ર વિરોધની અભિવ્યક્તિ સાધીને જ અટકી જતા નથી, સન્દિગ્ધ અન્તની રચનામાં એક ડગલું આગળ વધે છે. રાક્ષસોને જેર કરવાની ઝંખના નાયિકાએ તજી દીધી નથી. પોતે ભલે એ પાર ન પાડી શકે, એ હાર માનવા તૈયાર નથી. એ મોસંબીનાં બે બી કાચની બારી પર ફેંકે છે, નાયકને સાવધ કરે છે, એની હથેળીમાં લખે છે : 'રાક્ષસ !'

આશ્ચર્યચિહ્નની હાજરી સૂચવે છે કે નાયિકા નાયકને 'રાક્ષસ !' કહીને સમ્બોધન કરે છે. કારણ કે એ વિખૂટો પડી ગયો છે, રૂપાન્તરની પ્રક્રિયા એણે પૂરી આત્મસાત્ કરી નથી, રાક્ષસોને જેર કરવાનું અધૂરું રહ્યું છે. એમાં નર્યા વિસ્મયનો આવિષ્કાર પણ થાય છે. નાયિકા પોતાની મોઢામોઢ ઊભેલા મરણને જુએ છે, નાયકમાં પળે પળે પુષ્ટ થતા મરણને જુએ છે. એથી એના શબ્દમાં આઘાત, આર્જવ ને પડકાર પણ ભળે છે. નાયકને તરત જ પોતાના પ્રકૃતિ સાથેના સન્નિકર્ષનો નવેસરથી સાક્ષાત્કાર થાય છે, એની યાત્રા ફળે છે, દીક્ષા પૂરી થાય છે, રૂપાન્તરના પ્રભાવની એને પ્રતીતિ થાય છે. નાયિકાના મરણનું, પોતાના મરણનું એ નિવારણ ઝંખે છે સર્જનની પ્રક્રિયામાં, કળાની રચનામાં.

એ જે સર્જન કરે છે, જે કળારચના કરે છે એ જ આ કૃતિ 'રાક્ષસ'.

શરૂઆતમાં હું બસની રાહ જોતો ઊભો છે. અન્તમાં પણ હું બસની રાહ જોતો ઊભો છે. સ્થળ, સમય અને કાર્ય એનાં એ જ રહે છે, હું એનો એ જ રહેતો નથી. એ જાણે કોઈક બસમાં ધકેલાઈ જાય છે, કોઈક પ્રવાસ કરે છે, કોઈક સ્થાને પહોંચે છે. એ ગતિ કરતો નથી છતાં 'ગમન' કરે છે. આ અગતિગમનને કારણે બસ, પ્રવાસ, સ્થાન – આ બધાનું આગવું રૂપ છતું થાય છે, એ વિશિષ્ટના પ્રતીક બની જાય છે. એમાંથી સમયના વિસ્તૃત પરિમાણની વ્યંજના સ્ફુરે છે. એક જ થીજેલી પળમાં હું ક્યાંનો ક્યાં જઈ પહોંચે છે, શું નું શું જોઈ વળે છે! પોતાના પરિવેશ વિશે જ નહીં, પોતાને વિશે પણ વિશદ અભિજ્ઞતા કેળવે છે. ભય ને મૃત્યુનો સાક્ષાત્કાર કરે છે.

ઘરેથી નીકળતાં પહેલાં ઘડિયાળમાં ટાઈમ જોવામાં ભૂલ કરે છે. પછી તો ભૂલની પરમ્પરા ચાલે છે, હંમેશની ટેવનાં આવરણ સરી જાય છે, સંવેદના સતેજ ને સૂક્ષ્મ બને છે. બસમાં ચડવાની ક્રિયા, પ્રવાસ વગેરે કાંઈ જ હું સ્વેચ્છાએ નથી કરતો છતાં એ અસાધારણ પુરવાર થાય છે, એને આવો અપૂર્વ સાક્ષાત્કાર થાય છે. આ અપૂર્વ સાક્ષાત્કાર(epiphany)ની પ્રક્રિયાનું આલેખન 'અગતિગમન'ની સિદ્ધિ છે. પ્રથમ પુરુષનું કથનકેન્દ્ર યોજીને સુરેશ જોષી આપણને પણ એવો જ સાક્ષાત્કાર કરવાની ભૂમિકા પૂરી પાડે છે.

હું કહે છે : 'એક સવારે એના (ટાવરના) એક કાંટા પર એક અજાણ્યા પંખીને જોઈને હું છળી મર્યો હતો.' આ પણ હંમેશ કરતાં નિરાળું જ બને છે. ઘડિયાળનો કાંટો અજાણ્યા પંખીમાં વિસ્તાર પામે છે. અપરિચિતની છબિ જોઈને હું છળી મરે છે. બસના પ્રવાસની તમામ વિગતોની પડછે આ છળી મરવાની વાત અત્યન્ત અર્થસભર બની રહે છે. આખાયે પ્રવાસમાં ભય ને મૃત્યુનાં રૂપ એકસરખાં જોવા મળે છે એનો અણસાર જાણે પહેલેથી જ મળી જાય છે.

હવે બસ, પ્રવાસ, સ્થાન – આ બધાંનું નિરાળાપણું છતું થવા માંડે છે. આપણે ચિરપરિચિતથી અપરિચિતમાં, વાસ્તવિકતામાંથી અતિવાસ્તવિકતામાં, જાગૃતિમાંથી સ્વપ્નમાં આવી ચડીએ છીએ. સ્થિતિ ને

ગતિ, તથ્ય ને યથાર્થ, જીવન્ત ને મૃત, અતીત ને સામ્પ્રત, સામ્પ્રત ને ભવિતવ્ય – આ બધાંને જોડાજોડ મૂકીને સુરેશ જોષી વેધક અસર ઉપજાવે છે. એક નાની સરખી બસમાં આખાય જગતની નિયતિ દાખવી દે છે. સ્ત્રી ને પુરુષ, ડ્રાઇવર ને કંડક્ટર – આ બધાંમાં ભય ને મૃત્યુનાં કલ્પન રચે છે. હુંનું પોતાનું પ્રતિબિમ્બ પણ ઓછું કુત્સિત ને ઓછું ભયાવહ નથી ! હું શૈશવનાં સ્મરણમાં સરે છે પરંતુ કોઈકનો બૂટ એને વર્તમાનનું દુઃખદ ભાન કરાવે છે. પ્રવાસનાં કારણ ને કાર્ય સાવ બદલાઈ જાય છે. એ પોતાને વિશેની, માનવી વિશેની નિર્ભ્રાન્તિનો પ્રવાસ બની રહે છે.

હું પહેલી વાર ધકેલાઈ જાય છે ત્યારે જે શબ્દો યોજાય છે એ જ શબ્દો ફરીથી ધકેલાઈ જાય છે ત્યારે યોજાય છે : શબ્દો એના એ જ તો પ્રવાસ પણ એનો એ જ ને ? આલેખનની ચક્રાકાર ગતિ સૂચવે છે કે આ પ્રવાસ એકસરખો ચાલ્યા જ કરશે. બસમાં ધકેલાઈ જવું ને બસમાંથી બહાર ફેંકાઈ જવું – પ્રવેશ ને નિષ્ક્રાન્તિની આ પ્રક્રિયા સતત ચાલ્યા જ કરશે. એ વરદાન કે અભિશાપ ? કે પછી વરદાન ને અભિશાપ બંને ?

પ્રથમ પુરુષનું કથનકેન્દ્ર, વાસ્તવિક ને અતિવાસ્તવિક વચ્ચેની આવનજાવન, સામાન્યનું વિશિષ્ટમાં રૂપાંતર, દુઃસ્વપ્નનાં પ્રતીકની રચના – આવી કેટલીક યુક્તિના સાર્થક વિનિયોગથી સુરેશ જોષી 'અગતિગમન'માં મોટી સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

### *સોનેરી માછલીઓ : કિશોર જાદવ*

વિનાયક ભીડમાંથી બહાર નીકળે છે ત્યારથી જ કાંઈક ને કાંઈક અસ્વાભાવિક બને છે. એ અસમ્બદ્ધ બોલ્યે જાય છે, નિરર્થક ચપટી વગાડે છે. હોટલ ખાલી ને ગંદી છે. ખુરશીઓ ખાલી છે પણ એના પાયામાં કોઈક અટવાય છે. એ અનિમેષ નજરે બહાર મીટ માંડી રહે છે પણ કશું જ જોતો નથી. પરદાની ઓથમાંથી આતુર આંખો એના તરફ જુએ છે એથી એ ખુશ થાય છે પણ સાથે સાથે એને થાક લાગે છે. કોઈકને કાંઈક વિનંતી કરવાની છે પણ કોને, કઈ એનો એને અણસાર સુધ્ધાં આવતો નથી. મકાનમાલિકને ત્યાં એને

આવકાર, આદર ને પરોણાગત મળતાં નથી, ઊલટું એ તો આક્રમણ, અપમાન ને ઉપહાસનો ભોગ બને છે ને એનો એ કોઈ જ પ્રતિકાર કરી શકતો નથી. એ મકાનમાલિકને મળવા આવે છે પરંતુ એ તો બહાર આવતો જ નથી, અગોચર રહીને અંદરથી દોરીસંચાર કરે છે. કાચની પેટીમાં સોનેરી માછલીઓ સેલારા મારતી તરવરે છે પણ ધીમે ધીમે એને એ બહાર હવામાં તરફડતી લાગે છે.

પરદાની પાછળ પગલાંનો ઘસારો સંભળાય છે ત્યારે, નોકરો એને ફગાવી દેવા અધ્ધર ઊંચકે છે ત્યારે એ બોલવા જાય છે પણ કાંઈ જ બોલી શકતો નથી. દીવાલના બાકોરામાંથી એ બહાર હડસેલાય છે ત્યારે ઉત્તુંગ શિખર પરથી અનન્ત અવકાશના મહાસાગરમાં ફેંકાય છે, શૂન્યતાના ગર્ભમાં આકાર પામતો પામતો કંકણ રણકતા હાથમાં ઝિલાય છે પણ એને સત્ત્વહીન સ્તન જ ચૂસવા મળે છે.

નિરર્થકતા ને વિસંગતિ, અસહાયતા ને હતાશા – આ બધાં વિનાયકને કેવાં ઘેરી વળ્યાં છે ! 'સોનેરી માછલીઓ'માં કિશોર જાદવ આવી પ્રતીતિ કરાવી શકે છે એના મૂળમાં છે આંખો ને સોનેરી માછલીઓનાં પ્રતીક. વિનાયક એમને જુએ છે ત્યારે પહેલાં ખુશી, મુગ્ધતા ને વહાલ અનુભવે છે પણ પછી થાક, તરફડાટ ને શુષ્કતા અનુભવે છે. આંખો ને સોનેરી માછલીઓ – બંને મુક્ત નથી, સ્વતન્ત્ર નથી, વિનાયકની જેમ કોઈક અગોચર સત્તાના અંકુશમાં છે. છેલ્લા દૃશ્યમાં વિનાયકના શોકાર્ત ને ભયભીત હાસ્યમાં એની કારમી પરિસ્થિતિની પરાકાષ્ઠા આવે છે. શું ભૂતકાળમાં કે શું ભવિષ્યમાં શિશુ રૂપે વિનાયકને એના ભોગ બનવું જ પડે છે. સ્તનની જેમ એ પણ સત્ત્વહીન બને છે, પોતાની આગવી ઓળખ ગુમાવે છે, આગવું વજન ગુમાવે છે. એ ખરેખર વિ-નાયક બની જાય છે. આ માત્ર એની જ નિયતિ નથી, આ યુગના માનવી માત્રની નિયતિ છે.

કિશોર જાદવ પાત્રની ક્રિયા પાછળના આશય, કાર્યકારણની કેટલીક કડી અધ્યાહાર રાખે છે ત્યારે યદૃચ્છાને વશ થતા લાગે છે. ક્યારેક ક્યારેક એ વાચાળ પણ બને છે ને 'કાળ પર્યંત એનાં હાડેહાડ ગાળી નાખતી અજ્ઞાત ગમગીનીની વાત', 'અનન્ત અવકાશના મહાસાગરમાં', 'શૂન્યતાના

ગર્ભમાં કશોક આકાર', 'અસહ્યતા', 'નર્યું શુષ્ક હાસ્ય' – આવા બોલકા પ્રયોગ કરે છે ત્યારે ફરિયાદ કરવાનું મન થાય છે. આંખો ને સોનેરી માછલીઓને એકબીજાના પર્યાય બનતાં બતાવ્યા પછી એ આંખોને સોનેરી માછલીઓને ઉપમા આપે છે એ જરાય યોગ્ય લાગતું નથી.

## *સરકસનાં કૂવામાં કાગડાઓ*

શરૂઆતમાં વ ઓરડાની વચ્ચે આવીને ઊભો રહે છે, દૂર ક્ષિતિજે શહેર દેખાય છે, રસ્તા પર અટૂલા મકાનને બારણે આધેડ એને આવકારે છે, એની પાછળ પાછળ એ અંદર જાય છે, ત્યાંથી શહેરની વચ્ચે આવી પહોંચે છે, પોતાના રહેણાક ઘરની પાસે જાય છે, ઘેઘૂર વડને વહેરી નાખ્યો છે, મેદાનમાં એ વડના વિશાળ થડ પર બેસી જાય છે, અન્તે એ સરકસના કૂવામાં મારફાડ ઘૂમે છે – આની વચ્ચે ઘણું ઘણું બને છે. જે કાંઈ બને છે એનું કિશોર જાદવ 'સરકસના કૂવામાં કાગડાઓ'માં વિશિષ્ટ રીતે આલેખન કરે છે. એ સ્થળકાળની કડીઓ આપતા નથી, પાત્રના આશય પ્રગટ કરતા નથી, જે વાસ્તવિક છે એનાં સ્વરૂપ બદલી નાખે છે ને એને અતિવાસ્તવિક સ્વરૂપે, કપોલકલ્પિત સ્વરૂપે રજૂ કરે છે, એનાં કલ્પનોને એકબીજામાં અવળસવળ ગૂંથે પણ છે. વાસ્તવિકતાનાં સ્વરૂપ એક પછી એક એવી તો ઝડપથી બદલાય છે કે એક સ્વપ્નના જેવું વાતાવરણ ઊભું થાય છે –

પાંખો પસારીને બેઠેલાં અસંખ્ય પતંગિયાંની જેમ એના પડછાયા ફરકે છે; ચોપાસ ઊમટતા મૃગજળના અજગરી ચટાપટા જોઈને દિશાશૂન્ય બનેલું ઊંટ ગાંગરે છે, દોડે છે; સફેદ કાગડાઓ પારધીની જાળ સાથે ભયત્રસ્ત અવાજ કરતા, જાણે હાલરડાં ગાતા હોય એમ, એક કતારમાં અધ્ધર ઊડતા શહેર તરફ જાય છે; કોઈ અણશિખાઉ હાથે કળીચૂનાથી દોરેલા ચિત્ર જેવો આધેડ જડાઈ ઊભો છે; પેલાના શરીરના ભાંગી ગયેલા પોપડાઓની ભુક્કી વના હાથમાંથી વેરાઈ જાય છે; મકાનોના ઢગલાબંધ કરચલા અનન્તતામાં વિસ્તર્યે જાય છે; ઊડતા સાપે ઉતારી નાખેલી કાંચળી જેવી શેરીઓ વચ્ચેથી એ પસાર થાય છે; ચારે કોર ખુલ્લાં રહી ગયેલાં સહસ્ર બારીબારણાંમાંથી

કશા જીવનો સંચાર સુધ્ધાં પામી શકાતો નથી; એ જાણે ક્યાંક વર્પોના પોલાણમાં ઊંડે ને ઊંડે ઊતરતો જાય છે; એનાં અંગેઅંગ પર લીલા ઘાસનું વન ઊગી નીકળે છે; એ ઘાસમાં પંખીઓ માળો ગૂંથે છે; સાંકડી પગદંડી પર કીડીઓની હાર જેવી નાગાબાવાની જમાત ક્યાંક ચાલી જાય છે.

સ્વપ્નમાં ઝડપથી બદલાતાં જતાં દૃશ્યોનો મર્મ ઉકેલવાનું જેટલું વિકટ છે એટલું જ વિકટ છે સ્વપ્નની રીતિએ ને ગતિએ 'સરકસના કૂવામાં કાગડાઓ'માં યોજાતાં જતાં દૃશ્યોનો મર્મ ઉકેલવાનું. કળાનું કાર્ય સ્વપ્ન દેખાડવાનું નથી, સ્વપ્ન જેવી રચના કરવાનું છે. એ રચનાના ઋતનું , ચાલક બળનું આકલન કર્યા વિના એની કળાસિદ્ધિનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. અલગ અલગ દૃશ્યનું અલગ અલગ અર્થઘટન કરીને, યદૃચ્છાને યોજનામાં ખપાવીને ચતુરાઈનો ચંદ્રક મેળવી શકાય, સહૃદયતાની આનન્દસમાધિ નહીં.

'સરકસના કૂવામાં કાગડાઓ'માં એક હકીકત તરત ધ્યાન ખેંચે એવી છે. માનવી જગતની વાસ્તવિકતા બદલાઈને કીડી, પતંગિયાં, કરચલો, કાગડો, અજગર, ઊંટ, વડ, વન, અવાવરુ વાવ, પડછાયો, ખૂંવાળી આકૃતિ, સાપની કાંચળી, ઈંડાનું કોચલું, પોપડો ને કળીચૂનો – આ બધાંનાં સ્વરૂપ પામે છે. જાણે કે માનવીની અગતિ-અવગતિ થાય છે. એમાંથી એને ઉગારી શકે ને એનું ગૌરવ પાછું આપી શકે એવું સુપ્રિયા સાથેનું સાહચર્ય તો હવે રહ્યું જ નથી, હવે તો રહ્યાં છે માત્ર શહેરના સૂનકાર ને સરકસના કૂવાની ગૂંગળામણ.

આવી રીતે અગતિ-અવગતિની જેમ બીજા કોઈ ચાલક બળની કલ્પના કરી શકાય તો સોનામાં સુગંધ ભળે. ગમે તેમ પણ એ રીતે જો એકેએક દૃશ્યનો સમ્બન્ધ સ્થાપી શકાય નહીં તો યદૃચ્છાને ક્યાં સુધી યોજનામાં ખપાવી શકાય? કેટલાક વાચાળ પ્રયોગો – નિર્જીવ, વિશ્વ, અબૂઝ ને નિર્મળ જગત, અનન્તતા, મોતનો કૂવો – આનાથી 'સરકસના કૂવામાં કાગડાઓ'માં સ્વપ્નની રીતિની સાભિપ્રાયતા આડે બાધા ઊભી કરે તો એનું શું કરવું?

## સરલ અને શમ્પા : મધુ રાય

પ્રણય કે ભક્તિ, વિચાર કે વ્યક્તિ, લગની કે પ્રવૃત્તિ – માનવીના અસ્તિત્વનું

આવું એકમાત્ર અવલમ્બન છિનવાઈ જાય છે, નષ્ટ થાય છે ત્યારે એને અપાર હતાશા ને નિરર્થકતા, સર્વનાશ ને અનસ્તિત્વની લાગણી થાય છે. મધુ રાય 'સરલ અને શમ્પા'માં આવી લાગણીનાં પ્રતીક રચે છે, એમાં કપોલકલ્પિતની યુક્તિ પૂરી નિર્ણાયક નીવડે છે.

શમ્પા અદૃશ્ય થાય છે. સરલ એને સર્વત્ર શોધે છે. પરંતુ લેશ પણ સફળ થતો નથી. બગીચો, કૉલેજ, ઘર, રાચરચીલું, સાધનસામગ્રી, સ્મૃતિ – આ બધાંમાંથી શમ્પાના અસ્તિત્વનાં ચિહ્ન અદૃશ્ય થાય છે. એનું ક્યારેય ક્યાંય અસ્તિત્વ છે એમ સરલ પુરવાર કરી શકતો નથી.

શમ્પા મૃત્યુ પામે છે, સરલને છેહ દે છે કે તજી દે છે એ જાણવું જરાય જરૂરી નથી. કપોલકલ્પિતના વિનિયોગમાં, પ્રતીકની રચનામાં એ બધું ને એવું બીજું ઘણુંયે વ્યંજના રૂપે નિષ્પન્ન થાય જ છે.

સરલના પોતાના અસ્તિત્વનું પ્રયોજન ને સાર્થકતા, મૂલ્ય ને પ્રમાણ શમ્પા જ છે, એ જ એનું વિશ્વ છે, એનું અસ્તિત્વ પણ એ જ છે. હવે જો એનું જ અસ્તિત્વ નથી તો સરલના અસ્તિત્વનો શો અર્થ? એનું જીવવું ન જીવવું બને છે, એનું અસ્તિત્વ અનસ્તિત્વ. પહેલાં શમ્પા સરલના સમગ્ર પરિવેશમાંથી અલોપ થાય છે એટલે પછી સરલ પણ પોતાના પરિવેશમાંથી અલોપ થાય છે. સાંગોપાંગ. બંનેની અલોપ થવાની આખીયે પ્રક્રિયા મધુ રાય ખૂબ ચીવટથી, ખૂબ ઝીણવટથી, એક પણ વિગત ચૂક્યા વિના વર્ણવે છે ત્યારે એમની સૂક્ષ્મ નિરીક્ષણની શક્તિ, ચતુરાઈ ને હાસ્યની સૂઝ અચૂક આકર્ષણ કરે છે.

'સરલ અને શમ્પા'ના અન્તમાં આલેખન પરનો એમનો કાબૂ કાંઈક શિથિલ થાય છે. 'સરલ સાંગોપાંગ અલોપ થઈ ગયો' – આ શબ્દોના માત્ર વાચ્યાર્થનો એ ઉપયોગ કરે છે ને સરલનાં અંગોપાંગ સિવાયના અસ્તિત્વની, પોતે છે એવા આત્મવિશ્વાસની, ત્યાં ને ત્યાં જ પોતાની હસ્તી સ્થગિત કરી દીધાની કલ્પના કરે છે; થોડીક ચબરાકી, થોડીક રમૂજ, થોડીક ફિલસૂફી કરી શકે છે ખરા. પરંતુ એનાથી કૃતિને લાભ નથી થતો, હાનિ થાય છે. મધુ રાય સરલના અનુભવની, કપોલકલ્પિતની ભૂમિકા તજી દે છે ને પોતાની વૈચારિક ભૂમિકાએ ઊતરી જાય છે. ત્રીજા પુરુષના કથનકેન્દ્રમાં આત્મપ્રક્ષેપને

બેશક અવકાશ છે. પરંતુ કૃતિને હાનિ કર્યા વિના એ પાર પાડવાનું ખરેખર દુષ્કર છે એ 'સરલ અને શમ્પા'માં સહેલાઈથી સમજાય છે.

*ઈંટોના સાત રંગ*

જગતની, માનવીની તમામ મુશ્કેલીનો ઇલાજ, તમામ સમસ્યાનો ઉકેલ શોધવાની ભલભલાને મસ્તી ચડે છે. 'ઈંટોના સાત રંગ'માં એની ભારે હાંસી થાય છે. તત્ત્વજ્ઞાનીની સર્વગ્રાહી પ્રજ્ઞા આ મસ્તીનો મર્મ જરૂર પામી શકે. મધુ રાય સૂચવે છે કે કોઈક સરલ નિર્વ્યાજ માનવી પોતાની હૈયાઉકલતથી પણ એનો મર્મ પામી શકે છે.

એક ફ્રેન્ચ સાહેબને આવી જ મસ્તી ચડે છે. એ દુનિયાની બધી મુશ્કેલીઓ પૂરી કરવાનો ઇલાજ શોધે છે. એ માને છે કે દુનિયા આખીમાં જેટલી ઈંટો છે એ બધી જ ગણાઈ જાય તો આવો ઇલાજ તરત જડી જાય. એમાંથી શરૂ થાય છે ગણતરીનો જબરદસ્ત કારોબાર. ઈંટોની પેદાશ ને વપરાશ તો અથાક ને અવિરત થયા જ કરે છે. એથી આ કારોબાર ક્યાંથી પૂરો થઈ શકે ને મુશ્કેલીનો ઇલાજ ક્યાંથી જડી શકે ?

દુનિયાની મુશ્કેલી ને ઈંટ વચ્ચે એક વિલક્ષણ સમ્બન્ધ જોડી દે છે એમાં મધુ રાયને પહેલી સફળતા મળે છે. ઈંટની ગણતરીના આખાયે કારોબારની બારીકીએ બારીકીનું ચતુર, વિસ્મય ને ભય બંનેનો એકસાથે અનુભવ કરાવે એવું વર્ણન કરે છે એમાં બીજી સફળતા મળે છે. ફ્રેન્ચ સાહેબ કરોડો માણસોનાં જીવન નિષ્કામ કરવાના પ્રાયશ્ચિત્ત તરીકે આત્મહત્યાનો નિર્ણય કરે છે એમાં ત્રીજી સફળતા મળે છે. હરિયો કહે છે કે ઈંટોએ મારી જિંદગીમાં સાત રંગ પૂર્યા છે અને મારા બધા સવાલોના જવાબ ઈંટોએ આપ્યો છે ને કર્મ ને કર્મનું ફળ, આદર્શ ને વાસ્તવિકતા વચ્ચેના સમ્બન્ધના મર્મની એને પ્રત્યક્ષ અનુભૂતિ થાય છે એમાં ચોથી સફળતા મળે છે. ફ્રેન્ચ સાહેબની આંખમાં આકાશના તારલા જેવી ચમક દેખાય છે ત્યારે હરિયો બોલી ઊઠે છે : 'ફ્રેન્ચ સાહેબ, કૂદશો નહીં, આ ટાવર ક્યાં ઈંટોનો બનેલો છે' ત્યારે પાંચમી ને સૌથી મહત્ત્વની સફળતા મળે છે.

'ઈંટોના સાત રંગ'માં મધુ રાય નીતિકથા ને ટૂંકી વાર્તા – આ બે સ્વરૂપનો સમન્વય કરે છે ને ઈંટ, ઈંટની ગણતરી, સાત રંગ – આમાં પરસ્પરવિરોધી ભાવનાં રૂપક યોજે છે, હરિયાની છેલ્લી ઉક્તિમાં પણ વ્યંગ ને સમભાવ બંને એકસાથે સૂચવે છે.

ફ્રેન્ચ સાહેબ તેમ જ હરિયો – આ બંનેની કેફિયત સ્વયં પાત્રની જ ઉક્તિ છે ને નીતિકથામાં આવી ઉક્તિ સ્વાભાવિક લાગે છે; તેમ છતાં એના વિચાર ને ભાષા ગણતરીમાં લઈએ તો ને ખાસ તો આ ટૂંકી વાર્તા છે એટલે એની વ્યાવર્તકતા ગણતરીમાં લઈએ તો એ પૂરી નિર્વાહ્ય ને નિર્દોષ લાગતી નથી – એમાં એટલી સ્પષ્ટતાની માત્રા છે.

## ટૂંકી વાર્તા અને કથનકેન્દ્ર / શરીફા વીજળીવાળા

પશ્ચિમમાં હેન્રી જેમ્સથી શરૂ થયેલી કથનકેન્દ્રની સંજ્ઞા તથા વિભાવનાની ચર્ચા પલટાતી પલટાતી શબ્દભેદે આજે પાછી એના એ જ સ્વરૂપે આવીને ઊભી રહી છે. મૂળ વાત એની એ જ છે, સંજ્ઞાઓ પલટાતી રહી છે. કથનકેન્દ્રના મહત્ત્વને સમજાવવા માટે, તેનો વિરોધ કરવા માટે, નવી સંજ્ઞાઓ પ્રયોજી, તેના સ્થાપન-વિસ્થાપન માટે પશ્ચિમમાં અનેક પુસ્તકો લખાયાં, અને હજુ લખાતાં જ જાય છે. એની સામે આપણા વિવેચને રચનારીતિગત અતિ મહત્ત્વની આ પ્રયુક્તિની સપાટી પર રહીને જ વાત કરી છે. ખપ પૂરતા ઉલ્લેખ સિવાય તેની ચર્ચા કોઈએ નથી કરી.

કથાસાહિત્યનાં અન્ય ઘટકો પણ કથનકેન્દ્ર જેટલાં જ મહત્ત્વનાં છે, અને કથનરીતિ કે પ્રસ્તુતિકરણ જ કૃતિમાં સર્વેસર્વા નથી, એ બંને વાત સાચી છે. અંતે તો, કોઈ પણ રચનારીતિ દ્વારા કૃતિ પોતાની ક્ષમતા તાગવામાં સફળ થઈ છે કે નહીં એ જાણવામાં જ આપણને રસ હોય છે. કારણ કે આપણો રસ તો કૃતિને અંતે પ્રાપ્ત થતા રૂપમાં જ રહેલો છે. અને તો પછી, આ રૂપનિર્માણની પ્રક્રિયા જેના પર અવલંબિત છે તે કથનરીતિ, રચનારીતિ અને ઘટકોની સંવાદિતાને આપણે કઈ રીતે અવગણી શકીશું ? આ સંવાદિતાનો ઘણો મોટો આધાર કથનકેન્દ્ર પર છે, એ હકીકતની ઉપેક્ષા કરવાનું આપણને પરવડે એમ નથી. કથનકેન્દ્રનું રચનારીતિગત મહત્ત્વ વધારે છે. કથનકેન્દ્રની પસંદગીમાં થાપ ખાતો સર્જક સમગ્રપણે એક નિષ્ફળ વાર્તા આપે છે. કારણ કે જૈવિક એકતા પ્રાપ્ત કરવા માટે દરેક ઘટકની સંવાદિતા

મહત્ત્વની છે અને કથનકેન્દ્ર આ સંવાદિતાનો પાયો છે.

આ બધાં તારણ વચ્ચે આપણે એ વાત પણ સ્વીકારવી પડે કે આપણે જેને વિવેચનનો ગંભીર પ્રશ્ન ગણતા હોઈએ, સૌથી અગત્યની પ્રયુક્તિ માનતા હોઈએ તે પ્રશ્નસાર્વત્રિક ન પણ હોય. અમેરિકન વિવેચકોએ કથનકેન્દ્રના પ્રશ્નને આટલું બધું મહત્ત્વ આપ્યું, પણ ફ્રાન્સના વિવેચકોએ હંમેશા આ પ્રશ્નને અવગણ્યો છે. આપણી જેમ જ ત્યાં કથકપ્રયુક્તિની માંડીને ચર્ચા નથી થઈ. ફ્રાન્સમાં જેને સિનેમાના એસ્થેટિક્સ સાથે લેવાદેવા હોય તે લોકો આ પ્રયુક્તિનું માહાત્મ્ય કરે છે. એટલે માત્ર કથાસાહિત્યમાં જ નહીં, અન્યકળાઓમાં પણ આ પ્રયુક્તિ મહત્ત્વની બની રહે છે.

પશ્ચિમમાં કથનકેન્દ્રની વ્યાપક અને સઘન ચર્ચા થઈ છે. કમનસીબે આપણે ત્યાં એવી ચર્ચા નથી થઈ શકી. કથનકેન્દ્ર અને અન્ય ઘટકોની સંવાદિતા પરત્વે આપણા સારા કહેવાતા વાર્તાકારો પણ સજાગ નથી. આપણું વિવેચન તો આ બાબતે સર્જનથી પણ બે ડગલાં પાછળ રહ્યું. એક પ્રશ્ન થાય છે : આપણે ત્યાં કથનકેન્દ્રની વાત કરવામાં કેમ મુશ્કેલીઓ નડી ? આવી વાત કરવી હજીયે કેમ અઘરી લાગે છે ? કારણ કે સુદીર્ઘ કથન પરંપરા હોવાં છતાં આપણે ત્યાં 'ધ નેચર ઓફ નેરેટિવ' જેવું પુસ્તક નથી. 'અન્ડરસ્ટન્ડિંગ ફિકશન' જેવું ટીકાટિપ્પણ સાથેનું સંપાદન નથી. કથનકળાશાસ્ત્રમાં કામ કરવા માગતા કોઈ પણ અભ્યાસી માટે ભારતીય કથનપરંપરાનો દીર્ઘ અને સમીક્ષાત્મક આલેખ અતિ મહત્ત્વનો છે. આપણી પાસે સુદીર્ઘ કથનપરંપરા છે અને તેનો અભ્યાસ કરી શકે એવા ખમતીધર વિદ્વાનો પણ છે. જો અત્યારે આવો આલેખ તૈયાર નહીં થાય તો ભવિષ્યમાં આવું કામ કોઈ કરે એ બાબતે ઝાઝી આશા રાખી શકાય એમ નથી.

આપણી પાસે ભારતીય કથન પરંપરાનો આલેખ નથી. ઉપરાંત ભારતીય ભાષાઓના સાહિત્ય વિશે પણ સપાટી પરની જ માહિતી છે. કથનરીતિની ચર્ચા કરતા બધાં જ અંગ્રેજી પુસ્તકો કથનકેન્દ્રના પ્રકારોની ઝીણવટભરી ચર્ચા કરવા બેસે ત્યારે તેઓ અમેરિકન, આઈરિશ, જર્મન, રશિયન,અંગ્રેજી વાર્તાઓનાં ઉદાહરણ લઈને વાત કરે છે. આપણે આવું કરી શકતા નથી. કારણ કે ભારતીય ટૂંકી વાર્તાની જે છબિ આપણી સામે ઉપસ્થિત થવી જોઈએ

તે હજુ પણ થઈ નથી. પરિણામે પ્રાંતીય ભાષાઓમાં ટૂંકી વાર્તાના ક્ષેત્રે શું બની રહ્યું છે, કેવા કેવા પ્રયોગો થઈ રહ્યા છે, તેની આપણને જાણ થતી નથી. આપણી આ મર્યાદાને કારણે આપણને વિવિધ પ્રકારની કથનપ્રયુક્તિનાં ઉદાહરણો શોધવામાં તકલીફ પડે છે. આપણી ભાષા સિવાય અન્ય કશે આપણે નજર દોડાવી શકતા નથી. ઘણાં બધાં વિષયવસ્તુઓ વણસ્પર્શ્યા રહી ગયાં છે એની જાણ પણ આપણને નથી થતી.

ગુજરાતી ટૂંકી વાર્તામાં મલયાનિલથી માંડીને ૧૯૯૫ સુધી જે નવા અવાજો આવ્યા, તેમાં કથનકેન્દ્ર પ્રત્યેની સભાનતા ધીરે ધીરે વિકસી છે ખરી, પરંતુ આપણે ત્યાં કથનપ્રયુક્તિને ધ્યાનમાં રાખીને એટલા પ્રમાણમાં પ્રયોગો નથી થયા. અમુક વસ્તુ, અમુક પાત્રો હજુ આપણા વાર્તાકાર માટે અસ્પૃશ્ય જ રહ્યાં છે. જેવી રીતે પશ્ચિમમાં આધુનિક-અનુઆધુનિક વાર્તાકારો પરંપરાગત ઢાંચાઓનો નવેસરથી ઉપયોગ કરી રહ્યા છે તેવું આપણે ત્યાં પણ થઈ શકે, અમુક અંશે થયું પણ છે. ટૂંકી વાર્તા રૂપક, રૂપકગ્રંથિ, દૃષ્ટાંતકથા, બોધકથા, વ્રતકથા જેવા પરંપરાગત પ્રકારોથી માંડીને વિજ્ઞાનકથા સુધીના ઉપયોગ કરી શકે છે. સુરેશ જોષીની 'લોહનગર' કે ભૂપેશ અધ્વર્યુની 'હનુમાન લવકુશ મિલન' વાર્તા આનાં ઉદાહરણ છે. માત્ર રચનારીતિની દૃષ્ટિએ જ નહીં, પણ વિષયવસ્તુની દૃષ્ટિએ પણ અનેક પ્રયોગો સંભવી શકે છે. આવા પ્રયોગ થતા રહે તો જ ટૂંકી વાર્તાના વિવિધ નમૂનાઓ મળતા રહે, અને તો જ વિવેચનને નવેસરથી વિચારવાની ફરજ પડે. બાકી ટૂંકી વાર્તાના એવા નમૂનાઓ જ ન મળે તો વિવેચન આપોઆપ પાંગળું બનવાનું જ.

(શરીફા વીજળીવાળાના તાજેતરમાં પ્રગટ થયેલા પુસ્તક 'ટૂંકી વાર્તામાં કથનકેન્દ્ર'નો એક અંશ)

# સમાચાર

- પાકિસ્તાને આજે એવો આક્ષેપ કર્યો છે કે ભારત કાશ્મીરના પ્રશ્નના નિરાકરણને માટે સર્વસંમતિ સાધવા તૈયાર થતું જ નથી.
- જર્મનીમાં કોમ્પ્યુટર નિષ્ણાતોને આકર્ષવાને માટે વીઝા મેળવવાની પ્રક્રિયામાં મુકાયેલી છૂટછાટો.
- ભારતનાં રાજ્યોમાં કોંગ્રેસના સભ્યોની સંખ્યા ઘટી રહી છે એટલે એમની કારોબારી ચિંતા વ્યક્ત કરે છે.
- પશ્ચિમ રેલવે રાજધાની અને ઑગષ્ટ ક્રાંતિ ટ્રેનોને દરરોજ દોડાવવા વિચારી રહી છે.
- ભારત સરકાર સંરક્ષણની ત્રણે શાખાઓ માટે ૩૦૦ પૃથ્વી મિસાઇલોનું ઉત્પાદન કરશે.
- ભારત-પાકિસ્તાની લશ્કરી ટુકડીઓ વચ્ચે ગોળીબારોની આપલે થઈ રહી છે.
- સીબીઆઇએ કપિલદેવની દોઢ કલાક પૂછપરછ કરી છે.
- રાજકુમારને છોડાવવા અર્ધલશ્કરી દળો મોકલવા કેન્દ્ર સરકાર તૈયાર છે.



# કંકાવટી

ઑક્ટોબર, ૨૦૦૦

ધ્વનિરાણી દેસાઈ
નિર્મિશ ઠાકર
પ્રાણજીવન મહેતા
કિસન સોસા
નિર્મલ વર્મા
સનત્ ભટ્ટ
યુયુત્સુ પંચાલ
બહાદુરભાઈ જ. વાંક
જયંત પારેખ

# કંકાવટી

ઑક્ટોબર, ૨૦૦૦

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૮૭

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## 'બેબીસીટર' સમય / ધ્વનિરાણી દેસાઈ

'બેબીસીટર'ની જેમ
રમાડે છે મને, રોજ
વર્ષોથી, આ સમય.

ને હું બાળક બની,
ખીલું છું, રમું છું રોજ, વર્ષોથી એની સાથે.

'સી.સો' પર બેસાડી,
જમીન પર પછાડી, હસે છે ખડખડાટ
ને આંખે પાટા બાંધી, ટપલીઓ મારી પાડે છે
મને ખાડામાં
તોયે રમીએ છીએ અમે રોજ.
આંધળા પાટા, 'સી-સો', પકડાપકડી.
ને રોજ અંચઈ કરી
હરાવી, મને રડતો મૂકી દે છે એક ખૂણામાં

નથી રમવું મારે એની સાથે;
તોયે ધમકાવી રમાડે છે મને
એકની એક રમતો.
આંધળા પાટા, 'સી-સો', પકડાપકડી.

હવે તો રૂટીન બની ગયો છે આ.
ને મઝા પણ આવવા માંડી છે મને.

ને એટલે હવે
સવાર પડતાંજ, નીકળી પડું છું હું રમવા,
એની સાથે.
આંધળા પાટા, 'સી-સો', પકડા-પકડી.

## બે રચના / નિર્મિશ ઠાકર

૧

### અંત

'હું ક્યારેક નહીં હોઉં'નો ડર તો લાગે
મકાનોમાં જીવતી  દુનિયાદારીમાં.
મેળાના ભૂલા પડેલ બાળકને
અચાનક
પિતાનો હાથ મળી જાય, એમ
મને પણ મળી જતું હોય છે
આકાશ.
અહીંથી ક્ષિતિજ ભણી દોડી જતી
મારી નજર
બની જાય છે જાણે
નિશાળેથી છૂટી ઘર તરફ દોડી જતું બાળક.
ક્ષિતિજની સાવ નજીક જઈ
સૌથી વધુ રંગીન બની ગયેલા
એ વાદળનું આગળ જતાં શું થશે ?
વિચારું છું.
'આપણે સ્વયં સૌંદર્ય બની જઈએ
એ ક્ષણ પછી
ન શોભે આપણું હોવું' : કહી
ઓગળી જાય છે એ વાદળ
ને ક્ષિતિજ લાગે છે
કાંઈક ઓછી સુંદર.

૨

## ક્યાં છે તું ?

શોધું છું તને, ઝંખું છું તને,
ક્યાં છે તું ?
જોવી છે તને
સમયરથ પર ફરકતા
વિજયધ્વજરૂપે, ઉન્નત !
મારા પ્રત્યેક
મરણાસન્ન પગલાને
જોઈએ છે તારી દિશા.
ભલે મૃગજળની જેમ
પણ, ક્યારેક તો મળ !
જો ન પહોંચું તારા સુધી
તો...
તું જ આવીશ ને મારા સુધી ?
તું તો જાણે છે
હું નહીં જઈ શકું
તને મળ્યા વિના
હે જિન્દગી !

### લગભગ લગીર લગાતાર / પ્રાણજીવન મહેતા

હું મને કથવા બેસું
લગભગ, હા, લગભગ લગાર.
કથવા બેસું
લગીર લગભગ લગાર.
હે હું, હું/તું સાંભળ
બૂઝ-સૂઝ ન સમજ જરા
ગિરવી મૂકી કાન
વા આંખ વા નાક ને વા વાન
સાંભળ, સાંભળ લગભગ લગાર.

હે હું, તું લગભગ બાટ દેશનો રાજવી
પાસ મળે ના લોટો-દોરી
પાસ મળે ના પાંચિયા-કોરી
વય વેંઢારી વહોરી ફક્કડ ફકીરી
ગાતો ફરતો તાલ-બેતાલ
તાના રીરી તાના રીરી
ક્યાં છે ક્યાં છે શિરધારી ?

લાટ દેશનો હું લગભગ રાજવી
ઢાળી ખાટ

વહીવંચાને વેચી/વહેંચી રાજપાટ
લગભગમાં હું લેટું
ખાંસું/ખેટું પણ લગભગમાં.
લગભગ લગભગમાં લય સોતી વય ઉસેટું.

વંશાવળીની વાળી ભૂંગળ
લગભગ ને લગાર
લગભગ લગભગનો ભજવું વેશ લગલગાતાર.

લગભગ દેશનો હું રાજવી
લગભગ મારું લલાટ.
લઈ લેખણ ટાંકું લિપિ લગભગ-ની
લીંપું લગભગ ભાલ/લલાટ લગાર/સગીર લગભગ.

મારી લિપ્સા લગભગ
ઈપ્સા મારી લગભગની લગોલગ
લિપ્સા/ઈપ્સા ભેળો
હું લગભગ લેટું તો ય ના સમજાયે
લગભગ લગભગથી કેટકેટલું / એટએટલું છેટું.

લગભગ તોય લગભગથી
રે'તું કેટકેટલું છેટું.

કદીકદી છળકમળની દાંડી લઈને
છાતી પીટું
ખોખલવરણી વય વગાડું
પંડપિંડના કરું ડાકલા
આંટીઘૂંટીનો અનરથ વ્યરથ
અવતાર ઉકેલું.
વય વાઢું / પૂળા બાંધી માંહે પલીતો મેલું
પલીતે ખેલું હું ખેલ ખેલંદા

તીરે ઊભી જોઉં તમાસો
લગભગમાં નાચું/રાચું લગભગ લગભગમાં લગભગ વાંચું.

હું ભાતીગળ ભવૈયો
ક્ષણ છંછેડું પણ છંછેડું
ખાં-પણ છેડું/છોડું / જીવતર લગભગ જોડું
વય વાઢી વાઘર કરું
પંડ ખોતરું જાત જોતરું
વળી લગભગ પંડે / જાતે
જાતની સાટે કરું કાગવાસ – પિંડ નોતરું
વ્રણ વલોવું લગભગ લોહીમાં લવણ લણું.
થયું પછી કૈં લગભગ એવું રે ભૈ
સમય સળવળ્યો ઇતરભીતર
ગાવા બેસું તરંગતરંગના દુહા/ચોપાઈ
લોહીમાં ઘમ્મર ઘમ્મર ફરતી વમળ વાઈ
ને જોવા બેસું અમથો લગભગ
વાળી પલાંઠ લગભગનો લગભગ ખેલ.

ધરી લગભગાવતાર
ગજવે મેલ્યાં કૈં કેટલાં
લગભગ લાભ / લગભગ શુભ
શુકન જોઈ સંભોગી સમય/સંજોગ
જોવા બેસું શું રે જાણશે
ખાલી ખાલી ભરી ખાલીપો આ રૂખ.

લગભગ ભીતર ઉકળે લાવા
ઉકાળું લગભગ કાવા/કસુંબા
કઢિયલ કઢિયલ કળતર ઉકાળું
હાં રે, હાં રે, હાંવાં
કરવા બેસું લગભગ

૬ : ૨૦૦૦, ઓક્ટોબર

– લગભગ હું-પણાના દાવા.
ત્યાં, ત્યાં – ઉછળતો/છળછળતો
પળેપળ ભડભડ પળભળ ભડકો થઈ
ભીતર ભીતર લગભગ લગભગ
હાડચામને ચામકામને કાયકામને
દળદળ દળતો નળ-દાવા.

લગભગ લગભગ
હાડચામ/પંડપિંડને દળતો નળ-દાવા.
દાવાનળ ઉજાસે હું રે હું જોવો.
પંછાયે પંછાયો પ્રોયો.

આમ વળી હું ને હુંમાં ખોયો.

ખોવાયાની ખુશહાલીમાં
લગીર પંડે/પિંડે પાડ્યા ચાસ.
ઉગાડ્યું થોડું
ખમતીધર ખડ / થોડું ઘસિયલ ઘાસ.
લીધા ધીમા શ્વાસ.
ધીમા પડતા શ્વાસે
લખી ખરતા પાને લગભગ લીલાલહેર લગીર.

લગભગ લગાર લખી લીલાંલહેર
ગોળ ઘૂમતાં લગભગાકારે
લઈને લગભગનો રવૈયો
થયા લગભગ લહિયા
લૂલી લેખણનો લકવો
ખભે ઊંચકી
વાંચી અમથી અધૂરી
લગભગ લગાર/લગીર વહી-આ.*

* લગભગના સહુ કવિમિત્રોને

બે ગઝલ / કિસન સોસા

૧

## ઊંડે ઊંડે

ઊંડે ઊંડે ઊતરી જા, કૂપ થઈ જા !
આ ધરા, આકાશ વિશે ચૂપ થઈ જા !

લીલના પડખે જ રહેશે બુદ્બુદાઓ;
તું તરલ નિશ્ચલ પવનનું રૂપ થઈ જા !

વાસ, ઉપરવાસ ઘાટે, ઘાટનો;
સંઘરી લે કાંપ ને ફળદ્રુપ થઈ જા !

આવજાના ચોક વચ્ચે અંધા ભીડે;
બાવલું થઈ જા અગર તો સ્તૂપ થઈ જા !

સૂર્યનો મુકુટ ઉતારી નીકળી જા;
આ નગરથી દૂર, ટુકડો ધૂપ થઈ જા !

૨

## ઓટના દરિયાતટે

દારિદ્ર્ય ખુદનું ખોલતા આ ઓટના દરિયાતટે;
શંખો મળે છે બોલતા આ ઓટના દરિયાતટે,

કંઈ રેતના હાથે બનાવ્યા રેતના ઘર રેતમાં;
એ રેતમાં રેતી થતા આ ઓટના દરિયાતટે,

છાતી ફુલાવી જે કદી ફરતા હતા ભરતી ઉપર;
લીરે પડ્યાં એ સઢ હતા આ ઓટના દરિયાતટે.

જળમાં છુપાયા ધૂર્ત ખરબચડા ખડક ખુલ્લા થતા;
હર કોડીએ ખખડે ખતા આ ઓટના દરિયાતટે.

પગલાં મૂકીને ફીણના ચરણો ન જાણે ક્યાં ગયા ?
વિવશ ઊભા પરપોટતા આ ઓટના દરિયાતટે.

ગઈ રાતે વરસાદ થયો હતો. અત્યારે છાંટા પડે છે અને કેટલાંક ઊડી આવી મેજ પરનાં પુસ્તકો, ચીંથરા જેવી ગોદડી, પલંગના કાટ ખાધેલા પાયા પર પડે છે. આમ છતાં બારી બંધ કરી શકતો નથી. રાતે જે અંધારું હતું તે હવે વાસી ઝાંખું બનીને ખૂણાઓમાં સંકોચાઈ ગયું છે. દિવસે ફાનસ સળગાવતાં હું આજેય સંકોચ અનુભવું છું – કોણ જાણે કેમ ભીતરમાં ડૂમો ભરાયા જેવું લાગે છે. એવું લાગે છે કે ઘરમાં કોઈ મરી ગયું છે, સફેદ પૂતળીઓ ભીંત પર પથરાઈને જુએ છે કે શું... કદાચ માએ મારા બાળપણમાં કહ્યું હશે. સૂતાં સૂતાં છતમાં માનો કરચળીઓવાળો ચહેરો દેખાય છે. હું આંખો મીંચી લઉં છું. દેખાતું બંધ થાય છે. પણ માનો ચહેરો હજી દેખાય છે.

મારું વિચારવું મારા જેવું જ બેકાર છે, એટલે આજે વિચાર નહીં કરું. ભીંજાયેલું, ભીંત પરનું જૂનું પ્લાસ્ટર, જેણે પોતાને ઢાંકી રાખ્યું છે, જે દિવસ પડે તેને આજે નહિ ખોતરું... દાદર ઊતરતાં મને વિચાર આવે છે કે સવારથી મેં સિગારેટ નથી પીધી. મને આછી ખુશી થઈ – સિગારેટ પીધી નહોતી એની; કંઈક બહાર જવાનું બહાનું મળ્યું એની.

બહાર ઝાંખો તડકો હતો. વાતાવરણને ઉષ્માથી ભરવા સ્નિગ્ધ હુંફાળી હવા જોરથી ફુંકાતી હતી. શાલ ને ફરી ફરી શરીર પર સમેટું છું. શિરકેશને વિખરવા, ગૂંચવાવા દઉં છું, પણ આ આંખોને શું કરું ? એ પાંપણો નમાવી વારંવાર બંધ થાય છે, ખૂલે છે, પછી પાણીથી મને બચાવવા માટે અધખુલ્લી રહી જાય છે. રજા હોવાને કારણે ઘણાં બાળકો વરસાદ બંધ પડતા ઘરબહાર રસ્તે આવી ગયાં છે. શોર કરતાં પાણીમાં કૂદાકૂદ કરે છે. મારી પાસે, ગંદા પાણીમાં એક ઢેફું પડ્યું, મારા કૂરતા પર ગંદા પાણીના છાંટા પડ્યા. ખડખડાટ હાસ્યો સંભળાયાં ન હોત તો મને ખબર પણ ન પડતે કે જાણી જોઈને મારા પર છાંટા ઉડાડવા ઢેફું ફેંકવામાં આવ્યું હતું. મેં પાયજામાને ઘૂંટણ સુધી ઊંચે ચઢાવ્યો અને પાછળ જોવાની ઇચ્છા છતાં, ન જોયું. એક ક્ષણ તો ઓરડાની બહાર નીકળવા માટે પસ્તાવો થયો. 'થયું : પાછો ફરું, પરંતુ ઓરડાના અંધકારમાં, અંધકારમાં ગૂંગળાવાની કલ્પના કરતાં જ કંપી ગયો અને લથડતો,

ઝડપભેર પોતાને આગળ ઘસડતો ગયો. કોઈ રાતે મારી ગલી પસાર કરી, પછી જમણી બાજુએ વળીને બે ફૂટની ઇંટોની ભીંત સાથે ચાલવા લાગ્યો. ભીંત ઘાસ, ખરેલાં પાંદડાં, પથરાથી ઢંકાયેલ ઉબડખાબડ ઢોળાવવાળા નાળા સુધી એ ગઈ હતી. વરસાદનું મેલું પાણી નાળામાં જતું હતું.

'ઓ રે મા !'

હું ચાલતાં ચાલતાં અટકી ગયો. મને એક બહુ દબાયેલી, હવામાં કંપતી ચીસ સંભળાઈ. ઇંટોની નાનકડી ભીંત પાછળ નાળા તરફ જતા ઢોળાવના ભીના ઘાસ પર એક બાલિકાનો પગ લપસી ગયો હતો, એના એક હાથે મૂઠી વાળી ઘાસને પકડી રાખ્યું હતું અને બીજા હાથમાં કાગળની હાંડી હતી અને કશો આશરો પામવા માટે વિવશ હતી. મેં ઝડપભેર આગળ વધી એનો હાથ પકડી લીધો, ખેંચ્યો અને એ પડતાં પડતાં બચી મારી નજીક આવી, મેં નમીને એને ગોદમાં ભીંત પાસે રસ્તા પર ઊભી રાખી. એણે ક્ષણેક પોતાની વિશાળ ઘેરી આંખોએ મને જોયો, પછી નમીને ઘૂંટણ પરના કાદવને ખોતરીને કાઢવા લાગી. એની પીઠે વાળનો ગુચ્છો લટકતો હતો. તેને બાંધતી લાલ રીબન હવામાં ફરફરતી હતી.

હું અસંમજસમાં ઊભો રહું કે નહીં તેની ગડમથલમાં હતો. જવાબદારી પૂરી થઈ. આગળ ચાલવા માંડું ? હું વાત કરવા માગતો હતો પણ એ બાલિકા માથું ઊંચું કરીને જોતી ન હતી. એનો ક્ષોભ દૂર થાય એ માટે મને બોલવાની ઇચ્છા થઈ. પણ મને કોઈ યોગ્ય શબ્દ સૂઝે નહીં. બેવકૂફની જેમ ઊભા રહેવા કરતાં ત્યાંથી ખસી જવું સારું, પણ... એ જ ક્ષણે માથું ઊંચું કરીને એણે મારી સામે હસીને જોતાં કહ્યું : 'થેંક્યું'.

હું થોભી ગયો. એના ચહેરે કૃતજ્ઞતાનો કશો ભાવ નહોતો, પણ એના શિષ્ટાચારે સૂચવ્યું કે તે શિક્ષિત, સંસ્કારી કુટુંબની હતી.

મેં એની હડપચી ઊંચી કરી પૂછ્યું, 'વાગ્યું તો નથી ને ?'

એણે એક ક્ષણ માત્ર મારી સામે જોયું, પછી પોતાને એક અપરિચિત વ્યક્તિ પાસે જોઈ સંકોચથી માથું નમાવી દીધું.

'હું પડી નહોતી – નીચે કાદવ છે, પગ લપસી ગયો હતો.' એણે પડવા અને લપસી જવા વચ્ચેનો સૂક્ષ્મ ભેદ પ્રગટ કર્યો ને મને હસવું આવ્યું, કદાચ,

એને એ ગમ્યું નહી, એ નાળામાં પડતા પાણીને જોઈ રહી. મેં ધીમેથી એના ખભે હાથ મૂક્યો. એણે સ્પર્શ અનુભવ્યો હશે એટલે સહેજ ગરદન હલાવી, સ્કંધ સંકોચ્યો, પણ મારી સામે ન જોયું, 'એવામાં એક ઢેફું નાળામાં પડ્યું અને અમારાં કપડાં પર છાંટા ઊડ્યા. આ વખતે એણે મારી સામે જોયું... એની આંખોમાં પ્રસન્ન કુતૂહલ હતું.

'સાચું કહું છું, મેં ઢેફું ફેંક્યું નહોતું...' મેં જાણી જોઈને અજાણ્યા થઈને કહ્યું.

આ વખતે એ હસી, અજાણ્યે કોઈએ એને હળવી કરી. જાણે એ જવાબમાં કહેતી હતી : હું બધું જાણું છું... એણે સહેજ નજીક આવીને મારો હાથ તપાસ્યો. ઢેફું પડવાથી ઊડેલા કાદવના છાંટા એના પર પડ્યા હતા. એ રહસ્યમય ભાવે હસતી જોતી હતી.

'જુઓ, અહીં શું છે ?' આંખોએ અનાયાસ એની આંગળીનું અનુકરણ કર્યું. એના સ્વરમાં આગ્રહભર્યું આશ્ચર્ય હતું. પણ અહીં કશું ખાસ નહોતું, માત્ર આકાશ હતું, સફેદ રંગનાં વાદળ હતાં, હવામાં કંપતા વીજળીના તાર હતા, વર્ષાનાં બિન્દુઓ તેના પર સરકતાં હતાં.

'છપ્પ...' નાળાના પાણીમાં ફરી કશું પડ્યું. એના છાંટા અમારા સુધી પહોંચ્યા નહીં, માત્ર છોડ ને ઘાસ પર પડ્યા.

હું જાણી ગયો હતો, તો યે પ્રશ્નસૂચક નજરે બાલિકા સામે જોયું.

'સાચું કહું છું, મેં પણ ઢેફું ફેંક્યું નહોતું.' એ હસતી હતી અને પોતાના જૂઠાણા પર વિશ્વાસ આપવા એને હાથ હવામાં લંબાવ્યો. મેં એના બંને હાથ મારા હાથમાં લઈ લીધા. હાસ્યના સ્નિગ્ધ આછા ફુવારામાં સંકોચ ધોવા લાગ્યો, સંકોચ દૂર થયો.

'નાળાના ઢોળાવ પર શા માટે ઊતરી ?'

પોતાની આંગળી વચ્ચે પકડેલી કાગળની હોડીને હવામાં હલાવતાં એણે કહ્યું : 'આને પાણીમાં તરાવવી હતી.'

'અને નાળામાં ડૂબી જતે-તો ?'

મારો ભય કેટલો નિરાધાર અને બાલિશ હતો તે એણે માથું હલાવી સૂચવ્યો. મેં કેટલીયે વાર નાવને પાણીમાં તરાવી છે – અને ક્યારેય ડૂબી નથી.'

'કદી નહીં ?'

'સાચું કહું છું, કદી નહીં – જીજીને પૂછી લો !'

'કોણ જીજી ?' મને લાગ્યું કે મારે આ પૂછવું જોઈતું નહોતું.

'મારી મોટી બહેન – એણે આ હોડી બનાવી છે.'

'ઓહ !' મેં એના હાથમાં કાગળની હોડીને જોઈ. જૂના છાપાને કાપીને બનાવી હતી. સરસ આકાર આપી વચ્ચોવચ પિરામિડ રચ્યો હતો.

'બચ્ચી, તું ક્યાં રહે છે ?'

'હું નહીં કહું.'

'કેમ ?'

'હું બચ્ચી નથી.'

'તો શું છે ?'

'લતા માથુર !' એનો ચહેરો આછો ગુલાબી થઈ ગયો. શિરકેશની રિબન ઢીલી થઈને ગાલ પર ઝૂમવા લાગી. વાદળ છંટાયાં. પીળા ઝાંખા તડકે સ્વચ્છ થયેલા આકાશને ભૂરી આંખો જોવા લાગી.

નાળાથી દૂર પાણીથી ભિંજાયેલાં છાપરાં, ભીંતો – એકબીજાથી ભિંજાઈ ગયેલાં તેને આકાશ જાણે જોતું હતું.

નાળાથી દૂર પાણીથી ભિંજાયેલાં છાપરાં, ભીંતો એકબીજાને વળગી ધ્રૂજતી હતી. ભૂંગળામાંથી વરસાદનું ડહોળું પાણી નાળામાં પડતું હતું.

ટેલિગ્રાફના તાર વરસાદના પાણીમાં નાહીને નગ્ન થઈ ગયા હતા. કોઈ ચકલી એના પર બેસતી ત્યારે તેના પરનાં વર્ષાબિન્દુ ખરતાં, નહીં, આગળ સરતાં.

હવાનું એક મોજું અમારા પરથી પસાર થઈ ગયું. લતા માથુરની રિબન હવામાં ફરકવા લાગી. મારા માથે તો ઝાડી જેવા વાળ હતા તે હવામાં ઊડ્યા અને એકબીજામાં ગૂંચવાયા. એણે એ જોયું અને હસી. હુંયે એની સાથે હસવા લાગ્યો. પછી તો અમે બંને સાથે હસવા લાગ્યાં. પછી તો વાતો કરવા લાગ્યાં. અમે અજાણ્યાં રહ્યાં નહીં. એના હૃદયમાં મારે માટે ભય, સંકોચ રહ્યા નહીં, જાણે એ વર્ષોથી મને જાણતી ન હોય. એની આંગળીઓ મારા હાથમાં હતી. અમારી નજરો નાળાના પાણી પર ઝલમલ થતા, પીગળતા ચાંદી જેવા તડકા

પર વહેતી હતી. નાળાના ઢોળાવ પર બકરીનાં ત્રણચાર બચ્ચાં ભીના ઘાસ અને કીચડિયા પાંદડાંને સૂંઘતાં, પાણીમાં પોતાના વાંકાચૂંકા પડછાયા છોડી આગળ નીકળી ગયાં.

હવાનો જબરો હેલારો આવ્યો, કિનારા પર ઘાસનાં તરણાં, પાંદડાં ચોંકીને થોડે દૂર કિનારે ઊડીને નાળાના પાણીમાં પડી ગયાં. લતા માથુરે હવામાં ઊડતા ફ્રોકને ઘૂંટણ સુધી ખેંચી લીધું.

'ઘર ? જુઓ, પેલું રહ્યું.'

કોઈ કેવી રીતે જાણી શકે ? એની આંગળીનો સંકેત અનિશ્ચિત દિશામાં હતો. નાળાને પેલે પાર જૂની ઇમારતોનાં ખંડિયેર, ઘાસની પગદંડીઓ, બારીઓમાંથી ઝાંખતા રંગબેરંગી પરદા દેખાતા હતા – આંગળી ક્યાં અટકી હતી ?

'કંઈ સમજાયું ?'

'પેલું જ ને ?' જૂઠાણાને છુપાવવા મેં પણ એ જ દિશામાં આંગળી ચીંધી. એણે થોડે દૂર ગલીના ખૂણે અનુમાન કરીને મારો ઓરડો પણ બતાવ્યો.

'અરે, એ તો અમારી સ્કૂલ છે !'

'સ્કૂલ ? કદી જોઈ નથી. કદાચ હશે. તું કહે છે એટલે એ હશે જ. આજે તારી રજા હશે.'

'આજે સૌની રજા છે તમારી પણ હશે.' – 'રજા ? હા, મારી પણ રજા છે – આમ પણ દરરોજ રજા જ રહે છે.'

પ્રથમ વાર મેં મારી બેકારીને કશા ક્ષોભ વિના સ્વીકારી લીધી.

'એવું તે શી રીતે હોય ?' લતાના ગોળ સુડોળ ચહેરે મોટી મોટી આંખો આશ્ચર્ય અને અવિશ્વાસથી ભરી હતી. 'દરરોજ રજા નથી હોતી, સૌને કામ પર જવું પડે છે.'

'મારે કોઈ કામ કરવું પડતું નથી એટલે દરરોજ નવી રજા મળે છે.'

મેં પ્રથમ વાર બેકારીના લાંબા અને ઉદાસ સમય પરથી દરિદ્રતાની રાખને કશા જ દર્દ વિના ઉખેળી. અભાવનો જે ખાલીપો અત્યાર સુધી ખૂંચતો હતો તે અત્યારે પણ છે પણ હવે એ ખાલીપો પોતાનો ન રહેતાં જાણે પરાયો બની ગયો – હવે બીજી વ્યક્તિ તરીકે એને તટસ્થ ભાવે જોઈ શકું છું – એણે 'રજા'નો સહજ ભાવ સ્વીકારી લીધો છે.

સવારે શું હું ઉદાસ હતો ? મને લાગ્યું. જાણે હું ભીના ઘાસ પર ખુલ્લા પગે ડુંગરનો ઢોળાવ ઊતરું છું. મારા પર ગાઢ પડછાયો હવામાં કંપતો હતો, સ્મૃતિ સૂકાં પાંદડાંની જેમ ખરતી જતી હતી.

જિંદગી કેટલી હળવી છે...

ઉપર આકાશમાં એક વાદળે સૂરજને ઓઢી લીધો. તડકો બુઝાવા લાગ્યો અને નાવના વહેતા પાણીમાં અનેક મેલા પડછાયા મરી જવા લાગ્યા.

'તારી દાદી બહુ સરસ હોડી બનાવે છે.

મેં એના હાથોમાં કબૂતર જેવી રહેલી હોડીને પસવારતાં કહ્યું.

પરંતુ લતા માથુર ગુમસુમ બેસી રહી – જાણે હું એની સામે હતો જ નહીં – જાણે નાનકડું મસ્તક દૂરની વાતમાં ગૂંચવાઈ ગયું ન હોય.

'જીજી એક વાર્તા કહે છે. અહીંથી બહુ દૂર, સાત સાગરને પાર એક નાનો દેશ છે, તે ઝગમગતા હીરામોતીથી ચમકતા ડુંગરો પર વસેલો છે. એની ચારે બાજુ ચાંદી અને ચાંદીની રેતી જ હવામાં ઊડતી રહે છે. જીજી કહે છે કે ત્યાં દરેક ઘરને પોતપોતાનાં તળાવો છે. તેનાં ભૂરાં પાણીમાં રાતદિવસ સોનાની માછલીઓ તરે છે. એ તળાવો પર રંગબેરંગી ફૂલોના પુલ બનેલા છે. લોકો દરરોજ ત્યાં તરવા જાય છે. જાણો છો ? ત્યાં માત્ર છોકરીઓ ફૂલ તોડી શકે છે, તે પણ માત્ર માથાના વાળમાં ખોસવા માટે ?

મને હસતો જોઈને લતા માથુર ચૂપ થઈ ગઈ. પછી આંખો નમાવી બોલી : 'ખરેખર સાચી વાત છે – બધું દાદીએ કહ્યું છે.'

'પણ એ કહાણી તને એકાએક કેવી રીતે યાદ આવી ?' એની આંખો ચૂપચાપ મારી આંખ સામે મંડાઈ.

'તમે હમણાં જ કહ્યું ને કે તમારે કોઈ કામ કરવું પડતું નથી, દરરોજ રજા રહે છે ? જીજીની વાર્તામાં પણ લોકો કામની ફિકર નથી કરતા, એમને દરરોજ રજા હોય છે.'

'ઓહ... ત્યારે તો હું યે તારી જીજીની કહાણીમાં છું.'

'જીજી કહે છે કે કોઈ કોઈ વાર એ દેશના લોકો રાતના વખતે વાદળો પર સવાર થઈ આપણાં ઘરોમાં પણ આવે છે.'

'તેં કદી એમને જોયા છે ?'

'ના, કોઈ જોઈ શકતું નથી... બધાં ઊંઘતા રહે છે... કોઈ કોઈ વાર છુપાઈને સ્વપ્નોમાં દેખાય છે, તમે તો ઘણી વાર જોયા હશે.'

'શું ?' મેં ચોંકીને પૂછ્યું.

'સ્વપ્નાં...' એણે કહ્યું.

'ઓહ... સ્વપ્નાં !'

અમે બંને ચુપચાપ નાળાના પાણી પર સૂર્યનાં કિરણોથી બનતી બગડતી પેટર્ન જોતાં હતાં. ઈંટોની નાની ભીંત પર એક ચકલી નાળાના કિનારે ઊડી આવી, અને પાણીમાં પોતાનું માથું ભીંજવવા લાગી.

'સાત સાગર પારના એ વિચિત્ર દેશમાં કોણ પહોંચી શકતું હશે ?'

બાળકી ખડખડાટ હસી પડી.

'તમે એટલું ય જાણતા નથી ?'

એ લોકો કોઈ ને કોઈ દિવસ આપણને પોતાના દેશમાં જરૂર બોલાવશે. જોજો !'

'કોઈ દિવસે... ક્યારે ?'

'જે દિવસે આ કાગળની હોડી વહેતી વહેતી એ દેશમાં પહોંચી જશે ત્યારે...'

'એ લોકો કેવી રીતે જાણશે ?'

'કેમ નહીં જાણે ? હોડીને જોઈને શું લોકો એટલું યે નહીં સમજી શકે કે મેં જ એ હોડી પાણીમાં તરતી મૂકી હતી ...?' એની આંખોમાં એક સ્વચ્છ સ્વપ્નિલ દીપ્તિ જાગી ઊઠી... જાણે સાત સાગરને પારનો એ વિચિત્ર દેશ બધા દરિયા પાર કરીને એની સામે, સાવ પાસે આવી ગયો છે... પુષ્પોનો પુલ, ચાંદીની ઊડતી રેતી, ભૂરાં તળાવોમાં ઝળકતાં સફેદ ઝળકતાં વાદળ... જેમાં સોનાની માછલી તરે છે... જાણે એ સૌને લતા માથુરની કાગળની હોડીએ પોતાના નાનકડા ખોળે સમાવી લીધાં છે.

એક ક્ષણ... મને લાગ્યું કે વીતેલા દિવસો વીતી ગયા છે... વધેલી ઉંમર પીઠ પરથી ઊતરી ગઈ છે. હું આજકાલ સાથે બંધાયેલો નથી પણ એ મારી સાથે જોડાયેલાં છે – એ આજે છું. બધું ધોવાયેલી છીપમાં સમાઈ ગયું છે; જેના પર કોઈ બોજ નથી... કોઈ બંધ નથી... જે કાલાતીત, સુદૂર કિનારે

તડકા અને જળની ઉનીદાં મોજાં પર ઊઠે છે, પડે છે, પડે છે, ઊઠે છે...

સમયના ધૂંધળા સીમાન્ત પર મારું બાળપણ, માનો કરચળીઓવાળો ચહેરો... બધું ભીના તડકામાં કંપતું, ધ્રૂજતું, કંપતા પાલવ પર ભૂરી ધૂંધળી સળીઓની જેમ ઊડી રહ્યું છે. સ્વપ્નોની વાસી ગંધ જાણે પતંગિયાની રંગીન પાંખો પરથી ટીપેટીપે ટપકીને વિસ્મૃતિની કબરો પર ઊગેલા પીળા ઘાસમાં ખોવાઈ ગયું છે... ત્યાં કેટલાંક ફૂલ ઊગી આવ્યાં છે, ભીનાશભર્યાં ફૂલ...

અને મને લાગ્યું કે જિંદગી કેટલી હળવી છે.

પછી, એકાએક મને લતા માથુરનું હાસ્ય અને તાલી પડવાનો અવાજ સંભળાયો. હોડી નાળાના ઊજળા ફેનિલ જળમાં ઊંચીનીચી થતી વહેતી જતી હતી.

મેં જોયું... અને ક્યાં સુધી જોતો રહ્યો.

એ ઘટના બન્યાને ખાસ્સો સમય પસાર થઈ ગયો છે. હું હજીયે બેકાર છું, પરંતુ હવે એમ્પ્લોયમેન્ટ એક્સચેન્જની કચેરીએ જવાની ટેવ છૂટી ગઈ છે. હું મોટા ભાગે મારા ઓરડામાં રહું છું. પરંતુ જ્યારે ય વરસાદ પડવા માંડે છે અને ઓરડામાં રડમસ અંધકાર ઘેરાય છે... ત્યારે આજની જેમ સિગારેટ પીવાના બહાને બહાર નીકળી જોઉં છું. નાળાના વહેતા પાણીને જોતાં હું વિચારવા માંડું છું. મને લાગે છે કે, હવામાં કંપતું ભીનું ઘાસ, ઢોળાવ પર પાણીમાં ઝૂકેલી ઝાડીઓ અને નાળામાં સ્નાન કરતી ચકલીઓની પાંખોનો ફફડાટ... બધું એક ધીમા સ્વરમાં ધીમે ધીમે ગણગણવા માંડે છે... એક અપરિમેય રહસ્યમયતાની સૂરલહરીમાં માયાનો મર્મ ગર્જવા લાગે છે.

'...અહીંથી બહુ દૂર, સાત સાગરને પાર એક નાનકડો દેશ છે...' ફરી વાર્તા શરૂ થાય છે... અને સાંભળવા માડું છું.

## મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત્ ભટ્ટ

મૂળમાં યુદ્ધ સાથે સંકળાયેલી જાતિના પરંતુ વ્યવસાયે ગોપાલક એવા સુમંત્રની પુત્રી સીતાની આ કથા છે. (કોઈને બીજી રીતે કહેવું હોય તો) બબ્બે પતિ ધરાવતી, સુંદર નિતંબોવાળી સીતાની આ કથા એવી લોહિયાળ અને એવી રોમાંચક છે કે શ્રોતાઓના મનોબળની તેમ જ માયાએ રચેલા ભીષણ પ્રપંચો સામે ટકી રહેવાની એમની શક્તિની તો કપરી કસોટી થઈ જાય છે. વળી શ્રોતાઓ તો વાર્તાકારે દાખવેલી ધીરજ ઉપરથી ધડો લઈ લે એ જ બહેતર છે, કારણ કે આ પ્રકારની વાર્તાને સાંભળવા માટે તો જાણે ઠીક, પરંતુ એને કહેવા માટે તો વાર્તાકાર પાસે ભરપૂર હિંમત હોવી અનિવાર્ય બની જાય છે. તો વાર્તા – આરંભથી અંત સુધી ઘટનાઓ જે રીતે ઘટી – એ કંઈક આ પ્રમાણેની છે.

વાર્તા એવા કાળની છે જ્યારે બલિપાત્ર પહેલાં રક્ત અથવા તો પાયસ વડે પૂરેપૂરું ભરાઈ જાય અને પછી છલકાવા માંડે એ જ પ્રમાણે માનવચિત્ત સ્મૃતિઓ વડે છલકાતું રહેલું હતું; જ્યારે રુક્ષ પૈતૃક ધર્માભિમુખતાની કૂખ આદિકાળના બીજ માટે સદૈવ પ્રફુલ્લિત રહેતી હતી; જ્યારે ભગવતી શક્તિ માટેનો અદમ્ય અનુરાગ પ્રાચીન મૂર્તિઓમાં નવાં સ્પંદનો આરોપિત કરતો હતો તથા જ્યારે વસંત ઋતુનું આગમન થતાં જ મહિમાશાળી જગધ્ધાત્રીનાં મંદિરોમાં યાત્રાળુઓનાં ટોળેટોળાં ઊભરાવા માંડતાં હતાં. તો પ્રસ્તુત વાર્તા

એ કાળના એવા બે યુવાનોની છે જેમની વચ્ચે વય અને જાતિનું અંતર તો સાવ નગણ્ય હતું, પરંતુ બન્નેના દેહ એકમેકથી સાવ ભિન્ન પ્રકારના હતા, વળી બેઉ એક અપ્રતીમ મૈત્રી-ગાંઠ વડે બંધાયેલા હતા. નાનો નંદ માંડ અઢાર વર્ષનો હતો, જ્યારે શ્રીદામન એનાથી થોડો મોટો એટલે કે એકવીસ વર્ષનો હતો. ઉચિત સમયે ઉપનયન સંસ્કાર મેળવી બંને ઉપવિત ધારણ કરી દ્વિજત્વને પામ્યા હતા. બંનેનાં ઘર એક મંદિર ધરાવતા ધેનુમંગલ નામના ગામમાં આવેલાં હતાં. ચારે બાજુ ઊગી નીકળેલાં થોર તથા લાકડાનાં જાડાં પાટિયાં વડે બનાવેલા કોટની વચ્ચે આવેલા એ ગામની સ્થાપના પ્રાચીનકાળમાં એક દૈવી સંકેતને અનુસરી કોસલ પ્રદેશમાં કરવામાં આવી હતી. કોટમાં ચાર દિશાઓમાં પડતા ચાર મોટા દરવાજા હતા. ગામની સ્થાપના કરવામાં આવી એ વખતે ભોજન વડે જેને સારી રીતે તૃપ્ત કરવામાં આવ્યો છે એવા, મહાદેવી સરસ્વતીની ઉપાસના કરનાર એક પરિવ્રાજકે મંગળમંત્રનો ઉચ્ચાર કરી આશીર્વાદ આપ્યા હતા કે ચારે મુખ્ય દ્વારના સ્તંભ અને ઊર્ધ્વદારુમાંથી મધુ અને પીવંરના સ્રોત અસ્ખલિત વહેતા રહેશે.

બંનેના 'સ્વ' અને 'મમ'-ભાવ વચ્ચેની ભિન્નતા તથા અન્યના 'સ્વ' અને 'મમ'-ભાવ માટેની એકમેકની ઝંખના બંને વચ્ચેની મૈત્રી માટેનો એક નક્કર આધાર પૂરો પાડતી હતી. અર્થાત્ સમાશ્લેષન સ્વયં છિન્નતાનું કારણ બની રહે છે; છિન્નતામાંથી ભિન્નતા ઉદ્‌ભવે છે; ભિન્નતામાંથી તુલના, તુલનામાંથી વ્યાકુળતા, વ્યાકુળતામાંથી વિસ્મય તથા વિસ્મયમાંથી અહોભાવ જન્મે છે; અને અંતે એ અહોભાવ પરસ્પરના વિનિમય તથા ઉભયની એકતા માટેની અભિલાષાનું રૂપ ધારણ કરે છે. એતદ્ વૈ તદ્ આ એટલે જ તે. આ સિદ્ધાંત યુવાવસ્થામાં તો વિશેષ પ્રસ્તુત બની રહે છે કારણ કે આ એક એવી અવસ્થા છે જ્યારે જીવ-મૃદાનો સ્નિગ્ધતા-ગુણ હજુ જળવાઈ રહ્યો હોય છે તથા 'સ્વ' અને મમ-ભાવ એકાકી વ્યક્તિતાની કઠોરતાને પામ્યો હોતો નથી.

યુવા શ્રીદામન વેપારી હતો, તે એક શ્રેષ્ઠીનો દીકરો હતો, જ્યારે નંદ એક લુહાર અને ગોપાલક હતો. નંદનો પિતા નામે ગર્ગ વગડામાં અને ગૌશાળામાં પશુપાલન કરવા ઉપરાંત ધમણ વડે અગ્નિ પ્રજ્વલિત રાખી

ધણનો ઉપયોગ પણ કરી જાણતો હતો. શ્રીદામનના પિતાનું નામ ભવભૂતિ હતું. એ મૂળમાં વેદ-પારંગત બ્રાહ્મણ કુળમાં જન્મ્યો હતો. ગર્ગ અને એનો પુત્ર પોતાના કુળ વિશે કોઈ મોટો દાવો કરી શકવાની સ્થિતિમાં ન હતા, તેમ છતાં તેઓ શૂદ્ર પણ ન હતા. બકરા જેવા ઠુમસાં નાક ધરાવતા હોવા છતાં તેઓનું પણ સમાજમાં કોઈ સ્થાન હતું. હવે શ્રીદામન અને એના પિતા ભવભૂતિ માટે બ્રાહ્મણોની જીવન-શૈલી કેવળ સ્મૃતિ-શેષ બની ગઈ હતી. કારણ કે બ્રહ્મચર્યાશ્રમ પછી આવતા ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતી વખતે જ ભવભૂતિના પિતાએ પૂરી વિચારણા કર્યા બાદ બ્રાહ્મણ જીવન-શૈલીનો ત્યાગ કર્યો હતો અને તે પછી જીવનમાં પણ એણે વાનપ્રસ્થ કે સંન્યસ્ત સ્વીકારવાનો વિચાર સરખો કર્યો ન હતો. પોતે વેદોનું જ્ઞાન ધરાવે છે એટલા માટે એના પ્રત્યે આદર અને આસ્થા ધરાવનાર ધર્મનિષ્ઠોની સખાવત માત્રના આધારે નિર્વાહ કરવા પ્રત્યે એને ભારોભાર તિરસ્કાર હતો. એ પ્રકારના જીવનથી એને ક્યારેય સંતોષ થાય એવું હતું જ નહીં. પરિણામે એણે મલમલ, રેશમ અને સુતરાઉ કાપડ તથા કપુર અને સુખડ આદિના વેપારમાં ઝંપલાવ્યું હતું. એના પછી દેવોની કૃપાએ કરીને પ્રાપ્ત થયેલો એનો પુત્ર ભવભૂતિ પણ સમય આવ્યે ધેનુમંગલ ગામમાં વેપારી બની ગયો. એના પુત્ર શ્રીદામને પણ આરંભનાં થોડાં વર્ષ ગુરુ કહેતાં ધર્માચાર્યની નિશ્રામાં વ્યાકરણ, ખગોળ અને અસ્તિત્વવિદ્યાના અભ્યાસમાં ગાળ્યા પછી પિતાના પગલે પગલે વ્યાપારમાં જોતરાઈ ગયો.

ગર્ગપુત્ર નંદની વાત નોખી હતી. એનું ભાગ્ય પણ કાંઈ ભિન્ન પ્રકારનું હતું. કુળ-પરંપરા અથવા તો પૈતૃક વારસાને લક્ષમાં રાખીએ તો નંદ અથવા એના પિતા ગર્ગને બુદ્ધિ અથવા તો તર્ક સાથે સંકળાયેલી કોઈ બાબત સાથે કશીય લેવાદેવા રહી ન હતી. એ તો હતો એક સીધો-સાદો અને આનંદી લોકપુત્ર, કાળા વાળ અને શ્યામ-વર્ણ ધરાવતો કૃષ્ણ-અવતાર સરખો; અરે, એનાં વક્ષઃસ્થળ ઉપર એક વત્સ-ચિહ્ન પણ અંકિત થયેલું હતું. લુહાર હોવાને કારણે એના બાહુઓ અત્યંત બળવાન હતા. વળી એક ગોપાલક હોવાને કારણે એને એક વિશેષ લાભ પ્રાપ્ત થયો હતો. એનું આખું શરીર અત્યંત સુદૃઢ હતું જેના ઉપર એને સરસવના તેલનું માલિશ કરવાનું તેમજ સોનાના

અલંકારો અને જંગલનાં ફૂલોની માળાઓ ધારણ કરવાનું અત્યંત ગમતું હતું. પ્રમાણમાં જાડા હોઠ અને બકરાના નાકનો આભાસ કરાવે એવું હોવા છતાં એ બધા સાથે એનો મેળ ખાતો હતો. એ હોઠ અને એ નાક પોતાની આગવી રીતે સુંદર પણ હતાં. ઉપરાંત એની કાળી આંખોમાં એક મઝાનું સ્મિત કાયમ ડોકાતું રહેતું હતું.

શ્રીદામનને આ બધું ખૂબ ગમતું હતું, તેની સાથે પોતાને સરખાવતો ત્યારે લાગતું કે તેનો ચહેરો બીજી રીતે ઘાટીલો હતો પણ વધારે પડતો વ્યવસ્થિત હતો. શ્રીદામન સારો એવો ઉજળો હતો સાથે તેજસ્વી બુદ્ધિ ધરાવતો હતો. એનું નાક છરીની માફક પાતળું અને ધારદાર હતું તથા એની આંખો સૌમ્ય કીકીઓ અને પાંપણોવાળી હતી. એના ચહેરા ઉપર વીંઝણાના આકારની આછેરી દાઢી હતી. એક ગોપાલક અથવા એક લુહારની માફક સતત પરિશ્રમ વડે ઘડાયેલાં ન હોય એવાં એનાં સઘળાં અંગો એક બ્રાહ્મણ અથવા તો કાયસ્થનાં હોય એવાં સુકુમાર હતાં. એનું વક્ષઃસ્થળ પ્રમાણમાં સાંકડું અને મૃદુ હતું તથા એના પેટ ઉપર ચરબીનો એક આછેરો થર ચઢી ગયો હતો. સુંદર ઘૂંટણ અને સુંદર પગવાળું એનું શરીર અન્યથા કશાય દોષ વિનાનું તેમજ એક ઉમદા અને વિદ્વત્તાપૂર્ણ મસ્તકના ઉચિત અનુબંધ રૂપે હતું. શ્રીદામનના કિસ્સામાં પાયાનું મહત્ત્વ માત્ર એના ચહેરાનું અને એના દેહના આગળના ભાગનું હતું. જ્યારે નંદના કિસ્સામાં તો એનું શરીર જ જાણે મુખ્ય અને મસ્તક તો જાણે શરીરના એક સુંદર ઉમેરણ તરીકે હતું. ટૂંકમાં, સમાપન કરતાં કહી શકાય કે બંને મિત્રો જાણે એક અને અનન્ય શિવજીના બે ભિન્ન આવિર્ભાવો જેવા હતા – એક જાણે મહાદેવીના ચરણોમાં શબવત્ પડેલો દાઢીધારી સંન્યાસી તો બીજો જાણે પોતાના દેહને મરડીને દેવી તરફ નજર માંડતો અને સાથે પોતાનાં અંગોને દેવી તરફ લંબાવતો યૌવનથી છલકાતો પ્રભાવશાળી યુવાન.

જગન્માતામાં જીવન અને મૃત્યુરૂપે, જગત અને અનંત રૂપે એક અને અભિન્ન છે, પરંતુ આપણી સમક્ષ એ બે ભિન્ન રૂપે પ્રગટ થાય છે. આ બંને મિત્રો મહાદેવની માફક એક અને અભિન્ન ન હતા. તેઓ એકમેક પરત્વે બિંબ-પ્રતિબિંબ સમાન હતા. બંને પોતપોતાના 'મમ' ભાવથી કંટાળેલા

હતા. બેઉ સારી રીતે જાણતા હતા કે જે કાંઈ છે એ આખરે તો તેની પાસે જે નથી – એનું બનેલું હોય છે. પરંતુ બંને વચ્ચેની ભિન્નતાને કારણે ઉભયને એક મેક માટે અદમ્ય આકર્ષણ રહેતું હોય છે. સુંદર હોઠ અને સુકુમાર દાઢી-મૂંછવાળા શ્રીદામનને પુષ્ટ હોઠવાળા નંદની ગ્રામ્ય આદિમતાવાળી કૃષ્ણ-પ્રકૃતિ અત્યંત પ્રીતિકર લાગતી હતી. એને કારણે નંદ અમુક હદે ગર્વ પણ અનુભવતો હતો; અમુક હદે અને કદાચ એથી ય વધારે કારણ કે નંદ પોતે શ્રીદામનનો ઉજળો વાન, એનું ઉમદા મસ્તક તથા એની નાગરી બાની આદિથી ઘણો પ્રભાવિત થઈ ગયેલો જ હતો. અલબત્ત, આ સઘળાં લક્ષણો અનાદિકાળથી પ્રજ્ઞા અને તત્ત્વચિંતન સાથે સંકળાયેલાં રહ્યાં છે, એમની સાથે સંકળાઈને અભિન્ન થઈ ગયાં છે. નંદને તો શ્રીદામનના સંસર્ગ કરતાં અન્ય કશું પણ વધારે મોહક લાગતું ન હતું. અને આમ બંને વચ્ચે ગાઢ મૈત્રી બંધાઈ ગઈ. બંનેના એકમેક પ્રત્યેના આ રાગ અને ઝુકાવમાં એક આછા પરિહાસનો ભાવ પણ સમાયેલો હતો. એકલો હોય ત્યારે નંદ શ્રીદામનની સ્થૂળતા, એના સોનેરી વાળ, એની ચીવટાઈવાળી ભાષા આદિની ઠેકડી ઉડાવતો હતો. તો સામે પક્ષે શ્રીદામન પણ નંદના બકરા જેવા નાક અને ગ્રામીણ સરળતાની મજાક કરી મોં મલકાવી લેતો હતો. આ પ્રકારના અંગત પરિહાસને તુલનાને કારણે ઉદ્ભવતી અસ્વસ્થતાના એક સર્વસામાન્ય લક્ષણ તરીકે સ્વીકારી લેવો પડે તેમ હોય છે. એક અર્થમાં એ 'સ્વ' અને 'મમ' ભાવની સ્તુતિ માત્ર છે અને પરિણામે એ 'સ્વ' અને 'મમ' ભાવમાંથી ઉદ્ભવતી માયા-ઝંખનાને પેલા પરિહાસના ભાવથી કોઈ હાનિ પહોંચતી નથી.

(અપૂર્ણ)

## સર્જન વિશેની ક્યિોવા દંતકથાઓ

અનુવાદ : યુયુત્સુ પંચાલ

એક

તમે તો જાણો છો દરેક વસ્તુનો આરંભ હોય છે અને આ રીતે શરૂઆત થઈ. ક્યિોવા આ જગતમાં એક પછી એક, એક પોલા પાટિયામાંથી બહાર આવ્યા. અત્યારે છે તેના કરતાં તેઓ ઘણા વધારે હતા, પણ તેઓ બધા બહાર આવી ન શક્યા. એક સ્ત્રી સગર્ભા હોવાને કારણે તેનું પેટ મોટું થયું હતું અને તે પાટિયામાં ફસાઈ ગઈ. ત્યાર પછી કોઈ બહાર આવી શક્યું નહીં, અને માટે જ ક્યિોવા જાતિની વસ્તી ઓછી રહી. તેમણે ચારે બાજુ નજર કરી, જગત જોયું, એટલી બધી વસ્તુઓ જોઈને તેમને ખૂબ મજા પડી. તેમને પોતાને ક્વુડા 'બહાર આવનારા' તરીકે ઓળખાવ્યા.

બે

ઘોડાઓ જ્યારે ન હતા ત્યારે ક્યિોવાને કૂતરાની જરૂર હતી. આ ઘણા સમય પહેલાંની વાત છે જ્યારે કૂતરાઓ મનુષ્યની બોલી બોલી શકતા હતા. ત્યાં એક માણસ એકલો રહેતો હતો. એને કાઢી મૂકવામાં આવ્યો હતો. તે કોઈ ઊંચી જગ્યા જોઈને પોતાના ડેરા-તંબુ આમતેમ નાખતો હતો. એકલા રહેવું એ બહુ જોખમી હતું કારણ કે ચારે બાજુએ દુશ્મનો હતા. તે માણસ ખોરાક મેળવવા તીરનો ઉપયોગ કરતો હતો. હવે તેની પાસે માત્ર એક તીર વધ્યું હતું અને એના વડે તેણે રીંછને વીંધ્યું. પણ રીંછ માત્ર ઘવાયું હતું અને તે ભાગી ગયું. હવે શું કરવું એ વિચારવા લાગ્યો ત્યાં જ એક કૂતરી આવી અને તેણે કહ્યું કે ઘણા દુશ્મનો આવી રહ્યા છે. તેઓ પાસે છે અને ચારે બાજુએ છે. એને પોતાનો જીવ કેવી રીતે બચાવવો તેની સમજ પડી નહીં. પણ કૂતરી બોલી, તને ખબર છે મારાં કુરકુરિયાં છે, તે ખૂબ નાનાં છે અને નબળાં છે એમને માટે ખાવાનું કશું નથી. જો તું મારા બચ્ચાની કાળજી લે તો કેવી રીતે ભાગી છૂટવું

ભાગી છૂટવું તેનો રસ્તો બતાઉ. કૂતરી માણસને આમતેમ ચારે બાજુએ લઈ ગઈ અને તેઓ એક સુરક્ષિત જગ્યાએ જઈ પહોંચ્યા.

ત્રણ

વર્ષો પહેલાં તેઓ એક પર્વત ઉપર રહેતા હતા. છતાં તેઓ તાઇ-મે વિશે અજાણ હતા, તેઓ એટલું જ જાણતા હતા કે ત્યાં એક પતિ-પત્ની રહેતાં હતાં. તેમને એક નાનકડી સુંદર દીકરી હતી જેને તેઓ પોતાની નજરથી દૂર થવા દેતા ન હતા. પણ એક દિવસે તેમની કોઈક ઓળખીતી સ્ત્રી આવી અને પૂછ્યું કે હું આને બહાર રમવા લઈ જાઉં. માતાને એમાં કોઈ વાંધો ન લાગ્યો પણ તેણે પેલા બહેનને કહ્યું કે તમે બાળકને ઘોડિયામાં સૂવડાવજો અને ઘોડિયું ઝાડ પાસે મૂકજો. જ્યારે બાળક ઝાડ નીચે હતું ત્યારે ડાળી ઉપર એક લાલ પંખી આવ્યું. આ પંખી તમે જોયેલા બીજા પંખીઓ જેવું સામાન્ય ન હતું, દેખાવે ખૂબ સુંદર છતાં ઊડી જાય નહીં એવું અસામાન્ય હતું. પંખી એ બાળકની નજીકની ડાળી ઉપર સ્થિર બેસી રહ્યું. થોડા સમય પછી એ બાળક ઘોડિયામાંથી બહાર આવીને લાલ રંગના પંખીની પાછળ પાછળ ચઢવા લાગ્યું. બરાબર એ જ સમયે ઝાડ ઊંચું ને ઊંચું થવા લાગ્યું અને એ દીકરી તો આકાશમાં પહોંચી ગઈ. ત્યારે તો એ યુવતી બની ગઈ. અને પોતાને સાવ અજાણી જગ્યાએ આવેલી જોઈ. લાલ રંગના પંખીને બદલે એની સામે એક નવજુવાન યુવક ઊભો હતો. તેણે એ યુવતીને કહ્યું : 'હું ઘણા લાંબા સમયથી તને જોઈ રહ્યો છું, અને મને ખબર હતી કે તને અહીં લાવવા માટેનો કોઈક રસ્તો હું શોધી કાઢીશ. તને અહીં હું મારી પત્ની બનાવવા લાવ્યો છું.' સ્ત્રીએ ચારે બાજુ નજર ફેરવી; એણે જોયું કે એ એકલો જીવતો મનુષ્ય ત્યાં હતો. એણે જોયું તો એ સૂર્ય હતો.

## પ્રતિશોધ / બહાદુરભાઈ જ. વાંક

રતિલાલ નગરપાલિકા સંચાલિત સોનાપુરી સ્મશાનમાં ક્લાર્ક તરીકે ફરજ બજાવતો હતો. સ્મશાનના દરવાજા પાસે આવેલી નાની એવી ઓરડીમાં તેની ઑફિસ હતી. તેનું મુખ્ય કામ હતું – સ્મશાનમાં અગ્નિસંસ્કાર માટે આવતી લાશોનાં નામોના રજિસ્ટરમાં વિગતવાર નોંધો કરી 'ડેથ રજિસ્ટર' મેઇનટેઇન કરવાનું. સાથે સાથે વધારાની કમાણી માટે તે સાઈડમાં બીજું પણ કામ કરતો હતો – અગ્નિસંસ્કાર માટે ચારસા ઉપર સૂવડાવેલી લાશ ઉપર લાકડાં ગોઠવી આપવાનું. લાશ ઉપર લાકડાં ગોઠવી આપવામાં તે ભારે નિષ્ણાત હતો. લાશ ઉપર એવી કુશળતાથી તે લાકડાં ગોઠવતો કે લાશને ભસ્મીભૂત થતાં બહુ સમય જ ન લાગે. આ કામ સબબ તેને સારી એવી રકમ મળી રહેતી.

છેલ્લા એક વર્ષથી તેનું ચિત્ત એટલું બધું ડામાડોળ થઈ ગયું હતું કે ક્યારે તે શું પગલું ભરી બેસશે એની એને જ કંઈ ખબર પડી શકતી નહોતી. આજે ફરજ ઉપર કામમાં ચિત્ત ન ચોંટતા તેણે સિગારેટ સળગાવીને ખિસ્સામાં રાખેલો પત્ર બહાર કાઢી વાંચવો શરૂ કર્યો :

ભાઈશ્રી રતિલાલ,

ભારે દુઃખ સાથે આ પત્ર લખું છું. મારા આ પત્રથી તમે પણ આઘાતની લાગણી અનુભવશો એ પણ હું જાણું છું. હમણાં તમારા કેટલાંક સગા-સંબંધીઓ પાસેથી જાણવા મળ્યું કે તમે ત્યાં એક રખાત રાખી છે, ને એની સાથે જીવન વ્યતીત કરો છો. આ બધું તમે તમારા

માતા-પિતાની ઉપરવટ થઈને કરો છો, ને તમારા માતા-પિતા પણ તમારા વર્તનથી ખૂબ નારાજ છે, એ વાત પણ મારા જાણવામાં આવી છે. ગઈ સાલ મારી પુત્રી, આરતીનું તમારી સાથે સગપણ કરેલું, ત્યારે આ વાત અમારા જાણવામાં આવેલ નહીં. નહીં તો સગપણ કરવા સુધી આ વાત આગળ જ ન વધી શકી હોત. તમે સુજ્ઞ છો, અને સારી રીતે સમજી શકો તેમ છો એટલે વધારે શું કહું ? આ બધી બાબતોને ધ્યાનમાં રાખી, અને આરતીનો પણ મત લઈને તમારી સાથેનું આરતીનું સગપણ જાળવી રાખવા હું જરા પણ ખુશી નથી. જેથી આ પત્ર લખીને મારી પુત્રી આરતીનું તમારી સાથેનું સગપણ આથી ફોક જાહેર કરું છું. માઠું લગાડશો નહીં. બધી અંજળપાણી – લેણ દેણની વાત છે.

લિ. મનુભાઈના જયશ્રી કૃષ્ણ

આરતી સાથેનું સગપણ ફોક થઈ ગયા પછી રતિલાલે આ પત્ર કોણ જાણે કેટકેટલી વખત વાંચ્યો હશે ! એક વર્ષ સુધી સાચવી રાખેલો પત્ર આજે છેલ્લી વખત વાંચીને, તેણે પત્રના કટકેકટકા કરી નાખ્યા. જાણે આરતીના જ કટકેકટકા કેમ ન કરી નાખતો હોય !

આરતી સાથેનું સગપણ ફોક થઈ જવાના કારણે તે સમાજમાં એટલો બધો વગોવાઈ ગયો હતો કે ઊંચું માથું રાખીને ફરી પણ શકતો નહોતો. આવી નામોશી તો તેણે જીવનમાં ક્યારેય પણ અનુભવી નહોતી. એક વર્ષ પસાર થઈ જવા છતાં, અને પ્રયત્ન કરવા છતાંય ક્યાંય પણ તેનું સગપણ થઈ શક્યું નહોતું. આમાં આરતીએ અને તેના કુટુંબીઓએ તેના વિશેની વહેતી મૂકેલી નબળી વાતોનો પ્રચાર જ મહદંશે કારણભૂત હતો. આથી રોષે ભરાઈને તે રાજકોટ આરતીના ઘરે જઈને આરતી અને તેના પિતાને ધાક-ધમકી પણ આપી આવ્યો હતો. આરતી પણ તેનો પ્રતિકાર કરવા માટે બરાબર સજ્જ થઈ ગઈ હતી. પ્રયત્ન કરવા છતાંય રતિલાલના કારણે તેનું પણ ક્યાંય સગપણ થઈ શક્યું નહોતું. એટલે રતિલાલ ઉપરની તેની દાઝ પણ ઉત્તરોત્તર વધ્યે જતી હતી. આરતીની વધારે પડતી ઉચ્છ્રૃંખલતા અને વધારે પડતો વળ જોઈને તેણે આરતીનું કાસળ કાઢી નાખવાનો પણ સંકલ્પ કરી લીધો હતો. આ કારણે

જ છેલ્લાં એક વર્ષથી તે ન તો સરખી રીતે ઊંઘી શકતો હતો કે ન તો સરખી રીતે જમી શકતો હતો. ઊઠતાં-બેસતાં, જાગતાં-ઊંઘતા જાણે તે આરતીની પાછળ ને પાછળ. તો આરતી તેની પાછળ ને પાછળ...

આથી મિત્રો ક્યારેક તેની મજાક કરતાં તેને પૂછી લેતાં : 'રતિલાલ, તું આરતીની પાછળ પડ્યો છે. કે આરતી તારી પાછળ પડી છે, એ જ કાંઈ અમને સમજાતું નથી ?'

તો વળી નજીકના કહી શકાય એવા મિત્રો તેને વ્યંગમાં સંભળાવી પણ દેતાં : 'રતિલાલ આરતીએ તો તને તરછોડી દીધો, પણ તેં'તો આરતીને જ જાણે તારી હૃદયસામ્રાજ્ઞી બનાવી દીધી છે !'

એક વખત રતિલાલે આરતીને કહ્યું હતું : 'આરતી, હું તને એટલો બધો ચાહું છું કે હું તને મારી હૃદયસામ્રાજ્ઞી જ બનાવવા માંગું છું.'

'તમે સાચું જ બોલી ગયા – બનાવવા માંગો છો, પણ હજુ હું છું નહીં એમ જ ને ?'

'વાતને આડે પાટે ચઢાવતાં તને સારું આવડે છે આરતી...'

'આડે પાટે કે સીધે પાટે – માઠું ન લગાડો તો એક વાત કહું ?' જરા ખચકાતા આરતીએ પૂછ્યું.

'બોલ શું વાત છે ? માઠું નહીં લગાડું.'

'જ્યાં તમારી પાસે હૃદય જ નથી ત્યાં મને તમે હૃદયસામ્રાજ્ઞી કેવી રીતે બનાવી શકશો ?'

'એટલે તું શું કહેવા માંગે છે ?'

'હું કહેતી નથી, લોકો કહે છે – સ્મશાનમાં મડદાં બાળી બાળીને તમે તમારા હૃદયને જ જાણે જડ બનાવી દીધું છે. મારો પ્રશ્ન એક જ છે – તમારી આ જડતા આપણા ભાવી જીવનને સુખી થવા દેશે ખરી ?'

'આરતી, તું મને બાળી રહી છે.'

'એ જેટલું સાચું છે, એથી વધારે સાચું તો આ છે – સ્મશાનમાં મડદાં બાળતાં બાળતાં તમે જીવતાં માણસોને પણ હંમેશ બાળતા રહેવાનું શીખી ગયા હોય તેમ નથી લાગતું શું ?'

'એટલે ?' સમસમીને રતિલાલે પૂછ્યું.

'કંઈ જ નહીં, હું તો માત્ર તમને પૂછું છું – હૃદયસામ્રાજ્ઞી એક હોય કે બે ?' બહુ જ નમ્રતાથી આરતીએ પૂછ્યું.

આરતીનું ક્યાંક સગપણ થઈ ગયું છે એવા ઊડતા સમાચાર હમણાં રતિલાલને કાને પડતાં જ તેના કાનમાં જાણે ધાક પડી ગઈ ! આરતીનો આટઆટલો નબળો પ્રચાર કરવા છતાં ખરેખર શું તેનું સગપણ થઈ ગયું હશે ? સગપણ થયું હશે તો ક્યાં થયું હશે ? તેનો વર શું કરતો હશે ? એવાં કેટલાય પ્રશ્નોના ફટાકડા ધડાધડ તેના કાનમાં ફૂટવા માંડ્યા. ફરીફરીને ગામમાં પૂછપરછ કરવા છતાંય આરતીના સગપણ વિશેની માહિતી શહેરમાંથી મળી ન શકતાં તેણે રાત્રિના રાજકોટમાં રહેતાં મિત્ર દીપકને ફોન જોડ્યો :

'હલો ... હલો ... કોણ દીપક ?'

'હલો ... હું દીપક ... તમે કોણ બોલો છો ?'

'હલો ... દીપક ... હું રતિલાલ જૂનાગઢથી બોલું છું ...'

'હલો... રતિલાલ... કેમ છે ? શું કઈ મારું કામ... છે તો મજામાં ને ?'

'હલો ... છું તો મજામાં જ ... ખાસ તો એક વાત જાણવા જ તને ફોન કર્યો છે. મારા કારણે તું આરતીના પિતા મનુભાઈને તો ઓળખે છે ને ?'

'હલો ... ઓળખું જ ને ! કેમ ન ઓળખું ? હું તને પત્ર લખીને બધી જ જાણ કરવાનો હતો, ત્યાં તારો ફોન...'

'તો શું ખરેખર આરતીનું સગપણ થઈ ગયું ? અહીં જૂનાગઢમાં તો કોઈને કંઈ ખબર નથી...

'હા ... આરતીનું સગપણ થઈ ગયું છે, ને સાથે સાથે ...' બોલતાં બોલતાં દીપક અટકી ગયો.

'હલો... ક્યાં થયું ? સામાવાળા કોણ છે ? તેનો વર શું કરે છે ? અહીં જૂનાગઢમાં કેમ કોઈને ખબર પડી શકી નહીં ?' રિવોલ્વરમાંથી ફાયરિંગ કરતો હોય તેમ રતિલાલ ધડાધડ પ્રશ્નો પૂછવા માંડ્યો...

વિશેષ સ્પષ્ટતા કરતાં દીપકે સાચી વાત સંભળાવી દીધી : 'રતિલાલ,

આરતીનું સગપણ જ નહી, બે દિવસ પહેલાં તેના તો લગ્ન પણ થઈ ગયાં !'

'હેં ... શું કહે છે ? આરતીનાં લગ્ન પણ થઈ ગયાં ?' કોઈએ માથા ઉપર ઘણ ફટકારી દીધો હોય તેવી વેદના તે અનુભવી રહ્યો ને તેના હાથમાંથી છટકીને રિસીવર નીચે પડી ગયું.

'હલો ... હલો ... રતિલાલ' કેમ કંઈ બોલતો નથી ? મારો અવાજ તો બરાબર સંભળાય છે ને ?'

રતિલાલે વાંકા વળી રિસીવર હાથમાં લીધું : 'હલો ... દીપક ... આરતીનાં ક્યાં લગ્ન થયાં ? અહીં અમને કેમ કંઈ ખબર પડી શકી નહીં ?'

'હલો ... આરતીની સગાઈ અને લગ્ન મનુભાઈએ એકી સાથે જ કરી નાખ્યાં. લગ્નની વાત ઠેઠ સુધી તેમણે છુપાવી રાખેલી... બહુ જ સાદાઈથી તેમણે આરતીનાં લગ્ન કરી નાખ્યાં. લગ્ન કરવા આઠ-દસ માણસો જ અમદાવાદથી આવ્યાં હતાં. શહેરમાં પણ બધાને લગ્ન થઈ ગયા પછી જ ખબર પડેલી...'

રતિલાલે પૂછ્યું : 'હલો... તેના પતિનું શું નામ છે ? એ શું કરે છે ? અમદાવાદમાં ક્યાં રહે છે ?'

દીપક તરફથી કંઈ જવાબ મળે એ પહેલાં જ લાઇન કપાઈ જતાં તેણે ફોન નીચે મૂકી દીધો.

આરતીએ જાણે તેને જીવતેજીવ ચારસા ઉપર ચઢાવી દીધો હોય તેની તેને લાગણી થઈ આવી.

સાવ ભાંગી પડેલા રતિલાલને તેનો માંહ્યલો સમજાવી રહ્યો હતો – રતિલાલ, આરતીના તો લગ્ન થઈ ગયાં. ચિત્તમાં તે રોપેલા આરતીના માંડવાને હવે તો વિખેરી નાખ...

* * *

આખી રાત સિગારેટ ઉપર સિગારેટ ફૂંકીને તેણે પસાર કરી. પછી આજ સુધી પોકેટ ડાયરીમાં સાચવી રાખેલા આરતીના ફોટાને બહાર કાઢ્યો. ને તેનો ચાંદલો ભૂંસી નાખતો હોય તેમ તેણે ધગધગતી સિગારેટ

ફોટામાં બરાબર આરતીના કપાળ ઉપર ચાંપી દીધી...

વહેલી સવારના તેની આંખો ઊંઘમાં ઘેરાઈ ત્યારે તેને સપનું આવ્યું : અકસ્માતમાં આરતીના પતિનું અવસાન થઈ જાય છે. તેના શબ પાસે બેઠેલી આરતી હૈયાફાટ રુદન કરી રહી છે. ત્યાં તેનો આત્મા આરતીના પતિના શબમાં પ્રવેશી જાય છે. આરતીનો પતિ આળસ મરડીને બેઠો થઈ જાય છે. આરતીના પતિના શરીરમાં બેઠેલો તેનો આત્મા આરતીને પૂછે છે : 'હવે તું મારાથી છટકીને ક્યાં જઈ શકશે ?' હું છું રતિલાલ... હું જ તારા પતિના ખોળિયામાં ...' ને તે આરતીનું બાવડું પકડી તેને પોતાના તરફ ખેંચે છે. આરતી તેની પકડમાંથી છટકવા માટે જોરથી તેના હાથ ઉપર બટકું ભરી લે છે. તે જરા ચીસ પાડી ઊઠે છે – ને તેની ઊંઘ ઊડી ગઈ... જુએ છે તો ખરેખર હાથ ઉપર આરતીના દાંત ઊપસી આવ્યાં હતાં !

* * *

આજે ઑફિસમાં તે 'ડેથ એન્ટ્રી રજિસ્ટર'ના પાનાં ફેરવી રહ્યો હતો, ત્યાં રામ... બોલો... ભાઈ... રામના નારા સાથે નનામીને ઊંચકતા ડાઘુ સ્મશાનના દરવાજામાં દાખલ થયાં. તે ઝડપથી ખુરશી ઉપરથી ઊભો થઈ ગ્રાઉન્ડમાં આવ્યો. પૂછપરછ કરતાં તેને જાણવા મળ્યું – વીસેક વર્ષની એક છોકરીએ આપઘાત કરી જિંદગી સંકેલી લીધી હતી. તે પાછો ઑફિસમાં આવી ખુરશી ઉપર બેસી ગયો.

થોડીવાર પછી મૃતક છોકરીના નામની રજિસ્ટરમાં નોંધ કરાવવા બે ડાઘુ તેની પાસે આવ્યા.

રજિસ્ટરમાં નોંધ કરતાં કરતાં તેણે એક ડાઘુને પૂછ્યું : 'આ છોકરી ઉપર એવું તે વળી શું દુઃખ આવી પડ્યું કે નાની ઉંમરે તેને આપઘાત કરવાની ફરજ પડી ?'

ડાઘુ બોલ્યો : 'આ છોકરીનું સગપણ વેરાવળ રહેતા રતિલાલ નામના એક વેપારી સાથે થયેલું. છોકરી દેખાવડી અને કામકાજે હોશિયાર. સાથે સાથે લાગણીપ્રધાન પણ એવી જ. જ્યારે રતિલાલ લફરાંબાજ માણસ. એક રૂપાળી રખાતને રાખીને બેઠો હતો. એટલે લગન કરવામાં

સમજતો નહોતો. સાચું કહો તો એ પોતાની રખાતની શેહમાં એવો દબાઈ ગયો હતો કે લગન કરવાની તે હિંમત જ કરી શકે એમ નહોતો. ને રખાતના આગ્રહથી જ તેણે આ છોકરી સાથેનું સગપણ ફોક કરી નાખ્યું. આથી છોકરીને એવો આઘાત લાગ્યો કે ચુપચાપ તેને ઝેરની ટીકડીઓ લઈ લીધી.'

'છોકરીના બાપે કંઈપણ ફરિયાદ-બરિયાદ કરી કે નહીં? આવાને તો બરાબર ફિટ કરાવી દેવો જોઈએ.' રતિલાલે છોકરી પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરી.

'ના, રે ના તેનો બાપ શું ફરિયાદ કરી શકે, જ્યાં છોકરી જ ડાઈંગ ડિક્લેરેશનમાં કશું બોલી શકી નહીં – હોંશમાં હતી છતાંય.'

રતિલાલ વિચારમાં ઊંડો ઊતરી ગયો – આ છોકરી હોશમાં હતી,છતાંય ડાઈંગ ડિક્લેરેશનમાં પેલાની વિરુદ્ધ કશું જ બોલી નહીં. જ્યારે આરતીએ તો જીવતે જીવ પોતાની વિરુદ્ધ કેવું ડિક્લેરેશન કરાવી નાખ્યું હતું! – ભવિષ્યમાં મારું ખૂન થઈ જાય તો તે માટે રતિલાલને જ જવાબદાર સમજવા! ને આરતીના સ્મરણ માત્રથી રતિલાલનો ચહેરો તંગ બની ગયો.

મૃતક છોકરીની એન્ટ્રિની વિધિ રજિસ્ટરમાં પૂરી કરી તે બંને ડાઘુ સાથે બહાર આવ્યો. એક ઓળખીતા ડાઘુએ તેને ચારસા ઉપર લાકડાં ગોઠવી આપવા જણાવ્યું. તે ચારસા પાસે આવ્યો.

લાશને નનામીમાંથી મુક્ત કરી બે-ચાર ડાઘુએ લાશને ઊંચકીને ચારસા ઉપર સુવડાવી. તેણે લાશની આસપાસ ને ઉપર લાકડાં ગોઠવવાનું શરૂ કર્યું. લાકડાં ગોઠવતાં ગોઠવતાં છોકરીના ચહેરા ઉપરનું કપડું જરા ખેસવી તેણે તેના ચહેરા ઉપર એક વેધક દૃષ્ટિ કરી. ને તે સ્તબ્ધ થઈ ગયો – લગભગ આરતી જેવો જ ચહેરો, ને આરતી જેવી જ ચહેરાની નમણાઈ! આરતીને જ જોતો હોય તેમ તેનું આખું શરીર ક્રોધથી ધ્રૂજી ઊઠ્યું. ને બે-ચાર લાકડાં જોરથી આરતીને જ ફટકારતો હોય તેમ તેણે છોકરીના પડખામાં ધરબી દીધાં. આરતીને ગળે ટૂંપો દઈ રહ્યો હોય તેમ તેણે બે લાકડાં વચ્ચે છોકરીના ગળાને ભીંસમાં લીધું; ધીમે ધીમે તે

લાશ ઉપર લાકડાં ગોઠવવા લાગ્યો – એકબીજા લાકડાં વચ્ચે જરા પોલાણ રહે એમ. છાતી અને પેટના ભાગે લાકડાં ગોઠવતાં ગોઠવતાં અચાનક તેનો હાથ છોકરીની છાતી ઉપર ...ને ચપ્પુ જેવી ધારદાર તેની આંગળીઓ તેની છાતીમાં ... પછી કોણ જાણે તેને શું સૂઝ્યું તે છાતી ઉપરના બે-ચાર સૂક્કાં લાકડાં હટાવીને તેની જગ્યાએ શોધીને લીલા લાકડાં ગોઠવી દીધાં !

ચિતા બરાબર ગોઠવાઈ જતાં તેણે એક ડાઘુને ચિતા પેટાવવા હાથના સંકેતથી જાણ કરી. છોકરીના એક કુટુંબીએ છોકરીના પગને અંગૂઠે આગ ચાંપી. પવનમાં ચિતા ભડભડ સળગવા લાગી. ચિતાનાં લાકડાંને ચીપિયાથી સંકોરતો તે સૂનમૂન બની ચિતા પાસે જ ઊભો રહી ગયો.

સાંજના પાંચેક વાગ્યે લાશ ભસ્મીભૂત થઈ ત્યારે બધા ડાઘુ બરાબરના કંટાળી ગયા હતાં. કેટલાંક ડાઘુએ રોષે ભરાઈને તેનો ઊધડો પણ લીધો : ‘લાશ સળગવામાં આટલો બધો સમય ? તમને લાકડાં ગોઠવતાં આવડે છે કે નહીં ?’

તે દિલગીરી વ્યક્ત કરતાં બોલ્યો : ‘ક્યારેક ક્યારેક લીલા લાકડાં આવી જાય છે. ત્યારે આવી મુશ્કેલી ઊભી થાય છે. તમારે ખોટી થવું પડ્યું એનું મને પણ દુ:ખ છે.’

એક ડાઘુએ લાકડાં ગોઠવી આપવાની મજૂરીની થતી રકમ અંગે તેને પૃચ્છા કરી.

‘ના... રે... ના... મારે એક પણ પૈસો ન જોઈએ. આજે તો મારું જ કોઈ સ્વજન ગુજરી ગયું હોય તેવી જ મને લાગણી થાય છે.’ ને તેણે ઓળખીતા બે ડાઘુને જરા પાસે બોલાવીને પૂછ્યું : ‘આ છોકરીના પિતા કઈ જગ્યાએ રહે છે ?’

‘કેમ તમારે શું કામ છે ?’

‘મારે એમને ખાસ મળવું છે.’

‘એમને મળીને તમે શું કરશો ?’

‘મારે એમને બરાબર સમજાવવા છે – છોકરીની જિંદગી બરબાદ કરી, તેના મોત માટે નિમિત્ત બની જનાર તેના થનાર પતિ રતિલાલને

તો કોઈપણ સંજોગોમાં છોડાય જ નહીં ! તેને તો સજા થવી જ જોઈએ.'

'પણ છોકરીનો બાપ સીધો-સાદો માણસ છે. એ કંઈ જ કરી શકે તેમ નથી. વળી ગરીબ માણસ છે.'

'ન શું કરી શકે ? એની પડખે હું ઊભો હોશ. એને બધા જ પ્રકારની મદદ કરીશ. પછી જોઉં છું એ રતિલાલ કેમ છટકી શકે છે ? તમે મને છોકરીના બાપનું સરનામું લખાવો.' ને ખિસ્સામાંથી રિવોલ્વર કાઢતો હોય તેમ તેણે પેન બહાર કાઢી.

એક ડાઘુ સરનામું લખાવવા લાગ્યો. ને તે ડાયરીમાં ઝડપથી સરનામું લખવા લાગ્યો – કાયમ માટે રતિલાલનું સરનામું ભૂંસી નાખવા માંગતો હોય તેમ... !!

## કેટલીક ગુજરાતી વાર્તાઓ વિશે / જયંત પારેખ

### *બે સૂરજમુખી અને : સુરેશ જોષી*

'ના તમારી વાર્તાનો સ્વીકાર નહીં થાય' – આ શબ્દો સૂચવે છે કે 'બે સૂરજમુખી અને'નો નાયક છે એક વાર્તાસર્જક. 'રેઢિયાળ રોમેન્ટિક' કહીને એની અવગણના થાય છે, એનો તિરસ્કાર થાય છે છતાં એની સિસૃક્ષાને કોઈ બાધા નથી નડતી. એ 'બે સૂરજમુખી અને'નું કથનકેન્દ્ર પણ છે છતાં પોતે સીધું આત્મકથન કરતો જ નથી. એના કથનમાં સુરેશ જોષી રચનારીતિના કેટલાક બીજા પ્રયોગ પણ કરે છે; પાત્ર, ઘટના, કથન વગેરે ટૂંકી વાર્તાનાં કેટલાંક ઘટકો વિશેનાં ગૃહીતોને પડકારે છે. એટલું જ નહીં, હંમેશાં જેને માટે ગૌરવ અનુભવી શકીએ એવી વિરલ ને મહત્ત્વાકાંક્ષી કૃતિની રચના કરે છે.

'બે સૂરજમુખી અને'માં કોઈ ચોક્કસ ઘટનાની આદિથી અંત સુધીની રજૂઆત થતી નથી; પરંતુ વાર્તાસર્જક પોતાની અનેક રચનાના અંશોનું, અનેક પાત્રોના સંવાદનું સ્મરણ કરતો હોય એવી રીતે રજૂઆત થાય છે. આ અંશોનો, આ સંવાદોનો મૂળ ક્રમ તજી દેવાય છે, એમાં વિરામચિહ્નોનો પણ ઉપયોગ થતો નથી એથી વાક્ય ને વાક્ય, કલ્પન ને કલ્પન, પ્રતીક ને પ્રતીક, અનુભૂતિ ને અનુભૂતિ એકબીજામાં એવાં તો ભળી જાય છે કે એમાંથી એક કોલાજ રચાય છે. સુરેશ જોષી આવી રીતે નવો સંદર્ભ, નવો સમ્બન્ધ, નવો અર્થબોધ પ્રગટ કરે છે.

મુગ્ધ પ્રણયી, પતિ-પત્ની, દાદા ને પૌત્ર, પિતા ને પુત્રી, સંવેદનશીલ

સર્જક – આ બધાંની અનુભૂતિને આકાર આપવા માટે મૂળ રચનામાં જે પ્રતીકો રચાય છે,તે બધાં 'બે સૂરજમુખી અને'માં ભેગાં થઈને એક નવું જ સાયુજ્ય રચે છે. એમાંથી એક આગવી સ્વતન્ત્ર કૃતિની રચના થાય છે. સૂરજ, મૃગજળ ને સૂરજમુખી, અંધકાર, કાળો પથ્થર, કાળો સૂરજ, કીડી ને આકાશ – આવાં અનેક તત્ત્વો 'બે સૂરજમુખી અને'માં સુરેશ જોષી અવારનવાર ગૂંથે છે, એમાંથી મુગ્ધ પ્રણયનો, મરણ ને શૂન્યનો એક સૂર ધ્રુવપદની જેમ રેલાય છે. વાર્તાસર્જક અશ્મીભૂત વર્ષોના પુંજ નીચે કચડાય છે, જે વ્યક્ત થઈ શક્યું નથી એની પીડા અનુભવે છે, સપનાની વાત સૂચવે છે તેમ એ અસ્તિત્વની અસહ્ય યાતના અનુભવે છે ને મરણને ઝંખે છે. ત્યાં મુગ્ધ પ્રણયનો સ્પર્શ ફરીથી એની યુયુત્સાને જગાડે છે, સિસૃક્ષાને વેગવતી બનાવે છે.

'બળબળતો સૂર્ય મૃગજળમાં તરે છે બે મુખ સૂરજમુખીની જેમ ઉન્મુખ' આ શબ્દોથી આરંભ થાય છે ને 'પાકેલાં ફળ જેવાં ચુમ્બનના રસથી ભર્યાભર્યા હોઠ ખૂલે આંખોમાં આંખો તરે આંસુમાં આંસુ ઝમે ને થાય સૂરજ સૂરજ સૂરજમુખીનું વન' આ શબ્દોથી અંત આવે છે, એક વર્તુળ પૂરું થાય છે, અશક્ય શક્ય બને છે, અનેક રચનાનું એક રચનામાં રૂપાંતર થાય છે. ઉપમા જેવા સમીકરણથી આગળ નીકળી ઉત્પ્રેક્ષા જેવી પ્રતીકાત્મકતા સિદ્ધ થાય છે, નવા રહસ્યબોધનું ઈંગિત રચાય છે, નવા પ્રતીકની રચના થાય છે, વાર્તાસર્જકનું અસ્તિત્વ સાર્થક થાય છે. વિષાદ ને હતાશા તેમ જ મરણ ને શૂન્યને પડકાર થાય છે, કીડી આકાશને ખોતરવાનું પરાક્રમ કરે છે.

*કાગડો : ઘનશ્યામ દેસાઈ*

'કાગડો'ની કપોલકલ્પિત સૃષ્ટિમાં માનવદેહ ને કાગડો – આ બંને તત્ત્વો સંકુલ અનુભૂતિનાં પ્રતીક બને છે એમાં ઘનશ્યામ દેસાઈની કળાનો રમણીય સ્પર્શ માણવા મળે છે.

દરિયાની રેતીમાં માનવદેહ અર્ધો દટાયેલો પડ્યો છે, ઊંચે આકાશમાંથી કાગડો નીચે ઊતરી આવે છે, માનવદેહને એકસરખો કોચે છે, કોચાઈકોચાઈને

માનવદેહ પણ કાગડો બને છે ને આકાશમાં ઊડે છે, પછી એ પણ ઊંચે આકાશમાંથી નીચે ઊતરી આવે છે ને માનવદેહને એકસરખો કોચવાનું શરૂ કરે છે. આ ઘટનાના નિરૂપણમાં જુદે જુદે સ્તરે જુદી જુદી અનુભૂતિ થાય છે.

માનવદેહ લગભગ શબ જેવો છે એવું વર્ણન થાય છે. એથી દર્દી ને સર્જ્યનના સમ્બન્ધની અનુભૂતિ થાય છે. સર્જ્યનની પ્રતિભા દર્દીને મરણને આરેથી જીવનના પ્રવાહમાં તરતો કરે છે.

કોચવાની ને નવું સ્વરૂપ પામવાની આ પ્રક્રિયા નિરન્તર ચાલ્યા કરે છે એવી અનુભૂતિ પણ થાય છે. પહેલાં માનવદેહ કોચાય છે ને રૂપાન્તર પામે છે; ને પછી કોચે છે ને રૂપાન્તર કરે છે.

એ પછી પીડક ને પીડિતના સમ્બન્ધની અનુભૂતિ થાય છે. પહેલાં માનવી પીડા પામે છે ને પછી પીડા આપે છે. આત્મપીડન ને પરપીડન, પીડિત ને પીડક – આ બંનેની ભૂમિકા સતત અદલબદલ થયા જ કરે છે.

બીજી એક મહત્ત્વની અનુભૂતિ પણ થાય છે. સર્જક ને સર્જનના સમ્બન્ધની. એના મૂળમાં છે આવાં કલ્પનો – કાગડાની આંખમાં અદમ્ય આકર્ષણ છે, મોહિની છે, એની ચાલમાં દરિયો ખેંચી લાવતો હોય એવી છટા છે; એ છે માનવદેહની દૂંટીમાંથી ફૂટી નીકળેલો કાળો બ્રહ્મા; માનવદેહ કાગડારૂપે આકાશમાં ઊડે છે ત્યારે એની જન્મનાળ કપાઈ ગઈ છે. આ બધાંમાંથી એક વ્યંજના નિષ્પન્ન થાય છે કે પહેલાં માનવીનું નવા રૂપે સર્જન થાય છે પછી એ નવા રૂપનું સર્જન કરે છે. સર્જક ને સર્જન – બંનેના કાર્યની અદલબદલ થયા કરે છે.

પાંચમા ને સૌથી સૂક્ષ્મ ને વ્યાપક સ્તરે આ તમામ અનુભૂતિ એકરૂપ થઈ જાય છે. કોચાવું, સરજવું ને સરજાવું – આ એકબીજાના પર્યાય બની જાય છે. સર્જનની પ્રક્રિયા સાથે પીડા, વેદના અવિચ્છિન્ન રીતે વણાયેલી છે એવી પ્રતીતિ થાય છે.

લાલસા, રાક્ષસી તાકાત, ક્રૂરતા, ભયાનકતા – આ શબ્દો કાં તો સંદિગ્ધતા સૂચવે છે, કાં તો આકસ્મિકતા. 'કાગડો' એટલું તો સમજાવે છે કે ઘટનાની સ્થૂળ હકીકતોથી અળગા થયા વિના પ્રતીકરચના થઈ શકતી નથી ને પ્રતીકરચનાથી પણ ઊંચી કળા સિદ્ધ થઈ શકે છે.

## સળિયા : રાધેશ્યામ શર્મા

રાધેશ્યામ શર્મા 'સળિયા'માં તાદૃશ વર્ણનની યુક્તિ અજમાવે છે; વિવિધ 'દૃશ્ય' એકમોની યોજના કરે છે ને ઇન્દ્રિયગ્રાહ્ય સંસ્કારોની સ્મૃતિ જગાડે છે; જશોદાને ઘર, સન્તાન ને નોકરી સાચવવાની મુશ્કેલી છે, પતિ કેવી રીતે ઘરે પાછો ફરે એની ચિન્તા છે, પતિ પ્રત્યેના એના વલણમાં દ્વિધા છે – આની આપણને સરલ અનાયાસ અનુભૂતિ થાય એ માટેની ભૂમિકા રચે છે.

રાધેશ્યામ શર્મા એમાં કેટલાંક હૃદ્ય કલ્પન યોજે છે : ધૂળની ભીની પાંખ, આકાશમાં સમડીની ઝૂંટાઝૂંટ, સળિયામાં ભરાઈ જતો હાથ, પુરુષના ફોટા પાછળ પેસી જતી ચકલી, મરેલા ઉંદર ને રીંગણાના શાકની એકરૂપતા, બંધ જાળીના સળિયા ને હીંચકાનાં પાટિયાંની ફાટો મળીને રચાતો માંચડો, સળિયાવાળી જાળીનાં શ્વાસ હેઠો મૂકતાં મજાગરાં, પ્લાસ્ટર ઊખડી જતાં વિરૂપ બનેલી ઇમારતોની કાળની થપાટોથી ટોચાયેલી ઈંટો – આ બધાં કલ્પન વર્ણનને અસરકારક બનાવવામાં મહત્ત્વનો ફાળો આપે છે.

સળિયામાં ભરાઈ જાય છે ત્યાંથી શરૂ કરી હીંચકા પરના સળિયા પર તાળાબંધ કમાડ દેવાઈ જાય છે ત્યાં સુધીમાં રાધેશ્યામ શર્મા સળિયાનું કલ્પન અનેકવાર યોજે છે. પરંતુ એમાંથી સૂચન એકનું એક જ થાય છે કે જશોદા એની માન્યતામાં પુરાઈ ગઈ છે. એથી એનું આકર્ષણ ઘટી જાય છે.

આવી રીતે 'દૃશ્ય' એકમોની યોજના સિનેમામાં કરવામાં આવે છે. એમાં સ્થળ ને કાળની અવળસવળ, વાસ્તવથી અતિવાસ્તવ સુધીની આવનજાવન, અજંપાની મુદ્રાથી અંકિત શૈલી – આવી અનેક તક મળે છે. 'સળિયાંમાં રાધેશ્યામ શર્મા એનો લાભ લેતા નથી ને ઘટનાની સીધી ગતિએ રજૂઆત કરી મર્યાદિત ને પરિચિત સૂચન કરીને અટકી જાય છે એથી દૃશ્ય' એકમોની એમની યોજનામાં કાંઈક આયાસ, કાંઈક કૃત્રિમતા વરતાય છે.



# સમાચાર

• અટલ બિહારી બાજપેયીના ઘુંટણની શસ્ત્રક્રિયા મુંબઈની બ્રીચ કેન્ડી હોસ્પિટલમાં થવાની છે. તેમને લગભગ ૧૫ દિવસ આરામ કરવાની જરૂર પડશે.

• અમેરિકાના એચ વન બી વીઝાની ફીમાં સો ટકાનો વધારો, અર્થાત્ કુલ ફી ૧,૦૦૦ ડોલર કરવામાં આવી છે.

• કેન્દ્ર સરકાર અને હીઝબુલ વચ્ચે ફરીથી મંત્રણાઓ શરૂ થવાની શક્યતાઓ છે.

• ભારત સરકારના આવકવેરા વિભાગે ક્રિકેટરો અને બુકીઓનાં બેંક ખાતાંઓમાં રહેલી અનિયમિતતાઓ શોધી કાઢી છે.

• મહારાજા સયાજીરાવે આજથી'લગભગ સવાસો વર્ષ પહેલાં બંધાવેલી જૂની વડોદરા કૉલેજ અર્થાત્ આજની આર્ટ્સ ફેકલ્ટીની ઇમારતના સમારકામ માટે લગભગ અઢી કરોડની રૂપિયાની જરૂર પડશે.

• પર્યાવરણ અને વનમંત્રાલયે સુધરાઈના ઘનકચરાના નિકાલ માટે કેટલાક નિયમો ઘડી કાઢ્યા છે.

• ભ્રષ્ટાચારના આક્ષેપ હેઠળ દોષિત ઠરેલા રાવ પ્રત્યે રાજકીય પક્ષોએ પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી છે.

# કંકાવળી

નવેમ્બર, ૨૦૦૦

સ્યુજે

ઇકુઝાન્યુ

કોકુચિન

સેન્સાઇ

નાનસેં

દાઇઓ

હેઇશિન

યુઝાન

ગિઝાન

ગ્યુઆન

પ્રાણજીવન મહેતા

ટોમસ માન

સનત્ ભટ્ટ

અ.

શરીફા વીજળીવાળા

# કંકાવટી

નવેમ્બર, ૨૦૦૦
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૮૮
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## કેટલીક ઝેન રચનાઓ

રયુજે (૮૩૫-૯૨૩)

એક ઓરડો – એક પથારી પૂરતાં છે.
એક બરણી, એક વાટકો.
રસ્તો જાય છે ગામ ભણી
જાણતો ન હોઉં એવું એકે ઘર નથી.

ઇકુઝાન્યુ

દિવ્ય રત્ન સાથે જન્મ્યો હતો
એના પર કેટલાય વખતથી ધૂળ ચડી ગઈ હતી
આજે સવારે સ્વચ્છ કરી
એમાં ઝરણાં, પર્વતોનાં પ્રતિબિંબો અનંત પડે છે.

કોકુયિન (દસમી સદી)

સત્તાવીસ થયાં મને
અને હમેશાં મારગ શોધતો જ રહ્યો.
હં... આજે સવારે અમે નીકળી પડ્યા
રસ્તા પર અજાણ્યા જેવા.

સેન્સાઈ (સાતમી સદી)

આરંભથી જ જીવન કે મૃત્યુ નથી,
આમ છતાં મારી પાસે સ્થિર-અસ્થિર મન છે.
આવતા જન્મે કદાચ પરત આવીશ.

નાનસેં (૭૪૮-૮૩૪)

તારાઓ ક્યારથી
ઝાંખા થઈ રહ્યા છે,
દીવો આછો થઈ રહ્યો છે.
ક્યાંય આગમન નથી
કે વિદાય નથી.

દાઈઓ (૧૨૩૫-૧૩૦૮)

ચિત્ત કે પદાર્થથી હવે સાવ અજાણ
હું છેવટે જોઉં છું ધરતી, પર્વતો, નદીઓ.
સર્વત્ર છે ધર્મકાય
દુર્ભાગ્યે લોકો એ સામે હોય તોય સમજી શકતા નથી.

હેઈશિન (૧૨૮૭-૧૩૬૯)

કોણે કહ્યું સમુદ્ર બહિર્ગોળ છે
પર્વતો અંતર્ગોળ છે?
હું તો તેમને પૂરેપૂરા ગળી જઉં છું
અસ્થિહીન આકાશ.

યુઝાન (૧૩૦૧-૭૦)

જીવન શું છે? મરણ શું છે?
હું શૂન્યને ફૂંકી મારું છું.
દરેક ખૂણે
પવનો ફૂટી નીકળે છે.

ગિઝાન (૧૮૦૨-૭૮)

આગમન અને વિદાય, જીવન અને મરણ :
હજારો ગામડાં, લાખો મકાન
નથી સમજાતી વાત ?
પાણીમાં ચન્દ્ર, આકાશમાં કળી.

ગ્યુઆન (૧૮મી સદી)

એંસી વરસ, એક દિનની યાત્રા
હું સર્વત્ર જીવ્યો છું અને હવે
વસંતી વાયરો મારે બારણે ફરકતો નથી
મારા માથા પર પુષ્કળ બરફ પડ્યો છે.

## તે દિવસો / પ્રાણજીવન મહેતા

એક

પડવાને દિવસે વહેલી પરોઢે
ભીત ભડાકા ને ફટાકડાને ધુમધડાકે
ફટ આંખ ચોળતાં જાગી જવાય.
ભેરુ ભાઈબંધ ભેળા મળી
નીકળી પડે વાટે મળતા સહુને નમન કરતા.
મોં સૂઝણે માટી દીવડા જેવું સહુ
મરકમરક હસે.

સહુના હાથમાં ચીપિયા જેવી બે-પાંખડી.
એક પાંખે જરીક ઊંડો ખાડો
તો બીજી પાંખે અંગૂઠા જેવડો ઊભો ખીલો.
ખાડા માંહે ગંધરપ મેલી
ભીંતે ઓટે ભડાકા કરતા
આગળ નીકળી જાય સહુ.
ભીંતભડાકા સાંભળી કોક અમારા નામના
પરભાતિયાં ગાય
તો વળી ગામના ઉતાર જેવા કોક

મરસિયા પણ સંભળાવે કાનોકાન.
અમારે મન તો હરખ હરખ
બીજા કશાયની ના લગીરે પરખ.

માસ્તરનું ઘર આવતાં
સહુ પ્રણામ કરે ડેલીમાં પેસી.
ગોરાણી ખડીસાકરનો ગાંગડો મોંમાં મૂકે.
માસ્તર રાજીના રેડ.
ઘરબારા નિસરતાં કોઈ અવડચંડો
ઓટલે ચીપિયો પછાડી પલીતો મૂકે.
ભડાકાના અવાજમાં માસ્તરના બોલ
કાને તો ના પડે
પણ પેટમાં ફાળ જરૂર પડે.

ખડી સાકરની મીઠાશ કડવી વખ લાગે.
મનમાં થાય
નિશાળ ખૂલશે ત્યારે
માસ્તર વગર ચીપીયે સહુના ગાલ-પીઠે
ભડાકા ફોડશે એડીભેળા
ત્યારે જ માસ્તરને મન
દીવાળી-પડવો વણવાટના દીવા જેવો
ઝળહળ ઝગમગશે.

બે

નિશાળમાં રજા હોય તો હું
બાપુ ભેળો વાડી ખેતરે જોડાઉં.
પીપળડાળે બાંધેલ હીંચકે હીંચ્યા કરું.
અમથો અમથો ઉપરતળે થયા કરું.

બપોરી વેળ થાતાં માને દૂર પણેથી
ભથાર લાવતી ભાળું.
બાપુને હાક મારી બોલાવું કને.
ત્રણેય બેસીએ માચડાની આડશે.
મા ભાથું છોડતી જાય ને ભૂખ ઊઘડતી જાય.
ગાડાના પૈડા જેવો બાજરાનો રોટલો
માથે ગોળ-ઘીનું લીંપણ
પડખે લીલાં મરચાંનું પાથરણ
કે વળી લસણચટણીનો લટકો.

મા પાછી વાસણ ગોઠવી
લૂગડે લપેટી ગાંઠ વાળે:
ગાડાપૈડે લટકતી ભંભૂડીમાંનું પાણી
બાપુ ગટગટાવે.

ચલુ કરી હું પાછો હીંચકે.
બાપુ માચડાની આડશે જરી લંબાવે.
ખેતરવચ્ચ અમથા ઊભેલા
ચાડિયાને ઘડી જોયા કરે.
પછી પેટવે ચલમ ને છોડે ધુમાડા.
ચલમેથી નીકળી ઊંચે ચડતા
ધુમાડા હું એકીટશ જોયા કરું.

હું વિચારું
ધુમાડા ક્યારે આભે પહોંચે
વાદળ બંધાય ને વીજ સોતાં
ક્યારે કડાકાભડાકા સમેત વરસી પડે.
ક્યારે ભાળું ખેતર વચ્ચ મલકાતો
લીલમલીલો મોલ
ને બાપુને મોં મરક મરક મરકાટ.
વિચારમાં આંખ મીંચાય
મા દોડી આવી ઊતારે મને હીંચકા હેઠ.
હું ભોંય પર પાછો ભફાંગ પટકાઉં.

**મસ્તકની અદલાબદલી / ટોમસ માન**

*અનુવાદ : સનત્ ભટ્ટ*

(ગતાંકથી ચાલુ)

૨

અને પછી એવું બન્યું કે જ્યારે વાતાવરણ પક્ષીઓનાં મધુર ગીતોથી ગુંજી રહ્યું હોય એવી ચિત્તને હરી લેનારી વસંતઋતુમાં નંદ અને શ્રીદામન પોતપોતાના કામ અર્થે પગપાળા પ્રવાસમાં નીકળી પડ્યા. નંદના પિતા ગર્ગે એને એક કામ સોંપ્યું હતું : શૂદ્ર જાતિના લોકો પાસેથી કાચું લોખંડ ખરીદી લાવવાનું કામ. બરુની સળીઓમાંથી બનાવેલાં વસ્ત્રો કેડ ઉપર ધારણ કરતા એ શૂદ્ર જાતિના લોકો ધાતુ ગાળવાની કળામાં પ્રવીણ હતા તથા એમની સાથે વાતચીત કરવામાં નંદને સારી એવી ફાવટ હતી. કુરુક્ષેત્ર નગરની પડોશમાં આવેલા એક નાનકડા ગામડામાં એ લોકો માટીનાં ખોરડાંઓમાં રહેતા હતા. કુરુક્ષેત્ર નગર વળી જમુના નદીના કિનારા ઉપર એનાથીય વધારે ગીચ વસતીવાળા ઇન્દ્રપ્રસ્થ નામના મહાનગર પાસે આવેલું હતું. આ મહાનગરમાં એક બ્રાહ્મણ રહેતો હતો, તે પણ આશ્રમવ્યવસ્થાના બીજા ગૃહસ્થાશ્રમના તબક્કાથી આગળ વધ્યો ન હતો. એ બ્રાહ્મણ સાથે શ્રીદામનના પરિવારને પુરાણા વ્યાપારિક સંબંધો હતા. પોતાના ગામની મહિલાઓએ તૈયાર કરેલા આકર્ષક રંગોવાળા કાપડના બદલામાં શ્રીદામન પેલા બ્રાહ્મણ-વણિક પાસેથી ડાંગર છડવાનાં સાધનનો થોડો જથ્થો તેમજ શીમળાનું રૂ મેળવવા માગતો હતો કારણ કે ધેનુમંગલ ગામમાં આ બંને વસ્તુઓની સારી એવી માંગ હતી.

પોતાના માલસામાન પીઠ ઉપર લટકાવીને ક્યારેક ભારે અવરજવરવાળા રાજમાર્ગો ઉપરથી તો ક્યારેક નિર્જન વન અને વેરાન પ્રદેશના નાનકડા રસ્તાઓ ઉપરથી પસાર થતાં બંને મિત્રોએ લગભગ દોઢેક દિવસની યાત્રા પૂરી કરી. પેલી શૂદ્ર જાતિના લોકોને એમના કાચા લોખંડના બદલામાં આપવા નંદ પાસે એના અલતામાં હતાં સોપારી, કોડીઓ અને અળતો. શૂદ્ર સ્ત્રીઓ પોતાના પગની પાનીઓ રંગવામાં અળતાનો ઉપયોગ કરતી હતી. શ્રીદામને પોતાના રંગબેરંગી કાપડનું પોટલું બનાવી સાબરના ચામડામાં સીવી લીધું હતું. મિત્રને મદદ કરવાના આશયથી નંદ અવારનવાર શ્રીદામનનું પોટલું પણ ઊંચકી લેતો હતો. આમ ચાલતાં ચાલતાં તેઓ એક પવિત્ર તીર્થ ઉપર આવી પહોંચ્યા. અહીં ભગવાન વિષ્ણુના સ્વપ્નિલ ઉન્માદ જેવી, સર્વનો સમાવેશ કરનારી, સચરાચર જનની કાલીનું પવિત્ર સ્થાનક હતું. એકાએક છુટ્ટા મુકાયેલા વછેરા માફક પહાડોની ગુફામાંથી ધસમસતી નીકળી આવતી પરંતુ તે પછી સ્હેજ મંદ પડી જતા પ્રવાહ રૂપે એક પવિત્ર સ્થાને જમુના નદીમાં ભળી જતી સુવર્ણમક્ષિકા નામની નાનકડી નદીના કિનારે આ પવિત્ર મંદિર આવેલું હતું. આ જમુના નદી પણ આગળ જતાં પોતાનાથી વધારે પવિત્ર એવી પાવનકારી ગંગા નદીમાં મળી જાય છે અને ગંગા પોતે પણ એનાં અસંખ્ય મુખો દ્વારા અંતે મહાસાગરમાં વિલીન થઈ જાય છે. એ પાવનકારી ગંગા નદીને કિનારે કંઈ કેટલાંય તીર્થસ્થળો આવેલા છે – જ્યાં સ્નાન કરવાથી મનુષ્યો સઘળાં પાપ અને અશુદ્ધિઓમાંથી મુક્ત થઈ જાય છે, એના પવિત્ર જળનું પાન કરવાથી અને એમાં ડૂબકી મારવાથી મનુષ્યને નવજન્મ પ્રાપ્ત થાય છે. આવાં અસંખ્ય તીર્થસ્થળો ગંગાને કિનારે, એના મુખ પ્રદેશમાં તથા અન્ય નાની નાની નદીઓ જ્યાં પૃથ્વી ઉપરની આ દિવ્ય નદીમાં ભળી જાય છે એવાં સંગમસ્થળોએ આવેલાં છે. હિમાલયની નાનકડી પુત્રી સુવર્ણમક્ષિકા જે સ્થળે જમુના નદીમાં ભળી જાય છે એ સ્થળ પણ એક નાનકડું છતાંય આવું જ એક પવિત્ર સ્થળ છે. ટૂંકમાં કહીએ તો આ સમગ્ર વિસ્તારમાં ઠેર ઠેર આવાં મંદિરો અને તીર્થસ્થાનો મોટી સંખ્યામાં આવેલાં છે – જ્યાં શ્રદ્ધાળુઓ યજ્ઞયાગાદિ કરે છે તથા સામૂહિક ધર્મોત્સવો યોજે છે. વળી આવાં સ્થળોએ શ્રદ્ધાળુઓ માટે પવિત્ર સ્નાનઘાટ પણ બાંધવામાં આવેલા

હોય છે. પરિણામે તેમને બરુ અને કમળ દંડ વચ્ચેથી માંડ પસાર થઈ નદીમાં અણઘડ અને અપવિત્ર રીતે ડૂબકાં મારવાની જરૂર રહેતી નથી. તેઓ નિરાંતે ઘાટનાં પગથિયાંઓ ઊતરીને તીર્થજળનું પાન અને સ્નાન કરી શકે છે.

હવે આ બે મિત્રો જ્યાં આવી ચઢ્યા હતા એ સ્થાનની ગણના પેલાં મોટાં તીર્થસ્થાનોમાં થતી ન હતી જ્યાં હંમેશા યજ્ઞયાગાદિ ચાલ્યા જ કરતા હોય અને જ્યાં શ્રીમંતો અને સામાન્ય માણસોની મોટી અવરજવર સતત ચાલુ રહેતી હોય. જ્યાં કોઈ ને કોઈ ચમત્કારો થતા રહેતા હોય, જો કે તેમનો સમય જુદો જુદો હોય. ના, આ તો એકલુંઅટૂલું એવું એક નાનકડું શાંત સ્થળ હતું. બાજુમાં સુવર્ણમક્ષિકા નદી વહી જતી હતી. પરંતુ એટલાતેટલામાં બે નદીઓના સંગમનું સ્થળ પણ ન હતું. નદીના કિનારા ઉપરની એક જગાએ થોડો ઢાળ હતો. બાજુમાં જ લાકડાનું બનાવેલું એક મંદિર હતું, જે પુરાણું અને ખખડધજ થઈ ગયું હતું પરંતુ લાકડાની સુંદર કોતરણી ખરેખર જોવા-લાયક હતી. આ સઘળાં સુખો અને સઘળી કામનાઓની અધિષ્ઠાત્રી દેવીનું મંદિર હતું. એના ઉપરના ભાગમાં પગથિયાં પણ લાકડાનાં હતાં – જે આમ તો ભાંગીતૂટી અવસ્થામાં હતાં પરંતુ ગૌરવપૂર્ણ રીતે નદીના જળ સુધી પહોંચવામાં કામ આવી જાય તેવાં પણ હતાં જ.

પૂજા અને ભોજન આદિમાંથી પરવાર્યા બાદ છાંયડામાં આરામ કરવાની પણ સગવડ રહે એવી સુંદર જગાએ આવી પહોંચવા માટે બંને યુવાન મિત્રોને ઘણો હર્ષ થયો. નિશ્ચિત સમય કરતાં કાંઈક વહેલાં જ જામી પડવા માગતા ઉનાળાના બપોરની આકરી ગરમી હતી. નાનકડા મંદિરની પડખે ઊગી નીકળેલા આંબા, સાગ અને કદમ્બનાં વૃક્ષોનું ઝુંડ તેમ જ ચંપો, તાડ અને નાળિયેરીનાં વૃક્ષોને કારણે અહીં ભોજન કરવા માટે અને ત્યાર બાદ આરામ કરવા અનુકૂળ રહે એવી છાંયડાવાળી આ જગા હતી. બને મિત્રોએ પહેલાં તો પ્રાપ્ત પરિસ્થિતિને ધ્યાનમાં રાખી દૈનિક ધર્મક્રિયાઓ પતાવી દીધી. હવે મંદિરના ખુલ્લા ચોતરા ઉપર આવેલા પથ્થરની મૂર્તિઓને ચઢાવવા જેની પાસેથી તેલ અથવા ઘી ખરીદી શકાય એવો કોઈ પૂજારી મંદિરની આસપાસમાં દેખાતો ન હતો. એક ડોયા જેવું સાધન પડ્યું હતું જેના વડે એમણે નદીમાંથી જળ લીધું અને યોગ્ય મંત્રોના ઉચ્ચારણ સાથે પૂજા કરી લીધી. પછી તેઓ

નીલવર્ણાં પાણીમાં ઊતર્યા, સ્નાન કર્યું તેમજ બે હાથની અંજલિ રચી અર્ઘ્ય આપ્યા. પછી તો ધાર્મિક રીતે જરૂરી હોય એના કરતાં વધુ સમય માટે તેઓ કેવળ આનંદ ખાતર નદીમાં ન્હાતા રહ્યા. ત્યાર બાદ અંગેઅંગમાં પવિત્રતાનો આહ્‌લાદ અનુભવતા તેઓ વૃક્ષોના છાંયડાવાળી નક્કી કરેલી આરામની જગાએ પાછા આવ્યા.

અહીં બંનેએ ભાઈઓની જેમ ભાથું વહેંચીને ખાધું, બંનેનું ભાથું એકસરખું જ હતું, અને બીજાનું ખાય તોય પોતાનું જ ખાતો હોય એમ લાગતું હતું. નંદે જવના રોટલામાંથી અડધો આપીને કહ્યું : 'લે દોસ્ત.' શ્રીદામન પણ અડધું ફળ આપીને એ જ શબ્દો બોલ્યો. નંદે જવનો રોટલો ભાંગી અડધો શ્રીદામનને આપ્યો અને સામે શ્રીદામને ફળની ચીરી નંદને આપી. ભાથાની પોટલી બાજુમાં મૂકી શ્રીદામન ચગદાયા વિનાના કૂણા લીલા ઘાસ ઉપર પલાંઠી વાળીને બેઠો હતો, જ્યારે નંદ ઊભા પગે બેઠો હતો. કારણ કે જમવા બેસવાની પદ્ધતિ વ્યક્તિનો જે કુટુંબમાં જન્મ થયો હોય એ કુટુંબની સામાન્ય રીતભાત ઉપર આધાર રાખે છે. એટલે બંને જો બેસવાની રીત પ્રત્યે સભાન હોત તો આદિમતા પ્રત્યેના પોતાના ઝુકાવને કારણે શ્રીદામન પલાંઠી વાળીને નહીં કિન્તુ ઊભા પગે બેઠો હોત તેમ જ નંદ એનાથી ઊલટું પલાંઠી વાળીને બેઠો હોત. હમણાં જ નાહીને આવ્યા હોવાથી હજુ ભીના કાળા સુંવાળા વાળવાળા માથા પર નંદે નાનકડી ટોપી પહેરી હતી. એના હાથે કડાં હતાં અને ગળામાં સોનાના અંકોડામાં ગંઠાયેલા પથ્થરના મણકાઓનો હાર પહેર્યો હતો. હાર નીચે છાતી ઉપરનું વત્સ-ચિહ્ન સ્પષ્ટ રીતે દેખાતું હતું. શ્રીદામને માથા ઉપર સફેદ કાપડ વીંટાળ્યું હતું અને ટૂંકી બાંયનું અંગરખું પહેર્યું હતું, તેની નીચે એણે પહોળો પાયજામો પહેર્યો હતો. એના ગળામાં પાતળી સાંકળીવાળું એક માદળિયું દેખાતું હતું. બંને મિત્રોના કપાળમાં એમના ધર્મને સૂચવતાં ભસ્મચિહ્ન શોભતાં હતાં.

ભોજન પતી ગયા પછી વધ્યુંઘટ્યું બાજુએ ખસેડી તેઓ વાતે વળગ્યા. આવો આનંદ તો કદાચ રાજાઓ અને રાજકુમારોના ભાગ્યમાં પણ નહીં હોય. જેમાંથી પાંદડાંઓ અને પુષ્પો હાલવાથી આછો આછો ધ્વનિ આવી રહ્યો છે એવા ઘટાદાર ઊંચી ઊંચી ડાળીઓવાળા વૃક્ષ અને વાંસના ઝુંડની

આડશે દૂર ઘાટનાં પગથિયાં અને નદીનાં પાણી દેખાતાં હતાં. પાણીમાં થતા વેલાઓ કાંઠા ઉપરનાં વૃક્ષોની એક ડાળી ઉપરથી બીજી ડાળી વચ્ચે તોરણની માફક લટકી રહ્યા હતા. વૃક્ષોની ડાળીઓની ઘટામાં નહીં દેખાતાં પક્ષીઓનો કલરવ આછાં પુષ્પોવાળા ઘાસમાં આમથી તેમ કૂદતાં રહેતાં જીવ-જંતુઓના નાદમાં ભળી જતો હતો. આ સઘળાં વૃક્ષો અને છોડવાઓના તાજા હૂંફાળા ઉચ્છ્‌વાસને કારણે આખું વાતાવરણ સુગંધિત બની ગયું હતું. ઉપરાંત જૂઈની માદક ગંધ, તેમજ વિધિપૂર્વક કરેલા સ્નાન પછી નંદે પોતાના દેહ ઉપર જેનું મર્દન કર્યું હતું એ સરસવના તેલની અને સુખડના લેપની ગંધ પણ હવામાં ભળી ગઈ હતી.

શ્રીદામને કહ્યું, 'આ એક એવું સ્થળ છે અને એક એવો સમય છે, જ્યાં આપણે ભૂખ અને તરસ, વય અને મૃત્યુ, યાતના અને અંધત્વ આદિ છ તરંગોની તાણમાંથી સદંતર મુક્ત છીએ. કેવી અલૌકિક શાંતિ છે ! જાણે કે આપણે જીવનવમળના ધસમસતા પ્રવાહમાંથી બાજુએ હટી જઈ એ વમળના સ્થિર કેન્દ્રમાં આવી ન પહોંચ્યા હોઈએ એવું લાગે છે. જો સાંભળ, આખુંય વાતાવરણ કેવું ચુપકીદીભરેલું અને હુંફાળું છે ! અહીં મેં 'ચુપકીદી' શબ્દનો પ્રયોગ કર્યો છે કારણ કે આપણે કશું સાંભળવાનું હોય ત્યારે આપણે કહીએ છીએ – 'ચૂપ.' તો એ ચુપકીદીમાં જે સંપૂર્ણપણે નિઃશબ્દ નથી એને આપણે ધ્યાનથી સાંભળીએ. જાણે નિઃશબ્દતાએ આપણી સાથે સ્વપ્નમાં ગોષ્ઠી માંડી છે અને આપણે એની વાત સ્વપ્નમાં જ સાંભળી રહ્યા છીએ !'

નંદે જવાબમાં કહ્યું, 'બરાબર, તેં અત્યન્ત ઉચિત શબ્દનો પ્રયોગ કર્યો છે. કારણ કે આપણે બજારના ઘોંઘાટમાં કશુંય ધ્યાનથી સાંભળી શકતા નથી. ધ્યાનથી ત્યારે જ સાંભળી શકાય જ્યારે ચુપકીદી હોય તથા આપણે જેને ધ્યાનથી સાંભળવાનું હોય કે આ કે તેને પેલી ચુપકીદી જ ધારણ કરતી હોય છે. શાંતિથી ભરપૂર નિરપેક્ષ નિઃશબ્દતા એટલે જ નિર્વાણ. આમ નિર્વાણને આપણે ક્યારેય ચુપકીદીથી ભરેલું અથવા તો હુંફાળું કહી શકીએ નહીં.'

'ના... ના.' શ્રીદામને માંડ માંડ હસવું ખાળતાં કહ્યું. 'નિર્વાણને ચુપકીદી ભરેલું કહેવાનું હજુ કદાચ કોઈને સૂઝ્યું નથી. વળી નિર્વાણ હુંફાળું તો નથી જ નથી. છતાં એક રીતે જોવા જઈએ તો તું જ્યારે કહે છે કે આપણે નિર્વાણનું

વર્ણન એ રીતે કરી શકીએ નહીં ત્યારે તું પ્રત્યાખ્યાન રૂપે અર્થાત્ નિષેધાત્મક રીતે કંઈ એવા જ અર્થમાં નિર્વાણનું વર્ણન કરી રહ્યો છે. આમ તારો નિષેધ અત્યન્ત રસપ્રદ બની રહે છે કારણ કે નિર્વાણ વિશે જો કાંઈ પણ કહી શકાય તેમ હોય તો તું વર્ણવે છે એ જ શબ્દોમાં કહી શકાય. જે અસંબદ્ધ હોય અને સાથે સાથે અત્યંત ઉચિત પણ હોય એવી કોઈ બાબત કે વસ્તુ માટે જો 'ચતુર' શબ્દનો પ્રયોગ કરવો બરાબર હોય તો મને કહેવા દે કે તું ઘણી વાર ઘણું 'ચતુરાઈભરેલું' બોલી નાખે છે. મને તારી આવી ચાતુરી ઘણી પસંદ આવે છે, તો ક્યારેક એને કારણે મારું ગળું રૂંધાઈ જાય છે અને મારા ગળામાંથી આછા ડૂસકા જેવો એક દબાયેલો અવાજ નીકળી આવે છે. હાસ્ય અને રુદન આમ એકમેકની કેટલાં નજીક છે એ અહીં સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. પરિણામ સ્વરૂપે સુખ અને દુઃખ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવાની તથા બંને જ્યારે સરખી રીતે સારાં કે ખરાબ હોય ત્યારે બેમાંથી એકને પસંદ કરી બીજાનો તિરસ્કાર કરવાની માનસિક કસરત ભ્રમણા ભરેલી છે. તેમ છતાં આંસુ અને હાસ્યનો એક સમન્વય એવો છે જેનો આપણે રાજીખુશીથી સ્વીકાર કરી શકીએ તેમ છે, વળી આપણને સ્પર્શી જાય એવી સઘળી બાબતોમાં આપણે આ સમન્વય સાચો કહી શકીએ તેમ છીએ. એ સમન્વયને આપણે 'હૃદય-સ્પર્શિતા' તરીકે ઓળખાવી શકીએ. હળવી બાજુએ આ હૃદય-સ્પર્શીતાને સહાનુભૂતિ સાથે સીધી લેવાદેવા છે. જેને કારણે મારા ગળાની રૂંધામણ કદાચ એક ડૂસકાનું રૂપ ધારણ કરે છે. એટલે જ તારી આ ચાતુરી મને ઠેસ પહોંચાડે છે.'

'તને વળી ભલા એનાથી ઠેસ કેવી રીતે પહોંચે ?' નંદે પૂછ્યું.

શ્રીદામને જણાવ્યું, 'કારણ કે ખરેખર તો તું સંસારનું બાળક છે, પરિણામે તું જીવનની મોહિનીથી સંપૂર્ણ રીતે અંજાઈ જાય છે. કમળ જળની સપાટી ઉપરથી ઊંચે ઊઠી પોતાની પાંખડીઓ આકાશ પ્રત્યે પ્રફુલ્લિત કરે છે. જગતમાં કેટલાક એવા આત્માઓ પણ છે જેઓ કમળની માફક જ હાસ્ય અને રુદનથી ભરેલા આ સંસારસાગરના જળથી ઊંચે ઊઠવાની આવશ્યકતા અનુભવે છે. પરંતુ મારી ગણના એવા મનુષ્યોમાં કરી શકાય તેમ નથી. તું તો જ્યાં વિવિધ રૂપ અને આકારોની સંકુલ ભરમાર છે એવા સંસારસાગરનાં ઊંડાણોમાં પૂરી રીતે સ્વસ્થ રહી શકે છે. અને પછી, સાવ અચાનક તારા મન ઉપર નિર્વાણ

વેશે ચિંતન કરવાની ધૂન સવાર થઈ જાય છે. અને તું નિર્વાણની ઋક્ષણ ઞવસ્થાની વાત કરવા માંડે છે તથા એને કઈ રીતે ચુપકીદીભર્યું અને હુંફાળું ;હી શકાય તે સમજાવવા માંડે છે. આ બધું એટલું તો રમૂજી છે કે મને રડવું ઞાવી જાય છે અથવા તો અગાઉ મેં જે શબ્દનો પ્રયોગ કર્યો છે એને દોહરાવીને ;હી શકાય કે તારી વાતો મને સ્પર્શી જાય છે કારણ કે અન્યથા તારી સ્વસ્થતા ઞને સુખાકારી જોઈને મને આનંદ થાય છે અને એ જ કારણે મને તારી ઞાવી વાતો સાંભળીને લાગી આવે છે.'

'હવે હું કહું તે સાંભળ.' નંદે જવાબમાં કહ્યું. 'તું કહે છે તે મને સમજાતું ર્થી. મને સંસારની મોહિની અસર કરી જાય છે તથા હું કમળને અનુસરી ાકતો નથી એ જોઈને તને દુઃખ થાય એ તો જાણે વાજબી છે અને સમજી ાકાય તેવું પણ છે. પરંતુ મારી શક્તિ અને મર્યાદા અનુસાર જો હું નિર્વાણના ાશ્નમાં રસ લેવા લાગું તો તને એનાથી ઠેસ પહોંચે છે એ કાંઈ વાજબી નથી. ડું પણ તને કહી દઉં કે તેં પણ મને આમ કહીને ઠેસ પહોંચાડી છે.'

'એ વળી કેવી રીતે?' શ્રીદામને પ્રશ્ન કર્યો.

'કારણ કે તેં તો વેદ, શાસ્ત્રો અને અસ્તિત્વવિદ્યાનું અધ્યયન કરેલું છે, ારંતુ તું તો જેમણે આવું અધ્યયન જ કર્યું જ નથી એ લોકોની સરખામણીમાં ાણ સંસારની બાબતોથી વધારે પ્રમાણમાં અંજાઈ જાય છે, અને એ જોઈને ઞને હસવું આવે છે. તારા જ શબ્દોનો પ્રયોગ કરીને કહું તો હળવી બાજુએ ઞે મારામાં તારા પ્રત્યે સહાનુભૂતિ ઉપજાવે છે. આપણે હમણાં અહીં બેઠા છીએ એ સ્થળે અત્યારે ઓછાવત્તા પ્રમાણમાં ચુપકીદી છવાયેલી છે. હવે તું ો પોતાની જાતને ભૂખ અને તરસ આદિ છ તરંગોની પેલે પાર લઈ જઈને ોતે જીવનના સ્થિર કેન્દ્રમાં પ્રસ્થાપિત થયો હોવાનું વિચારી રહ્યો છે! અને છતાંય એ કેન્દ્રસ્થાને રહીને તું જે કોઈ ચુપકીદીને અથવા તો અન્ય ધ્વનિઓને ાાંભળી શકે છે એ પોતે જ સૂચવે છે કે આપણી આજુબાજુ ઘણું બધું ઘટી રહ્યું છે, તથા શાંતિ અને નિરવતા વિશેના તારા ખ્યાલો કેવળ ખ્યાલો જ છે, કકીકત નહીં. આ પક્ષીઓ પ્રેમાચારમાં કૂજન કરે છે; મધમાખીઓ, ભમરાઓ ઞને અન્ય જીવજંતુઓ ખોરાકની શોધમાં આમથી તેમ કૂદાકૂદ કરી રહ્યાં છે; ઞરે આપણી ચારે બાજુ પથરાયેલું આ ઘાસ જીવન અને મૃત્યુ વચ્ચે સતત

ચાલતા રહેતા સંઘર્ષના ધ્વનિઓ વડે સજીવ છે, અને એ ધ્વનિઓ તો આપણે સાંભળી શકતા પણ નથી. આ વૃક્ષોને નાજુકાઈથી વીંટળાઈ વળેલી બધી લતાઓ એમનો જીવ-રસ અને હવા પ્રાપ્ત કરી પોતે પુષ્ટ થવાના આશયથી એ વૃક્ષો સાથે ચસોચસ વીંટળાઈ એમને રૂંધી નાખવા માટે પ્રવૃત્ત થયેલી છે. અહીં જ આપણને જીવન વિશેનું સાચું જ્ઞાન પ્રાપ્ત થાય છે.'

'એ બધું તો હું સારી રીતે જાણું છું.' શ્રીદામને કહ્યું. 'એ સઘળા પ્રત્યે મારી આંખ બંધ કરી લેતો નથી; અથવા તો હું એકાદ ક્ષણ માટે એ સઘળા પ્રત્યે મારી આંખ બંધ કરી લઉં છું કારણ કે હું તેમ કરવા ઇચ્છું છું. દરેક સમજણનું એક આગવું જ્ઞાન, એક આગવું સત્ય હોય છે. ઉપરાંત માનવહૃદયની એક આગવી સૂઝ અથવા તો એક આંતર્ દૃષ્ટિ પણ હોય છે, જે કદાચ રૂપકોની રીતે જુએ છે અને જે જગતની સઘળી દૃશ્ય-ઘટનાઓ અને સઘળી ચીજ-વસ્તુઓની અજ્ઞાત લિપિને ઉકેલી શકે છે. આ દૃષ્ટિ પેલી અજ્ઞાત લિપિના સીધાસાદા પ્રાથમિક અર્થને સહેલાઈથી પામી જાય છે, ઉપરાંત એના બીજા ઉચ્ચતર અર્થને પણ પામી જાય છે – ત્યારે એ જગતની સઘળી દૃશ્ય-ઘટનાઓની પછી રહેલા શુદ્ધ અને આધ્યાત્મિક તત્ત્વ સુધી પહોંચી જાય છે. હવે કોઈ પણ માયા-બિંબ સ્વયં શાંતિ અને આનંદ રૂપ હોઈ શકે નહીં; તેમ છતાં જ્યાં સુધી શાંતિના આકલન ઉપરની આપણી પકડને મજબૂત બનાવવામાં સહાય કરે એવું કોઈ માયા-બિંબ આપણી પાસે ન હોય ત્યાં સુધી આપણે શાંતિનું આકલન કરવાની સ્થિતિમાં કેવી રીતે આવી શકીએ અને સંઘર્ષની સમાપ્તિમાંથી પ્રાપ્ત થતા આનંદ મેળવી પણ કેવી રીતે શકીએ ? એ તો માનવજાતને આપવામાં આવેલી એક બક્ષિસ છે જેને કારણે એ વાસ્તવનો આધાર લઈ એની પાછળ રહેલા સત્યને પામવાની શક્તિ મેળવી લે છે. આ બક્ષિસ માટે ભાષા પાસે એક ખાસ શબ્દ છે 'કાવ્ય'.

'ઓહો, તો તું એ પ્રમાણે વિચારે છે.' હસતાં હસતાં નંદે કહ્યું, 'જો કોઈ તારી વાત સાંભળે તો તારા કહ્યા અનુસાર કાવ્ય એ એક એવી મૂર્ખાઈ છે જે વિદગ્ધતા પછી આવે છે; તથા ધારો કે એક માણસ બેવકૂફ હોય તો આપણે એને વાજબી રીતે પૂછી શકીએ કે એ માણસ હજુય બેવકૂફ જ બની રહ્યો છે કે પછી એ ફરી એક વાર મૂર્ખાઈ કરી રહ્યો છે. મારે એટલું તો કહેવું જ પડશે કે

તારા જેવા બુદ્ધિમાનો અમારા જેવા માણસો માટે ઘણી બધી મુશ્કેલીઓ સર્જે છે. આપણે એવું વિચારીએ છીએ કે બુદ્ધિમાન બનવું મહત્ત્વનું છે. પરંતુ માણસ બુદ્ધિમાન બનવાની સ્થિતિએ પહોંચે એ પહેલાં તો એમને સમજાઈ જાય છે કે ખરું મહત્ત્વ તો વળી એક વાર બેવકૂફ થઈ જવામાં રહેલું છે. તમારે અમને ઉચ્ચતર અવસ્થાઓની વાત કરવી જ ન જોઈએ કે રખે ને અમે આરંભની અવસ્થા સુધી પહોંચવાની હિંમત પણ ખોઈ બેસીએ.'

શ્રીદામને કહ્યું, 'ઓછામાં ઓછું મેં તો તને એવો કહ્યો જ નથી કે મનુષ્યે બુદ્ધિમાન બનવું જોઈએ. ચાલ, ભોજન પતાવ્યા બાદ હવે આપણે કૂણા ઘાસ ઉપર થોડી વાર માટે લંબાવીએ અને વૃક્ષોની ડાળીઓની ચાળણીમાંથી આકાશ તરફ મીટ માંડીએ. આપણી આંખો ઊંચે મંડાયેલી હોવાને કારણે આપણે ઉપર જોવા માટે કોઈ વિશેષ પ્રયત્ન કરવો જ ન પડતો હોય એવી કોઈ જગાએથી જે રીતે ધરતીમાતા આકાશને નિહાળી રહે છે કંઈક એ જ રીતે આપણે પણ આકાશને નિહાળી રહેવાનું હોય એ ખરેખર અદ્ભુત હોય છે.'

'સિયા... ચાલ, એ પણ બરાબર છે.' નંદે સંમત થતા કહ્યું.

'સ્યાત્ !' શબ્દનો શુદ્ધ ઉચ્ચાર કરી બતાવતા શ્રીદામને કહ્યું. નંદ પોતાની જાત પર અને પછી બંને પર હસી પડ્યો.

'સ્યાત્, સ્યાત્ !' એણે શબ્દને કાળજીપૂર્વક દોહરાવ્યો. 'દૂધમાંથી પોરા શોધવાનું બંધ કર, મારા ઉચ્ચારોને મેલ પૂડો. હું જ્યારે સંસ્કૃત બોલું છું ત્યારે રાસ પરોવાયેલા નસકોરા વાટે એક વાછરડો ભાંભરતો હોય એવું લાગે છે.'

આ ગોપ-ઉપમા સાંભળીને શ્રીરામન પણ ખડખડાટ હસી પડ્યો. એણે અગાઉ સૂચવ્યું હતું એ પ્રમાણે બંને મિત્રોએ ઘાસ પર લંબાવી દીધું તથા આમથી તેમ હાલતી ડાળીઓ તેમજ પુષ્પોથી લદાયેલી ઝાડી વચ્ચેથી સીધા વિષ્ણુભગવાનના ભૂરા આકાશ તરફ જોવા માંડ્યા. સાથે સાથે તેમના શરીરે બેસવા ઇચ્છતી ઇન્દ્રગોપ નામે ઓળખાતી લાલ અને સફેદ રંગની માખીઓથી બચવા તેમણે ભાંગેલી ડાળીઓ વીંઝવાનું ચાલુ રાખ્યું. જેવી રીતે ધરતીમાતા આકાશને નિહાળી રહે એમ આકાશ તરફ જોઈ રહેવાની નંદને તો કોઈ ખાસ ઇચ્છા ન હતી. એણે તો ભલમનસાઈને કારણે જ લંબાવ્યું હતું. થોડી

જ વારમાં સૂવાનું માંડી વાળીને એ તો મોઢામાં ફૂલ સાથે ઉભડક બેસી ગયો.

'આ ઇન્દ્રગોપ ખરેખર ત્રાસદાયક છે,' એમની આજુબાજુ આમથી તેમ ઊડતી રહેતી માખીઓના એક મોટા સમૂહને એક વ્યક્તિ લેખીને એને કહ્યું. 'કદાચ એ મારા સરસવના તેલની ગંધથી આકર્ષાઈને આવી છે, ઐરાવત ઉપર સવારી કરનાર અને મેઘગર્જનાઓનો દેવ, દેવરાજ ઇન્દ્ર એ માખીનો રક્ષક દેવ છે, એણે જ કદાચ આપણને શીક્ષા કરવાના હેતુથી એ માખીને અહીં મોકલી આપી છે – અને એની પાછળનું કારણ તો તું સારી પેઠે જાણે જ છે.'

'એનાથી તને તો કશો ફેર પડતો નથી', શ્રીદામને ઉત્તર આપતા કહ્યું. 'કારણ કે તેં તો ગઈ પાનખરમાં ઝાડની નીચે મત આપ્યો હતો કે ઇન્દ્રપર્વની ઉજવણી અને એ નિમિત્તનો સામૂહિક ભોજન સમારંભ વર્ષોવર્ષની પ્રણાલિકા પ્રમાણે અથવા તો, એમ કહીશું કે, નવતર રીતે એટલે કે વિધિ-વિધાનો અને બ્રાહ્મણ મત અનુસાર જ થવો જોઈએ. ત્યારે બાદ જે કાંઈ નક્કી થયું તેમાંથી તું તો સહેલાઈથી તારી જાતને મુક્ત રાખી શકે તેમ છે – પછી ભલે ને આપણે તો ગ્રામસભામાં પાછળથી તારા મત કરતાં કોઈ જુદો જ નિર્ણય લીધો હોય કે ઇન્દ્રને જાણ કરવી તે આપણે એક નવતર અથવા તો એક વધારે પ્રાચીન પરંપરા અનુસાર ઇન્દ્રપર્વની ઉજવણી કરવા ઇચ્છીએ છીએ. દસ્યૂઓના મજબૂત કિલ્લા ભાંગનાર મહા પ્રતાપી દેવરાજ ઇન્દ્રના પૂજનમાં બ્રાહ્મણો દ્વારા થતા અષ્ટં-પષ્ટં ઇન્દ્રયાગની સરખામણીમાં ઇન્દ્રપર્વની આ પ્રકારની ઉજવણી કદાચ આપણા જેવા ગ્રામવાસીઓની ધાર્મિક લાગણીઓ સાથે વધારે બંધ બેસતી અને સ્વાભાવિક છે.'

'બરાબર, તું કહે છે તેમ જ છે.' ઉત્તર રૂપે નંદ બોલ્યો. 'મારા પક્ષે, હજુ ઊંડે ઊંડે મારા મનમાં એક ન સમજી શકાય તેવી ભાવના છે કે એ સમયે ઝાડ નીચે મેં ઇન્દ્રની તરફેણમાં મારો મત આપ્યો હતો ત્યારે પણ મને તો શંકા હતી કે આવી નાની અને નગણ્ય બાબત ઉપર ઇન્દ્ર ખોટી રીતે પોતાનું મગજ ગંદું કરે નહીં તેમ જ એના પર્વની ઉજવણી નિમિત્તે ધેનુમંગલ ગામમાં યોજાતી ઉજાણીમાંથી એને બાકાત રાખવા બદલ એ આપણને સહુને એકસરખી રીતે જવાબદાર લેખશે. લોકોને પછી આ બાબતનો ખ્યાલ આવ્યો, આ વિચાર

પછીથી એમના મનમાં આવ્યો. ઇન્દ્રપર્વ નિમિત્તની ઉજાણી હવેની પરિસ્થિતિમાં પ્રસ્તુત રહી નથી, ઓછામાં ઓછું આપણા જેવા ગામલોકો અને ખેડૂતો માટે તો નહીં જ નહીં. તથા અન્ય પવિત્ર અને સરળ એવી વૈકલ્પિક વિધિઓ વિચારવી જોઈએ આ વિચાર લોકોના મનમાં કેવી રીતે આવ્યો તેની મને જાણ નથી. વેદોનું જ્ઞાન ધરાવતા બ્રાહ્મણો અવિરત પુનરોચ્ચારણો વડે ઇન્દ્રને ભલે પોતાનો અર્ઘ્ય આપે. આપણી વાત કરીએ તો, આપણે તો ગાયો, પર્વતો અને વગડાના ગોચરોને જ અર્ઘ્ય આપીશું – કારણ કે એ સઘળા આપણા સાચા દેવતાઓ છે. અને મને લાગે છે કે ઇન્દ્ર આવ્યો અને પ્રાકૃતનિવાસીઓના કિલ્લાઓને ભાંગીને ભુક્કા બોલાવી દીધા એ પહેલાં પણ આપણે કદાચ આવું જ કરતા હતા. હવે આપણે શું કરવું જોઈએ એની આપણને જાણ નથી તેમ છતાં આપણને એની જાણ થઈને રહેશે, આપણું હૃદય આપણને એ શીખવશે. આપણે તો 'ધવલશિખર' અને એના ઘાસનાં મેદાનોને પવિત્ર વિધિઓ દ્વારા આપણો અર્ઘ્ય આપીશું. આ વિધિઓને નવતર એ દૃષ્ટિએ કહી શકાય કે એ વિધિઓ જાણવા માટે આપણે આપણાં હૃદયોમાં ઊંડે નજર નાખવી પડશે, અને એમને ફરીથી યાદ કરી ત્યાંથી જ પ્રાપ્ત કરી લેવી પડશે. આ 'ધવલશિખર'ને આપણે આપણો ઉત્તમ વછેરો ધરાવીશું તથા ફાટી ગયેલું દૂધ, ફૂલ, ફળ તથા ડાંગરના નૈવેદ્ય આપીશું. ત્યાર બાદ ઋતુકાળ પ્રમાણેનાં પુષ્પોની માળા ધારણ કરી આપણી ગાયોનો સમૂહ પોતાના જમણા પડખા પર્વતની શિલાઓ તરફ રાખી આમથી તેમ ચરશે તથા નાના નાના વાછરડાઓ એમના માનમાં વરસાદના પાણીથી કાળા અને વજનદાર બની ગયેલાં વાદળોની ગર્જનાઓની સાથે પોતે પણ ભાંભરશે. પરંતુ બ્રાહ્મણોનો કોઈ વાંધો-વિરોધ ન રહે એ માટે આપણે સેંકડોની સંખ્યામાં બ્રાહ્મણોને પણ ભોજન વડે તૃપ્ત કરીશું. આપણે બધી ગાયોનું દૂધ ભેગું કરીશું કે જેથી તેઓ પેટ ભરીને દહીં અને દૂધ-પાકનું ભોજન કરી શકે અને તૃપ્ત થાય. એ સમયે વૃક્ષના છાયામાં કેટલાક લોકો આવું બોલ્યા હતા. કેટલાક એમની સાથે સહમત થયા હતા, જ્યારે કેટલાક નહીં. આરંભથી મેં તો મારો મત પર્વત-વિધિઓની વિરુદ્ધમાં આપ્યો હતો, કારણ કે કાળા આદિવાસીઓના કિલ્લાઓને ભાંગનાર ઇન્દ્રનો મને ખૂબ ડર લાગે છે તથા

એ ઇન્દ્ર માટે મને ભારે આદર છે. લોકો જેને કદાચ સારી રીતે જાણતા પણ નથી એવી પ્રાચીન વિધિઓ અને રિવાજોને ફરીથી જીવતા કરવામાં હું માનતો નથી. ઇન્દ્રપર્વની ઉજવણીના નવા સ્વરૂપની તરફેણમાં તથા પર્વતવિધિઓના સમર્થનમાં તેં બોલેલા શબ્દો શુદ્ધ અને સાચા હતા – શુદ્ધ અને સાચા એટલે કે ભાષાની દૃષ્ટિએ શુદ્ધ અને સાચા. પરિણામે હું તો ચૂપ થઈ ગયો. મેં વિચાર્યું, જે લોકો પાઠશાળામાં અભ્યાસ કરવા ગયા છે અને જેમણે અસ્તિત્વવિદ્યાનું અધ્યયન કર્યું છે એ લોકો પણ ઇન્દ્રની વિરુદ્ધમાં તેમજ સરલીકરણની તરફેણમાં બોલતા હોય તો મારા જેવા બાકીના માણસોને માટે કશું બોલવાનું રહેતું નથી; અમારે માટે તો દુર્ગોના ભાંગનાર દેવરાજ પાસે કોઈ વિવેક તો હશે જ અને પરિણામે મોટી સંખ્યામાં બ્રાહ્મણોને જમાડવાથી એ પણ સંતુષ્ટ થઈ જશે – એવી આશા રાખવાની જ બાકી રહી હતી – કે જેથી એ આપણને સૌને અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિથી દંડે નહીં. મને તો એવો પણ વિચાર આવે છે કે કદાચ ઇન્દ્ર પોતે પણ ઉજાણીઓથી કંટાળી ગયો છે તથા પર્વત-વિધિઓ તેમજ ગાયોની શોભાયાત્રા જેવાં આનંદ આપનારાં પરિવર્તનોને ઝંખી રહ્યો છે. મારા જેવા સીધાસાદા લોકોને તો ઇન્દ્રમાં મોટી શ્રદ્ધા હતી. પરંતુ આજકાલ ઇન્દ્રને જ કદાચ પોતાનામાં એટલી શ્રદ્ધા રહી નથી. અંતમાં, અતિપ્રાચીન વિધિઓને ફરીથી જીવતી કરવામાં આવી તે તથા પુષ્પમાળા ધારણ કરેલી ગાયોના સમૂહને પર્વતના રસ્તાઓ ઉપર હાંકવાનું મને પણ ખૂબ ગમ્યું હતું. છતાં એટલું તો હું કહીશ જ કે જ્યારે તેં મારા પ્રાકૃત ઉચ્ચારને સુધારી 'સ્યાત્' બોલવાનું કહ્યું ત્યારે અચાનક વિચાર આવ્યો કે શુદ્ધ અને સંસ્કૃત ભાષા દ્વારા તું સરળતાની હિમાયત કરી રહ્યો છે એ કેટલું બધું વિચિત્ર છે !'

શ્રીદામને ઉત્તર આપ્યો : 'મને ઠપકો આપવા તારી પાસે કોઈ કારણ નથી. તું પોતે જ બ્રાહ્મણવિધિઓ માટે તારી બોલીનો ઉપયોગ કરે છે. એમાં તને મજા પડતી હશે. પણ કહેવા દે કે સરળતાનો બચાવ કરવા માટે શુદ્ધ અને સંસ્કૃત શબ્દો પ્રયોજવામાં વધારે મજા પડતી હોય છે.'

૩

પછી થોડી વાર માટે તો બંને કેવળ શાંત રહ્યા. શ્રીદામન સૂતાં સૂતાં આકાશને

નિહાળતો રહ્યો તથા પોતાના કસાયેલા બાહુઓને ઘૂંટણ ફરતે વીંટાળીને બેઠેલો નંદ વૃક્ષોની વચ્ચેથી નજરે પડતા કાલીના સ્નાનઘાટને નિહાળતો રહ્યો.

'શ...શ...! ઝંઝાવાત અને વીજળી, અદ્‌ભુત... અદ્‌ભુત... એકદમ અદ્‌ભુત !' એ એકાએક ધીમા અવાજે બોલી ઊઠ્યો. પછી પોતાના પુષ્ટ હોઠ ઉપર આંગળી મૂકી એણે કહ્યું, 'મિત્ર શ્રીદામન, જલદી બેઠો થા. કાંઈ પણ બોલ્યા વિના માત્ર પેલી તરફ જો. મને લાગે છે કે એ સ્નાન કરવા જઈ રહી છે. એ આપણને જોઈ શકતી નથી, પરંતુ આપણે તો એને સારી રીતે જોઈ શકીએ છીએ.'

એક અત્યન્ત સુંદર યુવતી કદાચ સ્નાન કરવાના આશયથી સૂના મંદિર પાસે ઊભી હતી. એણે અંગ ઉપરથી સાડી અને કાંચળી ઉતારી ઘાટના પગથાળે મૂકી દીધી હતી. એણે ગળામાં માળા પહેરી હતી, કાનમાં કુંડળ લટકતાં હતાં અને ભરાવદાર કેશ એક સફેદ વસ્ત્રના પટામાં બંધાયેલા હતા – એને બાદ કરતાં યુવતી લગભગ નિર્વસ્ત્ર હતી. એનું દેહલાલિત્ય ચકિત-ભ્રમિત કરી દે તેવું હતું. વધારે પડતો ઘેરો નહીં અને સાવ ઊઘડતો પણ નહીં એવો, સોનેરી ઝાંયવાળા કાંસાના વર્ણનો દેહ, બાળકના જેવા, સુંદર ખભા, વિશાળ નિતંબ પ્રદેશને આવરી લેતા કમનીય વળાંકોવાળા નિતંબ, નહીં ખીલેલી કળીઓ જેવાં કઠિન કુંવારાં સ્તનો ધરાવતી જાણે બ્રહ્માની કલ્પનાને આધારે ઘડાયેલી હોય એવી આ યુવતી તો સાક્ષાત્ માયા હતી. એના નિતંબો ઉપરના ભાગમાં લંબાઈને પ્રમાણમાં સાંકડી અને તોય અત્યંત સુકુમાર એવી એની પીઠના વળાંકોમાં કેવી સુંદર રીતે ઓગળી જતા હતા ! વળી જ્યારે એણે પોતાના કોમળ હાથ ઉઠાવીને ગરદનની પાછળ મૂક્યા તસાવ અણચિંતવી રીતે એની બગલની શ્યામલતા સ્ફુટ કરતાં કેવા સાહજિકઅને રમ્ય વળાંકો રચાઈ જતા હતા ! જોનારનાં નેત્રોને પલકવારમાં આંજી દઈ એની સુધબુધ ગુમાવડાવી દે એવી એની સ્તનોની ચારુતાને લેશમાત્ર હ્રસ્વ કર્યા વિના એટલું તો જરૂરથી કહી શકાય કે કદાચ કોઈ મત્સ્ય કન્યાની પીઠમાં જ જોવા મળે એવી અદ્‌ભુત કૃશતા અને લાવણ્યની સાથે એની પીઠની અસામાન્ય ભવ્યતાનો જે સુભગ સંયોગ રચાતો હતો એ જ એના દેહનું સૌથી ઉત્તમ અને આકર્ષક પાસું હતું.

એ સુભગ સંયોગ જ બ્રહ્માની કલ્પનાનું મૂર્તિમંત રૂપ હતું. નિતંબોની મન મૂકીને પ્રશંસા કરવી પડે એવાં આંદોલનો તથા એનો અત્યંત નાજુક એવો કટિ પ્રદેશ – એ બે વચ્ચેના વિરોધાભાસને પણ અવગણી શકાય તેમ નથી. મહાન ઋષિ કન્દુ રખેને દૈવી શક્તિ પ્રાપ્ત કરી લે એવી આશંકાથી પ્રેરાઈને એન તપનો ભંગ કરવા માટે દેવરાજ ઇન્દ્રે મોકલેલી પ્રમલોચા અપ્સરાનું અલૌકિક સૌંદર્ય કાંઈક આ પ્રકારનું હતું.

'ચાલ, આપણે અહીંથી ખસી જઈએ,' શ્રીદામને કહ્યું. જોકે આ કહેતી વખતે પણ એની આંખો તો પેલી કન્યાના દેહ ઉપર જ મંડાયેલી હતી. એ આપણને ન જોતી હોવા છતાં આપણે એને જોયા કરીએ એ કોઈ પણ રીતે ઉચિત નથી.

'એમ કેમ ભલા ?' નંદે મંદ અવાજમાં પૂછ્યું.' મૂળમાં તો આપણે અહીં શાંતિ અને નિરવતાનો આનંદ લઈ રહ્યા હતા. એ ઉપરાંત બીજું કોઈ જો આવી ચઢે તો એમાં આપણો કોઈ ઉપાય નથી. આપણે ક્યાંય જવાના નથી, હાલવાના પણ નથી. આપણે સૂકાં પાંદડાં આદિનો અવાજ કરતાં કરતાં અહીંથી જતા રહીએ તો પેલી કન્યાએ તો કોઈને જોયા નથી પણ કોઈ એને જોઈ રહ્યું હતું એનો તેને ખ્યાલ આવી જશે – એ આપણા પક્ષે ક્રૂરતા ગણાશે. હું તો આ દૃશ્યને બરાબર માણી રહ્યો છું... તું માણી રહ્યો નથી ? ઋગ્વેદની ઋચાઓ ઉચ્ચારતાં તારા ગાલ રતુંબડા થઈ જાય છે એ જ પ્રમાણે હમણાં પણ તારા ગાલ રતાશ પકડી રહ્યા છે.'

'તું ચૂપ થઈ જા !' શ્રીદામને કાંઈ સખ્તાઈથી કહ્યું. 'થોડો ગંભીર થા, ગંભીર. આ એક પવિત્ર અને ગંભીર દૃશ્ય છે. આપણે એ દૃશ્યને આ રીતે નિહાળી રહ્યા છે, જ્યારે આપણે શુદ્ધ અને વિશુદ્ધ ચિત્તે નિહાળતા હોઈએ ત્યારે જ એ ક્ષમ્ય ગણાય.'

'સર્વથા સત્ય,' નંદે કહ્યું.' કારણ કે આ કાંઈ વિનોદ નથી. તારે જે કહેવું હોય તે કહે, દૃશ્ય આનંદ આપનારું તો છે જ. આ સપાટ ભૂતળ ઉપરથી તારે આકાશ નિહાળવું હતું. પરંતુ હવે તને સમજાઈ ગયું હશે કે ક્યારેક માત્ર પૃથ્વી ઉપર ઊભા રહીને કેવળ સામે જોવાથી સ્વર્ગ નિહાળી શકાય.'

બંને મિત્રો અલ્પ કાળ માટે તો નિઃશબ્દ થઈ ગયા, અને હાલ્યા-ચાલ્યા

વિના કેવળ નિરખતા રહ્યા. થોડા સમય પહેલાં નદીના જળમાં સ્નાન માટે ડૂબકી મારતા પહેલાં આ બંને મિત્રોએ બે હાથ જોડીને અંજલિ આપી હતી. હવે પેલી કન્યા પણ એ જ કરી રહી હતી.

અસાધારણ કાનમાં ઝૂલી રહેલાં કુંડળો વચ્ચે ઘેરાયેલું એ કન્યાનું વદન અસામાન્ય ચારુત્વથી મંડિત હતું એ તો બંને મિત્રો તરત જ પામી ગયા કારણ કે તેઓ કન્યાને એક એવા તિર્યક્ બિંદુએથી વિલોકી રહ્યા હતા જેને કારણે તેઓ કન્યાના દેહ માત્રને નહી કિન્તુ એના મુખને પણ જોઈ શકતા હતા. કમનીય નાસિકા, અધર, ભ્રમર અને કમળની પાંખડીઓ જેવાં નેત્રો. કન્યાએ પોતાનું મુખ સ્હેજ ફેરવ્યું અને બંને મિત્રોને ફાળ પડી કે રખે ને કન્યાને તેમની ઉપસ્થિતિની આશંકા થઈ જાય. કન્યાનું મુખ હવે લગભગ મિત્રોની દિશામાં વળ્યું હતું અને પરિણામે તેઓ ખાત્રીપૂર્વક જોઈ શક્યા કે પેલા નયનરમ્ય દેહનું મુખ પણ અત્યંત સુંદર હતું. ઊલટાનું ત્યાં તો કેવળ સંવાદિતાનું સામ્રાજ્ય હતું. વિભિન્ન અંગોની સુંદરતા સમગ્ર દેહની સુંદરતામાં છલકાઈ રહી હતી.

'અરે, આને તો હું ઓળખું છું,' પેલી કન્યા તરફ અંગુલિનિર્દેશ કરતાં નંદ સહસા મંદ સ્વરમાં બોલી ઊઠ્યો. 'આ જ ક્ષણે હું એને ઓળખી ગયો છું. પહેલાં મને બરાબર ગતાગમ પડી ન હતી. આ તો બાજુના વૃષભગ્રામના સુમંત્રની પુત્રી છે. અવશ્ય એ અહીં સ્નાન કરવા આવી છે. હું એને કેવી રીતે ભૂલી શકું? મેં એને આકાશમાં સૂર્યની લગોલગ હીંચોળી છે.'

શ્રીદામને મંદ સ્વરે પરંતુ અતિઆતુરતાથી પૂછ્યું, 'તેં એને હીંચોળી છે?' ઉત્તરમાં નંદે કહ્યું, 'કેમ નહી વારુ? મારી ભુજાઓની સમગ્ર શક્તિથી બધાની સામે હીંચોળી છે. એણે જો વસ્ત્રો ધારણ કર્યા હોત તો હું એને તરત ઓળખી જાત. પરંતુ એક નિર્વસ્ત્ર વ્યક્તિને આમ જ ઓળખી જવાનું કેટલું કઠિન છે? આ તો વૃષભગ્રામની સીતા છે સીતા. ગયે વર્ષે હું મારી માસીને મળવા એ ગામમાં ગયો હતો. અને એ દિવસે ભાનુપર્વ નિમિત્તે સમૂહ ભોજનનું આયોજન થયું હતું. પરંતુ આ કન્યા...'

'એ બધું પછીથી' શ્રીદામને કાંઈ ઉત્કંઠાથી કહ્યું. 'આપણે એને આટલી નિકટતાથી નિહાળી શકીએ છીએ એ ભાગ્યની એક મોટી કૃપા છે. પરંતુ

આટલી નિકટતાથી એ આપણને સાંભળી શકશે એ એક દુર્ભાગ્ય પણ છે. હવે એક શબ્દ પણ ઉમેરીશ નહીં. નહીં તો આપણે એને ચોંકાવી દઈશું.'

'તો તો પછી એ અહીંથી પલાયન થઈ જાય અને તું પછી એને ક્યારેય જોઈ શકે નહીં. તને હજુ ધરવ થયો નથી.' નંદે એને ચીડવતાં કહ્યું. પરંતુ શ્રીદામને એક સ્પષ્ટ ચેષ્ટાથી નંદને શાંત પાડી દીધો અને વળી એક વાર બંને મિત્રો એક પછી એક બધી વિધિઓ કરતી કન્યાને જોવા માંડ્યા. સૌ પ્રથમ સીતાએ કાલિમાની પ્રાર્થના કરી. પછી ઉન્નત મુખે સૂર્યને વંદન કર્યાં. સાવધાનીપૂર્વક નદીના જળમાં પ્રવેશ કરી એણે ખોબા વડે પાણી પીધું. મસ્તક ઉપર બંને હથેળી રાખી ડૂબકી મારી. પછી તો એણે પાણીમાં ડૂબકી મારી બહાર નીકળવાની રમત આદરી. આમ આ જળક્રીડામાં થોડો સમય વહી ગયો પછી એ કિનારા ઉપરની એક સૂકી જગાએ ઊભી રહી ત્યારે સદ્યસ્નાતા સીતા સાચ્ચે જ અદ્ભુત સૌંદર્યવાન લાગવા માંડી. બે મિત્રોને સહસા પ્રાપ્ત થયેલા સદ્ભાગ્યનો આ ક્ષણે પણ અંત આવ્યો નહીં, કારણ કે પવિત્ર સ્નાન પછી એ કન્યા સૂર્યના તાપમાં દેહને સૂકવવા બેઠી. વળી આ સ્થળે પોતે સાવ એકલી જ છે એવી દૃઢ પ્રતીતિને કારણે ઉન્મુક્ત થયેલું એનું સૌંદર્ય અનેક લોભામણી અંગભંગીઓમાં નિર્બંધ રીતે પ્રગટ થતું રહ્યું. આમ થોડો સમય વહી ગયા પછી મંથર ગતિએ ઊભી થઈ. એણે પોતાનાં વસ્ત્રો ધારણ કર્યાં અને મંદિરનાં પગથિયાંની આડમાં અદૃશ્ય થઈ ગઈ.

નંદ બોલ્યો, 'ચાલો, આ અધ્યાય તો અહીં સમાપ્ત થયો. હવે બોલવા ચાલવામાં વાંધો નહીં. કારણ કે તમે જાણે ત્યાં છો જ નહીં એવી રીતે કોઈ પણ સ્થળે લાંબો સમય રહેવાનું કંટાળાજનક છે.'

'મને સમજાતું નથી કે તું આવા શબ્દો શી રીતે પ્રયોજી શકે છે ?' શ્રીદામનના કહેવામાં સખ્તાઈનો રણકો હતો. આવા કોઈ દૃશ્યને નિહાળતાં નિહાળતાં સ્વ-ભાન વિસારી જઈને એ દૃશ્યના અસ્તિત્વમાં પોતાના અસ્તિત્વને સંમિલિત કરી દેવા કરતાં વધારે સૌભાગ્યપૂર્ણ કોઈ સ્થિતિ સંભવી શકે ખરી ? એ આખો સમય શ્વાસ લેવાનું પણ બંધ કરી દેવા હું તત્પર હતો, એનું મુખ જોવા ન મળે એ આશંકાથી નહીં પણ પોતે સાવ એકલી નથી એની શંકા ધારો કે એને જાય તો, એ કારણે હું ધ્રૂજી ઊઠ્યો હતો અને એવું કંઈક

થઈ ગયું હોત તો મારી જાતને જવાબદાર લેખત ! તેં શું કહ્યું ... એનું નામ સીતા છે એમ ? ચાલો, એ જાણીને ઘણો આનંદ થયો અને સાથે હૃદય ઉપરથી અપરાધભાવનો ભાર પણ ઊતરી ગયો કારણ કે હવે હું સ્વયં એનું નામ દઈને મળી શકીશ અને તેં એને હીંચોળી હતી, ખરું ને ?

'એ તો મેં તને ક્યારનું કહ્યું છે,' નંદે ઉત્તર આપ્યો. 'ગઈ વસંતે હું જ્યારે એના ગામમાં ગયો હતો ત્યારે એને સૂર્યકન્યા જાહેર કરવામાં આવી હતી. સૂર્ય ભગવાનના માનમાં એને ગગનમાં એટલે ઊંચે હીંચોળી કે નીચે ઊભેલામાંથી ભાગ્યે જ કોઈને એની ચીસો સંભળાઈ હશે. અથવા, તો સમૂહની બૂમોમાં એની ચીસો સાવ દબાઈ ગઈ હતી.'

'તું સદ્‌ભાગી રહ્યો છે.' શ્રીદામને કહ્યું.' તું હમેશાં સદ્‌ભાગી છે. તારા શક્તિશાળી બાહુઓને કારણે જ કદાચ સૂર્યકન્યાને હિંચોળવા માટે તારી પસંદગી થઈ હશે. હિંડોળો એને કેવી રીતે સરર કરીને ગગનમાં ઊંચે લઈ ગયો હશે એ જાણે હું જોઈ શકું છું. અને આકાશમાં જઈ પહોંચતી એ કન્યાનું મારું કલ્પનાચિત્ર અને પૂજા કરતાં નત મસ્તકેઊભેલી કન્યાનું આપણે હમણાં જોયેલું ચિત્ર એકાકાર બની જાય છે.

ગમે તેમ પણ પ્રાર્થના કરવા અને વ્રત કરવા તેની પાસે કારણ છે, એના વર્તનને કારણે આમ કરવું પડે છે એમ નથી, કારણ કે એ તો બહુ સારી કન્યા છે. એ એના સૌંદર્યને કારણે વ્રત કરે છે. એમાં એનો કાંઈ વાંક નથી. ખરેખર જોવા જઈએ તો એના રૂપને માટે એ જ તો જવાબદાર છે. એની કાયા કેવો ઘાટ લઈ રહી છે – પણ એના ઘાટની વાત શા માટે – એ કાયા આપણને મંત્રમુગ્ધ કરી નાખે છે, આપણને આનંદપ્રમોદના અને ઇચ્છાઓના જગતમાં કેદ કરી મૂકે છે. જોનારને સંસારની મોહમાયામાં ફસાવે છે, જેવી રીતે કોઈનો શ્વાસ એકાએક બંધ થઈ જાય તેવી રીતે એને જોનાર સુધબુધ ભૂલી જાય છે. એનો એવો આશય નહીં હોય તેમ છતાં એનો પ્રભાવ તો એવો જ પડે છે. પણ એનાં નેત્રોની તનુલેખાને કમળપત્રની જેમ જે રીતે લંબાવી છે તે જોતાં એવો એનો આશય હશે એમ લાગે છે. તું એવું કહી શકે ખરી કે એનું સૌંદર્ય તો ઈશ્વરે આપ્યું છે, એણે જાણી કરીને તો માગ્યું નથી, એટલે એ વિશે તો એને પસ્તાવાનું નથી. સાચી વાત તો એ છે કે આ 'અપાયેલા' અને 'મેળવેલા'

વચ્ચે કેટલીક વખત કોઈ ભેદ જોવા મળતો નથી, એની એને પણ જાણ છે. એણે મેળવેલા સૌંદર્ય બદલ તે કદાચ ક્ષમા માગતી હશે. તેના શરીરનો આ ઘાટ તેણે મેળવ્યો છે – પણ કોઈ આપે અને લઈ લે એમ નહીં; એ ખરેખર સૌંદર્ય છે અને તે એણે ધારણ કર્યું છે; એ આ પવિત્ર સ્થળે ગમે તેટલું સ્નાન કરે તો પણ એનાથી કોઈ ફેર ન પડે; તેણે જે સૌંદર્ય પહેલાં સ્વીકાર્યું હતું એ જ ફરીથી મેળવીને તે જળમાંથી બહાર આવે છે.'

**સો વર્ષ પૂર્વેનું સાહિત્યજગત**

*સુશીલા (સ્ત્રીલેખ)*

*'ત્હારાં જેવાં રત્નો આ અધમ સ્થિતિમાં આવી પડેલા આર્યાવર્તમાં સ્થળે સ્થળે ઘેરેઘેર ઉત્પન્ન થાય, અને એવાં રત્નોની સંભાળ લે, એવા વીર પુરૂષોથી આ ભૂમી પાછી ભરાઈ રહે' એ મહેચ્છા.

સુશીલે ! સુશીલે !! આ શું આવ્યું ? કેટલી ઊંઘ ?' ઓગષ્ટની ૧૪મી તારીખે નાગાસાકીના સુન્દર બારામાં 'દુમસ્ક' સ્ટીમર આવી પહોંચી. કેબીનમાં બારેક વર્ષની હિંદુ કુમારિકા સૂતી હતી. તેના છુટી ગયેલા લાંબા વાળ મોરની કળાની માફક ગરદનની આસપાસ છવરાઈ ગયા હતા, અને દરિયાની સપાટી પર થઈને આવતી ધીમી લ્હેરોને પોતાના સુગન્ધથી સુવાસિત કરતા હતા. નિદ્રામાં તે મધરૂં સ્વપ્નું જોતી હતી. એટલામાં બાવીશેક વર્ષનો પુવાન ધમધમાટ કરતો કેબીનમાં આવ્યો અને સુતેલી કુમારિકાનો હાથ પકડી બોલી ઊઠ્યો 'સુશીલે ! સુશીલે !! આ શું આવ્યું ? કેટલી ઊંઘ ?' સુશીલા ઝબકીને જાગી પણ પરિચિત જનને જોઇ શાંત થઈ અને આંખ ચોળતી જ બોલી ઊઠી 'શું આવ્યું ?' યુવાન તેનો હાથ પકડી તુતક પર લઈ ગયો. સુશીલા જોઇને હર્ષ પામી. તેણે શું જોયું ? તેણે જોયું કે સ્ટીમરે નાગાસાકીના સુન્દર બારામાં લંગર કર્યું હતું, સંધ્યાનો સમય હતો, ખડકોની હારની હારથી બારું શોભતું હતું ને લીલી વનસ્પતિથી છવરાઈ ગયું હતું. આજે નાગાસાકીના

---

*સુન્દર અને વિદ્યાનંદ

વતનીઓનો 'બોનમસ્તુરી' – મરણ પામેલાંને મળવાનો તહેવાર – હોવાથી નજીક નજીકનાં કબરસ્તાનો રોશનીના પ્રકાશથી ઝાકઝમાળ થઈ ગયાં હતાં. લાકડાંના ઘરોના જુદા જુદા મહોલ્લા અને મજલામાંથી ક્વચિત ક્વચિત દીવાઓનો પ્રકાશ નજર આવતો હતો. સર્વ પેસંજરો (ઉતારુઓ) ઉતરવાને તૈયાર થઈ ગયાં. કોઈ સ્વદેશમાં ઉતરવાથી હર્ષમાં હતાં, ત્યારે કોઈ પરદેશમાં પગ મૂકતાં દીલગીર થતાં હતાં. કોઈ સગાં સ્નેહીઓને મળવાની આશામાં હતાં ત્યારે કોઈ તેઓના વિયોગથી નિરાશામાં હતાં. સર્વની સાથે ચંદ્રરાય, સુશીલા, તેનો વૃદ્ધ રસોયો અને મિસ.કો પણ ઉતર્યાં અને નજીકની હોટલમાં ઉતારો લીધો.

સુશીલાનો પિતા એક સરકારી નોકર હતો. તેને રમણલાલ અને ન્હાનાલાલ બે પુત્ર હતા. ન્હાનાલાલ પછી પંદર વર્ષે સુશીલાનો જન્મ થયો હતો. રમણે એમ.ડી.ની ડીગ્રી મેળવી અને ન્હાનાલાલ બારીસ્ટર થયો એટલે તેના પિતાએ પેન્શન લીધું. સમયના પ્રમાણમાં આ કુટુંબ વિદ્વત્તા ભરેલું ગણાતું. આવાં સારાં કુટુંબમાં સુશીલાને બાલ્યાવસ્થાથી જ પ્રશંસાપાત્ર શિક્ષણ અપાવા લાગ્યું. સુશીલાનું સગપણ તેના પિતાના મિત્રના પુત્ર સાથે કરવામાં આવ્યું હતું અને તેના પતિનું નામ ચંદ્રરાય હતું. ચંદ્ર બોલવામાં વાચાળ, ભણવામાં ચાલાક અને આનંદી તેમ જ કાંઈક લહેરી પ્રકૃતિનો હતો. સગપણ પછી ટૂંક મુદતમાં જ ચંદ્રનો પિતા ગુજરી ગયો અને તેની સર્વસંભાળ માતાને શીર આવી પડી. ચંદ્રની માતાના અત્યાગૃહથી અને લાયક ઉંમરે વળાવવાની તેની કબુલાતથી તેમ જ મિત્રપત્નીને નારાજ ન કરવાના હેતુથી શ્વસુર ગુજરી ગયા પછી વર્ષે દસ વર્ષની વયે સુશીલાનાં લગ્ન થયાં. લગ્ન પછી ત્રણ માસની મુદતે ચંદ્રની માતા પણ ગુજરી ગઈ અને વીસેક વર્ષની નાની વયમાં ચંદ્ર મોટી મિલકતનો વારસ થયો. ઈંટરની પરિક્ષામાં તે નાપાસ થયો અને અભ્યાસ પરથી તેનું મન ઊઠ્યું. તેનો પિતા એક જબરો વેપારી હોવાથી કુદરતી રીતે જ ચંદ્રનું મન અને વલણ વેપાર તરફ હતું; તેમ જ પુત્રનો નાનપણથી જ તે તરફનો શોખ જોઈ તથા પતિઆજ્ઞા યાદ લાવી પોતાની હૈયાતીમાં ચંદ્રની માતા વખતોવખત વેપારના ફાયદા વગેરે જણાવી પુત્રનો ઉત્સાહ વધારતી અને અનુમોદન આપતી.

લગ્ન થઈ ગયેલાં હોવાથી હિંદુ રિવાજ અનુસાર તહેવાર વગેરે પ્રસંગે સુશીલા વખતો વખત સાસરે આવતી. પરિચયને લઈને ચંદ્ર તરફ સુશીલાનો પ્રેમ ઉત્પન્ન થયો; પણ તે પ્રેમ હજી બાલક ભાવનો જ હતો. ચંદ્ર સાથે વાતચીત કરવી તેને ગમતી. ચંદ્ર પાસે તે ઘણી વખત આલબમ (છબીઓ રાખવાની ચોપડી) માંહેની છબીઓ નિહાળતી અને વખતે બાલકને મળતી જ અજ્ઞાનતાના વિચિત્ર સવાલો પૂછતી.

દીવાળીના તહેવારને દિવસે સવારે આઠ નવને શુમારે ચંદ્ર રસ્તા પર પડતી દીવાનખાનાની બારીમાં ખુરશી નાંખી બેઠો હતો. બારી સરિયામ રસ્તા પર પડતી હતી. માણસો ઉમંગભેર આવજા કરતાં હતાં. સ્ત્રીઓ શોભીતાં વસ્ત્રાલંકાર ધારણ કરી કોઈ દેવદર્શને નીકળી હતી, કોઈ કોઈ પુત્રી જમાઈને નોતરવા જતી હતી. આ સર્વ જોવામાં ચંદ્ર ગુલતાન થઈ ગયો હતો. એવામાં સુશીલાએ પછવાડેથી આવી પગના અંગુઠા પર ઊંચી થઈ ચંદ્રની આંખ પર હાથ ઢાંક્યા. ચંદ્ર હાથ અને બંગડી ઓળખીને હસી પડ્યો ને બોલ્યો – 'ઓહો આજ તો કાંઈ અત્યારમાં જ પગલાં થયાં ?' સુશીલા પોતાના બાલભાવમાં જ મસ્ત હતી. ટેબલ પર પડેલી બુકમાંથી ચિત્રો કાઢી તેમાંથી તરેહવાર બાલકને મળતા સવાલ પૂછવા લાગી. (નાપાસ) ચંદ્ર એકીને એકી જ નજરે તેનાં સામું જોઈ રહ્યો. આટલા દિવસ સુશીલાની નિર્દોષ બાલ્યાવસ્થામાં તેને અમુક જાતની ગમત પડતી અને રમુજ પેદા થતી, પણ કોણ જાણે શાથી આજે તેની તે જ બાલ્યાવસ્થાનો તેને કંટાળો આવ્યો, અને મનમાં જ બોલી ઉઠ્યો કે 'બસ હજી પાંચ વર્ષ સૂધી આવી છબીઓ જ બતાવ્યા કરવી !' સુશીલા શેત્રજ રમવા હઠ કરવા લાગી પણ ચંદ્રની મશીઆઈ બહેન આવવાથી સુશીલા અંદરના ભાગમાં ગઈ. ચંદ્ર એકલો પડ્યો અને વિચારે ચડ્યો – 'સાળું વાંચીને મરી ગયા તો પણ ફેઇલ (નાપાસ)! ગુજરાતી કરતાં પ્રમાણમાં પારસી વધારે પસાર થાય છે, પણ થાય તેમાં શી નવાઈ ? પરિક્ષક અધિકારી પારસી. પક્ષપાત થાય છે કે કેમ ? એ તો કોણ જાણે. પણ ઘણાને શંકા થાય છે ખરી. હવે ઈંગ્લીશ ભાષા સારી આવડી. વધારે અભ્યાસની શી જરૂર છે ? હવે તો દેશાટણ કરી વેપારી લાઈન જોઈન કરવી (ધંધામાં ભળવું). પણ પહેલું ક્યાં જવું ? વિલાયત નહિ. ત્યાં ઘણા જઈ આવ્યા. રૂશીઆ ?

તેમાં શું જોવાનું જ છે? તુર્કસ્તાન? એતો જંગલી દેશ. હા! ટૂંક મુદતમાં જ જાહોજલાલીમાં આવેલા જાપાનમાં જઇ વેપારમાં માહીતગાર થવું.' તેણે પોતાનો વિચાર દ્રઢ કર્યો અને વિશેષમાં સુશીલાને સાથે લઇ જવાનું નકી કર્યું.

સુશીલાના પીયરપક્ષને સમજાવી સુશીલાને સાથે લઈ જાપાન જવા ઉપડ્યો, અને જેને આપણે નાગાસાકીના બારામાં ઉતરતાં જોયાં તે ચંદ્ર અને સુશીલા જ હતાં. મુંબઈથી સ્ટીમર રસ્તે જતાં પીનાંગબેટ માંહેથી તેની સાથે એક યુરોપીયન સ્ત્રી ચડી. તેનું નામ મિસ કો હતું. તેને પૂછતાં જાહેર કર્યું કે તે એક કુમારિકા છે, અને દેશ જોવા માટે નીકળી છે, તથા થોડા દિવસ જાપાનમાં રોકાનાર છે. તેની સોબતથી ગમ્મતમાં જ મુસાફરી પૂરી થઇ. તુરતને માટે મિસ કો પણ ચંદ્રસુશીલાની સાથે જ રહી.

ચંદ્રને જાપાનમાં આવ્યાંને બે વર્ષ થઈ ગયાં હતાં. હજી પણ મિસ કો તેની સાથે જ રહેતી. ધીમે ધીમે મિસ કો સાથે ચંદ્રને પરિચય વધતો ગયો. ફરવા જતી વખતે અવનવાં બહાનાથી ચંદ્ર સુશીલાને ઘણી વખત ઘેર રાખતો અને તે તથા મિસ કો ફરવા જતાં. મિસ કોની ઓરડીમાં ચંદ્ર કલાકોના કલાક પસાર કરતો, પણ સુશીલાને વગર રજાએ ત્યાં જવું એ વિવેક વિરુદ્ધ ગણાતું. હવે તો નોકર ચાકરોમાં વાત ચર્ચાવા માંડી. સુશીલાની ઉમર ચૌદ વર્ષની થઈ હતી. હવે તે બધું સમજતી. પતિની વાત કરનાર નોકરોને તેણે એકથી વધારે વાર તુચ્છકારી કાઢ્યા, પણ પછી તો સુશીલાને શંકા થવા લાગી, અને તે શંકા સાચી ઠરવાનાં મજબુત કારણો મલવા લાગ્યાં. સુશીલા ચેતી પણ વખત ચાલ્યો ગયો; એક મુગ્ધાથી બની શકે એટલા સર્વ ઉપાય તેણે પતિને સુધારવાના કર્યા, પણ તે વ્યર્થ જ ગયા. સૌંદર્યમાં જો રંગને જ પ્રધાનપણું ન આપવામાં આવે તો સુશીલા કરતાં મિસ કો કોઈ રીતે ચડી શકે જ નહિ. સુશીલાનો સર્વ દેખાવ સાદો અને પવિત્ર હતો. તેના સૌંદયમાં તેનું સલ્લજપણું વધારો કરતું હતું અને તેના ખુબસુરત ચહેરામાં મનોહર માર્દવ અને માધૂર્ય વસી રહેલું હતું. મિસ કોનું સૌંદર્ય કુત્રિમતાથી દુષિત થયેલું હતું; અને સલ્લજ સાદાઇથી સ્ત્રીની મોહની મુખ્યત્વે પ્રબલતા પ્રાપ્ત કરે છે, તેનો તેમાં તોટો હતો. ચંદ્ર બુદ્ધિવાન હતો, પણ હાલ સુશીલાની બાબતમાં સહૃદયતાના માર્દવ

વિના તેની બુદ્ધિ શુષ્ક જણાતી હતી. સુશીલાની કોમળતાનો વિચાર તેને આવી શકતો નહિ. સુશીલા હવે બધું સમજતી અને એકાંતમાં પોતાનાં નયન નીચાં ઢાળી દઈ ઝુરતી. કેટલીક વખત શોકમાં જ બોલી ઉઠતી કે 'પતિ સાથેની નિર્દોષ રમતગમતની સોનાની પળ વહી ગઈ, ચાલી ગઇ, તેને જતાં વાર લાગી નહિ, અને મેં તેની કીમત જાણી નહિ.' તેના મુગ્ધ ચહેરા પર ઉદાસીનતાનો પટ પડ્યો રહેતો. ચંદ્રને સુશીલા સાથે વાત કરવાનો સમય પણ હવે ન્હોતો મળતો. સુશીલાની તેને દરકાર ન હતી. જાપાનીસ મિત્રો પાસે તે સુશીલાને આયા તરીકે ઓળખાવતો. તેઓ આયાના સૌંદર્ય તરફ આશ્ચર્ય પુર્વક જોતા, અને ત્રીરાશીની રીતિએ હિંદુ અબળાઓનાં ખુબસુરતી માટે તે હવાઈ કલ્પના બાંધતા. આયા સુશીલા પર દીન પ્રતિદીન કામનો બોજો વધતો ચાલ્યો. ફરવા જતી વખત મિસ ક્રોનાં કપડાં હાજર કરવાં, હાથ પગ કે મોં ધોતી વખત સાબુની પેટી ને નેપકીન (ન્હાનો રૂમાલ) લઈ ઊભું રહેવું, અને મિસ ક્રોના ઊંચી એડીના બુટ સાફ કરવા, એ સર્વ કામ આયા સુશીલાનું જ હતું.

આ અજાણ્યા મુલકમાં સુશીલાની દયા જાણનાર તેની એક વિધવા પાડોશણ હતી. તે વખતોવખત હિંમત આપતી ને કહેતી કે, 'દેશમાં જશો એટલે આમાંથી છૂટશો.' પણ તેમાં એ નિરાશ થવાનો સમય આવી લાગ્યો. દેશમાં જવાની તૈયારી થવા લાગી અને ચંદ્રનાં કપડાં સાથે મિસ ક્રોનાં કપડાં બંધાવા લાગ્યાં. વિદાય થતી વખતે તેની પાડોશણ બોલી 'બ્હેન ધૈર્ય રાખજે, અને તેને પરિણામે તું સંપૂર્ણ સુખી થઈશ જ. પણ તે સુખની મધ્યે ક્ષણભર સાત્વિક અનુકૂળ વેદના રૂપે આપણા વિયોગને લઈને થયેલા ખેદને થવા દેજે અને તારા જેવી સાલસ પુત્રીના વિયોગથી મારું દુઃખ અને તારો સ્નેહ જણાઈ આવે એવા મિશ્ર નિશ્વાસ સાથે દુઃખી 'એનેટી'ને યાદ કરજે.' 'એનેટી' અને સુશીલા માતા પુત્રીને સંબંધે રહ્યાં હતાં એટલે આ વિયોગ તે બંનેને વધારે લાગ્યો.

જાપાન દેશની ઉચ્ચતર સ્થિતિ થવાનાં કારણો સુશીલાએ શોધ્યાં તો તેમાં શીલ્પકળા, આરોગ્ય, શક્તિ, હિંમત, કુટુંબનો જંપસંપ, પ્રજાની સ્વતંત્રતા, જરૂરીઆત ચીજોનો પુરતો જથ્થો અને તેનાં દેશમાં કારખાનાંઓ, ઉદ્યોગની

ટેવ, આળસનો ધીક્કાર, કાયદાને તાબે રહેવું, સદ્‌ગુણની સ્પર્ધા, માતાપિતાની પૂર્ણ ભક્તિ અને સ્વધર્મમાં દ્રઢ આસ્થા એ જોયાં. અને તે સર્વ હીંદનો ઉદય થવામાં મદદ રૂપ થાય એમ ઇચ્છવા લાગી.

સર્વ સ્ટીમર પર ચડ્યાં. આયાને કેબીનમાં જગ્યા મલી નહિ. જાપાન દૂર જવા લાગ્યું. મિસ ક્રો પૂર્ણ વિજયાનંદમાં હતી. ચંદ્રરાયમાં આવેશી અને લહેરી અવર્ણીય ભાવ મિશ્ર થયો હતો. તે સર્વ જોઈ સુશીલાએ ઉદાસીન ભાવથી પ્રેમભક્તિ સુચક નિશ્વાસ પૂર્વક આકાશ સામું નિહાળ્યું અને તેના ચહેરા પર પવિત્રતાનો મધુર પ્રકાશ પ્રકાશી નીકળ્યો.

સર્વ વડોદરે આવ્યાં. 'ચંદ્ર મડમ લાવ્યો' એ વાત પવનની માફક ગામમાં પ્રસરી રહી. સુશીલાના પીયરપક્ષને ખબર પડતાં મોટી ભાભી અને ન્હાનાલાલને મોકલ્યાં. ચંદ્ર અને મિસ ક્રો દીવાનખાનામાં હતાં. સુશીલા મિસ ક્રોનાં બુટ સાફ કરતી હતી. ન્હાનાલાલને જોઈ ચંદ્ર ઉઠ્યો ને બીજા હોલમાં ગયો. સાળાએ બનેવીને ઘણો સમજાવ્યો. સાળો બારીષ્ટર હતો ત્યારે સામો કરોડાધીપતિ હતો. તેને સર્વ ઉડાવનારા જવાબ દેવાથી બ્હેનને મલ્યા વગર જ ભાઈ દીલગીરીથી ચાલ્યો ગયો. સુશીલાને પીયરથી એક વાગે ગાડી તેડવા આવી, પણ ચાર વાગે મિસ ક્રોને ફરવા જવાનું હઈ તેને રજા મલી શકી નહીં. ગાડી પાછી ગઈ ને ફરીથી ચાર વાગે આવી. રજા મલવાથી સુશીલા ગઈ. માદીકરીની નજર એક થતાં પણ પરાણે રોકી રાખેલાં આંસુનો પ્રવાહ ચાલ્યો. હમેશાં પોતાના કરતાં પોતાનાં બચ્ચાઓનું દુઃખ વાત્સલ્યથી ભરપુર હૃદયનાં માવિત્રોને અતિ વધારે લાગે છે. નરસિંહ મહેતા જેવા વૈરાગ્યવાન અને સાધુપિતાને સ્વજ્ઞાતિ તરફથી કડવી મશ્કરી અને અપમાનથી કાંઈ ન લાગ્યું, પણ પુત્રીને ઓશીયાળી જોઈ ઘણું લાગ્યું અને –

'દુરથી આવી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રીહરી.'

કુદરતી રીતે જ પુત્રીને જોઈ મામેરાંની ચીંતાનું દુઃખ જણાયું; ત્યારે સંસારીઓની શી વિસાત ? માતાના ખોળામાં સુશીલા પુષ્કળ રોઈ. બીજાં દુઃખના પ્રમાણમાં સ્ત્રીજાતિમાં શોક્યનું દુઃખ મોટું ગણાય છે શામળભટ કહે છે કે – 'સૌ દુઃખ સંસારમાં શોક્ય સમાન કશું નથી.'

માતા અને ભાઈભોજાઈએ ઘણા પ્રશ્ન પૂછ્યા, પણ સુશીલાથી એક

પ્રત્યુત્તર પણ આપી શકાયો નહિ. ઉત્તર આપવા તે યત્ન કરતી, પણ અશ્રુથી તેનો કંઠ રોકાઈ જતો. સમય પૂરો થવાથી સુશીલા ઘેર જવા તૈયાર થઈ. સર્વનો મત સુશીલાને ત્યાં ન જવા દેતાં અત્રે રાખવાનો થયો, પણ સુશીલા સર્વને સમજાવી પોતાને ઘેર ગઈ.

આમને આમ પંદરેક દીવસ પસાર થઈ ગયા. ભાઈબંધો અને સગાં સંબંધી ચંદ્રને સમજાવવા આવવા લાગ્યાં, પણ કોઈનું ન માનવાથી તેના તરફ સર્વ તીરસ્કારથી જોવા લાગ્યા. આ સર્વથી કંટાળીને મિસ ક્રોને લઈ ચંદ્ર મુંબઈ જવા તૈયાર થયો. જવા અગાઉ એક દિવસે સુશીલા પીયર મળવા ગઈ. સર્વ સુશીલાની જ વાતમાં રોકાયાં હતાં; તેમાં દુઃખની મૂર્તિ સુશીલાને જોઈ તેની મા બોલી ઊઠ્યાં 'અરે મેં શું પાપ કર્યું હશે કે મારી સતી ને ગાય જેવી દીકરીનું દુઃખ જોવા વારો આવ્યો?' સુશીલા બોલી 'બા, આખો દિવસ કલ્પાંત કરવાથી શું વળશે?' સુશીલાના પીયરપક્ષે ચંદ્રનું મુંબઈનું પ્રયાણ સાંભળ્યું હતું. સુશીલાને ત્યાં ન જ મોકલવી એવું સર્વેએ નક્કી કર્યું હતું અને બ્હેનને સમજાવવાનું બંને ભાઈએ શીર લીધું હતું. પ્રસંગ નીકળતાં રમણે વાત છેડી – 'બ્હેન, હશે, થયું તે થયું, પણ હવે મુંબઈ જવાનું તમે માંડી વાળો એટલે થયું.

ભાભી – 'હા બાઈ, અમારા તરફ તમારી કૃપા માનીશું.'

સુશીલા – 'મારાથી તેમ બનવું અશક્ય છે. અહીં રહેવાથી મારું કર્તવ્ય પૂરૂં થયેલું તમે માની શકો છો? અહીં રહેવાથી મારો ધર્મ સચવાયો તેમ મને કહી શકશો?'

ન્હાનાલાલ – 'ધર્મ !! કેવી સમજ ! સામા માણસે પોતાનું પ્રોમીસ (વચન) તોડ્યું છે, ધર્મ છોડ્યો છે, તો બીજું તે પાળવા બંધાયેલ નથી. તમને દુઃખી કરવાનો તેણે યત્ન, અરે ઇરાદાપૂર્વક યત્ન કર્યો છે તેથી કાયદો તમને તમારા ધર્મથી મુક્ત કરે છે.' બારીસ્ટરે કાયદાને પકડ્યો.

સુશીલા – 'પશ્ચિમ દેશમાંથી આવેલો સરકારી કાયદો મુક્ત કરતો હોય તો કોણ જાણે, પણ શાસ્ત્રનો, માતાની અમુલ્ય શીખામણોનો અને આર્ય અબળાની આબરૂનો કાયદો મને મુક્ત કરતો હોય એમ મારાથી માની શકાતું જ નથી.'

ભાભી – 'બ્હેન, ત્યાં ગયા પછી સુખી થવાની આશા રાખતાં હો તો ભૂલ થાય છે.'

સુશીલા – 'ત્યાં ગયા પછી સુખી થવાય કે દુઃખી ? એ સવાલ જ નથી.'

ન્હાનાલાલ – 'ત્યારે શું તમે એમ માનો છો કે અહીં રહેવાથી તમને કોઈ જાતની અડચણ પડશે ? તમે નક્કી માનજો કે મોટા ભાઈ અને મારી સાથે તમે અમારો ત્રીજો ભાઈ જ છો અને હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આ ઘરમાંથી જે કાંઈ તમને જોઇએ તે અમારે ન જોઇએ. અરે તે અમારે શીવનિર્માલ્ય છે.'

સુશીલા – 'વ્હાલા બન્ધુ ! તમારી ઉદારતાથી મને ખાત્રી છે. અહીં રહેવાથી મને અડચણ પડશે કે કેમ ? એ શંકાને મારા હૃદયમાં સ્થાન જ મળ્યું નથી. કારણ જવાનો મારો દ્રઢ નિશ્ચય છે.'

રમણ – 'બ્હેન માણસો કહેશે કે પીયરપક્ષ સબળ છતાં એકની એક પુત્રીને દુઃખમાંથી છોડાવી શકતાં નથી. એ શબ્દ શું આબરૂવાન અને સંપત્તિવાન કુટુંબને હીણપત લગાડનારા નથી ?'

સુશીલા – 'ત્યારે સીધા રસ્તાને ભૂલી જઈ આડે રસ્તે ઉતરી ગયેલ પતિને તેની તે જ સ્થિતિમાં અથડાવા દઇ માવિત્રપક્ષના વૈભવમાં આનંદ ભોગવવો. તે આર્ય બાળાને હીનપત લગાડનારૂં નથી ? પીયરપક્ષ નિર્બળ હોય અને શ્વસુર પક્ષનાં દુઃખો સહન કરે એ તો વૃદ્ધા નારી પતિવ્રતા જેવું, પણ પીયરપક્ષમાં સર્વ સગવડ છતાં શ્વસુરગૃહનાં દુઃખો સહન કરે એને જ હું તો ઉત્તમ માનું.' જાણે એક જબરો વક્તા વિદ્વાનોની સભામાં પોતાની કુદરતી વકર્તૃત્વશક્તિનો સઘળો ભંડાર ખોલી નાખતો હોય નહિ ? એવી છટા તેના બોલવામાં જણાવા લાગી. રમણ મનમાં જ બોલી ઊઠ્યો કે – 'આપણા નિર્ધન ગણાતા ભારતમાં કાંઈ પણ બાકી રહ્યું હોય તો આર્ય બાલિકાઓની ઉદારતા, સ્નેહ, દયા, સહૃદયતા અને પતિભક્તિ સિવાય કાંઈ પણ નહિ.'

ન્હાનાલાલે ફરીથી કોશિશ કરી – 'પણ બ્હેન, તું જાણતાં છતાં કેમ ભૂલ ખાય છે કે ઇંગ્લાંડમાં આવા કિસ્સાને અંતે અમીર ઉમરાવના કુળની લેડીઓ (સ્ત્રીઓ) કોરટ સુધી પગલું ભરતાં પણ અચકાતી નથી ?'

સુશીલા – 'હું માનું છું કે તેમ બનતું હશે પણ એ તો સ્વઇચ્છાએ અને

સ્વતંત્રતાએ વર્તનારી, અનેક જનનાં મનહરણ કરનારી, પશ્ચિમ દેશની અપસરાઓને જ શોભે; નહિ કે પતિમંદિરને જ સર્વ સુખનું ધામ માનનાર આર્ય દેવાંગનાઓને માટે તે હોય. સમગ્ર સમૃદ્ધિથી ભરપુર અને વૈભવવાળા પીયરપક્ષમાં રહેવાં કરતાં દાસી તરીકે પણ પતિમંદીરે રહેવાનું હું વધારે પસંદ કરૂં છું. વળી તેઓમાં ગમે તેવી ખામી હોય તો પણ એક વફાદાર આર્ય પત્ની તરીકે મારે તેમને ચ્હાવા જ જોઈએ અને પુજ્ય ભાવથી વર્તવું જ જોઈએ. એ મારી ફરજ છે. અને એ પવિત્ર ફરજ યથાયોગ્ય રીતે બજાવવાની મને હીમત આપો.' દુ:ખ અને ફરજની મિશ્ર લાગણીમાં વડીલોની હાજરી વિસરાઈ ગઇ અને અજાણતાં જ હૃદયાન્તર્ભાગની કોમળ લાગણીનું ઊંચા આશયોથી ભરપુર અસરકર્તા ચિત્ર ખડું કરવા લાગી. તેના નિર્મળ પવિત્ર વિચારોનો મૃદુ પ્રકાશ તેના મુખ પર ઝળકવા લાગ્યો. તેણે વાતચીતમાં જ જણાવી આપ્યું કે તે ધાર્મિક માતાની પુત્રી અને આર્યાવર્તનાં એક રત્નને લાયક જ હતી. આ સર્વ વાતચીત તેની માતા અને પિતા એક ધ્યાનથી સાંભળતાં હતાં. તેનો પિતા ગંભીર ને થોડાબોલો હતો; પણ સુશીલાના વાક્યના છેલ્લા અક્ષર પછી તુરત જ બોલી ઊઠ્યો કે, 'કમનશીબ પુત્રી !! પરમાત્માએ તને સુખની અનુકૂળતા ઘણી ઓછી બક્ષી છે, તો પણ ડહાપણ અને સુનીતિના ભંડારથી તને નશીબવાન બનાવી છે. આટલું કહેવું પણ તારા મનમાં ન વસ્યું તે તારી ઉંચી પતિભક્તિ અને પતિપ્રેમ સાબીત કરે છે. બ્હેન, પરમાત્મા તારી કસોટી કરે છે, પણ સહનશક્તિ વધારી તારી પતિભક્તિમાં તું દ્રઢ રહેજે. જે માણસ દુ:ખ સહન કરી શકતું નથી, તેના હૃદયમાં કાંઈ મહત્વ હોતું નથી. આ કસોટીમાં પણ તારાં શ્રેયને માટે જ જેનો ઉમદા હેતુ હશે, તે પરમાત્માને તારી પતિભક્તિ અને સદ્‌ગુણથી તું પ્રીતિપાત્ર થા એવી મારી અંતઃકરણની આશીષ છે.' માતાએ કહ્યું 'સુશીલા ! સુશીલા !! તારાં દ્રષ્ટાંતથી શિક્ષા લઈ ક્ષુદ્ર અબળા પણ આ ભવસાગર તરી જશે. તને છેલ્લું કહેવાનું એ જ કે તારા પતિ તરફ અચળ પૂજ્યભાવથી વર્તી તેનો પ્રેમ પાછો મેળવજે, અને કૃપાળુ ઇશ્વર તને સહાય કરશે જ એમ મારૂં અંતઃકરણ સાક્ષી પૂરે છે.' છેલ્લે સર્વને સમજાવી સુશીલા ઘેર ગઈ. ઝરૂખામાં તેને ચંદ્ર મલ્યો. તે રસ્તા પર જોતાં જ બોલ્યો 'પીયર ન રહેવું હોય તો અહીં રહેવું.

સાથે આવવા જરૂર નથી.' સુશીલા કોમળ ને મધુર તો પણ હૃદયભેદક ને સબળ અવાજે બોલી 'સ્વામી !! મારા પર દયા કરો. ઘણાં માણસો અને દેવોની સમક્ષ મારી જાત આપને અર્પણ થયેલી છે; તો તેને આપની સેવામાં જ રાખો. હું આપના ઘરમાં દાસી તરીકે રહીશ અને આપના ઘરમાં હલકું ગણાતું કામ કરવામાં પણ વિલંબ કરીશ નહિ. આપનાં હૃદયને મારા તરફ વજ્ર થવા દેશો નહીં, અને મારાં જેવાં નિર્ભાગીને આપની દયાનો નકાર વાસશો નહિ. છતાં પણ સાથે આવવાની મને સખ્ત મનાઈ કરશો તો મારાં નવાણું ટુંકા ભાગ્યમાં સોમું મળી જશે; અને છેલ્લો આશ્રય હું પીયર ન જતાં સ્મશાનમાં જ શોધીશ કે જ્યાં આગળ મારો અવશ્ય સ્વીકાર થશે.' પોતાના આસ્તીક દેવની પાસે પોતાના એકના એક પુત્રના જીવની ખાતર અરજ કરનારી માતા જેવી દીનતા અને પૂજ્યભાવની છાપ સુશીલાના મુખ પર સ્પષ્ટ જણાવા લાગી. બોલતી બોલતી શોક અને નિરાશાથી ફીકી પડી ગઈ. ચંદ્રનું મન કાંઈક શુભ સંસ્કારવાળું માલૂમ પડ્યું અને સુશીલાની અતિ દીન પ્રાર્થનાએ તેના હૃદયમાં સેહેજ દયા પ્રગટ કરી, અને સાથે આવવા રજા મલી. તે દયા સાથે મિસ ક્રોની ખાસ રજા મળેલી હતી. કારણ અઠવાડીઆં પહેલાં સુશીલાને પીયર મોકલવા માટે સખ્તાઈ કરવામાં આવી હતી, અને સુશીલા એક રાત્રી અને એક દિવસ પતિના જ બારણામાં ઉભી રહી; દરમિયાન ત્રણ આયા બદલાંઈ ગઈ પણ સુશીલા જેવી ગરીબ અને કહ્યાગરી આયા તેને મળી ન્હોતી. આજ સૂધી સુશીલાને કાંઈક આશા હતી, પણ આજથી તે સર્વ આશા નિરાશામાં જ લીન થઇ ગઇ. આજથી તેણે પોતાની સર્વ નૂતન આશાને પતિભક્તિના યજ્ઞમાં હોમી દીધી, બાળી દીધી, જલાવી દીધી, ધખધખવા દીધી અને ભસ્મભૂત થવા દીધી. યુવાનીની સર્વ ઇચ્છાઓનો – પ્રબળ ઇચ્છાઓનો તેણે એક તપસ્વીની માફક સંપૂર્ણ નિગ્રહ કર્યો.

મુંબઈ ગયા પછી પંદરેક દીવસે રમણની વહુને નણંદનો પત્ર મલ્યો. તેમાં લખ્યું હતું કે 'મારા પતિ મિસ ક્રોના 'લવ' (પ્રેમ)માં વધારે વધારે ફસાતા જાય છે. તેના આગ્રહથી આવતે રવિવારે ખ્રીસ્તી થઈ ત્યાર પછીને રવિવારે જાહેર લગ્ન કરનાર છે. પતિની અર્ધાંગના હઈ મારે પણ એ જ ધર્મ

અવલંબન કરવો જ પડશે. અરેરે ! વ્હાલાં ભાભુ !! શું એક થાળી અને એક પંગતમાં છેલ્લાં જ જમ્યાં ? બનતો પ્રયાસ ચાલુ રાખ્યો છે. પણ હવે સમય ઘણો થોડો રહ્યો વગેરે.' પણ કોણ જાણે શાથી ચંદ્ર અને મિસ ક્રો વચ્ચે કંઈક ઉંચા મન થયાં જણાતાં હતાં. નોકરો માંહોમાંહે વાત કરતા કે – 'બાબુ સાહેબે મેમ સાહેબની રજા વિના આયા માટે કપડાં લીધાં તેમાંથી થયું' ત્યારે કેટલાક કહેતા કે 'પેલો લશ્કરી અમલદાર મેમ સાહેબ પાસે બહુ આવે છે તેમાંથી થયું.' એટલામાં એક અકસ્માત બન્યો. શનીવારને પરોઢીએ મીસ ક્રો પગે ચાલીને ફરવા ગઇ, તે રાત્રીના અગીઆર થતાં પણ ઘેર આવી નહિ. ઘરમાં તપાસ કરતાં પાંચેક હજારનો માલ ગયેલો જણાયો. પેલો લશ્કરી અમલદાર પણ ગામમાં જણાયો નહિ. ઘણો તપાસ કર્યો પણ કાંઇ પતો લાગ્યો જ નહિ. ચંદ્ર ઘણું ખીજાયો ને પસ્તાયો. બે દિવસ બહાર પણ નીકળ્યો નહિ. ઘર અરે સૂવાના હોલ બહાર પગ દેવાની પણ હીમત ચાલી નહિ. બીજા દિવસની રાત્રીના દસનો સમય હતો. છેટે છેટેથી ગરબાના અને હારમોનીઅમના સુર આવતા હતા. તે મિસ ક્રોના જ વિચાર કરતો હતો એટલામાં પાડોશના બંગલામાંથી સૂર આવવા લાગ્યો –

'અલિ ભૂલી ભાન તું શાને ભમે છે,
'ચંપો તજી શું ગુલાબ ગમે છે – ભૂલી ભાન.
'ગુલાબમાં કાંટા છે તે પાંખો તારી ફાટી જશે,
'પછી તું પૂરો પસ્તાશે રાચીશું રહે છે.' ભૂલી ભાન.

ભમરને ઉદ્દેશીને ગવાયલું ગાયન ફરી ફરી ગવાવા લાગ્યું, અને ફરી ફરી સંભળાવા લાગ્યું. ગાયનના અર્થ સાથે તેની સત્યતા સમજાઇ. બળતામાં ઘી હોમાયું. છાતી સૂધી શાલ ઓઢી પલંગ પર સૂતો, અને પસ્તાવો વધતો ગયો. વિચારમાં જ સુશીલા અને ક્રોનો મુકાબલો કરવા લાગ્યો. કલિના ગયા પછી જેમ નલરાજાના શુભ સંસ્કારો ફરીને જાગ્રત થયા હતા, તેમ મિસ ક્રો રૂપી કલિના ગયા પછી ચંદ્રના શુભ સંસ્કારો ફરીને જાગ્રત થયા. સુશીલા તરફ શુદ્ધ સ્નેહની લાગણી પેદા થઇ, પણ પોતાનું નિંદિત ને અન્યાય ભર્યું કૃત્ય અને સાથે સુશીલાનું ડહાપણ, પોતાના તરફથી તેને અપાયેલો અન્યાય વગેરે યાદ આવવાથી દિગ્મૂઢ બની ગયો. તેને શું કહેવું ? કેમ બોલાવાય !

વગેરે વિચારવા લાગ્યો. એટલામાં સુશીલાની ઝીણી અને ધીમી ઝાંઝરની ઘુઘરી વાગતી સંભળાઈ, ને ઝમકારો નજીક આવવા લાગ્યો. લજાતાં લજાતાં પણ સુશીલાએ અભિસારિકાપણું ધારણ કર્યું, અને પતિને મનાવા આવતી હતી. ચંદ્રે જાણી જોઇને ઓઢેલી શાલ માથા સુધી ખેંચી લીધી, અને જાગતી સ્થિતિમાં જ કુતૂહલથી સૂઇ જ રહ્યો. સુશીલા આવી, બારણાનો પડદો ખસેડ્યો, પણ બારણામાં જ ઉભી રહી. બધું શાંત હતું. ક્વચિત ગરબાનો તૂટક અવાજ સંભળાતો હતો. પાછી ફરી બારણા બહાર નજર ફેરવી. અંદર આવી કૉફીનો પ્યાલો ટેબલ પર રાખ્યો. બારણું બંધ કર્યું. ચંદ્રના પલંગ નજીક આવી ઊભી. શાલ ખેંચવા હાથ લંબાવ્યો, પાછો ખેંચી લીધો. આ એકથી વધારે વખત થયું. કુતૂહલ જોનારાએ જોયા જ કર્યું. છેલ્લે સઘળી હિંમત એકઠી કરી સુશીલાએ શાલ ખેંચી. ચંદ્રે પૂછ્યું – 'કેમ ?' સુશીલા કંપવા લાગી,લજાવા લાગી, નીચું જોઇને જ બોલી 'આપને માટે કૉફી લાવી છું.' ચંદ્ર ઉઠ્યો, હીંડોળે બેશી કૉફી પીધી. તે મિસ ક્રોને ભૂલી જ ગયો. સર્વ જગત્ સુશીલામય જ જણાવા લાગ્યું. સુશીલાના સૌંદર્યમાં તેના અક્ષત યૌવનનો પ્રભાવ દીપવા ને પ્રકાશવા લાગ્યો. ચંદ્રે એકી નજરે તેનાં સામું જોયું, તેની એકી નજર સુશીલા ન સહન કરી શકતી હોય, તેમ ચમકી અને ભૂમી તરફ જ જોઇ રહી. તેના ગાલ પર શરમના શેરડા પડ્યા. ગરબાનો તૂટક સૂર આવવા લાગ્યો –

'ચાંદલીઆ ચાલીશ નહીં અતિશે ઉતાવળો,
'વાણું વાયાની કરજે ઝાઝી વાર જો,
'ઘણે દહાડે ગીરધારી ઘેર પધારીઆ.'

ગરબાની સાથે ચંદ્રની રસિક મનોવૃત્તિ પણ ખીલવા લાગી. ચંદ્ર અને સુશીલા સર્વ દુઃખ વિસરી ગયાં.

ચંદ્રે મુંબઇમાં જબરી ફરનીચરની દુકાન નાખી, મીલ લીધી અને જબરા વેપારી તરીકે પંકાવા લાગ્યો. ચંદ્ર જેમ જેમ સુશીલાના સદ્‌ગુણ ને પ્રેમ નિહાળતો ગયો તેમ તેમ તેને અપાયલા અન્યાયથી પસ્તાવા લાગ્યો. જ્યારે જ્યારે તે વાત ચંદ્રને યાદ આવતી ત્યારે ત્યારે તેના મોં પર લજ્જાના શેરડા

પડતા, અને જીંદગીના પોતાના તે ભાગને પોતાના સદ્ગુણને કલંક લગાડનાર અને કીર્તિને ઝાંખી પાડનાર માનતો. વડોદરાના મિત્રો સાથે તે 'આર્ય બાળાના પવિત્ર પ્રેમ' બાબત પત્રદ્વારા ચર્ચા ચલાવતો, અને તે સંબંધે માસિકો અને પેપરોમાં લેખ આપતો. તેના મિત્રો કોઇ કોઇ વખત તેના પ્રેમ માટે મશ્કરી કરતા. ચંદ્ર તે માટે પસ્તાતો અને પોતાનો દોષ કબૂલ કરતો. તે માનતા કે મિત્ર કે શત્રુ સર્વ કોઇ પાસે જે માણસ સાફ દીલથી પોતાનો ગુન્હો કબુલ કરે છે, તે માણસ ભવિષ્યમાં કદી પણ તેવો ગુન્હો કરશે નહિ તેની મજબુત સાબીતી આપે છે. સુશીલાનાં સીમંતનાં મુહૂર્ત લેવાયાં હતાં. જાપાનીસ પાડોશણને ઘણા આગ્રહથી તેડાવી હતી. તે કલકત્તાને રસ્તે આવનાર હતી. સીમંત પર સુશીલા ને ચંદ્ર વડોદરે જવા નીકળ્યાં. ગાડી પૂર જોસમાં ચાલી જતી. પતિ ઉત્સંગમાં (ખોળામાં) શીર મૂકી સુશીલા ગાડી માંહેથી પુનમનો ચંદ્ર નીહાળી પતિ સામું જોયું; નેત્રપલ્લવીમાં જ વાત થઇ ગઇ. સુશીલાની આંખ નિદ્રાએ ઘેરાણી અને સહેજ નિદ્રા આવી ગઈ. પણ વડોદરા સ્ટેશન આવી જવાથી ચંદ્ર ધીમેથી બોલ્યો 'સુશીલે સુશીલે !! આ શું આવ્યું ? કેટલી ઊંઘ ?' પતિ સ્પર્શે સીમંતીની જાગી, અને વડોદરા સ્ટેશન પર સર્વ સ્નેહીઓ જોયાં.

લી. બ્હેન. A.

·

(જોડણી મૂળની રાખી છે)

(સુન્દરીસુબોધ : પુસ્તક ૪, અંક ૧૦, ઇ.સ.૧૯૦૭, જૂન)

**એક અંશ / શરીફા વીજળીવાળા**

સાહિત્યવિષયક પ્રાચીન વિચારણાઓથી માંડીને આજ સુધી પ્રગટેલા અનેક મતોમાં એક સર્વસામાન્ય લક્ષણ હતું; સાહિત્ય પદાર્થનો માનવ જગત અને માનવમૂલ્યો સાથેનો સંબંધ. સાહિત્ય સત્ય પ્રગટ કરે છે અને તે મૂલ્યોના જગત સાથે સંકળાયેલું છે. આ સર્વસંમત માન્યતા સામે નવ્ય વિવેચનના કેટલાક પુરસ્કર્તાઓ અવાજ ઉઠાવે છે. સામાન્ય રીતે કૃતિની તપાસ કરવા માટે આધુનિક વિવેચકોએ જે પદ્ધતિઓ, અભિગમો વિકસાવ્યાં તેના કારણે કેટલાક પરંપરાગત પ્રશ્નો અભરાઈ પર ચઢી ગયા. એમાંનો એક પ્રશ્ન તે આ સાહિત્યકૃતિના સત્ય અને મૂલ્યને લગતો પ્રશ્ન. કૃતિની ભાષાકીય સંરચનાઓ, કથનાત્મક રૂપાકૃતિઓમાં અને વિષયવસ્તુગત અભિવ્યક્તિઓ તપાસવાના ઉત્સાહમાં કાવ્યને પોતાને કોઈ સત્ય હોય, મૂલ્ય હોય એ વાત વિચારવાની જ જાણે કે આ વિવેચકોને પડી નથી. આપણે આગળ જોઈ ગયા કે કૃતિનો અર્થ માત્ર કૃતિની સંરચનામાંથી જ નથી પ્રગટતો, પણ રોબર્ટ શોલ્સ કહે છે તે પ્રમાણે કૃતિગત વિશ્વ અને કૃતિ બાહ્ય વિશ્વ વચ્ચે થતાં આદાન-પ્રદાનમાંથી આ અર્થ ઉત્ક્રાન્ત થતો હોય છે. આનો સીધો સાદો અર્થ એવો કરી શકાય કે કૃતિનું મૂલ્ય – કૃતિની સંરચના અને જે જગતમાં આપણે જીવીએ છીએ તે જગત – એ બે વચ્ચેના સંવાદમાંથી સિદ્ધ થાય છે.

# સમાચાર

• ઉચ્ચ લાયકાત ધરાવતા વિદેશીઓને બ્રિટન આવતા વર્ષે વધુ ત્રીસ હજાર વર્ક પરમીટ આપશે.

• બિહારમાં હત્યાકાંડોની પરંપરા ચાલુ ને ચાલુ રહી છે.

• સુપ્રિમ કોર્ટે કર્ણાટક અને તામિલનાડુ સરકારો સામે આતંકવાદ વિરુદ્ધ યોગ્ય પગલાં ન ભરવા સામે ટીકા કરી છે.

• પાકિસ્તાનમાંથી કચ્છમાં ઘૂસી આવેલાં આતંકવાદીઓને ઝડપવા સરકારે મોરચો માંડ્યો છે.

• ગુજરાતમાં નવ હજારથી વધુ ગામોમાં દુષ્કાળની ઘેરી અસર વરતાઈ રહી છે.

• ઈઝરાયલ અને પેલેસ્ટાઇન વચ્ચે થયેલા કરાર પ્રમાણે હિંસાનો અંત લાવવા પ્રયત્નો કરવામાં આવશે.

• અફઘાનિસ્તાન ઉપર જો અમેરિકા હુમલો કરશે તો એને આકરો પાઠ ભણાવવામાં આવશે એવી ચેતવણી બિન લાદેને આપી છે.

# કંકાવટી

ડિસેમ્બર, ૨૦૦૦

જયન્ત પાઠક

રતિલાલ 'અનિલ'

કિસન સોસા

નિર્મિષ ઠાકર

ટોમસ માન

સનત્ ભટ્ટ

જયંત કોઠારી

# કંકાવટી

ડિસેમ્બર, ૨૦૦૦
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૮૮
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર
*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## વતનમાં આવ્યો / જયન્ત પાઠક

ઘણે વર્ષે નગર છોડી વતનની ધૂળમાં આવ્યો
મૂકીને ડાળ-ડાળીઓ, કહો કે મૂળમાં આવ્યો;

નદીઓ, ડુંગરા, ચોમેર વીંટળાઈ વળ્યો વગડો,
ફરી રખડેલ દીકરો થાકી-હારી કુળમાં આવ્યો.

હવાએ ઓળખી લે એકદમ આશ્લેષમાં લીધો
ભટક્યો હું ભમર છેવટ કમળના ફૂલમાં આવ્યો !

નદીની જેમ, જંગલકેડીઓની જેમ ચાલ્યો છું;
ન માનો ઘેર આવ્યો તે હું કોઈ ભૂલમાં આવ્યો.

મૂકી ખુદને જ પાછળ કેટલે આઘે જશે કોઈ ?!
જરા વિખરાઈને પાછો સ્વના સંકુલમાં આવ્યો.

તા.૧૬-૧૦-૨૦૦૦

ગઝલ / રતિલાલ 'અનિલ'

ડગમગ પગલે ચઢો અગાસી,
થઈ ઓરડી સાવ જ વાસી.

આવનજાવન ચાલુ રાખો,
હરતાફરતા રહો નિવાસી.

ધીમા શ્વાસો શાને લઉં છું ?
પવન બનીને હવાયે નાસી ?

ઊભડક ઊભડક બેઠો છું હું,
નથી જવાતું શાને નાસી ?

બધા પરિસર પોલાં ૦ મીંડાં
પોલાણોના બનો પ્રવાસી !

શણગારો સૌ ગયા ઉકરડે,
વરણાગી કંઈ એવી ત્રાસી !

અન્નકૂટ તો ઈશ્વર માટે,
માણસ છું તેથી અપવાસી.

નહીં આગમન, સૂનો રસ્તો,
ચોમાસેયે આંખો પ્યાસી.

દૂર દૂર આ મૂગી દૃષ્ટિ...
ક્ષિતિજ સુધી શું ગઈ ઉદાસી ?

અંગેઅંગ બળે છે તોયે-
સૂરજ આવો કેમ સુહાસી ?

સૂકાં પાનાં ઝૂલે તોરણે,
ખર્યા વિનાની ખડખડ ખા'સી !

૧

કેટલો વરસાદ છે, ને કેટલાં છે ઝાંઝવાં,
ત્રાજવાં તડકે મૂકી તારી તરસ મંડ તાગવા.

ગામ ખાલીખમ પડ્યું, વાડા બધા ખુલ્લાફટાક
માલધારી કોણ જાણે ક્યાં ગયા, શું ચારવા ?

તે છતાં એમાં કશી ભીનાશ જેવી ગૂંજ છે,
આમ તો ચારે તરફ કેવળ ફરે સુક્કી હવા.

એટલો દુષ્કાળ તો પડ્યો નથી મુજ દેશમાં,
છે હજી થોડાંક તો ભીનાં સ્મરણ સંભારવા.

૨

પલકમાં ચેન ખોયું છે, અહીં એવું ય જોયું છે.
હૃદય ચૂપચાપ રોયું છે, અહીં એવું ય જોયું છે.

તરત ફણગી ઊઠે એવી ધરાં ઉર્વરને ઉવેખી,
ઉપરમાં બીજ બોયું છે, અહીં એવું ય જોયું છે.

નદી વચ્ચે નદી ઊભી ગળાબૂડ સૂર્યને જોતી,
વસન જ્યારેય ધોયું છે, અહીં એવું ય જોયું છે.

ખરું છે, છે ઘણું એવું મળી રહેતી જેને ઉપમા,
ઘણું ઉપમાવછોયું છે, અહીં એવું ય જોયું છે.

તેં મને રાખ્યો ટાળતો,
ઉમ્રને રસ્તે રઝળતો.

હંસિણી ત્યાં પાર સમદર;
હું અહીં કંકર ચગળતો.

સૂર્ય ડૂબે, સાંજ ઢળતી,
ને રહું પ્હો લગી સળગતો.

એ ગઈ ભૂંસાઈ ભૂગોળ,
મેડી ક્યાં, ક્યાં દીપ બળતો.

૪

રક્તિમ રંગ ધારતો કાચો તૂરો અવાજ.
પાકી રહ્યો ઉત્તાપમાં પૂરેપૂરો અવાજ.

એ કોણ, કોને સાદ આપી ચૂપ થઈ ગયું,
આકાશ જેમ દૂર તક છાયો ભૂરો અવાજ.

તારા કટાયા મૌનથી નહિ મ્યાન થઈ શકે
તલવાર જેવો તીક્ષ્ણ તેજીલો શૂરો અવાજ

સંવાદ-નાચે, સૂરને નામે જીવનને ગામ,
ઘેરી વળ્યો ચોમેરથી કંઈ બેસૂરો અવાજ.

## બે ગઝલ / નિર્મિષ ઠાકર

### ૧
### લખું છું પાન પર

ઝાકળોની આગનો ઘેરો, લખું છું પાન પર,
જિંદગીનો ખ્યાલ આછેરો, લખું છું પાન પર.

વાદળો શી મુગ્ધતામાં રોજ તું ન્હાતો રહ્યો,
આજ તું યે પ્હાડ આઘેરો, લખું છું પાન પર.

તો કિરણ ઝીલી શકું હું સૂર્યના સંદર્ભમાં,
એટલું આકાશ તો વેરો, લખું છું પાન પર.

સ્પંદનો પોઢી ગયાના ચાસમાં એ તરફડે,
આયને જાગી રહ્યો ચ્હેરો, લખું છું પાન પર.

દેવકીનું આઠમું સંતાન મારો શબ્દ આ,
હોઠ પર છે મૌનનો પ્હેરો, લખું છું પાન પર.

૨

## લખ્યું મેં નામ તારું

શક્યતાના સૌ પ્રકારો પર લખ્યું મેં નામ તારું,
છે -નથી- ના સૌ વિચારો પર લખ્યું મેં નામ તારું.

યાદનાં પૃષ્ઠો, નજરમાં ધુમ્મસોની એક ભાષા,
દૃશ્યની લાંબી કતારો પર લખ્યું મેં નામ તારું.

એક મુઠ્ઠી ક્ષણ મહીં જીવી ગયેલો કૈં યુગોને,
ઝાકળોભીની સવારો પર લખ્યું મેં નામ તારું.

રોજ આવીને ભીંજવતાં એ વિરહનાં વાદળોની -
સ્હેજ રૂપેરી કિનારો પર લખ્યું મેં નામ તારું.

શબ્દ મારો છે, હશે સાચી ક્ષણે સાચી જગા પર,
લે વ્યથાઓની પુકારો પર લખ્યું મેં નામ તારું.

જેની સાથે આપણો નાળનો નાતો તેને ફરી ફરી મળવાની ને એ સંબંધનું સુખ પામવાની ઝંખના જાગે તો એને હું સાવ સ્વાભાવિક ગણું; એને અતીતરાગ (Nostalgia) કહીને જરા હોઠ મરડી એવી વૃત્તિની નિંદા ન કરું. આપણી પ્રકૃતિ, આપણું સમગ્ર અસ્તિત્વ, સ્થૂળ અને સૂક્ષ્મ, પ્રકૃતિતત્ત્વથી બંધાયું-રચાયું છે એ જાણનાર અતીતરાગમાં પ્રાકૃતપણું, પછાતપણું, પ્ર-ગતિ પ્રતિ ઉદાસીનતા શી રીતે જોઈ શકે ભલા ! (Back to Nature)નો નારો ગજાવનારને, આજની આપણી પર્યાવરણને જાળવવાની જિકર કરનારનો પુરોગામી, પયગમ્બર કેમ ન ગણવો ?!

આ કંઈ બચાવનામું નથી; ને હોય તોય મારા એકલાનું બચાવનામું નથી, આખી માણસજાતનું છે. માણસ પ્રકૃતિની સંનિધિમાં, એની ગોદમાં રહી શકતો નથી એ એની લાચારી છે; પછી લાચાર માણસ એની લાચારીને glorify કરવામાં રાચતો હોય તો ભલે ! બાકી એને પ્રકૃતિનો શીતળ, શામક સ્પર્શ નથી ગમતો એવું તો એ છાતી ઠોકીને ભાગ્યે જ કહી શકે એમ છે.

ઠીક. આટલી વાત તો એક મિત્ર એકાએક અતીતરાગને યાદ કરીને છીંક્યા એટલે કરવી પડી. મુખ્ય વાત તો પ્રકૃતિના ભવ્ય સ્વરૂપના સાન્નિધ્યમાં થોડો સમય ગાળ્યો એની કરવાની છે. પંચમહાલનાં અડાબીડ અરણ્યોમાં, આડા-ઊભા, ઊંચા-નીચા અસંખ્ય ડુંગરાઓએ રચેલા એક સરોવરને કાંઠે ટેકરી પરના, જંગલખાતાના ગેસ્ટહાઉસમાં ગાળેલી રાતની વાત. સૂરજ ડુંગરાઓ પાછળ અઘોર જંગલમાં ખોવાઈ ગયો છે; અંધકાર ચારે દિશાઓમાંથી ને આકાશમાંથી ઊતરી રહ્યો છે, વૃક્ષો હવે એમનાં અલગ વ્યક્તિત્વ ગુમાવીને અંધકારનો એક ગહન રાશિ બની ગયાં છે, ડુંગરાઓ પોતપોતાનું અંધારું પહેરી લઈને ઊભા છે. ઉપર આકાશમાં ચંદ્ર તરે છે; થોડી થોડી વારે સરોવરના જલમાં તારાઓનાં પાન ખરે છે ! સરોવરને કાંઠે ઊંચાઈ પર અમે ખુરશીઓ નાખીને બેઠા છીએ. જંગલખાતાનું ગેસ્ટહાઉસ એટલે ચોકીદારો ને બીજા જંગલવિભાગની ઉત્સાહથી વાતો કરી રહ્યા છે. જંગલખાતાના પ્રધાનશ્રી ગઈ કાલે જ અહીં આવી ગયા છે. અમે ગેરકાયદે થતી જંગલોની કાપણી

વિશે વાત કાઢીએ છીએ એટલે તેઓ કહે છે :'સાહેબ, અહીંની આદિવાસી પ્રજા નાયકા અને રાઠવા એવી તો રાંક છે કે એક તરણું પણ ના તોડે; ને છતાં વૃક્ષો કપાય છે, લાકડાંની ચોરી તો થાય છે; પણ એ આપણા ઊજળા લોક અમલદારો સાથે મળીને કરે છે. પછી એમને કોણ રોકે ? ઊલટું આદિવાસીઓમાં તો બિચારા જંગલની જે આછીપાતળી પેદાશ પામીને ગુજારો કરતા હતા તે હવે ભૂખે મરે છે. સરકારી કાયદા એમને લાગુ પડે, સરકારને ઓછા લાગુ પડે ! રોજની આ રામાયણમાં અમને બહુ રસ નહીં એટલે અમે બીજી વાત કાઢી. પૂછ્યું :'અહીં જંગલી જાનવરો ખરાં કે ?' કહે :'હા, અહીં સાબર છે, નીલ ગાય છે, વાંદરાં છે, શિયાળવાં ને ઝરખડાં પણ દેખાય છે ને પચાસેક દીપડા પણ ફરે છે.' દીપડાનું નામ પડતાં આપણા રામના કાન ઊંચા થઈ ગયા ! નાનપણમાં વતનના થાણામાં ગાડા ઉપર પાંજરાં ચઢાવીને બે દીપડા અમારા જંગલમાંથી પકડી આણેલા તે પ્રત્યક્ષ થયા. વાત આગળ ચાલી. આ સાલ વરસાદ નથી એટલે આ તળાવમાં પાણી છે એ જ; બીજે ક્યાંય પાણી નથી; એટલે દીપડા રોજ રાત્રે અહીં પાણી પીવા આવે છે. અહીંથી એમની તગતગતી આંખો ભળાય ! રાતે એમની ત્રાડ ને શિકારની ચીસો સંભળાય. દીપડો ઝાડ નીચે ઊભો રહી ત્રાડ નાખે એટલે ઝાડ પર સૂતેલાં વાંદરાં આમતેમ દોડાદોડ કરી મૂકે; એમાંનું એકાદ નીચે પડી જાય એટલે દીપડો એને મારી ખાય. વાતો એવી ચાલી મોડી રાત સુધી કે મન આખું વાઘોનું વન થઈ ગયું ! થાક્યાપાક્યો હું કમરામાં જઈ પથારીમાં પડ્યો.

ઘસઘસાટ ઊંઘ ને પછી ઘનઘોર જંગલ વચ્ચે હું મારા ઘરના ખાટલામાં, દાદાની સોડમાં ! મધરાતના સુમારે જાણે ઘરના વાડા આગળથી જોરની એક ત્રાડ, પછી થોડી વારે એક દબાયેલી ચીસ ને પછી ... કરડ નદીના પાણીમાં જીભની લપલપ ! આંખો ઊઘડી જાય છે, છાતી પર પડેલો હાથ ઉઠાવી લઉં છું; બત્તી કરીને જોઉં છું તો પડખે મિત્ર ઊંઘે છે ઘસઘસાટ !

સવારે ચા પીતાં ચોકીદાર કહે; રાતે દીપડો પાણી પીવા આવેલો. હું એને સંભળાય નહીં એમ બોલું છું : હા, હા, મેં ભાળેલો !

તા. ૩૦-૧૦-૨૦૦૦

## એકાન્ત / રતિલાલ 'અનિલ'

એકાન્તમાં બેઠો છું ત્યારે મારાં કેટલાંયે એકાન્તો એકાએક ભેગાં થઈ ગયાં છે. છે એ કરતાં તો કોઈ કોઈ એકાન્ત ખૂબ વિશાળ હતાં તે આ નાનકડી ઓરડીમાં શી રીતે ભેગાં થઈ શક્યાં ? એકાન્તમાં એકાંતો ભેગાં થાય એનું આશ્ચર્ય તો હોય જ. કોઈક વેળા આપોઆપ કુટુમ્બમેળો ભરાય છે અને ઊભરાતા શબ્દો એકબીજા સાથે ભટકાઈને હસી પડી, પોતીકાપણું અનુભવતા નહીં હોય ? ઈશ્વર વિશે કહેવાય છે કે બધું જ અલોપ થઈ જાય ત્યારે તે, તે જ રહે છે. ઈશ્વરને પોતાની હાજરીમાત્ર માટે બધું અલોપ થવા દેવું ગમતું હશે ? પણ એટલું ખરું કે એમને તો એવો લોભ નહીં હોય પણ એમની ગુડવિલ પર જેમની જીવાઈ હોય તેઓ તો ઈશ્વરનું નામ પણ હોવું જોઈએ, એટલું જ નહીં, ગેઝેટમાં થતી જાહેરાત જેવું તેમનું સત્તાવાર મૂલ્ય હોવું જોઈએ એવી હઠ કરે, તેને ઈશ્વરપ્રેમ કે ધર્મપ્રેમનું નામ પણ આપે. બધાંનો લોપ થયા પછી કે વિદાય થયા પછી રહે તે એકાન્ત. મને લાગે છે કે 'પ્રલય' શબ્દ પારિભાષિક બનાવી દેવાયો છે, ત્યારે હશે તો એકાન્ત.

પોતાની સાથે પણ સંવાદ ન કરી શકીએ, ઓરડામાંની ચીજો જેવી એક ચીજ, અલબત્ત જીવતી બની જઈએ. તે એકાન્ત હોય કે ખાલી ઓરડો. હું ઓરડામાંથી ચીજોને અર્થ આપવા, સાર્થ કરવા બેઠો છું એવો ભ્રમ કે ઘમંડ કરવા જેટલા અજાણ ને ઉદ્ધત થવાનું મને પાલવે નહીં. અધિકારના બોજથી એકાન્તને બોઝિલ બનાવી દેવાનો અધિકાર તો પામ્યો નથી, પોતે પોતાનો બોજ અનુભવું એવું કોઈ બાહ્ય વળગણ નથી. ખોળે ખાસ્સો મોટો ધર્મગ્રંથ

લઈ જાણે મારી પાસે ગૌરવ લેવા જેવું કંઈક છે, એવી હેંકડાઈ, જાતછેતરપિંડી કરી શકું નહીં એ સ્થિતિ અનાયાસ મળેલા વરદાન જેવી લાગે છે. પોતાને અસહ્ય બનાવી દે એવો કોઈ બાહ્ય બોજ નથી એટલે આ એકાન્ત કંઈકેય સહ્ય લાગે છે. ઘણાં પુષ્પો સાથે હોય ત્યારે પ્રત્યેકની પોતાની સુવાસ તો હોય, તે ભેગી મળી કોઈ જુદી વિશિષ્ટ સુવાસ બનતી હશે ખરી ? દરેક એકાન્તનું સ્વરૂપ અને બોધ પોતીકા, અલગ જ રહ્યા છે, એમનો મેળો ભરાય ત્યારે ભર્યું ભર્યું લાગે તોયે મૂઝવણ તો થાય. એકાન્તોની કંઈ પરેડ યોજાય નહીં અને દરેકને તેના સંદર્ભ સાથે ઓળખવાનો વ્યાયામવિધિ કરવાનો હોય નહીં.

એકાન્ત એવી નવલકથા હોય છે જેનું એક પાત્ર પોતે હોય છે. પોતાને વિવિધ સ્થિતિ અને સંદર્ભમાં ઓળખવામાં રસ પડવા કરતાં પોતે પોતાને કેટલા અજાણ્યા બન્યા એની જાણકારી થવાનો અઘરો અનુભવ પણ હોય. આપણે કંઈ દેવ કે જાદુગર નથી કે જુદી જુદી સ્થિતિએ, સંજોગોએ જુદાં જુદાં રૂપ ધારણ કરીએ , તે છતાં આશ્ચર્ય થાય એવું સત્ય છે કે પ્રત્યેક એકાન્તમાં પોતે જ હોવા છતાં પોતાની રૂઢ સામાન્ય ઓળખ કરતાં પોતે જુદાં હતાં. કોઈ માયાવી ફોટોગ્રાફર પ્રત્યેક એકાન્તિક સ્થિતિમાં છબિ પાડી હોય તેનું આલબમ આપણને બતાવે તો હતપ્રભ થઈ જઈએ. ઈશ્વરના તો દશ જ અવતારો અત્યાર સુધી અંકે થયા છે, પણ એક જ અવતારે આપણે પોતે કેવા અવતરિત થયેલાં એ જાણીએ તો મૂગા થઈ જવાય. એકાન્તમાં પોતે હોવા છતાં બીજા ઘણા તો નથી એવો પ્રશ્ન થાય. દરેક એકાન્તને પોતાનું જ કહી શકાય એવું હવામાન, ટેમ્પરેચર હોય છે. આ વાત સાથે સંમત થવા પોતાનાં જ બેત્રણ એકાન્તોનો મેળ પાડવા પ્રયત્ન કરી જોજો ! એક જુદી જ મનઃસ્થિતિમાં તમે નદીના એકાન્ત કિનારે ગયા ત્યારે નદીકિનારાના એકાન્તનો મેળ ન પડતા તમે ત્યાંથી ઊઠી ચાલી નીકળ્યા હો એવું બને. અને એક જ પૂર્વપરિચિત એકાન્તે ગયા ત્યારે તે સાવ જુદું લાગ્યું હોય તો નવાઈ નહીં. ક્યારેક તો શા માટે આપણે આપણું એકાન્ત શોધ્યું તે પણ જાણતા હોતા નથી ! બસ એમ જ વગડે ફરતા અવાવરુ કૂવે જઈ તેના નહીં જેવા પાણી સહિતનું એકાન્ત જોયું ત્યારે કેવું લાગ્યું ? નામ પાડી ન શકો એવી અકથ્ય ખિન્નતાભરી મૂંઝવણ અવશ્ય થઈ હોય. કોઈ એકાન્તે માત્ર પોતે જ

પડઘાયા હોય અને મૂળ અવાજ શો હતો તે પણ જાણવાની દરકાર કે જાણ નહીં, તો એ એકાન્તિક અનુભવને શું કહેશો ? પોતે જ પોતાને ભટકાયા હોય ? પોતે જ પોતાની સાથે હાથ મેળવ્યા હોય- એવાં એકાન્તો વિરલ ખરાં પણ અશક્ય તો નહીં જ. પોતાના પ્રત્યે જ અણગમો જ નહીં, ગુસ્સો, તિરસ્કાર સુધ્ધાં આવ્યાં હોય – એવું એકાન્ત તો માણસે પોતાની પથ્થરિયા પોઝીશન ઠાંસી ન હોય તો આવ્યું જ હોય.

આપણે ભાગેડુ નથી તે છતાં એકાન્તમાં ભાગી આવ્યા ન હોય એવું નહીં બન્યું હોય. માણસ ટોળામાં જાય. થોડાક જ માણસોના અવાજોમાં જાય અને નીરવ એકાન્તમાં ચાલ્યો આવે અને એ એકાન્તમાંયે પોતે થોડો ઘોંઘાટ, કેટલીક બેચેની, ચીઢ સાથે લઈ આવ્યો હોય. મેળો વિખેરાયા પછીનું અસ્તવ્યસ્ત વિખાયેલું એકાન્ત જોયું છે ? મહાભારત ખેલાઈ ગયા પછીના જર્જરિત, વીંખાયેલા, ખંડિત, ચુંથાયેલા વિરાટ એકાન્તની કલ્પના કરી જુઓ. ઊભેલા વૃક્ષને છેદી નાખ્યું, રહી ગયું એકાન્ત; કલ્પના કરો, ઢોળાયેલા રસ પછી પાત્રનું એકાન્ત ક્યારેક આપણી જ કોઈ સ્થિતિનું પ્રતીક એકાન્ત હોઈ શકે છે. એકાન્ત મળવું અને પોતે જ એકાન્ત શોધવું : આવી બેવડી સ્થિતિ ન આવી હોય એવો માણસ વિરલ. પાક લણાઈ ગયા પછીના સૂના ખેતરનું એકાન્ત પણ અનુભવવા જેવું હોય છે, કન્યાવિદાય પછી પણ એકાન્ત સર્જાય છે. ભલે લગ્નનો આછો થયેલો ઘોંઘાટ હોય, કન્યાના સૂના ઓરડામાં નજર નાખો. અને કરફ્યુના એકાન્ત વિશે શું કહેશો ? ભયની ચુપકીદી પણ એકાન્ત હોય છે અને જીવનભરના કોલાહલ પછી આવતું મૃત્યુનું એકાન્ત... સૌને માટે એ અંતિમ એકાન્ત તો નિર્માયેલું જ હોય છે. સૂની વાંસળીમાં સૂરોની શક્યતા છે, પરંતુ મોટા ભાગે એના પોલાણમાં સૂનું એકાન્ત જ હોય છે. સત્ય ક્યારેક કેવું સ્તબ્ધ કરી મૂકે એવા સ્વરૂપે સામે આવે છે ? ખાલી પાત્ર માટે તો સૂનું એકાન્ત જ નિયતિ હોય છે. આ જીવન એવું ન બને, ભલે ક્યારેક કે વારંવાર પોતે જ પોતાનું એકાન્ત શોધવું પડે – એના મૂગા બોધને સ્મૃતિની કાયમી કે સામયિક સંપત્તિ બનાવવી પડે.

## ગ્રહણ / રતિલાલ 'અનિલ'

હજીયે સૂર્યગ્રહણ અને ચન્દ્રગ્રહણ આવે છે પણ મૂળે તેનું સ્વરૂપ હતું તે હવે રહ્યું નથી. ઉંમર વધી એટલે બહુ અફસોસ નથી તો પણ આ તે ચન્દ્રગ્રહણ છે ? આ તે સૂર્યગ્રહણ છે – એવો ભાવ વ્યક્ત કર્યા વિના રહેવાતું નથી. એ ગ્રહણોનો હિન્દુ તહેવારો જેવો જુદો પ્રભાવ હતો. ઉત્સવનો નહીં, તો પસાર થઈ જાય એવા ગ્રહણના સાક્ષી થવાનો તેમ અમને તમારા પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ છે એવું સૂર્ય ચન્દ્રને બતાવવાના પ્રસંગ હતા. કોઈ કોઈ મુરબ્બીને આ તે કંઈ માણસ છે ? એવા ઉદ્‌ગાર કાઢવાની પ્રાસંગિક ટેવ હોય છે. આપણે જીવંત છીએ એ પ્રગટ કરવાની વિવિધ અભિવ્યક્તિઓમાંની તે એક. હવેનાં ગ્રહણો જોતાં માંયલો બોલે છે : આ તે કંઈ ગ્રહણ છે ? ત્યારે ગ્રહણ કેવું હોય ? આપણે સૂર્ય ચન્દ્ર સુધી નહીં, માત્ર આપણા સુધી પહોંચી શકીએ. એટલે આકાશમાં ગ્રહણ તો પહેલાં જેવા જ હોય છે, પણ એવે ટાણે પૃથ્વી પર અહેસાસમંદ લોકો હતા તે હવે રહ્યા નથી એટલે ગ્રહણની મૂળ ઈમેજ જ નથી.

આમ તો અમ છોકરડાને બંને ગ્રહણ ગમે પણ સૂર્યગ્રહણના દિવસે કામ બંધ, રજા મળે એટલે એ વધારે ગમે. ચન્દ્રગ્રહણ વખતે માત્ર ઊંઘવામાંથી જ છુટ્ટી મળે. પણ ચન્દ્રગ્રહણ વધારે રહસ્યમય લાગે એટલે ચલાવી લેવાય ! અલ્યા તારે ગ્રહણમાં ઓટલે બેસવાનું નથી એવું કહેવામાં આવે તે સાંભળે કોણ ? સૂર્યગ્રહણ વખતે વહેલું જમી લેવાનું અને ચન્દ્રગ્રહણમાં મોડેથી ગરમાગરમી ખીચડી ખાવાની તક પણ મળે ! ગ્રહણના બેત્રણ કલાક પહેલાં

ચૂલો શાંત થઈ જવો જોઈએ. તે ગ્રહણ છૂટ્યા પછી જ સળગી શકે ! શિયાળો હોય, કડકડતી ટાઢ હોય તો ગ્રહણ છૂટ્યા પછી ઓટલે બેસી રહેવાનું અને સિનિયરો ઓટલે બેસીને વારાફરતી સ્નાન કરે પછી જૂનિયરનો વારો આવે ! બાકી તો જેવું ગ્રહણ છૂટ્યું કે બંધ બારણું ઊઘડે, અંદરથી સ્ટોર કરેલા પાણીના ઘડા આવવા માંડે, પણ હાથોહાથ નહીં ! ગ્રહણમાં બેઠેલા અભડાયેલા, તે સ્નાન કરીને નરવા થયા પછી જ ઘરની કોઈ પણ ચીજને અડી શકે ! પાણીભરેલા ઘડા માથે ઠલવાય, હૂ... હૂ... હૂ... થાય, સ્નાન ઝટ પતે. આખો ઓટલો પાણીથી તરબોળ, પાસેનો રસ્તો શા માટે કોરો રહી જાય ? ઘરમાં ભાગનારા તરત ગરમાગરમ ચા માગે ! રસોઈ થાય તે જમવાની હોય તો ચાનો કપ જોઈએ જ.

ખરી મઝા ગ્રહણકાળની ઓટલે ઓટલે લોકો, અનાજ, જૂનાં કપડાં અને ત્રાંબાના સિક્કા-સવાકા લઈને બેઠા હોય. 'અલ્યા તારે નથી બેસવાનું.' એમ કહેવાય તે સાંભળે કોણ ? 'ઠંડા પાણીએ નાહજે ત્યારે !' એ પરિણામ તો હસતાં હસતાં સ્વીકારી લેવાય ! આખું વાતાવરણ રહસ્યમય લાગે. બધાં ઘરનાં બારીબારણાં બંધ ! ઓટલે ઓટલે પુરુષો રોજિંદા લેબાશમાં તેમ અડધા ઉઘાડા દિલે પણ બેઠા હોય અને શેરીના નાકેથી દાન લેનારાઓનું ધાડું 'ગ્રહણદાન ! ગ્રહણદાન !' એવા પોકારો કરતું આવે. બંને બાજુ ઘર, ઓટલા એટલે એમની કસોટી થાય. દોડતા આવે, મળે તો. અનાજ, કપડું, ત્રાંબિયું લે પછી સામા ઘરના ઓટલા પાસે જવાનું, પણ તે કસોટી બરાબર પાસ કરે ને આગળ ને આગળ પાસેના મહોલ્લામાં વળી જાય, પણ ગ્રહણ પૂરું થાય ત્યાં સુધી પ્રવાહ ચાલુ ! લોકો દોડતા દોડતા કેમ દાન લે છે, ધીમે ચાલતાં નિરાંતે ન લેવાય એવું કિશોરડહાપણને જવાબ એ મળે કે આપણે ટૂંકા જીવનમાં બને એટલું પ્રાપ્ત કરી લેવાનું છે, આ ગ્રહણ એના દૃષ્ટાન્ત રૂપનો બોધ છે. જીવન મર્યાદિત છે, તેમ ગ્રહણ પણ મર્યાદિત સમયનું છે, એટલા સમયમાં મળે તે મેળવી લેવાનું એટલે ભાગતાં ભાગતાં દાન ગ્રહણ કરે ! પણ શેરીના ઝાડુવાળાને સમયબાધ નહીં ! તે બીજા દિવસે ગ્રહણદાન મેળવવાનો અધિકારી ! ઓટલે ઓટલે વસ્તી, ગ્રહણ શરૂ થવાની રાહ જોવાય, ઓટલે ઓટલે દાતાઓ બેઠેલા અને તમામ ઘરનાં બારીબારણાં બંધ. એવા વાતાવરણમાં

શેરીનાકેથી 'ગ્રહણદાન ! ગ્રહણદાન !'ના પોકારો કરતો પ્રવાહ શરૂ થાય ત્યારે તો જાણે ભ્રિલ કે ટેમ્પો આવી ગયો હોય એવું અનુભવાય. મુઠ્ઠી મુઠ્ઠી જુવાર આપવાનો અધિકાર છોકરડાને ખરો, પણ ત્રાંબાનાણાંનું પુણ્ય એને નહીં મળવું જોઈએ એવો પાકો બંદોબસ્ત !

કોઈ બ્રાહ્મણે એવું તો કહ્યું નહીં હોય કે સ્ત્રીઓથી ગ્રહણદાન ન થાય તે છતાં તેમનું સ્થાન ઘરમાં અને ઘઉં જુવાર ખૂટે તો અંદરથી બહાર મોકલી આપે એનું પુણ્ય કદાચ એમને મળતું હશે ! બ્રાહ્મણની જેમ હરિજનો પણ દાનના અધિકારી છે એ જોઈને સારું લાગે, પણ માત્ર સૂર્ય-ચન્દ્રગ્રહણ વખતે જ તેઓ દાનના અધિકારી ? એવો વિચાર આવે.

ચન્દ્રગ્રહણનું વાતાવરણ ઑર ! અંગત દુઃખ એટલું જ કે રજા પાળવાની તક ન મળી ! ઘણી વાર તો ચન્દ્રગ્રહણ એવા સમયે શરૂ થાય કે તેના ત્રણ કલાક પહેલાં જમવાનો અવકાશ નહીં ! એટલે ચન્દ્રગ્રહણ, તે પછી સ્નાનવિધિ ચાલે, પાણીપુરવઠા અને બદલવાનાં કપડાંનો છેલ્લો પુરવઠો પૂરા પાડ્યા પછી સ્ત્રીવર્ગ રસોડે જઈ શકે ! ચૂલો ઠારેલો ને પૂજેલોય હોય. રસોઈને દોઢેક કલાક તો થાય. તે પહેલાં પીઓ ગરમ ગરમ ચા ! ગ્રહણના સમયે બહેનોથી રંધાય નહીં એ તો ઠીક, પણ સોય પણ હાથમાં ન લેવાય. સગર્ભા તો શરીર લંબાવીને મૂગી મૂગી સૂઈ રહે. ગ્રહણ એટલે જ સૂર્ય કે ચન્દ્ર ઘેરાયેલા છે એ છૂટે એ માટે આપણે, પૃથ્વી પરનાઓએ, માત્ર હિન્દુઓએ બને એટલો સંયમ પાળવાનો, દાન કરવાનું ! કિશોર ને તો બસ, વાતાવરણમાં પલટો આણે એવો ચેઇન્જ અને પ્રસંગોમાં પોતાની મનફાવતી ભાગીદારી ગમે. ચન્દ્રગ્રહણ લાંબું હોય તો ઓટલે બેઠેલા મોટાઓ દાન લેનારાઓના પ્રવાહ ત્રૂટક ત્રૂટક થયો હોય તો પાનાં રમે, જુવાનો શેરીમાં અગરપટો ! એનાથી ચન્દ્રને કશી અસૂયા થાય કે નહીં એ વિશે કોઈએ, બ્રાહ્મણોએ વિચારેલું જ નહીં ! ગ્રહણમાં ઘેરાયેલું અનાજ, જૂનાં કપડાં ફરી ઘરમાં લવાય નહીં એટલે ગ્રહણના અંતસમય પહેલાં જે આવે તેને બધું જ આપી દેવાનું, પણ ત્રાંબાના સિક્કા થોડાયે વધ્યાં હોય તે ઘરમાં પાછા લઈ જવાય, તેમને નવડાવીને કોરા કર્યા સિવાય !

ત્યારે કંઈ ગેસના ચૂલા નહીં, પ્રાયમસ ખરો, પણ તે તો ચા માટે. બધા

સ્નાનથી પરવારે, ગૃહપ્રવેશ કરે, સ્ત્રીવર્ગને ઓટલે પડેલાં કપડાં, ડોલ, બેડાં ચોકડી નાવણિયા ભેગાં કરવાનો, તે પછી ચૂલો પેટાવવાનો ! પેટમાં એવી લાહ્ય કે પ્રથમ ફૂંકણી મોઢે માંડી ચૂલામાં ફૂંક મારીએ, લાકડાં સહેજ ચેતે એટલે વાંસના પંખે ચૂલાને હવા નાખીએ ! ઝટ રસોઈ થાય ! તે થયે પહેલા 'પ્રસાદ' લેનારા પોતે જ ! અહીં સિનિયોરિટી નહીં ચાલે ! જૂનિયરોના વિશેષાધિકારો વિશે હજી કોઈએ કેમ કોઈ ગ્રન્થ નહીં લખ્યો હોય ? મધરાતે ગરમાગરમ રસોઈ ઝાપટી પથારી ભેગા થાય ! પછી આવતી ઊંઘ એ ગ્રહણનું વિશેષ દાન હશે !

૧૬ : ૨૦૦૦, ડિસેમ્બર

મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત્ ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

'આવી સુકોમળ અને પવિત્ર વ્યક્તિની વાત આવી તોછડી ભાષામાં ન કરવી જોઈએ.' શ્રીદામને એને સ્નેહભર્યો ઠપકો આપ્યો. 'હા, અહીં તું અધ્યાત્મવિદ્યાના ક્ષેત્રમાં પ્રવેશી ચૂક્યો છે. છતાં તારે આવી ગ્રામ્ય ભાષા બોલવાની સહેજેય અનિવાર્યતા ન હતી. એટલું તો મારે કહેવું પડશે.

તું તારા જ્ઞાનનો જે રીતે ઉપયોગ કરે છે એ જોતાં કહી શકાય કે તું આ દૃશ્યનો અધિકારી નથી. કારણ કે સર્વનો આધાર આપણે એને શી રીતે જોઈએ છીએ તેના પર છે.'

નંદે આ ઠપકાને અત્યંત નમ્રતાથી સ્વીકારી લીધો. એણે કહ્યું, 'તો પછી દાઉજી, તું કેવી રીતે નિહાળતો હતો ? અને મારે કેવી રીતે નિહાળવું જોઈતું હતું એ મને શીખવ.'

શ્રીદામને કહ્યું : 'બધા પ્રકારના મનુષ્યો બે પ્રકારનાં અસ્તિત્વ ધરાવે છે; એક તેમના માટે અને બીજું અસ્તિત્વ બીજાંઓનાં નેત્ર માટે. તેઓ છે પણ ખરા અને સાથે સાથે તેમને નિહાળવાનાં પણ - આત્મા અને દેહ; અને આત્મા તરફ ધ્યાન કેન્દ્રિત કરવાને બદલે માત્ર દેહથી જ પ્રભાવિત થવું એ તો પાપ કહેવાય. કોઈ તુચ્છ ભિખારીને જોઈને આપણને જુગુપ્સાનો ભાવ ન જાગવો જોઈએ. આપણાં નેત્રો પર અને આપણી ઇન્દ્રિયો પર જે પ્રભાવ પડે છે ત્યાં જ અટકી ન જવું જોઈએ. કારણ કે આપણને જે અસર થાય છે તે પ્રભાવની, મૂળ વાસ્તવિકતાની નહીં. જે જ્ઞાનને પામવાની દરેક ઘટના અપેક્ષા રાખે છે તે પામવા માટે પ્રભાવની પાર જવું જોઈએ, એ બાહ્ય વાસ્તવથી વિશેષ છે, એની પાછળ રહેલા આત્મતત્ત્વને પામવું જોઈએ. ઘૃણાજનક કોઈ તત્ત્વને જોઈને માત્ર અટકી જવાનું નથી; એવી જ રીતે સુંદર તત્ત્વને જોઈને જે આકાંક્ષા જાગે ત્યાં પણ અટકી જવાનું નથી; જોકે જુગુપ્સાકારક ભિખારીને જોઈને જે પ્રતિભાવ જાગે એના કરતાં સુંદર માટેના ...

સ્વીકારી લેવાનું વલણ વિશેષ હોય છે, અર્થાત્ સુંદર આપણા અંતર ઉપર જે પ્રભાવ પાડે છે તે આપણા અંતરાત્મા ઉપર કોઈ દાવો કરતો નથી, એ સુંદરના આત્મામાં આપણે પ્રવેશવું જોઈએ એવો આગ્રહ રાખતું નથી. જ્યારે ભિખારીની છબિ એની જુગુપ્સાને કારણે એવો આગ્રહ રાખે છે. આમ છતાં કોઈ સૌન્દર્યના અસ્તિત્વને જાણ્યાપિછાન્યા વિના જ માત્ર એને નિરખીને જો આનંદ આનંદ કરી મૂકીએ તો આપણે એટલા જ અપરાધી છીએ. મારી દૃષ્ટિએ તો જો એ સૌંદર્યને જોઈ શકતા હોઈએ અને તે આપણને ન જોઈ શકે ત્યારે તો આપણી જવાબદારી એથીય વિશેષ. સાંભળ નંદ, આપણે હમણાં જેને નિહાળી એ કન્યા સુમંત્રની પુત્રી છે અને એનું નામ તેં મને જણાવ્યું એ મારે માટે તો એક વરદાન રૂપ છે; કારણ કે એ દ્વારા મને એની છબિ કરતાં કંઈક વિશેષ પ્રાપ્ત થયું. નામ સાથે જ સત્ત્વ અને આત્માનો અંશ છે. તેં જ્યારે મને કહ્યું કે એ એક ગુણવાન કન્યા છે ત્યારે મને એથીય વધારે આનંદ થયો. કારણ કે એની આકૃતિને અતિક્રમી એના આત્મા સુધી પહોંચવાની દિશામાં આ એક વધારાનું પગલું હતું. તું કદાચ એમ કહીશ કે એ પોતાનાં નેત્રોને કમળપત્રના આકારમાં લંબાવે છે અને પાંપણોને જરા જરા શણગારે છે, એ તો એક સ્ત્રીસહજ આચાર છે જેને નીતિરીતિ સાથે કોઈ સંબંધ નથી. એની નીતિભાવના પરંપરાથી ઘડાઈ હશે એટલે આ બધું કદાચ માત્ર નિદોર્ષ રીતે કરતી હશે. પરંતુ સૌંદર્યને પણ પોતાની આકૃતિ પ્રત્યે કોઈ કર્તવ્ય હોય છે. અને એ કર્તવ્યનું પાલન કરીને એ કદાચ એના આત્માને પામવાની અભિલાષાને પ્રબળ બનાવવા માગે છે. એના પિતા સુમંત્ર એક સજ્જન છે, એની માતા કુશળ, ગૃહિણી હશે તથા એનો ઉછેર પવિત્ર વાતાવરણમાં કરવામાં આવ્યો હશે એવી કલ્પના હું આનંદથી કરી શકું છું. દા.ત. એ ઘંટી વડે કેવી રીતે અનાજ દળતી હશે, કેવી રીતે ચૂલા પર સાથવો બનાવતી હશે, અથવા તો ચરખા ઉપર કેવી રીતે ઊનના ઝીણા તાર કાંતતી હશે વગેરે. એની કાયાને જોતો રહ્યો એ મારો અપરાધ હતો એટલે મારું હૃદય હવે તે સાચી વ્યક્તિતા ધારણ કરે એ ઇચ્છે છે.'

'તારું કહેવાનું હું સમજી શકું છું,' નંદે કહ્યું, 'પરતુ મારા કિસ્સામાં આ પ્રકારની કલ્પના આટલી જીવંત હોઈ શકે નહીં. કારણ કે તારે એ ભૂલવું ન

જોઈએ કે મેં તો એને હીંચકો નાખી આકાશમાં ઊંચે પહોંચાડી હતી અને પરિણામે મારે માટે તો એક વ્યક્તિવિશેષ વધારે હતી.'

'અલબત્ત આવશ્યકતા કરતાં કંઈક અધિક.' શ્રીદામનના અવાજમાં ક્યારનો એક કંપ પ્રવેશી ગયો હતો. અધિક એટલે ઘણા બધા અર્થમાં અધિક. તને પ્રાપ્ત થયેલી નિકટતા યોગ્ય હતી કે નહીં એ વિશે હું કશું કહેવા માંગતો નથી કારણ કે એ નિકટતા તારા મસ્તક અથવા એમાંના વિચારોને કારણે નહીં પરંતુ તારા શક્તિશાળી બાહુઓ અને કસાયેલા દેહને કારણે હતી. આ નિકટતાને કારણે તારી દૃષ્ટિએ એ કન્યા માત્ર એક ભૌતિક વ્યક્તિ જ બની રહી તેમ જ આ સાક્ષાત્કારના ઊંડા રહસ્યને પામવા તારી દૃષ્ટિ ધૂંધળી બની ગઈ છે. નહીંતર એની સુંદર કાયા વિશે અક્ષમ્ય કહી શકાય તેવી અભદ્ર અને ગ્રામ્ય ભાષામાં તેં વાત કરી ન હોત. તને ભાન છે કે બાળા, કન્યા, માતા કે શ્વેતકેશી વૃદ્ધા : દરેક સ્ત્રીદેહમાં સર્વનું પોષણ કરનારી જગત્જનની સ્વયં ગુપ્ત રીતે નિવાસ કરે છે અને એ મહાશક્તિના ગર્ભમાંથી જ સર્વ કંઈ અસ્તિત્વ પામે છે અને એમાં જ સર્વ વિલીન થઈ જાય છે, આપણે એનાં બધાં જ સ્વરૂપોમાં પૂજા કરીએ છીએ. સર્વોત્તમ પૂજનીય રૂપે એ જગત્જનની હમણાં જ સુવર્ણમક્ષિકા નદીના કિનારે આપણી સમક્ષ પ્રગટ થઈ હતી. તો પછી આ પ્રગટીકરણ માટે આપણે અત્યંત અભિભૂત થઈ જઈએ એમાં આશ્ચર્ય શું ? અને જો અત્યારે જ મને ખ્યાલ આવે છે કે મારો અવાજ પણ કંપી રહ્યો છે. જો કે અંશતઃ આ કંપ હમણાં તેં જે રીતે વાત કરી તે પ્રત્યેના મારા રોષને કારણે પણ છે.'

'પણ તારા કપોલ અને લલાટ બંને અગ્નિની જેમ રાતા છે.' નંદે કહ્યું, 'અને તારો અવાજ કંપતો હોવા છતાં એમાં એક અસામાન્ય પ્રકારનો રણકો છે. હું પણ તને કહ્યા વિના રહી શકતો નથી કે મારી રીતે કંઈ હું ઓછો પ્રભાવિત થયો નથી.'

'તો પછી મને એ સમજાતું નથી કે તું આવી વાત કેમ કરી રહ્યો છે તથા સૌંદર્યમણ્ડિત દેહને નિહાળનારાઓ નિઃશ્વાસ સાથે સાનભાન ગુમાવી બેસીને સંભ્રાન્તિ પ્રાપ્ત કરે છે એની તું કેવી રીતે અવમાનના કરી શકે ? એનો અર્થ તો એ જ થાય છે કે તારી દૃષ્ટિ કેવળ સીમિત અને દોષયુક્ત છે. આપણી

સમક્ષ જે અત્યંત સુંદર પ્રતિમા રૂપે પ્રગટ થઈ હતી એના સાચા અસ્તિત્વથી તું પૂરેપૂરો વંચિત રહ્યો છે એ સ્પષ્ટ થાય છે. કારણ કે તે ખંડ નહિ પણ અખંડ હતી. જીવન અને મૃત્યુ, ઉન્માદ અને શાણપણ, સંમોહક અને મુક્તિદાયક ... સર્વકંઈ તે હતી. મિત્ર, શું તું આ નથી જાણતો ? તું તો માત્ર એટલું જ જાણે છે કે એ ઘણાં બધાં લોકોને મોહિત અને ભ્રમિત કરી નાખે છે, પરંતુ તું જાણતો નથી કે એ લોકોને અરાજકતાના અંધકારમાંથી મુક્ત કરી સત્યના સાક્ષાત્કારની દિશામાં લઈ જાય છે. એ સત્ય હોય તો તું અતિ અલ્પ જાણે છે, એક અતિ વ્યાપક અને દુષ્કર રહસ્ય વિશે તું ભાગ્યે જ કશું જાણે છે. એટલે એ રહસ્યને પૂર્ણ રૂપે પામવાનો પ્રશ્ન તો સાવ અસ્થાને છે. એ આપણા ચિત્તમાં જે ઉન્મત્તતા પ્રગટાવે છે તે અને સત્ય તથા મુક્તિ તરફ દોરી જનાર ઊર્ધ્વીકરણ વચ્ચે ભાગ્યે કોઈ ભેદ છે. કારણ સત્ય તો એ છે કે જે આપણને બંધનમાં નાંખે છે એ જ અંતે તો મુક્તિ તો અપાવે છે તથા આ ઊર્ધ્વીકરણ જ ઇન્દ્રિયોના સૌંદર્યને અને આત્માના સૌંદર્યને નિબદ્ધ રાખે છે.'

નંદનાં શ્યામ નેત્રો અશ્રુઓને કારણે ચમકી ઊઠ્યાં કારણ કે આવી તાત્ત્વિક વાતોથી એ અત્યંત સહજ રીતે પ્રભાવિત થઈ જતો હતો તેમ જ એવી વાતોને એ આંસુ સાર્યા વિના ભાગ્યે જ સાંભળી શકતો હતો. એમાંય વળી સામાન્ય રીતે જે ક્ષીણ રહેતો હતો તેવો શ્રીદામનનો સ્વર હમણાં અત્યંત ઘેરો બની ગયો હતો પરિણામે એના હ્રદયતલ સુધી પહોંચી ગયો હતો. બકરા જેવી નાસિકામાંથી ડૂસકાં નાંખતો હોય તેમ શ્વાસ લઈ અત્યંત ગદ્‌ગદ્ સ્વરે તે બોલ્યો, 'દાઉજી, આજે તું કેવી ગંભીર વાતો કરી રહ્યો છે ! મને લાગે છે કે આવી અપરિચિત ભાષામાં વાત કરતાં મેં તને ક્યારેય સાંભળ્યો નથી. તારી વાતો મને ખૂબ સ્પર્શી ગઈ છે. મને એટલું બધું લાગી આવ્યું છે કે તને આગળ હવે બોલતો અટકાવું અને છતાં આત્મા અને બંધન તથા સર્વવ્યાપક પરબ્રહ્મ વિશે તને બોલ્યા જ કરવાની વિનંતી કરું.'

આ સાંભળી શ્રીદામન અતિઉત્સાહથી વાતો કરવા લાગ્યો. 'તો પછી બધી વાતનો સાર એ છે કે સીતા માત્ર ઉન્મત્તતા નહીં પણ શાણપણ પણ આપણને આપે છે. હું તને જે કહી રહ્યો છું તે તને પ્રભાવિત કરે છે કારણ કે સીતા સ્વયં બ્રહ્માની પ્રજ્ઞાનું વહન કરનારી અસ્ખલિત વાણીની સ્વામિની છે.

એનાં બે રૂપોમાં આપણને એના સામર્થ્યની પ્રતીતિ થાય છે. કારણ કે એ સ્વયં ક્રોધમૂર્તિ છે, કાળી અને ભયાવહ છે, વરાળ નીકળતાં પાત્રોમાંથી પ્રાણીઓના રુધિરનું પાન કરનારી છે. પરંતુ સાથે સાથે બીજા રૂપે એ શ્વેત અને લાવણ્યમયી છે, પરમ કૃપાળુ છે, પ્રાણી માત્રનો ઉદ્ભવ એનામાં છે, પોષણ આપનારા વક્ષઃસ્થળ દ્વારા સર્વ પ્રાણી માત્રનું લાલનપાલન કરનારી છે. એ જગત્જનની છે. એ પોતે જ વિષ્ણુની પરમ માયા છે અને વિષ્ણુને આલિંગનબદ્ધ રાખે છે. તથા વિષ્ણુ ભગવાન એનામાં સ્વપ્નો જુએ છ પરંતુ આપણે તો વિષ્ણુમાં સ્વપ્ન જોઈએ છીએ. શાશ્વત ગંગામાં ઘણાં બધાં ઝરણાં આવીને ભળે છે. પરંતુ ગંગા સ્વયં સમુદ્રને જઈને મળે છે એ જ પ્રમાણે આપણે વિષ્ણુના વિશ્વસ્વપ્નરત દૈવી મસ્તકમાં વિલીન થઈએ છીએ. અને તે મસ્તક સ્વયં મહામાયારૂપી સમુદ્રમાં વિલીન થઈ જાય છે. અને જુઓ, આપણે એક એવા સ્થળે આવી પહોંચ્યા છે જ્યાં આપણું જીવનસ્વપ્ન પવિત્ર તીર્થસ્થળે વિલીન થઈ જાય છે. જેના ઉદરમાં આપણે સ્નાન કર્યું તે જગત્જનની તથા પ્રાણીમાત્રને પોતાનામાં નિઃશેષ કરી નાખનારી શક્તિ આપણા વિસ્મય અને ઉત્કર્ષના હેતુથી અત્યંત ચારુરૂપે આપણી સમક્ષ એ જ સ્થળે પ્રગટ થઈ. આપણે તેના જનનાંગની પૂજા કરી તેમ જ જળના અર્ઘ્ય આપ્યા. એનું ફળ કદાચ આ પ્રાગટ્યરૂપે મળ્યું છે. લિંગ અને યોનિથી કોઈ મહાન પ્રતીક બીજાં નથી. અને જ્યારે પુરુષ પોતાની શક્તિ સાથે લગ્નવેદીના અગ્નિની પ્રદક્ષિણા કરે છે, ફૂલના ગજરાવાળા તેમના હાથ જ્યારે એકબીજામાં ગુંથાય છે અને તે બોલે છે : 'હું એને પામ્યો છું' જ્યારે તે તેના માતા-પિતાના હાથમાંથી તેનો હાથ પોતાના હાથમાં લઈને જે ભવ્ય વાણી બોલે છે : 'તે હું છું, આ તું છે : આકાશ હું પૃથ્વી તું, સામ હું ઋત્ તું; આવો આપણે સહયાત્રા કરીએ.' ત્યારે એ સમયના જેવો ઉત્તમ સમય જીવનમાં ક્યારેય આવતો નથી. અને જ્યારે તેઓ મિલનને ઊજવે છે ત્યારે તે મનુષ્ય રહેતા નથી, એક પુરુષ અને એક સ્ત્રી નહીં પણ એક મહાન યુગલનું સ્વરૂપ પામે છે, એ શિવ રૂપ પામે છે અને સ્ત્રી અતિપ્રચણ્ડ તથા તેજસ્વી દુર્ગા રૂપ પામે છે. જ્યારે એમના શબ્દો પ્રગટે છે ત્યારે એમના શબ્દો રહેતા નથી પરંતુ ઉન્મત્ત ગહ્વરોમાંથી ઉદ્ભવતો ઘેરો અસ્ફુટ નાદ બની જાય છે જે તેમના આલિંગનના

દિવ્ય આનંદરૂપી ઉત્કૃષ્ટ સ્થિતિમાં વિલય પામે છે. આ એક એવો પવિત્ર સમય છે જે આપણને પરિશુદ્ધ કરી જ્ઞાન અર્પે છે અને અહંની માયામાંથી મુક્તિ અપાવી જગત્જનનીના ઉદરમાં સ્થાપી આપે છે કારણ કે જેમ ઇન્દ્રિયો અને આત્મા ઉત્કટતાથી એક સાથે વહે છે તેમ પ્રેમમાં જીવન અને મૃત્યુ બંને એકરૂપ થઈ જાય છે.'

આ દિવ્ય વાણી સાંભળીને નંદ તો સમાધિની સ્થિતિએ પહોંચી ગયો. એની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી, પોતાનું મસ્તક ધુણાવીને તે બોલ્યો, 'ના. વાક્દેવીની તારા ઉપર અસીમ કૃપા છે, તેણે તને બ્રહ્માના જેવું શાણપણ આપ્યું છે. હવે આગળ સાંભળવું એ મારી પહોંચ બહાર છે અને છતાં તું અનંતકાળ સુધી બોલ્યા જ કરે એમ ઇચ્છું છું. તારા ચિત્તમાંથી જે કાંઈ પ્રગટે છે તેના પાંચમા ભાગ જેટલું પણ હું ગાઈ શકું કે વાતો કરી શકું તો મારા અન્ય સ્વજનોમાં મને પ્રેમ અને આદર મળે. આ જ કારણે તું કદાચ મારા માટે અનિવાર્ય છે.મારા વડીલબંધુ, મારી પાસે જે નથી તે તારી પાસે છે અને તું મારો મિત્ર છે. પરિણામે મારી પાસે જે નથી અને જે તારી પાસે છે એ સર્વ કાંઈ જાણે મારી પાસે પણ છે. કારણ કે તારા મિત્ર હોવાના ન્યાયે હું પોતે પણ એક અર્થમાં તો શ્રીદામન છું. કિન્તુ તારા વિના હું માત્ર નંદ રૂપે જ રહું અને તે પર્યાપ્ત નથી. નિખાલસ રીતે કહું તો તારાથી જુદો પડ્યા પછી જીવવાની કલ્પના પણ ન કરી શકું. એવા સંજોગોમાં માત્ર ચિતા રચીને અગ્નિસ્નાન જ કરું. બસ. આપણે અહીંથી આગળ વધીએ તે પહેલાં આટલું લઈ લે.'

આટલું કહ્યા પછી મુદ્રિકા ધારણ કરેલી અંગુલિવાળો હાથ તેણે પોતાના ખલતામાં નાંખ્યો અને નાગરવેલના પાનનો વીંટો બહાર કાઢ્યો. કારણ કે ભોજન કર્યા પછી મુખને સુવાસિત કરનાર પાન ખાવાનો આનંદ કાંઈક અનેરો જ છે. અશ્રુ મઢેલા વદને સ્હેજ આડું ભાળી નંદે શ્રીદામનને ઉપહાર તરીકે, એમની મૈત્રી તથા દૃઢ સંધિના પ્રતીકરૂપે અને મુદ્રારૂપે પાનનું બીડું આપ્યું.

(અપૂર્ણ)

વિચારભેદ પણ તળની મનોમેળ / જયંત કોઠારી

'તમે તો વેકેશનમાં પણ અમદાવાદ જ રહેશો ? અહીં આવો એમ લખવા જેવો મેં સંબંધ કેળવ્યો નથી... જંગમ પ્રાણી બની સાવ સ્થાવર ના થશો.' (તા.૧૭-૪-૭૫)

'એકાદ દિવસ માટે અચાનક આવો ને તે વખતે મને ઠીક ન હોવાથી વાતો ન કરી શકું તો ધક્કો એળે જાય. બેચાર દિવસ માટે નિરાંતે આવો તો વધુ ગમશે.' (તા.૧૯-૯-૭૫)

'તમારે ભાવનગર આવવાનું કયા નિમિત્તે બની શકે તે વિચારું છું. પ્રયોજન વગર નીકળાય જ નહીં એવું બધું બની ગયું છે. કેવળ મારા માટે આવો એમ તો કેમ લખી શકું ?' (તા.૯-૭-૭૭)

'તમારા એકલાની સાથે કદીયે બે કલાક બેસી શકાય તો તેનો મને આનદ થવા ઉપરાંત સંતોષ થાય. મારા મનની એ અવ્યવહારુ ખેંચ છે.' (તા.૧૬-૩-૮૦)

'એ (પટેલસાહેબ) આવે ને તમે સાથે (બસમાં કે ગામમાં નહીં પણ) મારે ત્યાં આવી રહો એમ ઇચ્છું.' (તા.૧-૧૨-૮૨)

'તેમણે (પટેલસાહેબે)ઑક્ટોબર પહેલાં ભાવનગર આવવાનો વિચાર બંધ રાખ્યો છે. તેની હારોહાર તમે પણ બંધ, એમ સમજ્યો છું. ખોટું હોય તો મારા લાભમાં.' (તા.૧૮-૬-૮૩)

'તમારી ને પટેલસાહેબની આશા હું રાખતો નથી. નૈરાશ્યં પરમંસુખં.' (તા.૨-૯-૮૩)

મુકુન્દભાઈના ૧૯૭૫થી ૧૯૮૫ના ગાળાના સચવાયેલા ૬૦ જેટલા પત્રોમાંથી પસાર થતાં વારંવાર મળતા આવા ઉદ્‌ગારો પર નજર ઠરે છે અને હું આશ્ચર્યવિમૂઢ થઈ જાઉં છું. મુકુન્દભાઈ અને એમનાં સ્વજનોના વિશાળ માનવસંબંધોની મને જાણ છે – મનુષ્યમાં એ ઘણો ઊંડો રસ લેનારાં. વળી મુકુન્દભાઈ પાસે તો સંસ્કારપરંપરાની વિચારની અને અનુભવની એવી વાતો કે જે બીજા સુધી પહોંચાડવા એમનું દિલ ધખ્યા કરે. એક વખતે એમણે મને લખેલું, 'મનમાં ઊભરાતી ઘણી વાતોમાંથી થોડીક સુપાત્રને જણાવી દઉં એમ ઇચ્છા રહ્યા કરે છે. શું ઉપયોગી છે એ તો નિયંતા જાણે પણ કહી દેવાથી મન હળવું થાય. મેં એક યુવાન માતાને મરી જતી વખતે તરફડતી જોઈ છે, જેને બીજી કોઈ ઇચ્છા ન હતી, એક જ હતી કે પોતાના ધાવણા બાળકને એમણે બે માસથી બિમારીને અંગે ધવરાવેલ નહીં તેને એક વાર છેલ્લી વાર ધવરાવી લેવું, જે ડૉક્ટરની ના હોવાથી ન બની શક્યું.' (તા.૧૧-૨-૮૦)

પણ મને આશ્ચર્ય એ વાતનું કે મારી આવી અધીર પ્રતીક્ષા શાને ? હું વળી સુપાત્ર શાનો ? મુકુન્દભાઈની ને મારી દુનિયા જુદી. એમની ને મારી માનસભૂમિકા વચ્ચે ઘણો ફરક. એ પરંપરાગત સંસ્કારોના આશક. એને હૃદયમાં જતનથી જાળવીને જીવનારા. હું એ સંસ્કારજીવન પ્રત્યે આદર અનુભવું, એનાથી મુગ્ધ થાઉં અને અભિભૂત પણ થાઉં. પણ એ સંસ્કારો મારા હૃદયમાં ધબકે નહીં. મારા બે પુત્રોનાં લગભગ એકસાથે લગન થયેલાં ત્યારે આશીર્વાદનો પત્ર લખતાં એમણે એક રમ્ય કલ્પનાચિત્ર રચેલું. 'હવે તો તમે પત્નીપતિ, બંને પુત્રો ને પુત્રવધૂનાં માધુર્ય માણો. જોકે હું તો એવીય કલ્પના કરું છું કે તમે વરવહુ બંને, પૂ.સ્વ.બાના ફોટા પાસે, છેવટ દર માસીસાને દિવસે સાયંકાળે ઘીનો દીવો ને ધૂપ કરી પુત્રો અને પુત્રવધૂઓ સાથે પ્રણામ કરી એકાદ સ્તુતિ કરતાં હો એવી કલ્પનામાં મને તો ખૂબ આનંદ આવે છે.' (૨૨-૧૨-૮૪) આ કલ્પના મનેયે મધુર લાગે, પણ એ કલ્પનાને મૂર્ત કરવાનું અમારાથી ન બને. એ સંસ્કારનો વારસો જ અમારી પાસે નહીં. ત્રણે ભાઈઓમાં બાનો સૌથી વધુ વિશ્વાસભાજન અને પ્રેમભાજન હું રહ્યો. બા મોટે ભાગે અમારી સાથે રહ્યાં, એમની સેવા કરવાની વધુ તક અમને મળી ને અમે પ્રેમપૂર્વક એનો લાભ લીધો. પણ મુકુન્દભાઈએ કલ્પ્યું તેવું

સંસ્કારજીવનનું કાવ્ય અમે સર્જી ન શકીએ. કદાચ આ બ્રાહ્મણ ને વણિક સંસ્કારો વચ્ચેનો આ ફરક હોય.

મુકુન્દભાઈમાં લાગણીની ભીનાશ. મારામાં કંઈક વ્યવહારની રુક્ષતા. લાગણીનો અભાવ નહીં, પણ લાગણીની અભિવ્યક્તિમાં હું ગેરસમજ થાય એટલી હદે કાચો પડું. લાગણી કર્તવ્યકર્મ રૂપે જ વ્યક્ત થાય. મુકુન્દભાઈ પ્રધાનતયા ભક્તિયોગના માણસ, હું જ્ઞાનયોગ-કર્મયોગનો માણસ. ભક્તિનો ભાવ ન અનુભવું એમ નહીં પણ એની આર્દ્રતા નહીં. જ્ઞાનસા... -કર્મસાધનામાં ભક્તિ સમાઈ જાય. મુકુન્દભાઈ ધર્મ-અધ્યાત્મમાર્ગના સાધક. મને એવું કોઈ લક્ષ્ય પ્રાપ્ત થયું નથી. પ્રાપ્ત કર્મો કરતાં-કરતાં ઉચ્ચાશયી જીવન જીવ્યે જવામાં હું માનનારો. મુકુન્દભાઈની ઊંડી ઈશ્વરનિષ્ઠાથી પણ હું વંચિત.

મુકુન્દભાઈ માનતા કે 'પોતે જે વિષયને સર્વોત્તમ માનતો હોય તે પરત્વે જ સાંભળવું, વિચારવું, ભાવથી તેમાં તન્મય રહેવું અને તદ્‌વિષયક જ બોલવુંલખવું એ વ્યક્તિના પોતા માટે તેમ વાગ્વ્યાપાર માટે વિકાસસાધક છે.' (પ્રાણ પપૈયાનો, ૧૯૭૯, નિવેદન, પૃ. ૬) એમને મન સર્વોત્તમ વિષય તો ઈશ્વરસાધના જ. એટલે હું સાહિત્ય પરિષદના ઇતિહાસ માટે કાન્ત વિશે કામ કરતો હતો અને એમનું માર્ગદર્શન મળ્યું ત્યારે એમનો પહેલો પ્રત્યાઘાત એ હતો કે આવા વિષયમાં શું પડ્યા છો ? ઊંચા વિષયમાં કામ કરો. એમની આ અપેક્ષા પૂરી કરવાની મારી કોઈ હેસિયત નહીં. હું મારી વિવિધ પ્રકારની સાહિત્ય અને વિદ્યાની પ્રવૃત્તિઓમાં ડૂબતો રહ્યો. મુકુન્દભાઈને આ ગમે નહીં. એ મને ચીમકી આપતા રહે, 'સાંસારિક વિષયોની બહુલતા અંતે તો લુપ્ત છે. એને બાથ ભરવા જાય તેને સમયનો અભાવ નડે જ. ગાંધીજીને પણ નડેલો. બીજાની શી વાત ! આપણે આપણી ઇચ્છાવૃત્તિ ને વિષય પર નાચનાર જીવો છીએ. યુગનો પ્રભાવ છે.' (તા. ૬-૮-૮૩)

હા, હું યુગના પ્રભાવને ઝીલનારો. મુકુન્દભાઈ તો આત્મનિષ્ઠ. એ એનાથી અલિપ્ત રહી શકે. એમની માનસભૂમિકા અનેરી અને ઊંચેરી. ત્યાં પહોંચવાનું મારે માટે અશક્ય જ. એમના શબ્દો જુઓ : 'કામમાં ખૂંચી ગયા છો ઠીક છે. ઊંડા પાણીના કાદવમાં હાથી ખૂંચતો જાય તેમ મને તો ખૂંચવું ન

ગમે. કર્તવ્ય, પુરુષાર્થ, આદર્શ, સેવા વગેરે સૂત્રો જેમના આગળ પડતા હોય તે બીજું શું કરી શકે ?' (તા.૨-૯-૮૩) આવો નિવૃત્તિભાવ આપણા નસીબમાં ક્યાંથી ?

• મુકુન્દભાઈની ને મારી સાહિત્યદૃષ્ટિમાં પણ પાયાનો ફરક. હું વિવેચકવૃત્તિને બાજુ પર ન મૂકી શકું. જીવનની દૃષ્ટિએ ભાવ-ભાવનાનું એક સ્વતંત્ર મૂલ્ય હોવાનું સ્વીકારું પણ સાહિત્યકૃતિ તરીકે મૂલ્યાંકનમાં એની કલાસિદ્ધિને અવગણી ન શકું. મુકુન્દભાઈની દૃષ્ટિ તો એવી કે 'આત્મોન્નતિ અને બાહ્ય શ્રેય ઉભયને અનુલક્ષીને પોતાના અંતઃકરણને સંસ્કારવું અને એમાં ઉપયોગી થાય તેવાં સાહિત્યને પુરસ્કારવું. તેમાં કલાતત્ત્વ જોવું એ દૃષ્ટિ નથી એટલું જ નહીં ઘણે ભાગે તેનો જાગ્રતપણે વિરોધ થાય છે.' (તા.૧૬-૩-૮૦) વિચારું છું ત્યારે મુકુન્દભાઈની અને મારી દુનિયા ઘણી રીતે જુદી દેખાય છે. છતાં એમણે મને સુપાત્ર લેખ્યો અને આત્મીય બનાવ્યો તે તો, એમને ગમતો ઉદ્ગાર વાપરીને કહું તો, પ્રભુકૃપા છે.

૧૯૭૪ના ડિસેમ્બરમાં ભાવનગરમાં ગુજરાતીના અધ્યાપક સંઘનું સંમેલન મળ્યું ત્યારે હું પહેલી વાર મુકુન્દભાઈને મળ્યો હતો. તે પહેલાંથી જ, મુકુન્દભાઈના લખવા મુજબ, એમને મારા પ્રત્યે આદર થયેલો. (તા.૨૪-૯-૮૪નો પત્ર) ભૃગુરાયે મુકુન્દભાઈને મારે વિશે ત્રણેક આદરવાળાં કહેલાં ત્યારથી એમને મારા પ્રત્યે આત્મીય ભાવ જાગ્યો હતો એમ પણ એ લખે છે. (તા.૧૩-૩-૮૩)

માત્ર આત્મીય ભાવ નહીં, મને અભિમાન થાય એવી શ્રદ્ધા પણ એમણે મારા વિશે અનુભવી છે. એક વખત મેં મારા અધિકારનો પ્રશ્ન ઊભો કર્યો ત્યારે એમણે મને લખેલું, 'જીવમાત્રમાં શિવતત્ત્વનો અધિકાર છે જ. મને તમારામાં ઘણી શ્રદ્ધા છે.' (તા.૧૮-૪-૭૫) બીજી એક વખતે લખેલું, 'તમે પ્રજાના વિચારજીવનનું સ્તર અધ્યાપન દ્વારા ઊંચે લાવી શકો તેવા છો. ભાષાના અધ્યાપકો દ્વારા આગામી પ્રજાના ચારિત્ર્ય ઘડતરની શક્યતા છે, કીમિયો છે. અજમાવો.' (તા.૨૭-૩-૭૬)

(ચી.ના.) પટેલ સાહેબ એમને ત્યાં એક વખત જઈ આવ્યા પછી મુકુન્દભાઈએ મને લખેલું, 'અમારામાં વિચારભેદ જણાયો, પણ તેથી વિશેષ

તો મનોમેળ તળમાંથી લાગ્યો તેથી આનંદ અને સંતોષ થયો. જીવનમાં એ જ દુર્લભ છે.' (તા.૧૪-૫-૮૪) મને લાગે છે કે મુકુન્દભાઈ ને મારી દુનિયા બહારથી ઘણી રીતે જુદી હતી પણ અમારી વચ્ચે કશોક તળનો મનોમેળ હતો. મોકળું મન હોય તો જુદા વિચારો અને જુદી જીવનપદ્ધતિને એક યથાર્થતા તરીકે સ્વીકારી શકાય, એના પ્રત્યે આદર અનુભવી શકાય. દેખીતી ભિન્નતા વચ્ચે મૂળભૂત જીવનમૂલ્યોની સમાનતા પણ શોધી શકાય. મુકુન્દભાઈ સોણા સમાન બની ગયેલા જે જીવનસંસ્કારોને છાતીએ વળગાડીને જીવતા હતા અને જેનું ચિત્રણ એમણે 'સત્યકથાઓ' વગેરે ગ્રંથોમાં કર્યું છે એનું આકર્ષણ અને એના પ્રત્યે ઊંડા આદરની લાગણી કોણે અનુભવ્યા નહીં હોય, ભલે આજે એની વ્યવહાર્યતા આપણે ન સ્વીકારી શકીએ એમ હોય. 'મારા ગુરુજીની વાતો' તો વાસ્તવ અને વ્યવહારની પીઠિકા પર ઊભેલી હોઈ મારા બુદ્ધિવાદી માનસનેયે સ્પર્શી ગઈ. મુકુન્દભાઈ પાસે વીતેલા જમાનાની – પ્રશ્નોરા જ્ઞાતિ વગેરેની – ઘણી, એમની સાથે લુપ્ત થાય એવી માહિતી હતી. મુકુન્દભાઈની અપેક્ષા મુજબ હું ભાવનગર ન જઈ શક્યો, પણ ભાવનગર જઈ એમની પાસે બેસી એમની વાતો સાંભળવાની ગરજ મને જ થાય એવી સ્થિતિ હતી. બે દિવસ માટે પણ મુંબઈ જાઉં ત્યારે મુકુન્દભાઈના બાળમિત્ર ભૃગુરાય અંજારિયાની મુલાકાત લેવાનું ચૂકવાનું જેમ મને ન ગમે, તેમ ભાવનગર જાઉં એટલે મુકુન્દભાઈ સાથે બેઠક હોય જ. એમનો અને સમસ્ત પરિવારનો સ્નેહ એવો કે મારે એમનું આતિથ્ય પણ માણવાનું હોય.

'ન વૃદ્ધાઃ સેવિતા : ત્વયા' એમ મને કોઈ કહી નહીં શકે. વૃદ્ધોને સેવવા એ મને ગમતી વસ્તુ છે. કોઈ ફરજ તરીકે નહીં, એક સહજ લાગણી છે એ મારી અને એ દ્વારા હું મારી જાતને સમૃદ્ધ થતી અનુભવું છું. મુકુન્દભાઈએ એક વખત એમની લાક્ષણિક નમ્રતાથી નોંધ લીધેલી કે 'મારી વાત, વિના કારણ, સામાને નહીં ગમે તેમ સંભવ ગણતો હોવા છતાં કહું છું તેમ તમનેય કરી છતાં તમે જે રીતે રહ્યા પછીથી, તે પણ ગમ્યું છે. બાકી તમે મારે ત્યાં સીધા આવી રહો છો તે તમારી ઉદારતા છે અને તેથી મને ગમો છો પણ વધુ.' (તા.૨૪-૯-૮૪)

અને હું પણ શું જે જીવનઘરેડમાં હું પડ્યો છું તેનો જ માણસ છું ? પ્રાપ્ત

કર્મો અને કર્તવ્ય કર્મોનો સ્વીકાર કરીને ચાલવાનો સ્વભાવ ધરાવતો એવો હું તેના જીવનની ગાડી પાટા બદલતીબદલતી ક્યાં પહોંચી છે ! પ્રથમ પહેલી સમજણની જે કિશોરવય, એના રંગ પર બીજા કેવા રંગ ચડતા ગયા છે ! જયંતીલાલ દવે મારા હૃદયમિત્ર – પ્રકૃતિ અમારા બંનેની ઘણી જુદી છતાં હૃદયમિત્ર. એમનો કાવ્યસંગ્રહ 'ડાંગરનો દરિયો' પ્રસિદ્ધ થયો. ગ્રામપ્રકૃતિ અને તળપદા સંસ્કારોની એ સરલસહજ કવિતાથી મુકુન્દભાઈ રાજી થઈ ગયા. એમને એમાં પોતીકાપણું લાગ્યું. એના પ્રકાશનમાં મારો હાથ છે એ જાણી પણ રાજી થયા અને એટલે જ મને લખ્યું, 'જંગલો, પર્વતો, ..., નદીનાળાં હું ખૂબ જ ફર્યો છું ... વનસ્પતિ, પ્રાણી, જીવાત, ખડ, પશુપંખી ઘણાંને ઓળખું એટલું જ નહીં આત્મીય લાગવાથી તેમને વિશે જાણું પણ ઘણું. આમ આત્મીય લાગેલ હોવાથી મને એ વિશે કોઈ લખે તો ખૂબ ગમે. તમે કંઈક કોક દિ'તો એ વિશે લખો. અમદાવાદની સાંજનું આકાશ ને તમે નાનપણમાં છેવટ રાજકોટમાં જોયેલ (તે) સાયંકાળના આકાશને યાદ કરી સરખાવો, શું કેવું શાંતિપ્રદ તે વિચારીને અનુભવો.' (તા.૧-૧૨-૮૩)

આનો જવાબ મેં આપેલો તે મુકુન્દભાઈને ત્યાં સચવાયેલો નથી. મુકુન્દભાઈએ જે અપેક્ષા વ્યક્ત કરી છે તે તો હું સંતોપી શકું એમ નહોતું, પણ મને યાદ છે કે મેં મારી કેટલીક અંતરંગ વાત કરેલી, જયંતીભાઈ દવે સાથેનો મારો હૃદયસંબંધ પ્રગટ કરેલો અને એવી મતલબનું લખ્યું હતું કે જયંતીભાઈ મારી 'અધર સેલ્ફ' – મારું અપર આત્મરૂપ છે, હું જે કરવા ચાહુ ને નથી કરી શક્યો એ એ કરે છે. મુકુન્દભાઈનો પ્રતિભાવ એ શેના જીવ હતા તે આબાદ બતાવી આપે છે, 'તમારામાં જીવતું હૃદય છે તેની તરસ્યા જીવને પ્રતીતિ કરાવતું તા.૫-૧૨-૮૩નું ઇન્લૅન્ડ મળ્યું છે. કેવો રાજી થયો હોઈશ એ સમજાવી શકતો નથી. તમે સમજી શકશો.' (તા.૧૫-૧૨-૮૩)

મુકુન્દભાઈની તરસ કે ભૂખ શાની હતી તે સ્પષ્ટ રીતે દર્શાવતા શબ્દો પણ આ રહ્યા : 'વ્યવહાર અને બુદ્ધિવિષયક પત્રોની મને ભૂખ નથી, ભૂખ તો નિર્વ્યાજ સ્નેહસભર પત્રની, વાગ્વ્યવહારની ને સન્નિધિની છે.' (તા.૧૫-૧૨-૮૩) પણ મારાથી અંતરંગ વાતો કરતો એક પત્ર લખાયો તે લખાયો, એ સ્તરે હું સતત જીવી શકું નહીં. મારો પત્રવ્યવહાર વધારે વ્યવહાર અને

બુદ્ધિવિષયક જ રહે. મુકુન્દભાઈની તરસ છિપાવવાનું મારું ગજું નહીં. આથી હું અસંતોષ અનુભવું અને મુકુન્દભાઈ સાથેના વ્યવહારમાં કંઈક સંકોચ પણ અનુભવું. મારી આ અધૂરપ છતાં મારા ઉપરની એમની સ્નેહવર્ષાથી મૂંઝવણ પણ અનુભવું.

મુકુન્દભાઈનો હું મોટે ભાગે શ્રોતા. એમ જ હોય કેમકે એમને આપવાનું હતું ને મારે લેવાનું હતું. પણ અમારે ઝાઝું મળવાનું થયું છે એમ ન કહેવાય. અને અમે મળ્યા છીએ ત્યારે બહુ લાંબી વાતો કરી છે એમ પણ ન કહેવાય. એક તો, એમના હૃદયકપાટને ખોલવાની ચાવી મારી પાસે નહીં અને બીજું એમની કેટલીક વાતોનો ઘટતો પ્રતિસાદ હું પાડી ન શકું. આમેય સ્વભાવ સંકોચશીલ ઉપરાંત કંઈક સ્પષ્ટવક્તા. પોતાનો અભિપ્રાય છુપાવી શકું નહીં, એટલે મૂંગા રહેવાનું સલામત લાગે. મુકુન્દભાઈનું હૃદય કોમળ પણ એમનો કશો તાપ નહીં. ધીમે ધીમે મારો સંકોચ છૂટે જ. હું મારા અભિપ્રાય, વિચાર પ્રગટ કરતો થાઉં. ઘણી વાર મુકુન્દભાઈની એ અપેક્ષા હોય. હું જોઉં છું કે મુકુન્દભાઈએ મારી નિખાલસતા-સાચૂકલાઈનું કેટલું બધું મૂલ્ય આંક્યું છે ! એક પુસ્તક મોકલતાં એમણે મને લખેલું, 'નિખાલસતાથી કહી શકે તેવા આપણે ત્યાં ભાગ્યે જ થોડા વિદ્વાનો છે. તેમાં તમે મને એક લાગ્યા છો.' (તા.૪-૩-૮૦)

મુકુન્દભાઈની અને મારી આંકણીઓ જુદી. તેથી કેટલીક વાર મારી પરીક્ષા જણાવવાનું મને નિરર્થક લાગે. એમની 'સંસ્કૃતિ'માં છપાયેલી 'નામ માધવનું' એ રચના મને ગમી અને મારી ખુશાલી વ્યક્ત કરતો પત્ર મેં લખ્યો. એમણે લખ્યું, 'ધર્મભાવનાવાળી કવિતા તમે આસ્વાદી શકો છો એ જાણી રાજી થયો.' બેશક, ધર્મભાવ પણ કાવ્યોચિત્ત સંવેદન છે એમ હું માનું જ, ભલે એ ધર્મભાવ મારામાં ન હોય. કાવ્ય સિદ્ધ થયું હોય તો એનો આસ્વાદ પણ લઉં જ, ભલે પરીક્ષકવૃત્તિ પ્રવર્ત્યા વિના ન રહે. મેં વધુમાં લખેલું કે 'અહીંતહીં કંઈક કહેવા જેવું વિવેચકનજરને જડે, પણ એનું તમને શું મૂલ્ય હોય તે હું જાણતો નથી.'

આનો મુકુન્દભાઈનો પ્રતિભાવ ખૂબ લાક્ષણિક હતો : 'મને પોતાનેયે ખબર નથી. પણ નાના બાળક કે અભણ અણસમજુ ગણાતા માણસના

કહેવાના તાત્પર્યને કાળજીથી તેમની દૃષ્ટિથી સાંભળી વિચારવાની ટેવ વરસોથી. મૌનની નીચે કેવો ભાવ, કઈ દૃષ્ટિ છે તે જોતાં પણ મને મારા ગુરુએ શીખવ્યું છે. એટલે તમે કંઈ જણાવશો તો ધ્યાન દઈ સમજીશ. તમે તમારા પ્રતિભાવો જણાવશો તે મને ગમશે, કારણકે તમારામાં સાચૂકલાપણું છે તે મને આદરણીય જણાયું છે.' (તા.૧૧-૮-૭૯)

મારા મૌનની પણ મુકુન્દભાઈએ નોંધ લીધી છે. ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પ્રસિદ્ધ થતા પ્રભાશંકર પટ્ટણી વિશેના પુસ્તકમાં ઉમેરવા માટે એક લેખ એમણે મોકલેલો. રઘુવીર ચૌધરીને એ લેખ ઉમેરવાનું યોગ્ય ન લાગ્યું, જે મુકુન્દભાઈએ સ્વીકાર્યું. આ કાર્યવાહી મારા મારફત થઈ હતી એટલે મુકુન્દભાઈએ મને લખ્યું, 'જોકે તમે તો તદ્દન મૂંગા રહ્યા તે મારે મન મૌન નથી જ.' એ લેખ અન્યત્ર છપાવવા મેં સૂચન કર્યું તે અંગે તો એમનો પ્રતિભાવ જરા તીવ્ર હતો, 'લેખ વાંચ્યા વગર તમે પરત કર્યો તોયે એમ કેમ લખો છો કે અન્યત્ર જરૂર છપાવી શકાય. હું લખું છું માટે મારી વાત ન માન્યામાં આવે તે સમજાય છે પણ ખરેખર છપાવી જ નાખવાની મને હોંશ, ચળ, ખણસ, ખુજલી, ઇચ્છા, વૃત્તિ, અભિલાષ કે આવેશ નથી જ. હોય તો મને ખબર નથી. હવે શક્તિ જ ક્યાં છે ? મારામાં સમજણ જ ઓછી.' (તા.૨૭-૪-૮૩)

મુકુન્દભાઈમાં લેખ છપાવી નાખવાનો આવેશ ન હોય, પણ આ પ્રત્યાઘાતમાં તો આવેશ છે એમ મને લાગે, જરા રીસ જેવું પણ લાગે. પણ એના મૂળમાં થોડી ગેરસમજ હતી, મારા પક્ષે સ્પષ્ટતાનો અભાવ હતો. મુકુન્દભાઈ આ વિષયના જાણકાર એટલે એમના લેખમાં ઉપયોગી માહિતી હોય એવો મને વિશ્વાસ હતો. મેં લેખ પર ઝડપથી નજર પણ કરેલી, પણ પુસ્તક પ્રેસમાં ચાલતું હતું તેથી લેખ રઘુવીરભાઈને મોકલી દેવાની તાકીદ હતી. પછીથી લેખ મુકુન્દભાઈને સીધો પરત થયો, મારી પાસે આવ્યો નહીં. મુકુન્દભાઈને મારે આ ખુલાસો કરવાનો થયો.

'પ્રભાશંકર પટ્ટણી : વ્યક્તિત્વદર્શન'માં પરિમાર્જનની આવશ્યકતા હતી અને એમાં સહાયરૂપ થવા મેં તત્પરતા બતાવી. પરિમાર્જનની આવશ્યકતા મુકુન્દભાઈ સ્વીકારતા હતા, પણ મારી સહાયની બાબતમાં મુકુન્દભાઈને

કંઈક પાયાનો દૃષ્ટિભેદ હતો. એની વચ્ચે મેળ બેસાડવાનું ઝાઝું શક્ય ન લાગે અને કંઈ કહેવા-લખવાનું ખાસ અર્થપૂર્ણ હોવાનું પ્રતીત ન થાય. મુકુન્દભાઈ થોડા સંવેદનશીલ એવી પણ મારી છાપ. પણ હું કંઈ હમેશાં મારી જાતને રોકી શકું નહીં. એક વખતે મેં લખી નાખ્યું કે તમને ન ગમે એવું કેટલુંક લખવાનું મને સૂઝેલું. બીજું શું હોય, કોઈ સાહિત્યિક મુદ્દો જ હશે. મુકુન્દભાઈએ જવાબ આપ્યો, 'લખો ને મને બતાવી આગળ ચાલવાની કંઈ જરૂર નથી. આ મકન વળી કઈ વાડીનો મૂળો છે ? મને કેવું લાગે તે ન વિચારશો. તમે લખો તે વિચારશો,' (તા.૧૨-૧-૮૧) એમ તો મુકુન્દભાઈને પણ મને ન ગમે એવું લખવાનું સૂઝ્યું હશે અને લખવું નિરર્થક લાગ્યું હશે. પણ એ તો રહ્યા વિવેકપુરુષ. સામાની લાગણી વિશે વધારે સભાન. એટલે કેટલીક વાર કંઈક લખ્યા પછી 'આવું લખવા માટે મને માફ કરશો' એવું વાક્ય પણ આવે. શુદ્ધ બુદ્ધિથી જે લખ્યું હોય તે માટે આવી ક્ષમાયાચના કરવાનું મારા સ્વભાવમાં નહીં. કોઈ વાર કોઈને માઠું લાગી પણ જાય. અલબત્ત, તે પછી ક્ષમા માગતાં મને સંકોચ ન નડે.

મુકુન્દભાઈ એમનાં બધાં પુસ્તકો મને મોકલ્યા કરે, એ હું વાંચું અને કંઈ અભિપ્રાય આપું એવી એમને ઇચ્છા પણ રહે, ક્યારેક મને શરમમાં નાખે એવી નમ્રતાથી લખે, 'સત્યકથા ભાગ-૨' કંઈ વાંચી શક્યા છો ? મને માર્ગદર્શન મળે માટે પૂછું છું. ભૂલો બતાવો.' (તા.૩૧-૧-૮૫) પણ મારી પ્રવૃત્તિશીલતાને કારણે એમનાં પુસ્તકો વાંચવાનું, એ વિશે કઈ કહેવાનું ઓછું બની શકે. મુકુન્દભાઈને એમનું મન વાળી લેવાનું રહે. એ કામ પણ એ ઘણા સૌજન્યપૂર્વક, પ્રેમાળતાપૂર્વક કરે : 'મારું વાંચવાનો સમય ન મળે પણ જોઈને તમે રાજી થાવ અને ઘરમાં હોય તો નજર ફેરવી શકાય તેમ કલ્પના કરું છું. ખરીદેલાં ઘણાં પુસ્તકોનાં હું બેપાંચ પાનાં પણ વાંચી શક્યો નથી.' (તા.૧૨-૪-૮૨) 'વાંચી ન શકો, જોઈ ન શકો તોય આ મુકુન્દરાયે કર્યું તે જુઓ એ જ મારે મન ઘણું.' 'કેવળ સુજ્ઞ ગણતો હોઉં તેમને દેવામાં મને સંતોષ રહે છે – શંકરને મંદિરે મૂઠી ચોખા મૂકી આવું એવો.'

પત્રવ્યવહાર પણ મુકુન્દભાઈને સંતોષ થાય એવી રીતે મારાથી નિભાવી ન શકાય. કામકાજી પત્રો તો લખાય – અમદાવાદનાં કેટલાંક કામો એ મને

સોંપતા – પણ નિરાંતે મોકળાશથી પત્રો લખવાનું ઓછું બને. 'ક્યારેક છેવટ પણ લખી સંભાળ લેશો' (તા.૧૨-૨-૮૦) 'તમે હવે મૌન સેવવા નિર્ણય લીધો ?' (તા. -૯-૮૩) એવા ઉદ્‌ગારોથી કોઈ વાર એમની પત્ર-ભૂખ વ્યક્ત થઈ જાય, પણ આ બાબતમાં યે એમને મન વાળી લેવું પડે : 'વિગતે પત્ર લખવાનો મોહ ન રાખશો. કોઈ બોજા તળેથી માથું ઊંચકી સૌજન્યથી, મને લખવા શ્રમ લે તેવું હું ઇચ્છતો નથી. ઊલટું દુઃખ થાય.' (તા.૨૦-૯-૮૩) બીજાની અગવડનો વિચાર કરવાની આમાં કાળજી છે, પણ મુકુન્દભાઈ મને પોતાની હૃદયની ઈચ્છાથી બીજે છેડે જતા લાગે.

મને પત્રો લખવામાંયે મુકુન્દભાઈને મૂંઝવણ થઈ હોય એવું દેખાય છે. એમની પરસ્પરવિરોધી કહેવાય એવી મનોમુદ્રાઓ પરખાય આવે છે. એક વખત 'હમણાં હું કેવળ પ્રયોજનપૂર્વક કાગળ લખતો હોઉં તેવું મને લાગે છે, '(તા.૨૨-૧-૮૩) એમ જાણે અફસોસ કરે છે, જાતથી અસંતોષ અનુભવે છે, બીજી વખતે મનમોજથી, એકદમ હળવા થઈને લખે છે, 'આજે સપ્રયોજન નહીં, કેવળ વિનોદાર્થે લખું છું. અતિ પ્રવૃત્તિશીલ વિદ્વાનને વિનોદાર્થ મારા જેવાએ લખવું યોગ્ય નયે ગણાતું હોય, પણ યોગ્યાયોગ્યનો વિચાર કરીને કોણ લખે, બોલે કે વર્તે છે ? મને એ બધા જેવો ભલે ગણો' (તા.૩૦-૧૦-૮૨), તો વળી પોતાની લાક્ષણિક સભાનતાથી સંકોચ પણ અનુભવે છે, 'કેવળ શબ્દવિદ્વાનોને કાગળ લખવાનો અર્થ મારા જેવા માટે નથી. માણસાઈવાળા સજ્જન વિદ્વાનને લખી શ્રમ દેતાં સંકોચ થાય તેનું શું કરવું તે (પટેલસાહેબ અને હું)માંથી કોઈ જણાવશો.' (તા.૩૧-૧-૮૫)

મુકુન્દભાઈના આ સઘળા સંકલ્પ-વિકલ્પોમાં એક દોર પકડાઈ આવે છે નિર્વ્યાજ સ્નેહસંબંધ, આત્મીયભાવ માટેની એમની તરસ, જે છિપાવવાનું મારાથી બની શક્યું નહીં તેનો અફસોસ જ મારે ગુજારવાનો રહ્યો.

કર્તવ્યનો બોજ લઈને ફરવું એ મુકુન્દભાઈની પસંદગી નહોતી જ, પણ કર્તવ્યભાવ અને કર્તૃત્વભાવ વચ્ચેનો ભેદ કરી, મારા કર્તવ્યભાવને એ સ્વીકારી શકે છે, એ માટે ધન્યવાદ આપે છે અને 'ખૂબ આગળ વધો અને સુખી થાઓ' એવા આશીર્વાદ પણ આપે છે. (તા.૧૨-૨-૮૦) બીજી બાજુથી એક વડીલને સહજ એવી ચિંતાથી સલાહ આપે છે, 'તબિયતને, કુટુંબને

જાળવશો, ઉપેક્ષા ન જ કરશો તો પરિણામે જીવને સંતોષ થશે.' (તા.૨-૯-૮૩) એમની ચિંતા સાચી હતી તે કેટલાંક વર્ષ પછી આવેલી ગંભીર બિમારીએ બતાવી આપ્યું.

મુકુન્દભાઈ અને મારી વચ્ચેનો દૃષ્ટિભેદ ક્યારેક મુશ્કેલી ઊભી કરે એવું પણ બન્યું છે. બલવંતરાય ઠાકોરનાં કાવ્યો તે હરિઝીણાં ભટ્ટનાં છે એવી પોતાની જાણકારી જાહેરમાં મૂકવા મુકુન્દભાઈ રાજી નહીં. કોઈને ઉતારી પાડવા જેવું થાય તે એમને ન ગમે. મારી ઐતિહાસિક દૃષ્ટિ એમ કહે કે જે કંઈ જાણકારી હોય તે જાહેરમાં મૂકવી જોઈએ અને એની છાનબીન થાય એવી અપેક્ષા રાખવી જોઈએ. આપણે કહીએ છીએ તેથી લોકોએ માની લેવું જોઈએ કે લોકો માની લેશે એવું થોડું છે ? ઉમાશંકર જોશી જેવાએ પણ મુકુન્દભાઈને આ વાત જાહેરમાં મૂકવા આગ્રહ કર્યો અને મુકુન્દભાઈએ નોંધ લખવી શરૂ કરી, જે એમના અવસાન પછી પ્રગટ થઈ. 'રુચિનો દોર' પુસ્તક પ્રગટ કરવાનું હતું ત્યારે એમાં આ લેખ મૂકવો કે કેમ તે પ્રશ્ન થયેલો. કોઈનો એવો અભિપ્રાય હતો કે હવે આ પ્રકરણને ભૂલી જવું જોઈએ. મુકુન્દભાઈની નોંધ પણ અધૂરી હતી. પણ મારું દૃષ્ટિબિંદુ એવું હતું કે આ વિષયમાં કાનાફૂસી ચાલતી રહે એના કરતાં મુકુન્દભાઈનાં જે કંઈ આધારો અને દલીલસરણી હતાં એ એક વખત જાહેરમાં મુકાઈ જાય એ ઇષ્ટ. એથી, ઓછામાં ઓછું, હકીકતશોધનનો માર્ગ તો ખુલ્લો થાય.

આવી ઐતિહાસિક તથ્યની દૃષ્ટિથી, એક વખત મુકુન્દભાઈનો પરિચય લખવાનો થયો ત્યારે, એમણે એમની કેટલીક કૃતિઓ અગ્નિને હવાલે કરી હતી એ હકીકતનો મેં ઉલ્લેખ કર્યો. મુકુન્દભાઈએ મને પત્રમાં એક-બે વખત આ વાત લખેલી. પત્રમાંની ખાનગી હકીકત પત્રલેખકની સંમતિ વિના જાહેર ન કરી શકાય એ તો હું સમજનારો, પણ આ હકીકત જાહેર થાય એની સામે મુકુન્દભાઈને વાંધો હશે એની મને કલ્પના ન હતી. મુકુન્દભાઈ ઘણા નારાજ થયા. અલબત્ત, એમણે લખ્યું એમની સ્વભાવગત નમ્રતાથી, પોતાનો જ દોષ જોઈને : 'મારા હસ્તલિખિત ગ્રંથોની અંતિમ સંસ્કારવિધિ મેં કર્યો તેની જાણ મેં તમને કરી તે જ મારી પાયાની ભૂલ હતી તેમ સ્પષ્ટ સમજાયું. વ્યવહારુ સમજણના અભાવનાં પરિણામ મેં ઘણાં જોયાં છે.' (તા.૪-૧-૮૦)

મુકુન્દભાઈનો એક પત્ર બોલે છે કે 'જેને એકનિષ્ઠાથી એક ધ્યેય માટે બને તેટલું કરી છૂટવું છે તેને, ટૂંકા જીવનમાં સમયમર્યાદા હોવાથી, સમયનો અભાવ રહે તેમ મને મારા અનુભવે લાગ્યું છે તેથી મેં લખેલું. તમે તેનો જાહેર ઢંઢેરો પીટાવ્યો હોય તોયે મેં તો સાંભળ્યો નથી.' (તા.૨૪-૧૨-૮૨) સ્પષ્ટ છે કે મારો કોઈક વ્યવહાર મુકુન્દભાઈને ગમ્યો નથી. એ શું હતું તે આજે પત્રો પરથી હું બરાબર પકડી શકતો નથી, પણ મુકુન્દભાઈએ એક કામ મને સોંપેલું અને તે ન થઈ શકે તો ફોનથી જણાવવા લખેલું. થઈ શકે તો ફોન કરવાનો ન હતો. મેં કામ થઈ ગયાનો સંદેશો પાડોશી મારફત ફોનથી આપ્યો. એમાં કદાચ મારો એવો કોઈ ઉદ્‌ગાર હોય જેણે મુકુન્દભાઈને આવું લખવા પ્રેર્યા હોય. મારા જેવાને મુકુન્દભાઈનું લાગણીતંત્ર જરા નાજુક લાગે અને એમની સાથે થોડી સાવચેતીથી વ્યવહાર કરવાનું પણ શીખવે.

જાણકારી અને જીવનવિચારનું એક આગવું ભાથું મુકુન્દભાઈ પાસે હતું. એનો લાભ એમના સંપર્કમાં આવનારને મળ્યા વિના ન રહે. મેં પણ એમનાં વિશિષ્ટ જાણકારી અને જીવનવિચારનો લાભ ઉઠાવ્યો છે. કાન્ત વિશેના મારા કામમાં એમણે મને કેટલીક માહિતી પૂરી પાડેલી. કાન્તનાં જીવન-કવન વિશે એમનાં પોતીકાં નિરીક્ષણો પણ હતાં. આ વિષયનાં એમનાં લખાણનો તો મેં લાભ લીધો જ હોય. વિગત યાદ નથી ને આધાર હાથવગો નથી, પણ મને યાદ આવે છે કે મારા એક લેખના આરંભે મેં કોઈનાં ઉદ્ધરણો આપેલાં ને આવે સ્થાને કોનાં ઉદ્ધરણો મૂકી શકાય તે વિશે મુકુન્દભાઈનું પોતાનું એક દૃષ્ટિબિંદુ વિચારવા જેવું લાગેલું.

એક વખતે મુકુન્દભાઈએ મને લખેલું, 'નર્મદાશંકર વિશે વાત કરતાં 'નર્મદ' કરી ટૂંકાવીએ એ ઠીક છે પણ 'નર્મદ પરંપરાથી અસ્પૃષ્ટ નથી કહી શકતો' એમ લખી ત્રીજો પુરુષ એકવચનથી કેમ રજૂઆત કરીએ ? 'નર્મદાશંકર' અને 'શકતા' લખવાથી આપણને જે આદર છે તે સ્પષ્ટ થાય. વચગાળામાં પંડિતમાનિનઃ વિવેચકોએ 'નર્મદ-દલપત' એમ શબ્દો ભલે યોજ્યા. એમને એ મુબારક. આપણે આપણા સ્વભાવે વાણી ઉચ્ચારીએ.' (તા.૨૩-૭-૭૭)

આજે હું માનાર્થે બહુવચનનો પ્રયોગ કરતો થયો છું, નર્મદ જેવા અર્વાચીન

લેખકો પરત્વે જ નહીં, અખાભગત, પ્રેમાનંદ જેવા પ્રાચીન કવિઓ તેમ પ્લેટો, એરિસ્ટોટલ જેવી વિદેશી વ્યક્તિઓ પરત્વે પણ, તેના મૂળમાં મુકુન્દભાઈનું આ સૂચન હોવાનો સંભવ છે. 'ગુજરાત સાહિત્યકોશ'ના મધ્યકાલીન વિભાગના કામ વખતે પણ એમને પ્રશ્ન થયેલો – યશોવિજય વગેરે જૈન કવિઓ વિશે આપણે માનાર્થે બહુવચનમાં લખીએ અને અખો, પ્રેમાનંદ વગેરેનો આપણે એકવચનમાં ઉલ્લેખ કરીએ એવું શા માટે ? અમે બધા જ મધ્યકાલીન કવિઓનો બહુવચનમાં ઉલ્લેખ કરવાનું નક્કી કર્યું – 'અખો' નહીં પણ 'અખા-ભગત'. વસ્તુતઃ ત્રીજા પુરુષમાં માનાર્થે બહુવચનનો પ્રયોગ એ ગુજરાતી ભાષાનો એક સંસ્કાર છે, એની માન્ય રૂઢિ છે. એકવચનનો પ્રયોગ એ અંગ્રેજી ભાષાની રૂઢિ છે. એના પ્રભાવમાં આવ્યા વગર આપણે સર્વત્ર સુસંગત રીતે આપણી રૂઢિને વળગી રહેવું એ જ યોગ્ય.

મારા પરના પત્રો જોતાં મુકુન્દભાઈનાં વ્યક્તિત્વ અને વિચાર વિશે કેટલાક મુદ્દાઓ ઊભરે છે, પણ એ જુદા લેખનો વિષય કહેવાય અને એમાં બીજાં સાધનોને પણ ઉપયોગમાં લઈ શકાય. એટલે એમાં ન જતાં, ઠીકઠીક લંબાયેલા આ લેખને અમારા બંનેના વ્યક્તિગત સંબંધ પૂરતો મર્યાદિત રાખી, છેલ્લી એક વાત લખી એની પૂર્ણાહુતિ કરું.

એક પત્રમાં મેં કંઈક કાલુંઘેલું ચીતરેલું – અમારા વિચારભેદ, રુચિભેદ, જીવનદૃષ્ટિભેદ વિશે હશે. મુકુન્દભાઈએ આ સ્થિતિનો સ્વીકાર કરતાં મને લખ્યું, 'તમે જે દૃષ્ટિથી ખુલાસા કર્યા તે પાછળ તમારું અંતઃકરણ જોઈ રાજી થયો. સાહિત્યની દુનિયાના માણસો તરીકે આપણે નિકટ આવ્યા નથી એ તમારી વાત ખરી છે... જીવન સમજવા, જીવવાના એક સાધન તરીકે મને સાહિત્યમાં રસ, ઉપયોગ કરવા પૂરતો... મને તમારામાં રસ એટલા માટે છે કે તમે તત્ત્વને, વિષયને, પરિસ્થિતિને, વ્યક્તિને સમજવામાં રસ ધરાવો છો. એ વલણ ઘણા ઓછા માણસોમાં આજે જોવા મળે છે. કોઈ બે માણસનાં વિચાર અને રુચિ સમાન હોય તેમ મને ખબર નથી. અંતર ભલે રહ્યું. માનવતાની ભૂમિકા નિશ્ચળપણે જળવાઈ રહે તો બધું જ હિતકર છે. સાહિત્યેતર અને સાહિત્યથી ઊંચી ભૂમિકા પર હું છું એવો વહેમ મને નથી ને તમારે ન રાખવો. સમષ્ટિગત ચૈતન્યનો અખંડ નિર્ભેળ આનંદ પામવાના

પ્રયત્ન કરવા સિવાય બીજી કોઈ દૃષ્ટિ કે પ્રવૃત્તિ મારી નથી, એટલું જ.' (તા.૧૨-૧-૮૧)

હું પોતે સાહિત્યની કરતાં જીવનની ભૂમિકાને વધુ મૂલ્યવંતી માનનારો છું, ભલે મારી પોતાની પ્રવૃત્તિ સાહિત્યક્ષેત્રે પૂરતી મર્યાદિત રહી. મુકુન્દભાઈ જીવનસાધક હતા. એ જીવનની એક ઉચ્ચ ભૂમિકાએ હતા એમાં પણ મને શંકા નથી. પણ એમના એ સાધક જીવન વિશે કંઈ કહેવાનો મારો અધિકાર નથી. માનવતાની સમાન ભૂમિકા અને તળનો મનોમેળ તથા પરસ્પર અસાધારણ સ્નેહાદર છતાં આંતર-બાહ્ય ઘણાં કારણોથી મુકુન્દભાઈની ને મારી દૃષ્ટિ અમારી દુનિયા વચ્ચેનું અંતર મિટાવી ન શકાય એવું હતું. મુકુન્દભાઈએ એક વખત મને.લખેલું, 'નિકટ અવાય એમ ઇચ્છું, પણ એ ઇચ્છામાં યે હવે બળ નથી.' (તા.૧૩-૩-૮૩) આમાં સંભળાતો કંઈક નિરાશાનો ધ્વનિ મારો પણ છે – અમે અમને તૃપ્તિ થાય એટલા નિકટ આવી શક્યા નહીં.

ભલે એમ હોય. જેટલા નિકટ આવી શકાયું, જે મનોમેળ અનુભવી શકાયો ને એકબીજાનાં સ્નેહસૌહાર્દની જે સુગંધ વિસ્તરી રહી એ જ એક રમણીય અને સ્મરણીય સંપ્રાપ્તિ છે.

૨૧ જૂન ૨૦૦૦

ક્ષણિકા /રતિલાલ 'અનિલ'

દર્પણને માટે છૂટે અંબોડો, ને માણસને માટે બંધાય.
સરયૂને રામે રોકી તે કેમ સરીને આગળ જાય.
અંગૂઠો આપીને અંગૂઠી રાખ્યો, ફરી ફરી દેવાને.
ડાળ વગરનું પંખી પેલું સૂતું છે ફૂટપાથે.
મળે મંચનાં અજવાળાં તો પડછાયાઓ નાચે.
'નામું' કરું છું 'સર'નું હું, તે શું સરનામું મારું !
એન્ટેના પર બેઠો છે કાગડો, કા-કા કરે.
વસતીપત્રકમાં શોધું છું શમણાના સાથીને.
'લાંઠ' સમી કંઈ ગાંઠ પડી છે ખળભળતી વસતીમાં.
માખણિયા ગીતનો લોંદો મમળાવવા જીભેય અમરેલવી જોઈએ.
કતરાતું બોલી કાતરિયો હૈયું કાપે.
અડવાણા પગલે પગલે છે દુકાન શૂઝની.
લક્કડિયો યુગ તો ચાખડીએ ચાલે, ચાડિયો યુગ તો ચાલે ચંપલે.
સિંદુરિયા ને હળદરિયાનું સખ્ય વને કે વસતીમાં ?
શાંતિ ને ક્રાન્તિ જુએ છે ચણોઠડીની ખુલ્લી આંખો.
શાહમૃગોની ચાંચ ખૂંપી છે અખબારી રેતીમાં.
બાજોઠે બેઠી ચોખાની ઢગલી ને ખુરશીએ બેઠો આરામ.
તડકામાં બેઠું છે વાદળું, એને કાળુંડું રીંછ કેમ કહીએ ?

## સાભાર સ્વીકાર

### ગુજરાતી સાહિત્ય પરિષદનાં પ્રકાશનો

*ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન આશ્રમમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૯ના નવાં પ્રકાશનો મળ્યાં છે.*

કળા, સાહિત્ય અને વિવેચન : વિવેચન નિબંધસંગ્રહ : પ્રમોદકુમાર પટેલ, મૂલ્ય રૂા.૧૨૦/-
ગુજરાતી નવલિકાચયન : ૧૯૯૭ : સંપાદક રવીન્દ્ર પારેખ, મૂલ્ય રૂા.૧૧૨/-
ગુજરાતી કવિતાચયન : ૧૯૯૭ : સં.હેમન્ત દેસાઈ, મૂલ્ય રૂા.૭૦/-
કાંઠાનું જળ : વાર્તાસંગ્રહ : જિતેન્દ્ર પટેલ, મૂલ્ય રૂા.૯૫/-
અલ્પના : કાવ્યસંગ્રહ : દક્ષા વ્યાસ, મૂલ્ય રૂા.૫૦/-
વ્યથાનો અવાજ : વાર્તાસંગ્રહ : ડૉ.નીલા શાહ, મૂલ્ય રૂા.૪૦/-
ઉન્મેષ : વાર્તાસંગ્રહ : જિતેન્દ્ર પટેલ, મૂલ્ય રૂા.૯૫/-

### અન્ય પ્રકાશનો

ગઝલ-વિલોકના : અવલોકનો : ડૉ.રશીદ મીર, પ્ર. પોતે ૧૫૫, સબીના પાર્ક, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૯, મૂલ્ય રૂા.૭૫/-
બંધારણીય સુધારાનાં સૂચનો : નાનુભાઈ નાયક, પ્રકા. સાહિત્ય સંકુલ, ચૌટા બજાર, સૂરત-૩૯૫ ૦૦૩, અમૂલ્ય
ઊર્મિનાં શિલ્પ : ગઝલસંગ્રહ : 'રાઝ' નવસારવી, પ્રકા. નાઝ પબ્લિકેશન, ૨૧૨૬૨૬, ચાર પુલ રોડ, પો.નવસારી-૩૯૬ ૪૪૫, મૂલ્ય રૂા.૪૦/-

# સમાચાર

- યુરોપીયન સંઘ નવા વર્ષની શરૂઆતમાં રાષ્ટ્રવ્યાપી પ્રાથમિક શિક્ષણ માટે ૮૦૦ કરોડ રૂપિયાની મદદ કરશે.
- રામમંદિરની તરફદારી કરવાને કારણે બાજપેયી સરકારની ભારે ટીકા થઈ રહી છે.
- ગુજરાતમાં દુષ્કાળની પરિસ્થિતિને પહોંચી વળવાને માટે રૂપિયા ૧૦૦૦ કરોડની માંગણી રાજ્યસરકારે કેન્દ્રસરકાર સમક્ષ કરી છે.
- ટપાલખાતાના કર્મચારીઓની હડતાલને કારણે ટપાલસેવા ખોરવાઈ ગઈ છે.
- રાષ્ટ્રીય ધોરી માર્ગો માટે સરકાર ૫૦૦ કરોડ રૂપિયા ઊભા કરશે.
- શાળાઓમાં શૈક્ષણિક જગ્યાઓ ભરવા માટે મંજૂરી મળતા શાળાઓ બંધનો કાર્યક્રમ મોકુફ રહ્યો છે.
- અઝહર અને જાડેજાને જાહેર કરવામાં આવેલી સજાથી લોકોમાં ભારે અસંતોષ.